॥ ॐ श्रीं ऐं ह्रीं क्लीं ॥

ॐ श्री श्रीमहाज्योतिः पुरुषसिंहाय नमः ॥

# શ્રીમહાજ્યોતિઃ

प्रकाश ३.] पोष, कृष्ण १४ संवत १९७५. शके १८३९. सन १९१९. [किरण ३

## साचा हिंदु संताननो संकल्प.

( સદા સંસારમાં સુખદુઃખ સરખા માની લઇએ એ લય. )

સુણો સંકલ્પ મ્હારો જે, સનાતન ધર્મ માટે.
સદા સાચો થનારો તે—અમારા ધર્મ માટે, (ધ્રુ૦)
અનંત કોટિ પુણ્યનું, ફળ હિંદુ અવતાર;
ધર્મક્ષેત્ર ભારત ધરા, ભાગ્ય તણો નહિ પાર !
થયો અવતાર મ્હેતો છે, સનાતન ધર્મ માટે,
સકળ સંસાર આ તો છે, અમારા ધર્મ માટે. સુણો૦ ૧
"હુવા ! હુવા !!" કરીને રડયો, હર્ષ હૃદય ઉભરાય;
हुवा कार्य मम सिद्ध यह, જન્મ સમય અભિપ્રાય.
કર્યું પયપાન જનનિ કેરૂં, સનાતન ધર્મ માટે;
જમ્યો પકવાન ત્યાકેરૂં, અમારા ધર્મ માટે. સુણો૦ ૨
બાળક બની આળોટિયો, ભરતભૂમિ ઉત્સંગ;
હિંદુ સનાતન ધર્મનો, રગ રગ ભરિયો રંગ.
શિશુપણમાં કર્યા જે ખેલ, તે પણ ધર્મ માટે,
ભણી ગણીને થયા કાબેલ, તે મમ ધર્મ માટે. સુણો૦ ૩
માત તાત મ્હેતા તણો, આપો જે કાંઇ માર;
હિંદુ સનાતન ધર્મને, અર્થે અનેક પ્રકાર.
બન્યો હું બ્રહ્મચારી તે, સનાતન ધર્મ માટે.
સુવિદ્યા સર્વ ધારી તે, અમારા ધર્મ માટે. સુણો૦ ૪

બનિ ગૃહસ્થ સ્ત્રી પુત્રનો, શિરે ઉઠાવું ભાર;
સ્વધર્મ અર્થે સહન કરૂં, ઉપાધિના અંબાર.
સુણું કથું શાસ્ત્ર તે સઉ છે, સનાતન ધર્મ માટે,
પકડું શસ્ત્રાસ્ત્ર તે સઉ છે, અમારા ધર્મ માટે સુણો૦ ૫
ગોરક્ષણ ખેતી વણજ, શિલ્પ અને સેવાય;
હિંદુ સનાતન ધર્મને-અર્થ ધર્યો હેવાય,
તરિશ તારીશ તોપણ હું, સનાતન ધર્મ માટે,
મરિશ મારીશ તોપણ હું, અમારા ધર્મ માટે સુણો૦ ૬
હિંદુ સનાતન ધર્મને કાજ ભજું ભગવાન,
ધર્મશિરે સંકટ પડયે, પકડું તીર કમાન
બનુ નિસંગ હું તોયે, સનાતન ધર્મ માટે,
જગાવુ જગ હું તોયે, અમારા ધર્મ માટે સુણો૦ ૭
હિંદુ ધર્મ કાજે સહી-સંકટ કરૂં ઉપકાર;
ધર્મકાજ આદરિ મરણ, કર પકડું તલવાર,
ભજું કરતાર તો પણ તે, સનાતન ધર્મ માટે,
કરૂં સંહાર તો પણ તે, અમારા ધર્મ માટે. સુણો૦ ૮
નિર્ભય ને નિઃશંક થઇ, ઝુઝુ ધર્મને કાજ;
ધર્મ કાજ વિષયો તજી, વસુ જઈ વનવાસ,
ગ્રહુ સંન્યાસ તો પણ તે, સનાતન ધર્મ માટે,
તજું સઉ આશ તો પણ તે, સનાતન ધર્મ માટે સુણો૦ ૯
સ્પૃશ્યાસ્પૃશ્ય અને વળી, ભક્ષ્યાભક્ષ્ય વિવેક;
સ્વવર્ણ ને સ્વજ્ઞાતિમા, પાણિગ્રહણનો ટેક,
પાધાં એ બંધનો પાળુ, સનાતન ધર્મ માટે,
સંકળ હું લાલચો બાળુ, અમારા ધર્મ માટે સુણો૦ ૧૦
હિન્દુ ધર્મ અર્થે સજુ, સ્વરાજ્ય કે સામ્રાજ્ય;
હિન્દુ ધર્મ અર્થે તજુ, ત્રિલોક કેરો તાજ,
સનાતન ધર્મ કરતાં કાંઇ મોટું હું ન દેખુ,
સનાતન ધર્મ આગળ હું સકળ જગ તુચ્છ લેખું. સુણો૦ ૧૧
હિન્દુ સનાતન ધર્મ તે, પિતા હમારો એક;
ભરતભૂમિ જનની સતી, કેમ તજું કુલ ટેક,
અસ્થા ઓ સંઘવી ! કર ગાન, સનાતન ધર્મ માટે,
હું તો છું હિંદનું સતાન, સદા આ શીર સાટે.

સંઘવી.

---

## तथ्यलेख तडिल्लता

પેરલ બિલની સામે આખા ભારત વર્ષમાં હિંદુ મહાપ્રજાએ સખ્ત અણગમો દર્શાવવાને એવી તો જાગૃતિ બતાવી આપી છે કે હિંદુ મહા પ્રજાના અતિ સાત્વિક સ્વભાવ વિષે વિચાર કરતાં દરેક પ્રેક્ષકને એથી એમ તો ખુલ્લે ખુલ્લું સમજાઇ જવું જોઇએ કે પેરલબિલ તે મહાપ્રજાના ધર્મ ઉપર અને હયાતિ ઉપર મર્મચ્છેદી પ્રહાર કરવાના વલણવાળુંજ છે, એ બિલની સામે પ્રતિષેધ કરનારી સંખ્યાબંધ સભાઓ આખા દેશમાં જ્યાં જ્યાં થઇ છે ત્યાં ત્યાં એવા તો સ્પષ્ટ શબ્દોમાં તે પ્રતિષેધ દર્શાવવામાં આવ્યો છે કે હિંદુ મહાપ્રજાના તે બિલ સામેના વિરોધ વિષે એક તલમાત્ર પણ શંકા રહેતી નથી.

* * * * *

તેમ છતાં નામના સુધારકો કે જેઓ વસ્તુતઃ બગાડકોજ છે તેઓની સંખ્યા આટામાં લુણ કરતાં પણ ઓછી છે. તેમણે મહાપ્રજાની સાત્વિક સભ્યતા ભરેલી પરમત સહિષ્ણુતાનો ખોટો લાભ લેઇ નફટપણાંમાંજ માત્ર પ્રગતિ કરેલી હોવાથી સૈકડો અને હજારો માણસની મળેલી પ્રતિષેધ–સભાઓમાં નપુંસકતા અને નફટાઇ ભરેલી ધાંધલો કરી તે પ્રતિષેધ સાર્વત્રિક નથી એમ બતાવવાને હાસ્ય પાત્ર પ્રયત્નો કરવામાં બાકી રાખ્યું નથી.

* * * * *

તો પણ બે આંખ્યો ઉઘાડી રાખી જોનારને તો સર્વને સ્પષ્ટ રીત્યે એ વાર્તા દૃષ્ટિગોચર થઇ ગઇ છે કે—હિંદુ મહાપ્રજાને પેરલબિલથી પૂરેપૂરી દૂભણુ થઇ છે, અને તે દૂભણ એટલી તીવ્ર છે. કે જો મુસલમાન જેવી કોમમાં એવી દૂભણ થઇ હોય તો તેના પરિણામ પ્રકટ રીત્યે ઘણીજ ભયંકર ખુનખ્વારીવાળા આવત; અને હિંદની સ્નેહશાન્તિવાળી સ્થિતિના એક સાચા ચાહક તરીકે નામદાર સરકારને અમે વફાદારી ભરેલી સૂચના કરવી હિતકર સમજીએ છીએ કે હિંદુ મહાપ્રજાની લાગણીની આથી વધારે પરીક્ષા કરવી એ કોલગ્યાસથી ભરાઇ ગયેલી કોલસાની ખાણમાં પુલ્લો દીવો અથવા અગારો લેઇને પેસવા જેવું છે. વાણી વડે દર્શાવાતો પ્રતિષેધ હિંદુ જનસ્વભાવ પ્રમાણે પૂરતી રીત્યે દર્શાવાઇ ગયો છે. હિંદુ મહાપ્રજાની દૂભણુની પરીક્ષા આથી વધારે કરવાનો અખ્તરો તત્કાળ બંધજ કરવાની વિનંતી અમે એક વફાદાર પ્રજાજન તરીકે કરીએ છીએ.

* * * * *

નોકરશાહી ભરેલાં ભાવણોએ કુપાત્ર બગાડકો (રિફોર્મરો) ને હલકી ને હવાલદારે બોલાવી હોય તેવા બદમાસી સ્વભાવની ટોચે ચઢાવેલા છે. તેઓ પોતાને બ્રિટીશ ભાવનાના પેટના અને માનીતા સંતાનો તરીકે ( The children of European thought or civilization) માની હિંદુ મહાપ્રજા આગળ છાતી કાઢવા લાગ્યાં છે. કુધારકોની આ બદમાસીના બારોબાર તેમાં બેવકુફી પણ ભળેલી છે; અને તેથી અમારે તે બગાડકોને પણ હિતસ્વી તરીકે સલાહ આપવી પડે છે કે તેઓ જો બ્રિટીશ ભાવનાનાં સાચા સંતાન હોય તો તેઓએ એકદમ ખ્રીસ્તી ધર્મ અખ્તીઆર કરવો અથવા બ્રહ્મોસમાજી બની જવું. એટલો સંખ્યાલોભ હિંદુ મહાપ્રજા ઘણી ખુશીની સાથે આપવા તૈયાર છે, પણ હિંદુ મહાપ્રજાની અંદર રહી એ મહાપ્રજાના ધર્મમય સમાજ બંધન શિથિલ થવાની સામગ્રી સીધી કે આડકતરી રીત્યે રચવાની ચેષ્ટા તમે કરશો તો તે હિંદુ મહાપ્રજા હવે વધારે

કરોડો માણસ દુષ્કાળ અને પ્લેગમાં હિંદુ મહાપ્રજામાંથી મરણ ને શરણ થઇ ગયાં, લાખો અને કરોડો ઇસ્લામ ધર્મમાં અથવા ખ્રીસ્તી ધર્મમાં ગયાં, પણ તે માટે હિંદુ મહાપ્રજાએ એક આંસુ સરખું પણ વહેવરાવ્યું નથી. કેમકે હિંદુ મહાપ્રજાએ સભ્યાબળની શીખી નથી, પણ તપોમય આગ્રહબળની શીખી નથી તેથીજ હિંદુસ્તાનમાં સતીઓની છતરડીઓ અને શરાઓના પાળીઆ દરેક ગામડામાં પણ નજરે પડે છે, એટલું નહિ પણ હજુ લગીએ એવી સતીઓ અને શરાઓ અમારી માતૃભૂમિની પવિત્ર કુખે પાકે છે. રાજા અને પ્રજાની શાન્તિની ખાતર એક રાજભક્ત અને પ્રજામિત્ર તરીકે અમારી ફરજ બજાવીને અમે હાથ ઉંચો કરીને પુકારીને કહીએ છીએ કે-જ્યા શાન્ત હિંદુજીવન ધર્મસંકટથી જાગ્રત થાય છે, ત્યારે ખેરનું અને ગયણનું કાષ્ટ સળગતાં વાર લાગે છે પણ સળગ્યા પછી તે હોલાતું નથી, તેના જેવું છે. આ અમારો અનુભવ આ બારીક પ્રસંગે અમે જો ન જણાવીએ તો અમે અમારી રાજા પ્રજા પ્રત્યેની ફરજ બજાવવામાં કસૂરવાન થઇએ-તેથીજ આટલો ભાર દેઇને અમે આ બાબત જણાવીએ છીએ.

* * * * *

હિંદુ મહાપ્રજામાં લખતાં વાંચતાં શીખેલા મનુષ્યો ઘણાં થોડાં છે તેમાં પણ ભાષણો કરવાને શીખેલા માણસો તો તેથી પણ થોડાં છે. આ હિસાબે જોતાં સભાઓ ભરી ઠરાવો કરી ભાષણો કરી, અને નામદાર સરકારને અરજીઓ મોકલી પટેલબિલનો વિરોધ કરવાનો વિધિ તો કોઇ પ્રકારે અધુરો રહ્યો હોય એમ અમો અમારા હિંદુ તરીકેના અનુભવ પ્રમાણે તો માની શકતા નથી. વિદેશીઓ, વિધર્મીઓ અને વિદેશીભાવને તથા વિધર્મીભાવને પામેલા દેશીઓ આ વાતને સમજવાને તે સ્વાભાવિક રીતેજ બિલકુલ નાલાયક થઇ ગયેલા છે-એ વાત ઉપર નામદાર સરકારનું ધ્યાન અમો વફાદાર આગ્રહપૂર્વક ખેંચવા માગીએ છીએ. કેમકે નામદાર સરકારને નોકરો અથવા સલાહકારોને આધારે અમલ કરવાનો હોય છે. તેઓની સલાહ આ પ્રસંગે બિલકુલ નકામી છે એટલુંજ નહિ પણ તેઓની સલાહપર આ પ્રસંગે નવ્વાણુ ટકાનું જોખમ છે. આ અમારી વફાદારી ભરેલી ચેતવણી છે. કાંઇ નહિ તો નામદાર સરકાર આ પ્રસંગે ભૂલ ખાશે તો હિંદુજનસમુદાય જેવી મોટી પ્રજાના અંતઃકરણથી તો હમેશને માટે અળગી થઇ જશે એ અમે એક પેગંબરી પેગામના જોશપૂર્વક જણાવીએ છીએ.

* * * * * *

નામદાર સરકારને અને પટેલબિલના રડયા ખડયા પક્ષપાતીઓને તથા રિફોર્મર નામધારી હિંદુ મિત્રોને હૃદય ને દૃષ્ટિને સ્થિર રાખી વિચારવાને અને જોવાને વિનંતી કરીએ છીએ —જુઓ, લખાણના સામું લખાણ, ભાષણના સામું ભાષણ, અરજીના સામી અરજીએ એમ શું પટેલબિલનો પ્રતિષેધ કેળવણી (લેખનવાંચનકળા) ના પ્રમાણના પ્રમાણમાં નથી થયો શું? પદવીધારીઓના સામે પદવીધારીઓ, ગ્રેજ્યુએટોના સામે ગ્રેજ્યુએટો, લેખકો અને ગ્રંથકારો તથા વક્તાઓની સામે વક્તાઓ અને આખરે ઓનરેબલોની સામે ઓનરેબલો એ પ્રમાણે પટેલના બિલ સામે વિરોધ દર્શાવવામાં નથી આવ્યો શું? જે પ્રમાણમાં હિંદુ મહાપ્રજામાં ભણેલાની સંખ્યા છે તે પ્રમાણમાં અને તે મહાપ્રજાના સાત્વિક સ્વભાવના પ્રમાણમાં જે પ્રતિષેધ પટેલબિલ સામે વાણીથી કરવામાં આવ્યો છે, તે પટેલ બિલને ફેંકી દેવાને માટે પૂરતો છે.

* * * * * *

આ પ્રમાણે પ્રકટ થયેલો પ્રતિષેધ તો જાણે ઘણીજ મોટી-અરે અતિશય મોટી સંખ્યામાં છે. આ વાત તો એક ન્યારીજ છે. પણ જ્યાં લગી એક પણ હિંદુ એવો હશે

કે જે પોતાની વારસા પદ્ધતિ, લગ્ન પદ્ધતિ, અને ધર્મ પદ્ધતિ બદલવાને ખુશી નહિ હોય ત્યાં લગી તે સંબંધી તેના જન્મસિદ્ધ કાયદો બદલવાનો હક ખરી રીતે જોતાં કોઇપણ રાજ્ય કર્તાને નથી.—આ કુદરતી અને ઈશ્વરી સિદ્ધાન્ત છે. પછી જુલમ ગુજારવો હોય તો તે એક નિરાળી વાત છે. કેમકે જુલમનો પ્રતાપ અને જુલમના પરિણામ પણ એક વિલક્ષણ પ્રકારનાજ હોય છે.

* * * * *

ઓનં૦ પટેલને ઓનરબલ બનવાના માર્ગમાં ઘણી મહત્વની મદદ કરનાર અને તેમને કાઉન્સીલમાં દાખલ થવામાં મત મેળવી આપી તેમનો માર્ગ બાંધનાર રાવબહાદુર નારાયણ ભાઇ લલ્લુભાઇએ અમદાવાદની પટેલ બિલના પ્રતિષેધની સભા બોલવવામાં ભાગ લેઇને તથા રા. રા. નર્મદાશંકર દેવશંકર મ્હેતા બી. એ. એમણે મુંબાઇમાં ભરાયલી પ્રતિષેધની સભામાં સ્પષ્ટ શબ્દોમાં ઠરાવ રજુ કરતાં 'પ્રતિષેધનું' સવિસ્તર ભાષણ કરીને ઓન૦ મી૦ પટેલના આ ખરડા રૂપી ખાના ખરાબીવાળા જાહેર કૃત્યને પ્રબલ દલીલો સાથે ધિક્કારી કાઢયું હતું. જેટલા કેળવાયલા માણસો હિંદુ મહા પ્રજામાં બગાડકો સિવાયના છે, તે સર્વે એકે અવાજે એમ કહે છે કે હિંદુ મહાપ્રજાએ જે વિશ્વાસથી મી૦ પટેલને કાઉન્સીલમાં મોકલવાને મત આપ્યા હતા અથવા અપાવ્યા હતા, તે વિશ્વાસનો ઓનરબલ પટેલે બેદરકાર રીતે આ બિલ આણીને ઘાત કર્યો છે.

* * * * *

બ્રહ્મો સમાજી કવિરવીન્દ્રનાથ ટાગોર પણ ( જો કે તે પટેલબિલના વિચારોના લાભમાં છે તોપણ)—કહે છે કે: " પણ આવા સુધારા માટે પ્રજાને રાજ્યના કાયદામાં જકડવી એ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી. રિફોર્મરોની માંહેના એક નહિપણ અનેક આવા મતના છે. વળી કેટલાક રિફોર્મરો એમ પણ કહનાર છે કે હજુ આવો કાયદો કરવાને યોગ્ય સમય આવ્યો નથી. સુધારકો કહેવરાવનારાઓમાં પટેલબિલના આ પ્રમાણે આંશિક વિરોધીઓ તો છેજ. આથી વધારે મોટા પ્રતિષેધ પટેલ બિલની સામે બીજો કયો હોઇ શકે ?..

* * * * *

વિશેષમાં એ, પણ પ્રત્યક્ષ છે કે હિંદુ મહાપ્રજાને આ પટેલ બિલથી ક્રોધ પણ ચઢેલો છે. પુના વગેરે સ્થળોમાં વટલેલ પથીઓની મિટિંગો વિરૂદ્ધ ધપ્પા ધપ્પી, કાકરા ચાલી, જુતાંની વૃષ્ટિ વગેરે ચેષ્ટા શું સૂચવે છે.? પ્રોટેસ્ટ મીટીંગોમાં કોઇ રડયો ખડયો દુરાગ્રહી પ્રતિષેધકોની વિરૂદ્ધ કાંઇ બોલવા જાય છે ત્યારે તેની કેવી દશા થાય છે ? આ બધું શું સૂચવે છે એજ કે લેખન વાંચન અને ભાષણદ્વારા પટેલ બિલનોપ્રતિષેધ ભણતરના પ્રસારના પ્રમાણમાં થઇ ગયો છે. અને અભણ હિંદુ મહાપ્રજા પોતાનો નિત્યનો વ્યવહાર અને આચાર પાળીને પટેલ બિલનો મૌનપૂર્વક પણ તિરસ્કારજ કરે છે. હિંદુ લાગણીની આથી વધારે સાબિતિની અપેક્ષા રાખવી એ હિંદુ મહાપ્રજાને મારામારી અને ખુનરેજીમાં ઉતરવાને આ મંત્રણ મા ચેલેન્જ આપવા બરોબર છે. અને એથી હિંદુ મહાપ્રજા यथा वाणी तथा पाणि અર્થાત જેસી બાત તેસે હોય બતાવવાને દોરાઇ જાય તો તેમાં જનસ્વભાવથી જાણીતા રાજનીતિજ્ઞો હિન્દુજનસમાજનો દોષ ગણશે નહિ, અને ઉપજેલી અશાન્તિ માટે હિંદુ લાગણીની દુભણની હદ ઉપરાંત વધારે સાબીતિ માગનારનોજ દોષ ગણાશે. નામદાર સરકારને આ બાબત લક્ષમાં રાખવા અમારી વફાદારીજ અમને અંતઃ પ્રેરણના પરોણા ધોચી વિનતી કરવા ફરજ પાડે છે.

તેનાં કારણો નીચે પ્રમાણે છે.—દરેક પ્રજાનુ જીવન અથવા હયાતિ તે તેના પૃથક્ પ્રજાત્વ ઉપરજ આધાર રાખે છે. હિંદુ પ્રજાનુ એ પૃથક્ પ્રજાત્વ તે તેના ધર્મમય આચાર વિચારથી ઓતપ્રોત છે ધર્મ તેનો આત્મા અને આચાર તેનો પ્રાણ છે. હિંદુ પ્રજાના ધર્મ અને આચાર ઉપર હાથ નાખવો તે તેની હયાતી ઉપર હાથ નાખવા બરોબર છે. પોતાની હયાતી ઉપર સીધી કે આડકતરી રીતે હાથ નાંખવામાં આવે છે, ત્યારે તે વાત અજ્ઞાનમા અજ્ઞાન પ્રજાપણ કળી જાય છે. પછી શો પરિણામ થાય છે તે કહેવું પડે તેમ નથી

* * * * *

આવી મરણીયાપણાંની કિનારી ઉપર હિંદુ મહાપ્રજાને હાંકી લેઇ જવા જેવું હિંદુ મહા પ્રજાએ કાંઇપણ કર્યું નથી. છતા મનુષ્ય જાતિના સ્વાર્થનાં પાપીનો કાંઇ પત્તો લાગતો નથી, તેથી જેને "નોકરશાહી નોકરશાહી" કહીને "નાયકશાહી" ના નટવાઓ વગોવે છે, તે નોકરશાહીનો કોઇ પાપી સખ્સ હિંદુ મહાપ્રજાને પ્રાણ સાહસમા ઉતારવાનો પ્રયોગ કરવામા આ મૂર્ખ "નાયકશાહી"નો લાભ ન લે તે માટે સાવધ રહેવા અમો નામ દાર બ્રિટિશ રાજ્યને અને બ્રિટિશ રાજ્યના નિમકહલાલ ન્યાયબુદ્ધિવાળા સુકાનીઓ અને નોકરોને વિનતી કર્યા વિના રહી શકતા નથી.

* * * * *

મૂર્ખ "નાયકશાહી"એ તેમના વટલેલ સપ્રદાયનો પ્રસાર કરવાને સ્વરાજ્યના દેવ મંદિરના મુખીયાજીની જગો સ્વીકારી છે. વાતો કરી રીઝવવા અને લાતો મારી ખીજવવાનો ઇલમ એ નાયકશાહીના મેમ્બરો શીખેલા છે—તે વાત હવે હિંદુમહાપ્રજાથી અજાણી નથી. જે ધોરણે નોકરશાહીને નાયકમન્યો પ્રજાના નોકર તરીકે રીતસર વર્તવાને ફરજ પાડવા યત્ન કરે છે, તે ધોરણસર નાયકંમન્યો પણ પ્રજાના નોકરો છે કોઇ ધણી નથી, એ સિદ્ધાન્તનો અમલ હિંદુ મહાપ્રજા કરવા માગે છે

* * * * *

લોકનાયકોનું કામ હિંદી પ્રજા સમગ્રના રાજદ્વારી હકોનું રક્ષણ અને શિક્ષણ કરવાનુ છે. તે કામ તે કામ ખાતરજ કરવાનુ છે. તે કામ કરવાથી જે મોભો અથવા પ્રતિષ્ઠા સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે તેનો ખોટો ઉપયોગ કરીને અમુક પંથનો કે પાખંડનો અથવા બગાડ (કહેવાતા સુધારા)નો પ્રસાર કરવા માટે કરવાનો નથી. જો એવો ખોટો ઉપયોગ કરવામા આવે તો તે ગુન્હો સરકારી નોકરે કરેલા હાય અથવા સત્તાના દોરથી પોતાનો ખાનગી સ્વાર્થ સાધી લીધાના ગુન્હા જેટલોજ શિક્ષાપાત્ર છે. અને એવો દુરુપયોગ કરવાથી જે નુકશાન બીજાના ધર્મ અથવા સ્વાર્થને પહોચે તેને માટે જે વ્યક્તિ કે જનસમુદાયને નુકશાન થયું હોય તે વ્યક્તિ કે જનસમુદાય તેનો દુરુપયોગ કરનાર નાયકંમન્યોને પકડ ધકકે લે તો તેમાં તે નાયકંમન્યોનો મુંજાવરો કે ગુરગાંઓનુ કાંઇપણ ચાલેજ નહિ—એ ખરો ન્યાયનો માર્ગ છે

---

# आते स्त्री केळवणी के कलि कालनुं कौतुक ?

પરિણામનો વિચાર કર્યા વિના આદરવામાં આવેલી પ્રવૃત્તિ કદિ ફલદાયકારી નીવડતી નથીજ. તેનાથી તો ઉલટું, 'विनायकं प्रकुर्वाणो रचयामास वानरम्' અર્થાત્ વાંદરૂં કાઢવો જતાં ઉંટ પેસવા જેવુંજ થાય છે. તેટલા માટેજ કહ્યું છે કે 'विवेक भ्रष्टानां भवति विनिपातः शतमुखः ।' વિવેક બુદ્ધિને તિલાંજલી આપનારા, અક્કલના દુશ્મનોનો અવશ્ય કોઇને કોઇ પણ પ્રકારે પરાભવજ થવાનો. આ ક્રૂર સત્ય, નિઃસંદેહ હાલની સ્ત્રી કેળવણીના વિષયમાં કેર વર્તાવી રહ્યું છે. અમે સ્ત્રી કેળવણીના વિરોધી નથી. તેમજ કોઇ પણ સંસ્થા પ્રત્યે નિષ્કારણ વૈરભાવ ધરાવવાનું પણ અમે પસંદ કરતા નથી. એ વાતનો અંત્રે સ્પષ્ટતાથી અમે ઉલ્લેખ કરવા માંગીએ છીએ. સ્ત્રી શિક્ષણનું હીમાયતી કોણ ના હોઇ શકે ? આર્યસંસારમાં તો સ્ત્રીઓનું ગૌરવ એટલું બધું છે કે તેમને વગર માંગ્યે આપણા ઉદાર ચરિત શાસ્ત્રકારોએ દેવીપદ આપી સર્વ પ્રકારે તેમનું સન્માન કરવા ખાસ આજ્ઞા કરી છે. એથી કરીને આપણી સ્ત્રીઓ એ સ્થાનને દીપાવે તેવાં ઉત્તમોત્તમ ગુણ કર્મ ધારણ કરી ગુમાવેલું પ્રાતઃસ્મરણીય પદ જે વડે પુનઃપ્રાપ્ત કરી શકે તેવું પ્રાચીન પદ્ધતિ પુરઃસર નીતિમય શિક્ષણ તેમને અપાવવાની ખાસ જરૂર છે.

કેળવણી એટલે શું ? ફક્ત એ. બી. સી. ડી. શીખી ગોટપીટ ગોટપીટ કરતાં આવડવું તેનું નામ કેળવણી, કે ગાતાં કે નાચતાં શીખવું એ કેળવણી ? શું કેળવવું ? શું સુધારવું ? શરીર, મન, રીતભાત કે અવાજ ? કેળવણી શા ખાતર આપવી ? હેડમિસ્ટ્રેસ બનવા માટે, કે બીજાનાં લખી આપેલાં લેકચરો સભામાં વંચાવરાવવા માટે ? સંસાર કાર્યમાં પ્રવિણ થઇ નીતિને માર્ગે ચાલવા માટે કે ધર્મકર્મમાં આસ્થા રાખી મોક્ષ માર્ગના અધિકારી બનવા માટે ? શો ઉદ્દેશ કેળવણીને માટે હોવો જોઇએ ? માનસિક વિકાસદ્વારા, જીવનને ઉન્નત દશા પ્રાપ્ત કરાવવાનો કેળવણીનો ઉદ્દેશ હોવાનું જે આપણને વારંવાર કહેવામાં આવે છે, તેમાંથી કોઇપણ શુભ પરિણામ નીપજવાને બદલે, સર્વત્ર વિષમ અનર્થકારક પરિણામ કેમ દૃષ્ટિગોચર થયાં કરે છે ? પરન્તુ જ્યાં આગળ

"પુરી એક અંધેરી, ને ગંડુ રાજા, ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં."

જેવોજ કારભાર ચાલી રહ્યો હોય તેમાંથી તેવાંજ અનિષ્ટ પરિણામ સિવાય, બીજા તે શેની આશા રાખી શકાવાની હતી ? પ્રગતિના જમાનાએ અલબત, એક ક્રાન્તિકારક પરિવર્તન તો કર્યું છેજ ! નિસર્ગ દેવીની સાથે વિના કારણ વિગ્રહ જગાડી, કુદરતની વ્યવસ્થાને ઉલટાવી નાંખવામાં આવી છે. સ્ત્રીઓનાં સ્ત્રીત્વનો સંહાર ઉચ્ચ આદર્શોનો નાશ કરી, તેમના વિષે પુરૂષત્વનાં બીજ રોપી દીધાં છે ! આધુનિક શિક્ષણ ક્રમ, સ્ત્રી તેમજ પુરૂષ ઉભયને, એકજ ઓવારે, અર્થાત્ એકજ વિદ્યાલયમાં બેસાડી તે બન્નેને એક સરખાજ પ્રકારના અભ્યાસનું પાણી પાય છે. આથી સર્વત્ર સમભાવનો સંચાર કરનારા, નવતર બખતરના કુંતરા એ ગોળ તથા ખોળને સમાન ગણી, ઉપર્યુક્ત વિષમ પરિણામરૂપી વિષ ઓકી કાઢ્યું છે !

સ્ત્રીઓના અભ્યાસનું ધોરણ એક સરખા પ્રકારનુંજ રાખવામાં આવેલું હોવાથી, તેમનામાં પ્રતિ સ્પર્ધાનો પ્રાદુર્ભાવ થઇ, સર્વ વાતમાં પુરૂષની હરીફાઇ કરી, સમાન પદ પ્રાપ્ત કરવાનો વ્યામોહ ઉત્પન્ન થયો છે. સંસારમાં બન્નેનાં કાર્યક્ષેત્ર ભિન્ન ભિન્ન હોવાથી, કેવળ

બુદ્ધિ વૈભવ વધારનારૂં કે ચોપડાં શાડનારૂં શિક્ષણ સ્ત્રીઓને માટે નિરર્થક હોઈ, બેશક હાનિકારકજ નીવડવાનું. પરન્તુ અનુકરણ કરવામાં અંધ બનેલા આ જમાનામાં, સ્ત્રીઓને પુરૂષની જેમ શિક્ષણ આપવાનો વ્યામોહ ( ચડસ ) દિન પ્રતિદિન વધતોજ જાય છે. અમારી દીકરીઓને શું આત્મા અગર બુદ્ધિ નથી, કે તેઓ પુરૂષની પેઠે બી૦ એ૦ એમ૦ એ૦ ના થઇ શકે ? આવી આવી દલીલ કરી, ગતાનુગતિક ન્યાયે, ગાડરીયા પ્રવાહમાં પડતું નાંખનારાં મોહાન્ધ મા, બાપો, આજકાલ સપાટે ને ટોપલે ઉભરાઇ જતાં, જ્યાં ત્યાં સહજ દૃષ્ટિગોચર થઇ શકે છે. અમારી દીકરીઓનો અભ્યાસ કાંઈ અમારે અપૂર્ણ રહેવા દેવો નથી. સંપૂર્ણ શિક્ષણ સાથે ડીગ્રી લેવડાવવાની ઝંખનાથી, મિથ્યાભિમાનના મરડાટમાં મરી ફીટનારાં આવા શ્રમણચંદ્રો પોતાની પ્રિય પુત્રીઓને એક પ્રકારનું કૌમાર વૈધવ્ય પળાવરાવી, કુંવારી જીંદગીમાં તેમને વૈધવ્ય દશાનો સ્વાનુભવ કરાવે છે ! અને તેમાંથી અનેક પ્રકારનાં અનિષ્ટ પરિણામો આપો આપજ ઉદ્ભવે છે, એ નિર્વિવાદ છે, જે શિક્ષણથી સ્ત્રીત્વનોજ કચ્ચરઘાણ નીકળી જતો હોય, તેમાંથી અનર્થ પરંપરા નહિ તો બીજો શો નતીજો મળવાનો હતો ? ક્ષમા, દયા, પ્રેમ, મૃદુતા, કોમળતા, પાતિવ્રત્ય, વગેરે ઉત્તમ ગુણો, જે સ્ત્રીત્વનાં ખરાં આભૂષણો હોવાથી દેવી પદની તેમને પ્રાપ્તિ થએલી છે, તે ઉત્તમોત્તમ ગુણો આધુનિક શિક્ષણ ક્રમરૂપી ફેક્ટરીમાં નિર્દયતાથી ચગદાઇ, ચુરેચુરા થઇને તેમના કુરચે કુરચા ઉડી ગયા છે. જેને પરિણામે, આપણી અબળાઓ, અબળા મટી સબળાને પ્રબળા બની, સ્વચ્છંદી સ્વાતન્ત્ર્યના ઝુંડા નીચે પુરૂષની સમાન હક માંગવાની ધૃષ્ટતા બતાવવા લાગી છે. અરે, પુરૂષની સત્તા તથા સર્વોપરિપણું તેમને અસહ્ય થઇ પડ્યું છે ! આથી સહજ સમજી શકાય તેમ છે કે પાશ્ચાત્ય પ્રજાના વાતાવરણનો ચેપ ફેલાવે છે, પશ્ચિમીય પ્રમદાઓની પેઠે, આપણી સ્ત્રીઓ પણ એ કારણને લીધે, તુંડ મિજાજી, ઉદ્ધત, ચબાવલી ફેસનની શોખીનીમાં મરી ફીટનારી તથા મિથ્યાભિમાની બનવા લાગી છે, અર્થાત્ આપણા અસલના આદર્શોનો નાશ થઇ જઇ, તેને સ્થાને પશ્ચિમના બધા દુર્ગુણોનો સમાવેશ થતો જાય છે.

આ પ્રસંગે કહેવાતી સ્ત્રી કેળવણીએ લીધેલા કેટલાક ભોગો સંબંધી સત્ય હકીકત (બનેલા બનાવ) નું નિરૂપણ કરૂં તો અત્રે અપ્રસ્તુત કે અપ્રાસંગિક તો નહિજ ગણાય. સુરત મિશન જનાના સ્કૂલમાં મેટ્રીક્યુલેશનનો અભ્યાસ કરનારી, એક અઢાર વર્ષની બાળાનો, કેમિકલ એક્સપેરીમેન્ટ ( રસાયનિક પ્રયોગ ) કરતાં, અજાણતાં સ્પિરિટ ઢોળાવાથી, એકાએક કપડાં સળગી જવાં, જેને પરિણામે વિદ્યાર્થિનીને ચોવીસ કલાકમાંજ પરલોક પ્રયાણ કરવું પડ્યું છે. મહિલા વિદ્યાલયમાં શિક્ષણ લઇ રહેલી એક બાળા પ્રૌઢ વયસ્કા—છૂટી મળતાં, વિદ્યાલયમાંથી વિદાય થતી વખતે, વાર વિલાસીની અર્થાત્ અભિસારિકા બનવાનો વ્રતપૂર્વક નિત્યનો પોતાનો કાર્યક્રમ રાખ્યો હતો. એક સુશિક્ષિત સન્નારી રૂદન કરી કરીને પોતાને પજવી રહેલા બાળકોનું સાન્ત્વન કરવા, ગોળ-પાપડીના ચેકડાની પેઠે, તેમને માટીનું ઢેકું આપી, 'कोनयाति वशं लोके मुखे पिंडेन पूरितः !' એ સૂત્રને અનુભવ સિદ્ધ તથા સાર્થક કરી આપતી. નૂતન સ્ત્રી શિક્ષાની વેદીમાં આવાં આવાં અનેક પશુઓ હોમાતા હોવાથી, એ પ્રશ્ન સહજ ઉપસ્થિત થઇ શકે છે કે, "આનું નામ તે સ્ત્રી કેળવણી કે કલિકાલનું કૌતુક ?"

પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત.

# परोपकारनां पूतळां

## પ્રકરણ ૧ હું.

મોતીચંદ પોતાને ઘેર જઇ પથારીમાં સુતો ત્યારે તો પાંચ વાગ્યા હતા, પરોઢ થયો હતો. આખી રાતનો ઉજાગરો થયેલો હતો તે છતાં તેને ઉંઘ આવી નહિ, તેની બૈરી અને છોકરાં તો જેવાં સુતાં તેવાંજ ઉંઘી ગયાં. નાટક જોઇને થયેલી પ્રસન્નતાથી તેમને ઘણી આનંદમય નિદ્રાદેવીએ પોતાના ખોળામાં લેઇ એવાં તો પ્રેમપૂર્વક પંપાળ્યાં કે તેઓ શાન્તિ અને તૃપ્તિનાં સાગરમાં ડુબકી મારી ગયાં. પણ આપણા મોતીચંદને તો પથારીમાં વિના માંકણે ઉંઘ આવી નહિ, કેમકે તેના મગજમાં માંકણો કરતાં પણ અધિક ચટકા મારનાર વિચારોએ તેની નિદ્રાને નસાડી મહેલી હતી.

સામાન્ય બુદ્ધિનાં મનુષ્યો તો એમ અનુમાન કરશે કે મોતીચંદને તો આજે હર્ષ થવાથી તેની નિદ્રા ઉડી ગઇ હશે. તેના પ્રિયપુત્ર સમાન રસિકે નાટકશાળાની રંગભૂમિ ઉપર અકસ્માત્ જે અસાધારણ પરાક્રમ અને સાહસ દર્શાવ્યું હતું, અને લોકોએ તેને જે કદરથી વધાવી લીધો હતો તે વિષેના વિચારોથી મોતીચંદનું મન નિદ્રાના શાન્તસુખનો અનાદર કરી ઉત્સાહના વિચારરૂપ ઘોડાને ઉજાગરાના મેદાનમાં હજુ પણ વધારે આગળ દોડાવતો હશે. પણ નહિ, નહિ. તેના મનની પથારીમાં માંકણ જેવા ચટકા મારનાર વિચારો તરવરતા હતા એમ કહેવામાં આવ્યું છે. તેથી કોઇ પૈસામાં આનંદ માનનાર અને દ્રવ્યની વ્યવસ્થાની કાળજીના વિચારમાં વિહાર કરનાર મનુષ્ય એવુંજ અનુમાન કરશે કે જે રૂપૈયા ચાર હજાર પોતાના વહાલા રસિકને આજે ઇનામમાં પ્રેક્ષકો તરફથી મળ્યા હતા, તે રૂપીઆનું સહીસલામતી સાથે સારૂં વ્યાજ થી રીતે ઉપજે તેની વ્યવસ્થા કરવાની વિવિધ યોજનાઓના વિચારમાં આપણા મોતીચંદનું મનરૂપી મોતી પરોવાઇ ગયું હશે. પણ આ અનુમાનો પૈકી એકપણ અનુમાન ખરૂં નથી. પરંતુ મોતીચંદના મનમાં શું ચાલતું હતું તે જાણવામાં આપણે અત્યારે વખત નકામો ગુમાવવાની કાંઇ જરૂર નથી. આપણે આપણી વાર્તાની લાંબી વાટના વટેમાર્ગુ છીએ, આપણે રસ્તામાં દરેક ઝાડ અને દરેક ખેતર, ટેકરા ટેકરી, અને નદીનાળાને જોવામાં ડાફોડીઆ મારતા આમ તેમ રોકાઇશું, તો 'વાત લાંબી અને રાત ટૂંકી'– એના જેવો ઘાટ થશે. માટે પ્રિયવાંચક મિત્ર ! આપની જિજ્ઞાસાને આપ અંકુશમાં રાખી આ વૃત્તાન્ત આગળ શ્રવણ કરશો.

વિચારમાં ને વિચારમાં ખુલ્લી આંખ્યે મોતીચંદને ૭ વાગ્યા. મોતીચંદ રોજ વહેલો ઉઠી પોતાના નિત્ય નિયમ પાઠ પૂજા વગેરેથી તાગીને સોલીસીટરના મેનેજીંગ કલાર્ક તરીકેનો પોતાની રૂંવે રૂંવે જીવ રખાવનારી પ્રવૃત્તિમાં તત્પર રહેવાની ટેવવાળો માણસ હતો. તેથી આજે રવિવાર હોવા છતાં પણ ૭ ના ટકોરા થતાં, આખી રાત આંખ્ય નહિ મળેલી હોવા છતાં પણ, તે પોતાની પથારીમાંથી એકદમ ઉઠયો. પોતાની પાસે પડેલા લોટામાંથી પાણી લેઇ આંખ્યો ધોઇ નાખી, આળસને અળગી કરી. પોતાની પત્નીએ હમેશના રિવાજ મુજબ પહેલે દિવસે રાતે વાળુ વાસણ કરીને તૈયાર કરી રાખેલ ચુલામાં દેવતા સળગાવી

પાણી ઉનું મૂકી, શૌચ દંતધાવન વગેરે કરી તેણે સ્નાન સંધ્યા કરી લીધાં. વણિક હોવાથી તેણે વિધિપૂર્વક ઉપવીત ધારણ કર્યું હતું. વૈશ્યનાં નિત્યકર્મ તે પ્રશંસાપાત્ર આસ્થાથી કરતો હતો. મોતીચંદ નિત્ય કર્મથી પરવારી બહાર જવાને વસ્ત્રો ધારણ કરી તૈયાર થયો ત્યારે તેની સ્ત્રી ઉઠી. આઠ વાગ્યા હતા. તેથી તે બિચારી પથારીમાંથી ઉતાવળે ઉઠી પોતાના પતિદેવના ચરણમાં માથું નમાવી પગે લાગી, અને હસતે મુખે વિનયથી બોલી—"આજે તો ઉઠતાં બહુ મોડું થઈ ગયું ! આપે તો હાથે દેવતા પાડી પાણી ઉનું કરી સ્નાન પણ કરી લીધું, અને અમે તો ઘોર્યાં ! "

મોતીચંદે મમતાથી કહ્યું:—કાલે લગભગ આખી રાતનો તો તમને બધાંને ઉજાગરો છે. પછી ઉંઘ તે ના આવે ? એમાં કાંઇ તમારો દોષ છે ? પણ હવે હું બહાર જાઉં છું. ઘર સાચવજો. પતિ ભક્તિ ભરેલી મીઠી લાગણીથી સ્ત્રી બોલી:—આપ તો અમારા બધાં કરતાં થોડું ઉંઘ્યાં છો. માટે આપણી પેલી "ત્રિસુગંધની" ચહા બનાવું છું, તે પીને આપ પધારો. મને એક દસ મિનિટ પણ નહિ લાગે. દેવતા તો આપેજ પાડેલો તૈયાર છે. (બારણા તરફ નજર કરીને) જુઓ, આ દુધવાળો પણ આવ્યો. ઉજાગરા ઉપર એ ઉકાળો પીવાથી આપને જરા ઠીક પડશે. ( પાત્રમાં દુધવાળા પાસેથી દુધ લે છે. )

મોતીચંદે ઉતાવળ દર્શાવી કહ્યું—મારે જરી જસભાઇ પાસે જવું છે. ઉતાવળનું કામ છે. મને તો ત્યાં પણ ચહા એ પાયા વિના ન્હેવાના નથી. તમને અને આ છોકરાંને ઉઠીને દાતણપાણીથી તાગતાં વાર લાગશે, તેથી તમારે માટે એ ઉકાળો ઠંડો થઇ જશે. તેથી હું તો જાઉં છું, અને તમે નિરાંતે ઉકાળો કરીને જરા ઉનો ઉનો પીજો.

પોતાની જાત પ્રત્યે અનાદર દર્શાવીને સ્ત્રી બોલી:—આપને મૂકીને કેમ ? અમે નિરાંતે ઉનો ઉનો ઉકાળો પીએ ! અમે બધાં હમણાંજ દાતણપાણી કરી લેઇએ છીએ; અને એટલામાં તો આ ઉકાળો થયો જાણજો. હું આપને તે પીધા વિના નહિ જવા દઉં ! મારા સમ ! બેસો.

એમ કહી મોતીચંદની સ્ત્રીએ તેના હાથમાંથી તેની પાઘડી લેઈ લીધી અને ટેબલ પર મૂકી, તથા છોકરાઓને ઉઠાડી દાતણ કરી લેવા કહ્યું. ઉકાળાની તપેલી ચુલાપર ચઢાવી દીધી, અને તે બાઇએ પોતે પણ દાતણ કરી લીધું; મુખ ધોઇ તેણીએ તરતજ પોતાના કપાળમાં કંકુનો સૌભાગ્ય ચંદ્ર કરી લીધો. એટલામાં ઉકાળો પણ તૈયાર થયો. તે પ્યાલામા કાઢી રકાબીમા તે મૂકી, મોતીચંદના હાથમાં તે આપતા તે પતિવ્રતા મલકાતી બોલી—લ્યો આપ, આટલું પીને, પધારો, જસભાઇ પાસે. એ તો નાટકવાળા, હજુ ઉઠ્યા એ નહિ હોય. આજ તો રવિવાર છે, એટલે ઉતાવળ નથી એમ ધારીને આપ મોડા આવશો નહિ, મારી ચશી બહેન અને તેના વર બંને દેશમાંથી આજે આવવાનાં છે- તે બાર વાગતાં આવીને આપણા ગામના શેઠ હરિચંદ દેવચંદની દુકાને ઉતરવાના છે. મારે તેમના સામે જવું છે. માટે જરી આપને ઉતાવળ કરાવવી પડે છે, તે ક્ષમા કરશો.

મોતીચંદ ઉકાળો પીતા પીતાં બોલ્યો:—તેઓ હરિચંદની દુકાને કેમ ઉતરે ? આપણે ત્યાં તેમણે ઉતરવું જોઇએ ! પછી તો ભાઇ ! એમની મરજી. તારી બહેન થઇ તે તારૂં દુનિયામાં ખોટું દેખાડશે ? હરિચંદ શેઠ ચશી બહેનના સસરાના મસીઆઇ ભાઇ હોય, તેથી તેમણે માણેકલાલને પોતાની દુકાને ઉતરવાનો આગ્રહ કર્યો છે, એ વાત ખરી. પણ અહીં દુકાન પર હરિચંદ શેઠ પોતે નથી. અહીં તો તેમના મુનીમ છે; અને હું અને તું

પોતે મુંબાઈમાં છીએ. તેથી માણેકલાલ અને શશી બહેન બીજે કોઈ ઠેકાણે ઉતરી શકેજ નહિ; એમ છતાં જો તેઓ બીજે ઠેકાણે ઉતરે તો આપણું ખોટુંજ દેખાય.

મોતીચંદની સ્ત્રીએ કહ્યું:—મુંબાઈનું ખર્ચ અને સંકડાશનો વિચાર કરીને કદી માણેકલાલે સદ્દર શેઠીઆને ત્યાં મુકામ રાખવાનો વિચાર કર્યો હોય તો કોણ જાણે.

મોતીચંદ જે હવે ઉકાળો પી રહ્યો હતો તે ઉભો થઇ પાઘડી પહેરતાં બોલ્યો—હરિચંદ શેઠ સદ્દર છે, આપણે રળી રોટલો ખાઇએ છીએ, એ વાત ખરી. પણ આપણે કાંઈ એવા નિર્ધન કે ભીખારી નથી કે મારા સાળી અને સાઢુ બીજાને ત્યાં ઉતરે. જો, તે કાંઇ અહીં સહેલ કરવાને આવ્યાં નથી. મેથર્સ જોનાથન ટર્નબુલની કંપનીના એક સબ એકાઉન્ટંટ તરીકે માણેકલાલ નીમાયા છે. તેથી તેમને ઓરડી વગેરે ભાડે લેવાની તો ખરીજ. જન્મારો કાંઇ કોઇને ઘેર રહેવાનાં તો નથીજ. પણ આપણે ઘેર તેઓ ઉતરે તો તમો બંને બહેનોને આનંદ થાય, વળી આપણા પાડોશમાં પેલી ઓરડી આ સાત દિવસ પછી ખાલી થવાની છે. એટલે તરતજ તેમને માટે તે રાખી લેવાય અને તેમને બધો ઘરવાખરો જમાવી આપવામાં આપણે પાસે રહ્યાં એટલે તેમને આપણાથી બનતી મદદ આપણે કરી શકીએ. પાસે રહેવાથી એકબીજાને આપણે અડી ઓપદીએ કામમાં આવીએ. માટે તું તારે રસોઇ કરીને અહીં તૈયાર રાખજે અને હું જસરાજની પાસે જે કામ કરવું છે, તે કરીને બારોબાર બાર વાગ્યાની ટ્રેઇન વખતે સ્ટેશન ઉપર હાજર થઇશ, અને હરિચંદ શેઠના મુનીમ સામે આવ્યાં હશે તો તેમનું પણ સમાધાન કરીને તારાં બહેનને તથા બનેવીને અહીં એક ઘડીના છઠ્ઠા ભાગમાં લેઇને આવીશ. જોઉં છું, કેવા નથી આવતા એ! એમની સાળીનું ઘર અહીં છતાં માણેકલાલ શેઠ એમના બાપના બાપની સાળીના છોકરાની દુકાને મુનીમના મહેમાન થાય એ તો કોઇપણ રીતે ઠીક દેખાય તેવું નથી. શ્રીમંતાઇ એજ કાંઇ સગાઇ નથી.

આભારવૃત્તિથી, પતિની માણસાઇ પર મુગ્ધ થએલી પત્ની બોલી:—એમ આપને ઠીક લાગે તેમ કરજો. ત્યારે હું તો અહીંજ રસોઇ કરી રાખું છું. સ્ટેશન પર જતી નથી. આપ પધારો.

મોતીચંદે કહ્યું—તારી કાંઇ ત્યાં જરૂર નથી.

એમ કહી મોતીચંદે નાટકશાળા તરફ ચાલ્યો. જસભાઇ અને તેનું કુટુંબ ચહા પીતું હતું, તે વખતે તેમની પાસે મોતીચંદ આવી પહોંચ્યો. ફરીને પણ ત્યાં તેને ચહા પીવી પડી. પછી તરતજ જસરાજે કહ્યું:—મોતીભાઇ આપણા રસિકને પ્રેક્ષકો તરફથી રૂ. ૪૦૦૦ ) ની પ્રાપ્તિ થઇ છે, અને આજ રવિવાર હોવાથી અત્યારથીજ ટિકિટ ક્લાર્ક જણાવે છે કે ટિકિટો બધી ખલાસ થઇ ગઇ છે. તેથી છાપખાનામાં ટિકિટો છપાવવા સ્ટીમ મશીન પર ચઢાવવામાં આવી છે. ટિકિટ ઓફીસ આગળ ટિકિટો માટે એટલી ભીડ થઇ હતી કે " ટિકિટો થઇ રહી છે, અને બાર વાગ્યે છપાઇ આવે ત્યારે પ્રેક્ષકોએ ટિકિટો મંગાવવા કૃપા કરવી. " નાટકશાળાની એકપણ બેઠક ખાલી રહે તેમ લાગતું નથી, અને એજ પ્રમાણે ટિકિટોનો ઉપાડ " ચારૂચિત્રા " ના ખેલ માટે ચાલુ રહેશે એમ સહુનું ધારવું છે. મને તો આ ખેલમાં આપણા રસિકને પ્રતાપે ધાર્યા કરતાં લગભગ આઠગણો વધારે ઉપજ થશે. તેથી રસિકને હું બીજા રૂ. ૬૦૦૦) આપું છું. તે કુલ રૂ ૧૦૦૦૦ ) એકી રકમે અથવા છુટા છુટા આપને યોગ્ય લાગે તેવી રીતે બેન્કોમાં, સોનામાં, શેરોમાં

અથવા તમને ઠીક લાગે તેમાં રોકો. આ વ્યવસ્થા આજને આજ કરી આપવાનું કામ રસિકના વાલિ તરીકે આપને સોંપુ છું.

મોતીચંદે શાન્ત ગૌરવની સાથે કહ્યું.—પ્રિય ભાઈ! રસિક માટેનાં આપનાં વાત્સલ્ય અને ઔદાર્યને માટે હું આપનો આભાર માનું છું. પણ રસિકના વાલી તરીકે મારી એક ગંભીર ફરજ મારે બજાવવાની છે. તે બજાવવામાં આપ મારા મતને સંપૂર્ણ રીતે મળતા થશો એજ મારી આપને આગ્રહપૂર્વક પ્રાર્થના છે.

જસરાજ ઘણા આનંદની સાથે બોલ્યોઃ—મોતીચંદભાઈ જે કાંઇ ફરમાવશો તે મારે કબુલ છે. હજુ પણ કાંઇ વિશેષ આપણા રસિકને આપવાની આપની ઇચ્છા હોય, તો તેનો હુકમ મને કરતાં આપ જરીક પણ સંકોચાશો નહિ. રસિક મને પણ મારા પ્રહ્લાદના જેટલોજ પ્રિય છેઃ અને અમારો આ મેલ લોકોમાં એવો વખણાઇ ગયો છે કે આપ જે કાંઇ મને રસિકને માટે ફરમાવશો તે ભારે પડે તેમ નથી. બોલો! આપ નિખાલસ રીતે જે કાંઇ કહેવું હોય તે કહો.

મોતીચંદ કાંઇક હાસ્ય અને વિશેષ ચિંતાતુર ચહેરે બોલ્યોઃ—પણ મિત્ર મને તો આખા કુબેરના ભંડાર માટે પણ રસિક આપી દેવો પડે તે ઘણુંજ ભારે પડે તેમ છે.

જસભાઇ બોલ્યોઃ—રસિક તો સદાને માટે તમારોજ છે. પણ આપના કહેવાનો અર્થ હું બરોબર સમજી શકતો નથી. માટે જરાક વધારે સ્પષ્ટતાથી કહો.

મોતીચંદ દૃઢતાથી બોલ્યો—હું આખા ત્રિભુવનના ભંડાર માટે પણ રસિકને આ નાટકના એકટરનો ધંધો કરાવવા માગતો નથી. હવે જસભાઇ! આપ મારૂં કહેવું સમજ્યા?

જસરાજ કાંઇ ઝંખવાણો પડીને બોલ્યોઃ—મોતીભાઇ હું આપની ઇચ્છાની વિરૂદ્ધ એક તલમાત્ર પણ વર્તવા માગતો નથી. મને ગમે તેટલું નુકસાન થશે, તો પણ હું આપની ઇચ્છા નથી તો આ ક્ષણથીજ રસિકને રંગભૂમિ ઉપર પગ મુકવા દેઇશ નહિ. ભલે, ગમે તો મારી કંપનીનો આજ ને આજ નાશ થઇ જાય. પણ, રસિકને માટે પરમેશ્વરે જે દસ-હજાર રૂપીઆ મોકલ્યા છે, તે તો કબુલ રાખી ( રસિક તરફ હાથ કરીને ) આ સત્પાત્ર બાલકને માટે સલામતી ભરેલી વ્યવસ્થા કરશો કે નહિ ?

મોતીચંદ પ્રેમપૂર્વક ઠપકો આપતો હોય તેમ બોલ્યોઃ— શું આપ મને આપનો શત્રુ ધારો છો, કે હું આપની કંપનીનો નાશ કરવા ઇચ્છું ? ઇશ્વરરચિત સંજોગે જે સંકટમાં રસિકને આપની કંપનીની ઢાલ બનાવી દીધો છે, તેજ સંકટમાં હું ફરીને આપની આબરૂ અને આશાને લોભી દેઉં એવો હું ગુમાર અથવા ખાઉ મિત્ર છું ? હું એવું કાંઇ પણ ઇચ્છતો નથી. ૭ સાત માસ લગી રસિકજ ચારૂચિત્રાનો પાર્ટ આપની સ્ટેજ ઉપર ભજવી પ્રેક્ષકોએ અને આપે તેની આવી અસાધારણ કદર કરી છે, તે બદલ આપની સઉની પ્રસન્નતા થાય તે પ્રમાણે કૃતજ્ઞતા દર્શાવશે. પણ આપ આ ૭ માસમાંજ કોઇ બીજા બે એક્ટરો ચારૂચિત્રાના પાર્ટ માટે તૈયાર કરી રાખો કે પછી આપણા રસિકને એકટરનો ધંધો કરવો પડે નહિ.

જસરાજ બોલ્યોઃ—મોતીચંદભાઇ આપનું વચન હું આભાર પૂર્વક માથે ચઢાવું છું. આપે અમને જીવતા રાખ્યા મા બાપ! હું મારી અલ્પમતિ પ્રમાણે એક ખુલાસો પૂછું છું, તો માફ કરશો.

મોતીચંદે હસી પડીને કહ્યુંઃ—ભલા માણસ! એમાં મારો કે કોઇનો પણ આભાર શેનો ? રસિકના ગુાર્ડિઅન તરીકે સમયની બાબતમાં મારો હક પહોંચે છે, એ વાત ખરી;

પણ તેનું સંપૂર્ણ રીતે પાલન પોષણ કરી વાલી તરીકેની પૂરેપૂરી ફરજ બજાવનાર તરીકે તેના પિતા જેવોજ હક તેના ઉપર આપનો છે; તેથી બળમાં મારા કરતાં આપનો હક વધારે ચઢિયાતો છે. માટે આપ આવા દૈન્યવાળા શબ્દો બોલશો નહિ. પણ હવે આપને બીજું શું પૂછવું છે, તે મને પૂછો.

જસરાજે સંકોચાતાં સંકોચાતાં પણ નિખાલસ હૃદયથી પૂછ્યું:—એક્ટરનો ધંધો એવો કેવો નીચ છે કે તેને માટે આપને આટલો બધો હલકો અભિપ્રાય છે ? આપને હું કોઇ પ્રકારે વાદ વિવાદ કરવા માટે આ પ્રશ્ન પૂછતો નથી. પણ રોજ એક્ટરોને આ જીવિકા અને ઉત્તેજન આપી તેમના ધંધાદ્વારા હું મારો નિર્વાહ અને મારી પૂંજી મેળવું છું. તેથી જો આ કામ એવુંજ નીચ હોય તો પછી મારે મારા આત્માના કલ્યાણને માટે ધીમે ધીમે કોઇ બીજો ધંધો જમાવી આ ધંધામાંથી મુક્ત થવું જોઇએ એવા હેતુથીજ મારો આ પ્રશ્ન છે ?

મોતીચંદે જસરાજના ઉચ્ચ સ્વભાવ માટે ખરા અંતઃકરણથી પ્રશંસા કરીને કહ્યું:—ભાઇજી ! આપ પવિત્ર બ્રાહ્મણ કુળમાં જન્મ્યા છો, તેથી આપનામાં સરળતાનો ગુણ સ્વાભાવિક છે, આ નાચ્ય જમાનાનો વૈશ્ય હું આપને કાંઇ ઉપદેશ કરવાનો હક ધરાવતો નથી. પણ શ્રી મનુ ભગવાન કહે છે કે:—कुशीलवोऽव कीर्णी च वृषली पति रेव च । पौनर्भवश्च काणश्च यस्य चोपपतिर्गृहे॥ १५५ ॥ अ० ભાવાર્થ એનો એવો છે કે, આજીવિકા માટે નટ વગેરેનો ધંધો કરનાર, પરસ્ત્રીથી વ્રતનો નાશ કરનાર, શુદ્રીને પરણનાર, પુર્નલગ્નથી પેદા થયેલો, કાણો, જેની સ્ત્રીએ ઘરમાં જાર રાખેલો હોય તે એટલાઓને શ્રાદ્ધમાં પણ નહિ. આમ આપણાં શાસ્ત્ર પણ આપણને એક્ટરોના ધંધા સંબંધે ઇસારો કરે છે. આપણને પરમેશ્વરે આપણાં પૂર્વનાં પુણ્યના ફળ તરીકે આપણને દ્વિજાતિમાં જન્મ આપ્યો છે, તો આપણે માટે પરમેશ્વરનીજ સાથે અભેદ ભાવને પામેલા આપણા ઋષિયોએ અને દેવોએ જે કાંઇ શાસ્ત્રોમાં હિતકર સૂચના કરેલી છે, તે આપણે માનવી. આ સૂચનાઓનાં કારણો કોઇવાર આપણને સમજાય તેવાં હોય છે, ને કોઇવાર સમજાય તેવાં હોતાં નથી, તો પણ તે સર્વજ્ઞ પુરૂષોના તે વચનો હોવાથી આપણે તે પાળવા યોગ્ય છે.

જસરાજે વિનય પૂર્વક કહ્યું:—આપનું કહેવું યથાર્થ છે, અને અમો બ્રાહ્મણ હોવાથી અમારે તો એ શાસ્ત્રોની આજ્ઞા માથે ચઢાવવીજ જોઇએ, પરંતુ એક્ટરનો ધંધો આટલો નીચ ગણવાનાં શાં કારણો હશે, તે મારાથી સમજાતું નથી. તેથી જો કે ધર્મ શાસ્ત્રની આજ્ઞાઓનાં કારણો શોધવાની કુચેષ્ટા હું કરવા માગતો નથી, તો પણ જો તે કારણો સમજાય તેવાં હોય તો તે સમજીને શાસ્ત્રમાં જે મારી શ્રદ્ધા છે તેને વધારે સબળ બનાવવાના શુભ આશયથીજ મારૂં અંતઃકરણ આ વિષયને કારણસર સમજવાને જિજ્ઞાસા ધરાવે છે.

મોતીચંદે કહ્યું:—મેં કાંઇ આ વિષયનો ખાસ વિચાર કે અભ્યાસ કર્યો નથી, તો પણ મારા સદ્‌ગુરૂશ્રીએ સહજાસહજ વાર્તાલાપમાં જે કાંઇ મને સંભળાવેલું છે, તેમાંથી મને જે યાદ રહેલું છે તેજ હું આપને કહું છું. જસભાઇ ! ખરૂં જોતાં કોઇ પણ કામ કે ધંધો જો પ્રમાણિકપણે કરવામાં આવે તો તેમાં કાંઇ પાપ નથી. પણ તે પ્રમાણે પ્રમાણિક ધંધાથી જનસમાજની જે કાંઇ સેવા બજાવી શકાય છે, તે દ્વારા પુણ્ય પ્રાપ્તિ અને પુણ્યદ્વારા આ

લોક અને પરલોક સબંધી શ્રેય થાય છે; એટલુંજ નહિ, પણ જો એ ફળરૂપ શ્રેયસની કામના પણ રાખ્યા વિના એ ધધો રોજગાર કેવળ કામની ખાતર કામ તરીકે કરવામાં આવે તો कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः। जन्म बन्ध विनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ ५१ ॥ અ૦ ૨—એવા શ્રીમદ્ભગવદ્ ગીતાના વાક્ય પ્રમાણે તે નિષ્કામ કર્મ યોગના પ્રભાવથી નિશ્રેયસ્ એટલે મોક્ષની પ્રાપ્તિ પણ અંતઃકરણની શુદ્ધિદ્વારા ઉપજેલા જ્ઞાનથી થઇ શકે છે. કારણ કે અપ્રમાદ મુક્ત શાસ્ત્રોની આજ્ઞાનુસાર પોતાના કર્તવ્ય કર્મ કરવાના લોક સેવા અને લોક સેવાથી સર્વ લોકના અંતરાત્મા જગદન્તર્યામી પરમાત્માનું આરાધન અને પ્રસાદ થાય છે, આ સામાન્ય સિદ્ધાન્તથી કોઇ ધધો સ્વય ઉચ્ચ કે નીચ કહી શકાતો નથી. માટે યોગ ક્ષેમના નિર્વાહ માટે જે જેને જન્મથી પ્રાપ્ત છે તેને માટે તે સર્વ ધંધા ધંધા તરીકે તો એક સરખા છે; અને શ્રી ભગવાને શ્રી ગીતાજીમાં શ્રી મુખે કહેલું છે તેમ सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥ અ૦ ૧૮—અર્થાત્ અગ્નિ જેમ ધુમાડાથી યુક્ત હોય છે, તેમ સર્વે કર્મો તે પણ દોશો વડે તો યુક્ત છેજ. તેથી કર્મના સબંધે સામાન્ય દષ્ટિથી જોતાં કોઇ કર્મ ઉચુ કે નીચું નથીજ. પણ સર્વ મનુષ્યોના અધિકાર આ વિષમ જગતમા એક સરખા નથી હોતા, તેથી તે અધિકારના ભેદથી અમુક કાર્યકર્તવ્ય અને અમુક તે તો અકર્તવ્ય એવું તારતમ્ય બાંધી ધર્મશાસ્ત્ર વિધિ નિષેધરૂપ હિતકર આજ્ઞાઓ કરે છે; અને મનુષ્યો તો શુ પણ પ્રાણીમાત્રના અધિકારના જન્મ ગુણ અને કર્મથી તથા દેશકાળ અને નિમિત્તથી વિવિધ પ્રકારના ભેદ થાય છે આ ભેદથી ધંધા વગેરેમાં ઉચ્ચતા નીચતાના ભેદનો આરોપ—લોકવ્યવહારની વ્યવસ્થા અને તે વ્યવસ્થાદ્વારા જાતિયોમાં અને વ્યક્તિઓના ઉન્નતિક્રમ અને વિકાસક્રમની સિદ્ધિને માટે કરવામાં આવેલો છે. તે સર્વજ્ઞ જગન્નિયંતા અને તેમના કિરણરૂપ અધિક જ્ઞાનવાન્ હોવાથી આપણી અપેક્ષાએ સર્વજ્ઞ જેવા દેવો ઋષિયો અને મુનિયોનાં વાકયોદ્વારા વ્યવસ્થામાં મૂકાયલો છે, તેથી આપણા અધિકારનો વિચાર કરીને આપણે પ્રત્યેક કર્મમાં શાસ્ત્રનો અભિપ્રાય લેઇને પ્રવૃત્તિ કરવી એજ હિતરૂપ છે.

જસરાજ—પણ મે મારે માટે પૂછ્યું કે મારે આ ધધો છોડી દેવો કે કેમ?—એ પ્રશ્નનો કાંઇ ખુલાસો આપ્યો નહિ.

મોતીચંદ—આપ જાતે કાંઇ એકટરનુ કામ હવે કરતા નથી. જેઓ પોતાની આરતે આ ધધો કરવા માટે તમારે ત્યાં નોકરી કરવા આવે તેની પાસેથી એકટર તરીકેનું કામ તમે લ્યો છો. તે કામમાં દોષ નથી. પણ......

જસરાજ—(વચમાં) મોતીભાઇ! મેં પણ પ્રથમ એકટરનો ધંધો કરેલો છે, અને હાલ પણ કોઇવાર પાત્ર ખૂટતું હોય તો ! પણ ખેલમાં ઉતરૂં છું.

મોતીચંદ—તો હવેથી તેમ ન કરશો. એ આગ્રહ વધારે રાખજો. હવે તમારે પરમેશ્વરની દયા છે. જાતે કરતું તે કામ છોડી દીધુ એટલે શ્રાદ્ધમાં જમવા યોગ્ય પવિત્રતા આપને પ્રાપ્ત થઇ, (હસતાં હસતાં) એટલે હવે રોજ શ્રાદ્ધમાં જમતા ફરજો! પડીઓ, પતરાળું, લોટો અને નુગરો એ તો બ્રાહ્મણનું ભૂષણજ છે. કેમ જમભાઇ?!

જસરાજ—બહુ સારો ધધો! (હસતા) પણ તેમાં પણ પ્રાયશ્ચિત્ત કરવાનું હશે.

મોતીચંદ—હા તે તો ખરૂંજ. પણ હવે શ્રાદ્ધ કરે છે કોણ? હાલ તો એવા સપૂતો

પાડયા છે કે તે તો હોટલ શ્રાદ્ધ અને બોટલ શ્રાદ્ધ સિવાય બીજું શ્રાદ્ધજ માનતા નથી, અને પોતે કહેવરાવે છે તો આર્ય !

જસરાજ—અરે યાર, જવાદોને એનું નામ ! મને તો મારો રસ્તો બતાવોને !

મોતીચંદ—તે તો કહ્યો કે આપ પોતે હવેથી એકટરનું કામ કરશો નહિ. અને આટલા દિવસ કર્યું તે માટે હેમાદ્રિ પ્રયોગ કરાવીને દેહ પ્રાયશ્ચિત્ત કરજો. યથાશક્તિ ગાયત્રી જપ કરજો. હું કાંઇ આપને આપની નાટક કંપનીનો ધંધો છોડી દેવાનું કહેતો નથી.

જસરાજ—ના ! ના ! મોતીભાઇ સાહેબ ! જો આ ધંધોજ પાપમય હોય તો હવે છોડી દઇએ. મા બાજરીનો રોટલો બેઠે બેઠે મળે એટલી બે ઠીકરી સેવક પાસે ઇશ્વરકૃપાથી એકઠી થઇ છે. (ગંભીરતાથી) અને લોભનો કદી પણ અંત આવતો નથી.

મોતીચંદ—(ખૂબ હસીને) ભાઇ જસરાજ ! તમને તો અત્યારે ગોપીચંદ કરતાં પણ વધારે વૈરાગ્ય થઇ ગયો છે ને ? ! ધંધો પાપમય હોય તો છોડી દેવા તૈયાર થયા, પણ તે પાપમય ધંધાથી એકઠી થયેલી ઠીકરીઓને છોડી દેવાની તો વાત સરખી પણ કરતા નથી ! તમે પણ ખરા ઉસ્તાદ છો ! ! અને તમારા ત્યાગવિરાગને પણ હજારો ધન્યવાદ છે !!!

જસરાજ—મોતીભાઇ ! મને નાટકીને પણ દોઢ નાટકી તમે મલ્યા. પાછા મશ્કરીમાં મને ઉડાવવા માંડયો ! ભાઇ સાહેબ, મને સલાહ આપોને, જો ધંધોજ એવો ખરાબ હોય તો ખરેખર આપણે હવે હોળાઇઓ વાળીએ.

મોતીચંદ—જસભાઇ ! તમારો ધંધો ખરાબ છે એમ તો પ્રથમથીજ મેં કહ્યું નથી. તમારો ધંધો કાંઇપણ ઉત્પાદક ન હોવાથી તેમજ લોકને માત્ર મોજશોખનુંજ પ્રાયશઃ કારણ હોવાથી અર્થશાસ્ત્રની દૃષ્ટિયે અને નીતિશાસ્ત્રની મર્યાદા વિષે કાળજીની નજરે એવો છે કે જનસમાજને તમારાથી વેગળા રાખવામાં ધર્મશાસ્ત્ર અને શિષ્ટાચાર પોતાનો ધર્મ બજાવે છે. કેમકે માણસો નાચી ગાઇ બજાવીને પોતાનું જીવન પૂરું કરે તેમાં જનસમાજને કાંઇ લાભ નથી. ઉલટા ખેલ તમાસા જોવાના છંદમાં પડવાથી માણસો કોઇ વધારે ગંભીર અને ઉપયોગી ધંધા માટે નાલાયક બની જઇ નાટકની ટિકિટો માટે પૈસા મેળવવા ગમે તેમ હાથ મારતા શીખે છે. નાટકના સારા ભાગોપરથી સાર લેવા જેટલી બુદ્ધિવાળા ઓછા હોય છે; પણ બદીનો પ્રકર્ષ વગેરે શીખી જનાર ઘણા હોય છે. શિષ્ટાચારમાં પણ ગાન તાનના નાદે ચઢેલા માણસ માટે લોકો સારો વિચાર ધરાવતા નથી. લોક અને શાસ્ત્ર એ ધંધાપર અંકુશ મેલે છે.

જસરાજ—ત્યારે તો હવે મને આ ધંધો છોડવા જેવોજ લાગે છે. તમે સ્પષ્ટ કહેતા નથી પણ મને એમ સમજાય છે.

મોતીચંદ—હજુ જરી વધારે ધીરજ રાખીને સાંભળો. એ ધંધો કરનારને માટે પણ તે એટલો હિતકર નથી ઉદ્યાગી ધંધાઓમાં લાગતાં માણસ જેમ જેમ વૃદ્ધ થતો જાય છે, તેમ તેમ તેની બુદ્ધિ અને અનુભવના વધારાની સાથે તેની કિંમત વધતી જાય છે. એક એકટર જ્યારે ઘરડો થાય છે અને તેની કાયા અને કંઠની ખૂબી ઝાંખી પડવા લાગે છે. એટલે તેની કિંમત બધાયની નજરે ઉતરી ગયેલી જણાય છે. વળી જે યુવાવસ્થામાં તેના હજારો વખાણનારા હોય છે તે યુવાવસ્થામાં તેને મનની સ્થિરતા અને દૂર અંદેશીપણું બહુ ઓછાં હોય છે. વખાણથી ફુલાઇને સહજ લાલચથી લલચાઇને તે એક શેઠને છોડીને બીજાને ત્યાં વારંવાર આમતેમ રખડે છે. પૈસા જેટલા વિના મહેનતે મળે છે, તેટલાની

કિમત ઓછી રહેવાથી ઉડાઉપણાથી અને તે પણ આડે માર્ગે ખર્ચવાની ટેવ પડી જવાથી એક્ટરો વગેરે વૃદ્ધાવસ્થામાં તંગ અને લાચાર બની દુઃખે દિવસ ગુજારે છે. આવા ભયો અને આથી પણ વધારે અનિતિમાં ઢળી પડવાના ભયો નાટકી જીવન ઉપર ટમટમી રહે છે. તે ભયોમાંથી લોકસમાજને અને નટનો ધંધો કરનારાઓને ઉગારી નાટકનો સારો ઉપયોગ થાય તેટલા માટે તમારા જેવા પરમેશ્વર અને ધર્મશાસ્ત્ર પર શ્રદ્ધા રાખનાર સજ્જનો જો એકવાર આ ધંધામાં પડી તેમાં જામી ગયા હોય તો તેમણે આ ધંધાનો સારો ઉપયોગ થાય તેમ કરવું. તેથી તેઓએ જે જનસમાજના પૈસા ખાલી હાહા હીહી કરાવી લેઈ લીધા છે, તે જનસમાજને નીતિને રસ્તે વાળવાનો અને જે નટસમાજના પરિશ્રમથી તેઓ પૈસાદાર થયા છે તે નટસમાજના આ લોક અને પરલોક સુધરે તેમ તેમને માટે કાળજી રાખી તેમનાં રક્ષણ પોષણ અને સદાચરણનાં સાધનો શોધી શોધીને યોજવાનો પોતાનો ધર્મ બજાવવો જોઈએ. આમ કરવાથી આપે પણ શાસ્ત્ર સંબંધી અજાણપણામાં બ્રાહ્મણ છતાં આપત્તિના કારણથી અથવા બીજા કોઈ કારણથી નટનો ધંધો કર્યો તેના પ્રાયશ્ચિતથી આપ મુક્ત થશો. આપનાં નાટકો મેં જોયા છે, તેમાં આપ જોકે, રસની ઉત્પત્તિ માટે પણ બનતી કોશીશ રાખો છો, તો પણ તેમાં સદ્બોધનું જોર આગળ પડતું રાખો છો, તથા સદ્ગુણ અને સદાચારનો ઉપદેશ કરવાનો આપનો બ્રાહ્મણનો ધર્મ આપથી ધંધા ભેગોજ બજાવાય છે.

જસરાજ—તો પણ બદલામાં ખાલી મોજમજા અને ઉજાગરો આપી લોકો પાસેથી પૈસા લઇયે છીએ, તે વિષે આજે આપનો ઉપદેશ સાંભળીને મને ઘણો પસ્તાવો થાય છે અને શરમ લાગે છે, મોતીભાઇ!

મોતીચંદ—ભાઇ! તેથી તમે તમારા ધંધા તરફ તિરસ્કારથી જોશો નહિ. ચિન્તા વેઠી વેઠીને તથા પુરાવાના ખામી જુઠથી પૂરી પાડી પાડીને વાજે આવી ગયેલા અને ખર્ચના ખાડામાં ખુંદી ગયેલા તથા તે ઉપરાંત હારીને પાયમાલ થઇ ગયેલા અને રૂધિરનાં આંસુ વહાવતા અસીલોની પાસેથી આપની ટિકિટની ફી જેટલા આઠ આના રૂપીઓ બે રૂપીઆ નહિ પણ સેંકડો અને હજારો રૂપીઆ ન્યાયને નામે લેનારા વકીલ બેરીસ્ટરોનો, તેમજ એકને એક જુવાન જોધ કરાના મંદવાડમાં ધડકતી છાતીએ અને ખડી ઉઘાડી આંખે કરેલા ઉજાગરાઓ અને ઓસડવેસડમાં ખર્ચ કરી કરીને ખંડાઇ ગયેલાં વૃદ્ધ માતા-પિતાઓ પછીથી તેજ છોકરાના મરણ પછી નિકળતા ઉકળતા અશ્રુ પ્રવાહનું જેના ઉપર જળ મૂકાયું છે એવા નાણું પોતાના બિલના પૈસા વસુલ કરનાર ડાક્તર સાહેબો અને સરજનોનો ધંધો જુઓ. તમે જુજ રકમ લ્યો છો, અને તે પણ આનંદની કિમત તરીકે અને પ્રેક્ષક સમજદારી હોય તો સદુપદેશના બદલે પણ ભેટ તરીકે લ્યો છો; અને તે પણ હસતા રમતા રૂમના વપરાશી લ્યો છો, બેજાઓની પેઠે રોતા કકળતાના હાથમાંથી લેતા નથી. તેથીજ તમારા ધંધા માટે તમારે શરમાવાનું કારણ નથી. માટે તમે તમારા જે ધંધામાં ખાસ છો તેમજ રહો, જનસમાજ અને નટ સમાજની સદાચારદ્વારા ઉન્નતિ કરવાનો ધર્મ બજાવવાની શક્તિ હવે તમારામાં આવી છે, તો તે ધર્મ બજાવી જે ઉપકાર લોકોએ, એક્ટરોએ અને તમારા શેઠના અધિકારીઓએ તથા દેવાધિદેવ પરમેશ્વરે તમારા ઉપર અત્યાર લગી કર્યો છે, તેની કૃતજ્ઞતા દર્શાવી આપો. હવે હું સ્ટેશનપર જાઉં છું તેથી રજા લઉં છું.

જસરાજ—( નિસાસો નાંખી ) મોતીભાઇ! ધન્ય છે! તમે પણ મને વિચારની વાવમાં ઉતારી પાછો સંસારની આગથી ઉપર કાઢી દીધો. જે શીખામણ આજે મને

આપના સમાગમથી મળી છે, તે પ્રમાણેજ હું વર્તીશ. પણ આજે સ્ટેશનપર કેમ પધારો છો?

મોતીચંદ—મારી નાની સાળી અને તેનો વર આજે આવવાનાં છે, તેમને લેવા સામે સ્ટેશનપર જવું છે.

જસરાજ—ઘણી આનંદની વાત! સગપણમાં સાળી ને સોનાની થાળી! આ તો સગપણમાં સાઢુ અને જમણમાં લાડુ પણ મોતીચંદભાઇ! આજે રવિવાર હોવાથી દિવસના ત્રણ વાગ્યેથી "ચારૂચિત્રા"નો ખેલ રાખેલો છે. તો બધાંએ તમારા સાળી સાઢુ વગેરે જરૂર આવજો, આજે ઉજાગરો થવાનો નથી. આજે બીજી ભજવણી છે, એટલે ખેલ વધારે જમાવટ પર પણ આવશે. જરૂર આવજો અને મહેમાનોને લેતા આવજો.

મોતીચંદ—અમારે કાંઇ આમંત્રણની જરૂર છે? અમે તો બિન નોતરીયા પરોણા!

જસરાજ—પરોણા નહિ, પણ ઘરધણી–એમ કહોને. પણ જરૂર આવજો. આ તમારો રસિક આજે ક્ષોભ જતો રહેવાથી કેવો ખીલે છે, તે જો જો તો ખરા!

રસિક—(શરમાતો શરમાતો) જો મારીને આપની નજર એક થઇ તો ખીલવાને બદલે સંકોચાઇ જવાશે.

મોતીચંદ—જુઓ હવે રસિકની અચૂચિત્રા થઇ ગઇ એટલે શરમાવાનું અને સંકોચવાનું આવ્યું. પણ તું તારે મારા સામું જુએ—શું કરવા? તું તારે પ્રેક્ષકો સામે જોઇનેજ તારી મોટર દોડાવે જજે. લ્યો, ત્યારે હવે હું જાઉં છું. (મોતીચંદ જાય છે.)

---

## कर टकोरा ढंग!

સુધરેલી બાઇઓ હવે સુધરેલા ભાઇઓનાં જય ગીતડાં લલકારવા લાગી છે; અને તે સાંભળીને સુધરેલા ભાઇઓ પોતાનાં અહો ભાગ્યની ભુંગળો વગાડી નવલસુંદર ભવાઇની ભાત ભાતની કે દાળ ભાતની કે ખીચડીની ભજવણીમાં તા થેઇ તા–થેઇ થેઇ તા કરતા કુદી રહ્યા છે!!! પણ એ બાઇઓની અને ભાઇઓની ભવાઇમાં મારા જેવા રંગલા વિના રંગ જામતો નથી–ખરું રીકું...ઘમ!! તેથી હું પણ મારા સુધરેલ ભાઇઓ અને બાઇઓની ભવાઇમાં ભાગ લેઇ તેમની ટીકાકારને કુના કરવા જરા ફાંફાં મારૂં તો તે ફોકટ ગણાશે નહિ!—એવી આશાનું હું એશીકું બનાવું છું!!! અરે મોટો તકીઓ–ફકીરનો તકિયો નહિ–પણ રૂનો તકીઓ બનાવું છું!!! જુઓ હવે તો ફ્રેન્ચાઇસ એટલે સ્ત્રીઓને પુરૂષો જેટલા હક મળ્યા! હવે અબલાનો અ જતો રહ્યો એટલે અક્ષર ગણિતને હિસાબે બાદબાકી કરતાં બાકી રહી તે બલા! પણ "અ.ન બલા, પકડ ગલા, એ બલાસે ભાગના ભલા!!!"—એ મંત્રનો જપ કરતા રહેજો! નિકર યાદ રાખજો રે બાપુ! મ્યુનિસીપાલીટિની મનુષ્યપલિતિ થઇ જશે! અને કોરપોરેશનનું કોરપ્યુલંટ પેટ મોટું ગણપતિ જેવું થઇ જશે! હો! કે!! ભારેવાયાં ભાભીજી જેવડું!!

* * * *

નવા વિચારના નવલ શિતુરીઓ જુના વિચારના જડસાઓને પોતાની અવલ સવલ કરવાની શક્તિ બતાવી ચમત્કાર બતાવી નમસ્કાર માગે છે કે—"જુના તે તો જોતા રહ્યા અને સ્ત્રી સ્વાતંત્ર્યના પોબારા થયા." તમારો સિરબલ પણ મોટા ભાઇ બિરબલની પેઠે સ્ત્રી મહિમાના ટકોરા—એક નહિ, ચાર નહિ, આઠ નહિ, પણ પુરેપુરા બાર વગાડી ખરા બપોર બનાવે છે કે—"ફ્રેન્ચાઇઝની ફત્તે! ફત્તે!! ફત્તે!!!" સુધારકોના કહેવા પ્રમાણે હું પણ કબુલ કરું છું કે—"ફ્રેન્ચાઇઝની ફત્તેહ!" હવે બાઇઓ જે અધિકાર, પદવીઓ

અને હકો તથા જે જે કાંઈ પુરૂષો ધારણ કરી શકે છે તે બધું ધારણ કરી શકે તેમ થયું. તો હવે જેમ મારા મોટા ભાઈ મિરખલે પોતાની મોટાભિરીની ખુશાલીનાં ખલકાઓ વહેંચ્યા તેમ હું પણ મારી સાલમ મિસરીની જ્યુબીલીની ખુશાલીમાં એક નવો ખલકાબ વહેંચવા તૈયાર થયો છું! અને આશા છે કે તેથી સ્ત્રીઓના "સમાન હક" નાં હિમાયતી નર નારીઓ મારા આપેલા એ ઇલકાબને ખુશીનાં પોકારોથી વધાવી લેશે! જાહેર ચલવળોમાં આગળ પડતો ભાગ લેનાર ભાયડાઓને આપણે Public man (પબ્લીક મેન) એવું માન ભરેલું નામ આપીએ છીએ, તેજ પ્રમાણે હવે એ "પબ્લીક" શબ્દપર સ્ત્રી જાતિનો હક ફ્રેન્ચાઇઝ યા સમાન હકના સિદ્ધાન્ત પ્રમાણે કબુલ રાખી Public woman (પબ્લીક વુમન) એ ઇલકાબ-લોક સેવિકાઓને માટે ખુલ્લો મેલું છું, તે દરેક સુધરેલી રાંડી, માંડી, છાંડી અને રાંડ મહિલાઓ ઝડપી લેવા તૈયાર થવી જોઇએ!! આવો! હવે સમાન હકનાં હલામણિયાં સુધરેલાં પુતળાંઓ આપેલા આ ઇલકાબને આબાદ કરો, નિકર સમાન હકના સનેપાતને બરબાદ કરી ફ્રેન્ચાઇઝના ફેંદરાને ફારગતી આપો!!! અગર ખા-લો યે લક્કડકે લડુ!!!

* * * * *

જુના વિચારના જડસાઓ તો સિરખલશાહની સાથે એકમત થઇને ગાજી બજાવીને બરાડે છે કે—જો "પબ્લીક (Public)" શબ્દપર પણ સુંદરીઓનો હક થઈ શકતો નથી તો બધી પબ્લીક (Public) બાબતોમાં તેમના હકનો હલવો હલાવનાર હલકટો સ્ત્રી જાતિનો મહિમા ગટર ગંગામાં ધોવા બેઠા છે! ભલે! એમને ફાવે તેમ કરે! પણ સ્ત્રીઓ મ્યુનિસિપલ કઉન્સીલરો વગેરે જગોઓપર નીમાય તેથી જનસમાજને ફાયદો શો? તેમજ વ્યક્તિઓને ફાયદો શો? તેના તો જમે ઉધાર પાસા મેળવ્યા વિના સિરખલ મિરખલના પંથવાળાનો હિસાબ પતે તેમ નથી, ભાઇ!

\+ \+ \+ \+ \+

સંસાર વહીના ગોપાની જમે બાજુ કહે છે—છોકરાં હગાડવાં, તેમનાં મળ મુતની સફાઇ કરવી, પાણી ભરવું, વાસીદું વાળવું, ઘરમાં લીપવું ધોવું, દીવા ડોઇલા કરવા, છોકરાંને કાલું કાલું બોલતા તથા આંક અને ક્રમ શીખવવો, ટેકણ ગાડીપર ચાલતાં શીખવવું, છોકરાને ચોખ્ખાઇ શીખવવી, છોકરા કહ્યું ન માને તો તેના બાપા (અને પોતાના ઘરવાળા) આગળ ફરિયાદી કરવી-વગેરે બાબતનો બહેરને રોજના અભ્યાસની હોવાથી મ્યુનિસીપાલીટીઓમાં બહેરા કાઉન્સીલરો યા મેમ્બરો નીમાવાથી કામ સારૂં ચાલશે. કેમકે મ્યુનિસીપાલીટીમાં પણ—ખોદા તમને બચી મન દે—સાહબ! એજ વહીવટ હલોળવાનો છે! મ્યુનિસીપાલીટિને પણ બજાર અને ખુન્નડીઓ તથા ગટર મોરીઓ સાફ રાખવી, પાણીના નળ વગેરે વોટર વર્કની વ્યવસ્થા રાખવી, સડકપર ઝાડુ દેવરાવવું, સડકની મરામત કરવી, ગ્યાસ ઘાસલેટ કે વિજળીનાં દીવાસળી મૂકવી, પ્રાયમરી (પ્રાથમિક) શિક્ષણની ઇંગ્રેજી ગુજરાતી મરાઠી ઉર્દુ શાળાઓની માળાઓ ફેરવવી, સડકો ઉપર માણસો અને વાહનોને ચાલવાના નિયમો ઠરાવવા, પઘડા વેરો લેવો વગેરે કામ કરવું, સફાઇ રાખવી અને રોગો અટકાવવાની સૂચનાઓ અને દવાઓ પુરી પાડવા ગોઠવણો કરવી, ગંદકી કરે તેને માજીસ્ટ્રેટની કોર્ટમાં ઘસડી દંડ કરાવવો વગેરે કામ હોવાથી તે બહેરક પકાનું છે ખરૂં સુધારકાને પણ આ દલીલ મિરખલ એમની મરજી વિના લેલી લગાવી શીખવે છે!!! કેમકે "સુધારક સંહિતા" પ્રમાણે તો—"માંડી અંદર અને બહેર બાદશાહ" એજ મહાસત્ય છે!!!

* * * * *

અને રાત્રીથી ઉલટો દિવસ અને અંધારાથી ઉલટું અજવાળું એ પ્રમાણે જુના પુરાણીઓની "સત્ય સંહિતા" નું મહાસત્ર છે—"મરદ મેદાનમાં ને બૈરી તો મકાનમાં !!!" તેથી મ્યુનિસીપાલીટી જેવી પબ્લીક સંસ્થાઓમાં "પબ્લીક વુમન" નું પરમપદ પામવાને કો ઘરરખુ ગૃહિણીઓ તો આવવાની નહિજ! પણ સુધારાની ચકડોલ (ચગડોળ) પર ચઢેલી—ગાંડીઓ, વાંડીઓ, છાંડીઓ, અને ગાંડીઓજ લોક સેવાને માટે છુટી રહી! તે કરશે શું? છોકરાં હશે તો આયાને સોંપી, રુવાલ સાબુ ને પાઉડરથી કાયાને ઓપી, પગે ઉંચી એડીના બુટ આરોપી, પતિને પહેરાવી ટપલાની ટોપી, હાથમાં છત્રી યા રૂમાલને રોપી, ફરતી તે ફરશે, અભ્મને આરોપી!!! જેણે ઘરધણીનું લીધું ન માન્યું, ઘરનું લીધું ન માન્યું, છૈયાં છોકરાંનું લીધું ન માન્યું, સગા વહાલાંનું લીધું ન માન્યું, નાત જાતનું લીધું ન માન્યું, તે સુધરેલી સુંદરીઓ અને ફેશનેબલ ફુટડીઓ મ્યુનિસીપાલીટિઓની શી મોકાણ માંડશે? કેમ કે સુધારા પ્રમાણે તો "રોવું કુટવું" પણ બંધ, એકલા હાહાહીહી ને ગુડ મોરનિંગજ શીખેલી હમશિયાઓ પબ્લીકને શો ફાયદો કરશે તે આપનો ઠોઠ નિશાળીઓ આ સિરમલ સમજી શકતો નથી!!!

§ § § § § §

પણ ફ્રેન્ચાઇઝનું એક મોટું ફળ છે! ગોળ મટોળ મોટું મીઠા જેવું ફળ છે!! કડવું કે મીઠું? એ તો ખાનાર પ્રાણીની સ્વાદ ઇન્દ્રિય પર આધાર રાખે છે! જુઓ માણસને લીંબડો કડવો લાગે છે, ત્યારે અઢાર વાંકા અંગવાળું ઉંટ તે હોંસે હોંસે ચાવી જાય છે! સાજા માણસને લીંમડો કડવો લાગે છે, પણ જેને સાપ કરડેલો હોય છે અને તેનું ઝેર ચઢેલું હોય છે, તેને લીંબડાની કડવાસ બિલકુલ લાગતી નથી. તેજ પ્રમાણે ફ્રેન્ચાઇસના ફળનો સ્વાદ પણ તે ફળ શું થવાનું તે સાંભળોઃ—છાતીએ હાથ મૂકજો કે કલેજું ઉથલી ન જાય! અને આંખ્યો દાબી રાખજો કે મગજે ચક્કર ન ચઢે!!!

* * * * * *

બિચારાં વ્યક્તિસ્વાતંત્ર્યના મંદિરનાં ઉપાસક નવલ સુંદર પૂતળાઓને ભડ ફાકવાનો (બૈરાં અને પુરૂષોને એક બીજાના સહવાસમાં રહી વાતો કરવાનો વિલાસ ભોગવવાનો) લ્હાવો મીતરવાનો એ પહેલું ફળ!! ભડ ફાકતાં ફાકતાં આફરો ચઢે તો પેટ ફુલી જઇ અણુસરજી પીડા થવાની એ બીજું ફળ!! અને બૈરી મેમ્બરે મ્યુનિસીપાલીટીનું કામ બરોબર ન કર્યું, અથવા કાંઇ ઉંધું ચતું કર્યું તો આ સુધરેલા શ્રી રાજ્યના જમાનામાં એને કોઇ કાંઇ કહી કે કથી શકે નહિ તો, ઠપકો કે રોક ટોક તો કોણુજ કરે? ભણેલી ભામીનીઓના ભભકામાં જે ન અંજાય તે જેન્ટલમેન ગણાય નહિ એ નવી કેળવણીના પીનલકોડની સાડીનખતાલીસમી કલમમાં મોટા દૈત્ય જેવડા અક્ષરે લખેલું છે, તે તો તમે જાણોજ છોને, બાવા! એટલે પ્રમદાને પુછે, તેને પરમેશ્વર પુછે. બૈરીની કારવાહીમાં કોઇ પણ ખોડ કાઢવાનું નહિ. કેમકે સુંદરીઓને જે કાંઇ સારું સારું મનાવે નહિ તે માણસનું નામ જેન્ટલમેનના લીસ્ટમાંથી છેકાઇ જાય!!! જે જેન્ટલમેન થવાને પોતાને મોઢે તાળવો બાંધી મૌન રાખશે તે સાદેસાદો જેન્ટલમેન, અને જે બાઇઓના કામોમાં ગમે તેવી ખોરણે છતાં વખાણશે તે તો ગ્રેડ જેન્ટલમેન, અને જે બૈરાઓના ખામી ભરેલા કારભારનો ખોટી રીતે બચાવ કરવાને તે કારભારપર ટીકા કરનાર સામે કમર કસીને લડશે તે ડબલ જેન્ટલમેન બહાદુર ગણાશે!

* *

ડબલ જેન્ટલમેન ફર્સ્ટ કલાસ, ઢોંઢ જેન્ટલમેન સેકંડ કલાસ, અને સાદા જેન્ટલમેન થર્ડ કલાસ જેન્ટલમેન ગણાશે. પણ પેલા મારા જેવા કામિનીચોના કારોબાર પર ટીકા કરનાર માણસો તો હાર્શમેન ( Harsh man ) એટલે કઠોર માણસ અને રફમેન ( Rough man ) એટલે ખડબચડા માણસને તો લાસ્ટ કલાસ એટલે છેલ્લામાં છેલ્લા વર્ગમાં વખારે નાખવામાં આવશે. એટલે થશે શું ? તે આંખોફાડીને, કાનમાંડીને, અને કલેજું તાડીને સાંભળોઃ— કવિતા છંદમાં અથવા ફંદમાં.

હંસ કહી હઘડે ધરવું છબિલી જવ પાળતી હોય છછુંદર !
હાથી કહીજ વખાણ કરો રસિલી ઉરમાં ગમિયો કદી ઉંદર ! !
ખાળકુંડી ગલિચીથી ભરી ગમિ ગોરી ઉરે તવ ક્ષીર સમુંદર ! ! !
જેન્ટલમેન વખાણી મરે સઉ સુંદરિનું જગમાં બધું સુંદર ! ! ! !

* * * * * *

બધાય જેન્ટલમેનમાં ખપશે ! એટલે સ્ત્રીરાજ્યવાળા સ્થાનિક સ્વરાજ્યની ખીલેલી વાડીના વહીવટમાં જાજરૂ મુતરડીઓ નરકલોક જેવી થઇ જશે તો પણ તેને પરસ્તાની દીનાના અત્તરની પરફ્યુમરીનાં કારખાનાં તરીકે પૂજવાં પડશે ! દીવાબત્તીઓનું દેવાળું નિકળશે તો પણ કાળીચૌદશની રાત્રીને 'માણકઠારી શરદ પુનમની રાતજો' એ ગરબીના રાગડા તાણવા પડશે ! ! સડકોપર કાંકરા પથરા ને કચરો કાદવ પડ્યો હશે તો પણ તેને મોગરા, ગુલાબ, કપુર અને ચંદન ગણી ગણી તે બધાના ગુણ ગાવા પડશે ! ! ! પાણીનું ટીપું પણ નહિ મળે તો પણ નળની ચકલીઓને મંગોત્તરી જમનોત્તરીનાં શિખર તરીકે માનવી પડશે. ! ! ! બધરક સ્થાનિક સ્વરાજ્યમાં ગમે તેવા ગડબડ ગોટા હશે તો પણ તેને ગુલાબ, ચંબો, જુઇ, અંબેલી, અને ગુલદાઉદીના ગોટા તરીકે વખાણી વખાણીને વાજ આવવું પડશે ! ! ! ટુંકુ ને ટચ કહુ તો દોજખને બહેસ્ત અને ગધીને ગાય માનવી પડશે નિકર જેન્ટલમેનના લિસ્ટમાંથી તમારા નામપર મોટી કાળી લીટીજ સમજજો ! ! ! . ? રફમેનનો દુકાળ પડે ત્યારે આ સિરબલીઆ જેવા સેવકને અને અમારા રફમેનના ~. પેલા સંઘવીને યાદ કરજો ! પણ યાદ રાખજો કે અમે તે વખતે મફત સેવા બજાવવાના નથી ! તેમજ કોઇના બાપની ઓશીઆળ ધરાવનાર પણ નથી ! ! ! 'લાખ જૂતી લગાઉંગા ઓર લાખ સુનેંગે લઉંગા '—એજ કરારથી લોક સેવા કરવાની નોકરી પર ચઢી જવાના ! ! લીડરોની ફ્લીડરોની અમારે પરવા નથી, અહેરમાન !

સિરબલ.

---

यतो धर्म स्ततो जयः

## सनातन सभा नडिआद–पत्रीका १.

( લેખક બટુકશંકર ગીરધરલાલ મહેતા )

- क. અર્થ, કામ, કે મોક્ષસાધક કોઇ પણ કર્મ ધર્મ પોષક હોવું જોઇએ; એમ મનુષ્ય જન્મનો આદેશ માનવો.
- ख કુટુંબ, જ્ઞાતિ, કે ગરની સંસ્થા ધર્મ રક્ષક હોવાથી તે સંસ્થાની શીથીલતા કરનાર પ્રવૃત્તિઓ ત્યાજ્ય માનવી.

આર્થીક અને રાજકીય પ્રગતી કરવાની આવશ્યકતા આપણા દેશમાં ઉભી થઇ છે એ ખરૂં છે, પણ તે પ્રગતીને ત્વરીત કરવાની ધુનમાં કેટલાક રાજકીય-નેતાઓ, સંસાર સુધારકો

વીગેરે એવી પ્રવૃત્તિઓ કરે છે કે જેથી તેઓ આર્થીક કે રાજકીય લાભ કરે; તોપણ તેથી સંસારીક અને ધાર્મિક હાની થાય; તે હાનીઓ ન થાય અને દેશ-હિતેશીઓ સર્વ યથાશક્તિ પણ પ્રગતી કરનાર પ્રવૃત્તિઓજ કરે તે ઇષ્ટ છે; એ દર્શાવવાનો આ પત્રિકાઓનો ઉદ્દેશ છે.

**પ્રશ્ન**—ધર્મ દ્રષ્ટિથી લગ્ન વાલી મારફત થાય તે કે સ્વતંત્ર વરવધુ પ્રેમ લગ્ન કરે તે પૈકી કેવું લગ્ન સંસારને સુખ કરે છે? હીંદુઓમાં ધર્મ લગ્નનાં કારણે અખંડ બ્રહ્મચર્ય સ્ત્રીઓને પાળવું પડતું નથી. (સેન્સસ રીપોર્ટ) પારસી બાઇઓમાં સેંકડે ૯ ને અખંડ બ્રહ્મચર્ય પાળવું પડે છે (વડોદરા રાજ્ય સેન્સસ રીપોર્ટ) પશ્ચિમ યુરોપમાં અખંડ બ્રહ્મચર્ય સેંકડે ૨૭ ને પાળવાનું હોય છે, (જ્યોર્જ ડ્રેજ) પ્રેમ લગ્નથી ૧-૪ આમ કુંવારાં રહે.

વે પણ શંકા થાય કે આ ધર્મ લગ્નથી વીધવાઓ વધી જાય છે તેમને દાંપત્ય સુખ ક્યાં છે? આ પ્રશ્નના જવાબમાં કુંવારી રહેવાથી વીધવા થવાથી કે તેવી રીતની ધણી વિનાની એકલવાઇ થયેલીનું પ્રમાણ જોઇએ. હિંદુમાં સરેરાશ સોમાં વીધવા ૧૨ હોય છે. (વડોદરા રાજ્ય) પારસી બાઇઓમાં ૨૭-૨૮ તેવી હોય છે. (વડોદરા રાજ્ય) પશ્ચિમ યુરોપમાં સોમાં તેવી ૫૧ હોય છે (જ્યોર્જ ડ્રેજ) હિંદુસ્તાનના સેન્સસ પ્રમાણે ઘર દીઠ માણસની સંખ્યા ૪-૯ છે એટલે દરેક ઘરમાં યુરોપ જેટલો એકલવાઇ-થવાનો પ્રસંગ આવે તો ઘર માત્રમાં એક એકલવાયો અને એક એકલવાઇ હોય. વીધવાનાં દુઃખ તરફ પ્રમાણીક દયા ખાનાર બાઇ બેનોએ પ્રેમ લગ્નથી ઉપર મુજબ વધી જતાં અર્ધાધીક એકલવાયાંનો વીચાર કરી સારાસાર તરફ ધ્યાન આપી સંસાર સુધારવો એ ધર્મ નહીં? હિંદુ સંસારમાં સુધારો સુચવનારે તે સુધારાવાળા દેશમાં તે સુધારાથી થયેલું ફળ હિંદુ સંસારની હાલની સ્થિતિથી સારૂં છે. એમ સાબીત કરવું પડે બાકી વ્યક્તિ કે વ્યક્તિ સમુહને દુઃખજ ન રહે તેવાં ધોરણ તો આ દુનીયાના કોઇ નીયમથી બન્યાં નથી બનવાનાં નથી. અને એ દ્રષ્ટિથી કુટુંબ, જ્ઞાતિ કે ગુરૂની કોઇ પણ સંસ્થામાં કાંઇ સુધારવાનું નથી, એમ પણ કહેવું નથી, તે કાયમ રાખી સુધારો કરવો તેમાં અને તે તોડી ત્રીશંકુ થવું તેમાં તો મોટો ફેર છે.

૨ એકલવાયાં પોતાનેજ દાંપત્ય હક ન હોવાનું દુઃખ છે, અને તેથી સંસારને બીજી હાની નથી એમ માનવું-તે પણ અનુભવના અભ્યાસ વિનાનું છે.

કલકતાની વસ્તીમાં કલકત્તા બહાર જન્મેલા સેંકડે ૭૧ છે અને મુંબાઇમાં તો તેવા ૮૦ ટકા છે. રોજગારના સાંસા ઘર ભાડાની મોંઘવારી, વીગેરે કારણે આ બહારથી આવનાર પુરૂષો બૈરાં કે કુટુંબ વિના આવે છે. જેને લીધે શહેરોમાં સ્ત્રી પ્રમાણ ઓછું છે. કલકત્તામાં સ્ત્રીઓ પુરૂષ કરતાં અડધી પણ નથી. મુંબાઇમાં ૧૦૦૦ પુરૂષે ૫૩૦ સ્ત્રીઓ છે. (હીંદુસ્થાનનું સેન્સસ) અને એકલવાયા સ્ત્રી તથા પુરૂષમાં વ્યભિચાર અને વ્યસન પેસે છે તેનો ચેપ બીજાને લાગે છે આમ અધર્મ પોષાય છે.

કલકત્તામાં વસ્તી ૮૯૬૦૬૭ છે. કસબણ ૧૬૦૦૦ છે અને તે ધંધા માટે ઉછરતી બાળા ૧૦૦૦ છે મુંબાઇમાં પણ આજ પ્રમાણ છે (મોડર્ન રીવ્યુ ડીસેમ્બર, ૧૯૧૮) નડીઆદની ૨૭૧૪૫ ની વસ્તીને હીસાબે આ શહેરોના પ્રમાણમાં આ બદી (પીડા) નડીયાદમાં હોત તો હમારે ત્યાં ૪૮૦ કસબણો હોત. ૩૦ તે ધંધામાં ઉછરતી છોડીયો હોત પણ છે તો માત્ર બે ત્રણ એટલે એ બદી ૨૦૦-૨૫૦ ઘણી ઓછી છે અને નાના ગામમાં તો હીનભાગી સ્ત્રીઓ હોતીજ નથી. હમે-માનીએ

છીએ તે કારણોને લીધે આ બદી ન હોય તો તેના કારણો શોધી ઇલાજ કરી અમારા ગામડા માફક શહેરને સુવારી જો હમને હમારી સંસ્થાઓ તોડવા જણાવે તો તો સુધારકોના ઉપકાર થશે બાકી છે તે તોડી તેમના શહેરોની સ્થીતીએ લઇ જવા હોય તો તેની હા કેવી રીતે કહેવી ? અર્થ અને કામ ધર્મ પોષક ન હોય તેથી થતા વ્યભીચારનો વધારો દરશાવ્યો, હવે વ્યસનના જોઇએ દેશી દારૂનું પીણુ કેટલા પ્રમાણમાં છે તે નીચેનાથી સમજીએ મુંબાઇ ૨૨.૯ ડ્રામ અમદાવાદ શહેર ૧૪.૪ અમદાવાદ જીલ્લાના ઇતર ગામમાં ૧.૦ ખેડા જીલ્લાના ગામડામાં ૧.૪ ( અબકારી રીપોર્ટ ૧૫-૧૬ )

મુંબાઇથી વધારે પીનાર કાંપવાળા શહેરો તો આપણા ઇલાકામાં છે. પણ તેમાં દારૂ નિષેધ મંડળીઓ નહીં હોય માટે તે લીધા નથી વીચારવાનું એ કે દારૂ પીવાથી શારીરીક અને ધાર્મીક હાની હોવાની વાત સર્વમાન્ય હોવા છતાં શહેરોમાં સુધારાવાળાં હોવા છતાં એ બદી ચૌદથી બાવીસ ઘણી ત્યાં વધારે અને ગામડામાં ઓછી તો સંસ્થાઓ ગામડાની સારી કે શહેરની ? અને શહેરોમાં સ્વચ્છંદ વધારે હોવા સીવાયનું કારણ શું કલ્પાય ? વધારે ભણેલાં શહેર સ્વતંત્રતાનો સ્વચ્છંદતામા ઉપયોગ કરે છે તો સ્વચ્છંદતા રોકનાર કુટુંબ ન્યાતી અને ગુરુનો ધાર્મીક મોભો કેમ તોડવો ? અને ધર્મ રહીન આર્થીક પ્રવૃત્તીઓ શામાટે પોષવી ? વારૂ દારૂ પાછળ નાણાં કેટલાં જાય છે.

દર દશ હજારના વસ્તીએ કુલ.

મુંબાઇ રૂ. ૬૫૫૬૨ અમદાવાદ જીલ્લો રૂ. ૭૫૩૨ ખેડા જીલ્લો ને પંચમહાલ જીલ્લો રૂ. ૨૭૩૭
( અબકારી રીપોર્ટ ૧૫-૧૬ )

આને ઇસમવાર કરીએ તો ખેડા જીલ્લામાં દર માણસે ૦-૪-૦ અમદાવાદ જીલ્લામાં ૦-૧૨-૦ મુંબાઇમા ૬-૮-૦ થી વધારે ખર્ચ આવે છે.

આર્થીક લાભ વધારી અમદાવાદ ત્રણ ઘણુ મુંબાઇ છવીસઘણું નાણું હમારા કરતાં દારૂમા ખર્ચે છે. આનેજ ધર્મ રહીત, અર્થ કામ કહેવાય. અને સુવારી ન શકીયે તો એ અર્થજ ત્યાજય છે. ધર્મ ત્યાજ્ય નહિ, કેમકે એ અર્થથી અન્ય પણ " મનુષ્ય જન્મનો આદેશ " તોડી પશુવૃત્તિ વધારનાર ફળ છે જેમકે- દારૂ પી તોફાન કર્યાના ગુન્હાઃ—

| વસ્તી. | ગુન્હા. | જીલ્લો | વસ્તી | ગુન્હા | વસ્તી. | ગુન્હા |
|---|---|---|---|---|---|---|
| મુંબાઇ ૯૭૯૪૪૫ | ૪૧૨૦ | અમદાવાદ | ૮૨૭૮૦૫ | ૮૧ | ખેડાજીલ્લો ૬૯૧૭૪૪ | ૩૮ |

વસ્તીના પ્રમાણમાં અમદાવાદમા બમણા પણ મુંબાઇમાં તો એંશીઘણા ગુન્હા ! !

કમાવા ઘર છોડવું, પશુવૃત્તિઓ પોષવી, અને શરીર તથા નીતિધર્મ એકલાં રહી ગુમાવવો. છતાં મુંબાઇને સુધરેલુ કહેવું એ તે ભાષાનો દુર ઉપયોગ કે બીજુ કાંઇ? એવોજ સુધારો ચાલુ રહે તો યુરોપ જેટલુ ખર્ચ કરતા થઇએ. યુરોપમાં માણસ દીઠ દારૂનુ ખર્ચ પા. ૩ શી. ૧૦ પેન્સ ૧૦ ચેંબર્સ રજીસ્ટર ૧૯૧૬)

એટલે હાલના બજાર ભાવે રૂ. ૫૦ ) ઉપરાંત માણસ દીઠ આવે છે તેટલે નહિ પોચો તેનો ઇલાજ દેખાડશો અને આપણુ સર્વ તેટલે જાું ચાલુ રાખીશુ તો મુંબાઇને તો માત્ર આઠઘણું પણ હમારે તો હાલ કરતા માણસ દીઠ ૨૦૦ ઘણું ખર્ચ વધશે. અને પ્રમાણમાં હાની પણ થશે હાલ આટલેથી વીરમીશુ, અને દેશના નેતાની સુચનાઓ કે ટીકાની ગ્રહ જોઇશું- દેશોદય સીવાય ભાવનાથી આ લખવુ નથી છતાં કોઇને અરૂચીકર લાગે કે ભુલ હોય તે માટે ક્ષમાની યાચના છે सुज्ञेषु किं बहुना.

ઉપર છપાવેલી પત્રિકા અમને નીચે પ્રમાણે કાગળ સાથે મોકલવામાં આવેલી છે—

રા. ઠાકોરદાસ નાથાભાઇ બી॰ એ॰ એલ॰ એલ॰ બી॰ સનાતન સભા ઓફિસ, નડીઆદ

રા. જેશંકર ભીખાભાઈ મંત્રીઓ. ઠે° સારવાડો તા° ૧૪-૧-૧૫

રા° રા° મે° અધિપતિ મહાશય શ્રી મહાજ્યોતિ:—અમદાવાદ.

આપ દેશના ઉદયની અભિલાષવાળા છો તે કારણે આપના સવિસ્તર અભિપ્રાય માટે મોકલ્યું છે, આશા છે કે અભિપ્રાયદ્વારા આ સનાતન સભાને આભારી કરશો. તા° સદર.

રા. ઠાકોરદાસ નાથાભાઇ દેસાઇ. }
રા. જેશંકર ભીખાભાઈ. } મંત્રીઓ, સનાતન સભા—નડીઆદ.

# अमारो अभिप्राय.

નડીઆદની શ્રી સનાતન સભાએ પૂર્વોક્ત પત્રિકા પ્રકટ કરી આ ધર્મપ્રાણ હિંદુ-પ્રજાની એક ઉત્તમ સેવા બજાવી છે. દેશમાં મતલબી મુત્સદ્દીઓએ બનાવેલા નાયકમન્યોની નાયકશાહી જ્યારે "સ્વરાજ્ય"ને પવિત્ર નામે ખોટા હઠાગ્રહથી દેશમાં તેમના વિધર્મી અને વિદેશી ભ્રષ્ટ વિચારો પ્રસારી હિંદુ પ્રજાની હયાતીનો અંત એકદમ આણવાની સરત બાંધી સસ્તી નામના ખરીદવા ખડા થયા છે, અને તેમના મતલબી મુત્સદ્દીઓ તેમની માનતા વધારવાને બનાવટી સત્યાભાસ એ જુઠાણાંનો ગંદો ગટર પ્રવાહ ચલાવીને તેને ગંગા પ્રવાહ મનાવવાને, લોકવંચનાનો વ્યાપાર ચલાવી રહ્યા છે, તે વખતે આવી પત્રિકાઓ વગેરેથી લોકને વંચકોના પંજામાં સપડાતાં બચાવવા એ મોટામાં મોટું ધર્મ કૃત્ય છે.

क. પારકે ભાણે મોટો લાડવો જણાય છે—એમ મનુષ્ય સ્વભાવની નિર્બલતા છે. તેમાં પણ જેને મંદવાડ આવ્યો હોય છે, તેને પારકા ઘરની દાળ, શાક કઢી વગેરે પદાર્થોના વધારે ભાસકા થાય છે. તેજ પ્રમાણે દેશના દરિદ્ર અને દુઃખી સ્થિતિરૂપ રોગમાં સપડાયેલ કેટલાક અધીર કંગલાઓને ધર્મ વિમુખ તેમજ મોક્ષના પ્રતિબંધક એવો પાશ્ચાત્ય અર્થ કામપર માત્ર લક્ષ રાખનાર આચાર વિચારના ચાહકો થયા છે. પણ તેઓને હિત શું અને મિત શું—તેનું કાંઇપણ ભાન નથી. વિવિધ સ્થાનની આબોહવામાં જેમ ફેર હોય છે તેમ વિવિધ દેશવાસી પ્રજાઓની શારીર અને માનસ પ્રકૃતિમાં પણ ફેર હોય છે. સર્વ પ્રજાને એકજ અસ્ત્રે મુંડવા જેવી ફેશનપરસ્તીનો ઉપદેશ અને ઉદાહરણ એ અર્થ કામના ભોગની પ્રાપ્તિ થતાં પહેલાંજ તેના ભોક્તાનો નાશ કરનાર હોય છે. પાશ્ચાત્ય વિચાર અને આચારમાંજ પ્રગતિ રહેલી એ સિદ્ધાન્ત કેવળ ખોટો છે, પણ વિદ્યાકળા વિજ્ઞાન વગેરે માનસ તાલીમ અને શૌર્ય ધૈર્ય ન્યાય અને વિવેક વગેરે માનસ સામગ્રી, તથા આયુષ્ય આરોગ્ય અને બળ વગેરે શારીર સંપત્તિથીજ પ્રજાની ઉન્નતિ થાય છે. આ વાત ભૂલી જઇને અંધ પંક્તિથી મહાલાનગમાં શીઘ્ર કવિત્વ જોઇ તેવું કવિત્વ પ્રાપ્ત કરવા કોઇ કવા આંખે આંધળો થવા અખ્ખો ફરે તે તેની સ્થતિ નથની મેળવવાને નાક કપાવવા જેવી હાસ્યાસ્પદ અને હાનિ ભરેલી થાય તેવીજ સ્થિતિ પોતાનું સ્વત્વ છોડી પરદેશી પ્રજાના આચાર વિચાર અંગીકાર કરવાથી આપણી હિંદુપ્રજા પણ વિનાશના વિકરાલ મુખમાં સપડાય એ વાત પારકે નાદે ચઢેલાં પતંગીઆને સમજાતી નથી એ આપણી માતુશ્રી ભરતભૂમિની વિપરિત ગ્રહદશાનોજ પરિણામ છે.

ख. જ્યાં બીજી પ્રજાઓ હતી નહતી થઇ ગઇ હોત, એવાં સંકટોમાં પણ આપણી હિંદુપ્રજા હજુ લગી હયાત રહી છે, તેનો ઉજળો યશ આપણા કુટુંબ સંસ્થાને, જ્ઞાતિ સંસ્થાને અને ગુરુ પરંપરાવાળી ધર્મ સંસ્થાનેજ ઘટે છે. એ સંસ્થાઓ અમને અને અમારા પ્રાણાધિક પ્રિય ધર્મને વિપત્તિઓના ઘનઘોર વાદળમાં બચાવનારાની કસોટીમાં કુંદનકુંદ ઉતરેલા જણાય છે. હાલના નાયકમન્યોનો તો તે વિપત્તિના સમયોમાં જન્મ પણ નહોતો હાલના નાયકમન્યો તે હિંદુપ્રજાના તો શું પણ હિંદી પ્રજાના પણ નાયક (લીડર) નથી. એગના

વેશ, આવેશ, ઉપદેશ અને ઉદ્દેશ એમને અમારા દેશનાજ દર્શાતા નથી તો અમારા તેઓ નાયક થવા લાયક તો ક્યાંથીજ હોય ? તેમને અમે બહુ બહુ માન આપીએ તો તેઓને અમારા લીડર તો નહિ પણ અમારા પ્લીડર (વકીલ) કહી શકાય. લીડર તો હવે કોઇ પાકે ત્યારે. અરે : તમારા વડેલ પંથીઓમાં પણ વટાળથી થતી ( તમારા મત પ્રમાણેની ) એકતાને બદલે જુદી જુદી ટણક ટોળીઓ થઇ ગઇ–રીસીકર, મોડરેટ, એક્સ્ટ્રીમીસ્ટ, મોડરેટ એક્સ્ટ્રીમીસ્ટ,ન્વાછાપંથી, ગોખલેપંથી, કેલકરપંથી, બિસંટપંથી,!!! અને વળી વિઠ્ઠલપંથી તથા ગાંધીપંથી ! ! ! રાષ્ટ્રિય ચલવલ ખુદને તો સનાતનીઓજ ગામની, આગળ ગાયજાતની પૌ આગળ નહિ ઘુમતાં તન મન ધનથી અનુસરેલા છે. બીજાઓ તો નાયકંમન્યો અને તેમના મુજાવર બની વચન અને વર્તનથી સનાતનીઓને અપમાન પહોંચાડનારા સાબીત થઇ ચૂક્યા છે. તેમના મનની વાત તો તેઓ જાણે અને તેમનું મન જાણે ! તેથી દેશહિતૈષી અથવા સ્વરાજ્યવાદી થઇને બહાર પડેલાં રત્નોની પ્રવૃત્તિ શુદ્ધ આશયવાળી હોય તો તેઓને ચેતાવી ખરે ચીલે અણવા અને તેઓનો આશય અન્યથા હોય તો હિંદુ મહાપ્રજાને તેઓથી ચેતી વાસ્તવ દેશહિત અને સ્વરાજ્યને માર્ગે રહેવા સાવધ કરવાને પૂર્વોકત પત્રિકા એક પ્રતીતિજનક સાધન છે.

પ્રેમલગ્ન સંબંધી પ્રશ્નમાં પૂર્વોક્ત પત્રિકાએ નિર્વિવાદ આંકડા આપી બતાવી આપ્યું કે પ્રેમલગ્ન કરતાં હિંદુઓમાં વાલી મારફત થતાં લગ્નો નીતિ અને પ્રજાના રક્ષણ માટે વધારે અનુકૂળ છે. પણ આગળ વધવાને અંતિયા થયેલા અભાગીયા એજ્યુકેટેડ વિકારકોને એ ધ્યાનમાં બેસવાનું નથીજ. ભલે, પણ તેથી કાંઇ વસ્તુગતિ બદલાવાની નથી.

ર પ્રેમલગ્ન સંબંધી વિવેચન કરતાં વિધવાઓની સંખ્યા સંબંધી વિવેચન કરતાં વિકારકોની ઘુમાંઘુમનું પોલ ઉકત પત્રિકાએ આંકડા આપીને ઉઘાડું પાડ્યું છે.

૨. વાંઢાવાંઢી વર્ધક કંપની અનલિમિટેડના શેર હોલ્ડરરૂપ સુધારકંમન્યોની કેળવણીને નામે અનર્થકારક હિમાયતનું પોકલ પણ ઉકત પત્રિકાએ હિસાબી આંકડા આપીને ખોલી નાખ્યું છે મુંબાઇ વગેરે કેળવણીના મિનારાના કળશરૂપ ગણાતાં શહેરોમાં બદીના સંભવો પ્રતીતિજનક આંકડાઓજ દીવા જેવું દેખાડી આપ્યું છે કે આર્થિક ઉદ્યોગમાં આગળ વધેલા મોટા શહેરોમાં ઘણાજ મોટા પ્રમાણમાં છે. એટલુંજ નહિ પણ કેળવણી અને ઉદ્યોગના નગરોમાં મદ્યપાન અને ગુન્હાઓના સંખ્યાનો વધારો કેટલો ભયંકર છે—તે પણ પત્રિકાના લેખક પરોપકાર પરાયણ કર્મવીર શિરોમણિ શ્રી ભદ્રકરશંકરનામએ આંકડાવારજ બતાવી આપ્યુ છે. હવે વિચારો કે કેળવણી અને આર્થિક અને ઔદ્યોગિક પ્રગતિ નામે જે સત્યાનાશ વળી રહ્યું છે. તેનો ઉપાય લાંઘણો ખેંચીને કે અંત્યજોને મટી કરીને કે વર્ણસંકર લગ્ન કરીને કે કેવી રીતે મહાત્માઓ, નાયકમન્યો અને તેમના મુજાવરો અને ગુરગાઓ કરવા માગે છે ? ! તે જાણવાને વિચારશીલ હિંદુપ્રજા તો શું પણ આખી હિંદીપ્રજા ચિન્તાતુર ચહેરે ખડી છે.

પૂર્વોકત પત્રિકાના લેખક દ્વિજોત્તમ સકલ કર્મવીર શિરોરત્ન વાસ્તવ મહાત્મા શ્રી ભદ્રકરશંકરભાઇ કેવળ શાહીના કે થૂંકના છાંટા ઉડાડનાર લેખક કે વકતા નથી. પણ વકતા લેખક અને જેને લીધે નડીઆદની કીર્તિ આખા ભરતખંડમાં પ્રસરી રહી છે તે નડીઆદ–અનાથાશ્રમના પ્રથમથી વ્યવસ્થાપક એક ધીરોદાત્ત પુરૂષ છે. સુધારકંમન્યોના પરોપકારનાં પ્રદર્શનો કરતાં આ શાન્ત સનાતની વિદ્વદ્રણી વીર નરની જીવનપદ્ધતિ કોઇપણ અંશે ન્યૂન નથીજ. પાશ્ચાત્ય અર્થશાસ્ત્ર તેમણે આશ્રમના વ્યવસ્થાપકની ફરજને અંગે બારીક અભ્યાસ દ્રષ્ટિથી વાંચ્યું છે અને ભારતવર્ષની સ્થિતિ સાથે બારીક અવલોકન શક્તિથી સરખાવ્યું છે. પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ ભૂલા ભટકતા ભારતવાસી ભાઇઓને આ પત્રિકાથી, આપ્યો છે, તે માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો યોગ્યજ છે. એવી પત્રિકાઓના અંકો તેઓ પ્રસંગે પ્રસંગે બહાર પાડતા જશે–એવી પ્રાર્થના પૂર્વક અત્રે વિરમીએ છીએ.

---

॥ ॐ श्री ऐं ह्रीं क्लीं ॥

॥ ॐ श्री श्रीमहाज्योतिः पुरुषसिंहाय नमः ॥

# શ્રીમહાજ્યોતિઃ

प्रकाश ६.] माघ, कृष्ण १४ संवत १९७५. शके १८३९. सन १९१९. [किरण १

## શ્રી પાર્વતી પરમેશ્વરનો વસંતવિલાસ.

રાગ—સારંગની હોરી. (૪)

ખીલી રહ્યો ઋતુરાજ, રમે પાર્વતી પરમેશ્વર. (ધ્રુ૦)
નિર્ગુણ નીરસ બ્રહ્મતરૂ, એક અભેદ આપાર;
તે પણ કુસુમિત કામથી, સૃજવાને સંસાર.
 નિજ શક્તિ ઇચ્છા અલબેલી,
 જગદુદ્ભવ માટે ઉમગેલી,
 અનુરક્ત થયેલી આજ, સજે છે સાજ. રમે૦ ૧
પ્રલય સમય સઉ વહિ સામ્ય શમ્યું નિજરૂપ;
દ્વૈત થયું અદ્વૈત મટિ, બન્યા અરૂપ સરૂપ.
 તો પણ અનુપમ એક સુહાતા,
 તેવીજ નિરૂપમ છે જગમાતા,
 કર્યો નિગમે "નેતિ" અવાજ, વદી આવ્યા વાજ. રમે૦ ૨
જગદંબાએ જોરથી, ફેંક્યો લાલ ગુલાલ;
દૃષ્ટિ બંધ દેવેશની, ત્યાં કીધી તત્કાલ.
 તિમિર વિષે કંઈ તેજ પ્રસાર્યો,
 ભવનો વિભવ નિપજિયો ન્યારો,
 જગરૂપ બન્યાં જગરાજ, ત્રિપુરાના તાજ. રમે૦ ૩

આપ અમાપ અખંડ હર, અસંખ્ય હર હરપિંડ;
અલક ખેલથી પલકમાં, ભરિ નાંખ્યું બ્રહ્માંડ.
જીવરૂપ આપ બન્યા શિવરાયા,
નિગમાગમમાં ગુણગણ ગાયા.
મૂલા તૂલારૂપે બની ત્યાંજ, રમ્યાં જગમાજ. રમે૦ ૪
સુર દાનવ માનવ અને, લખચોરાશી સર્વ;
રૂપ ધરી રમતા દિસે, શ્રીગૌરીવર ગર્વ.
મતિરૂપ પ્રતિજીવ પ્રતિ મહામાયા,
ખેલી રહી અહીં તહીં શિવ-છાયા,
વર્ચ્યું વિધવિધતાનું વ્યાજ, ન જાય ગણ્યાજ. રમે૦ ૫
રાત્રિ દિવસ હોરી રમે, ખેલ ન આવે અંત,
નાદ બજાવે વાદ્ય ત્યાં, શ્રુતિ ગીત ગાય અનંત,
પર્વ વસંતનું પાળે વિલાસે,
નિત્ય નિત્ય અભિનવ વિભવ વિકાસે.
એનો કોણ કરે અંદાજ, શિવ સામ્રાજ્ય. રમે૦ ૬
યોગિ મુનિ એ ખેલનાં, નિશદિન કરે વખાણ;
સુતિ સ્મૃતિ પણ બહુ ગાય ગુણ, મહિમા ગાય પુરાણ.
સમજિ શિશુ શી કરે કવિતાઇ,
સાંભસદા શિવના ગુણ ગાઇ ?
ગણી બાળક રાખે લાજ, ગરિબ નિવાજ. રમે૦ ૭

# ઓ. મી. પટેલના વર્ણસંકરતા વર્ધક બીલનું ભવિષ્ય.

———o———

( ગજલ )

અરેરે આ 'કળી' આ હે, પુરો શો કેર બતલાવ્યો;
ગરીબ દુનિયા વિષે ગજબી, વિપત વરસાદ વરસાવ્યો;
હિંદોની દુશ્મન વટથી, મરી ના જે મુખે બ્હીસે,
હવે તે 'હિંદુતા' મરશે, 'પટલના પાતકી બીલે.' ૧
વખાણી શાસ્ત્રમાં 'વર્ણો,' પરમ વ્યવહાર પળનારી;
જુદી જુદી નદી પેઠે, સમુદ્રે સર્જ મળનારી,
કરામત એહ કુદરતની, ચલાવ્યા જગતને શીલે,
જુદાઈ તે વિષે ખોધી, 'પટલના પાતકી બીલે.' ૨
પુરાતન 'અત્યજો' પ્રેમે, ગણી નિજ કર્મ સેવાનું;
કરે દાસત્વ કરજોડી, ભમાવી ચિત્ત એવાનું;
કુતર્કે કાળજાં કરડી, ભુંડી દલીલો ભરી દીસે;
બિચારાં ખોખલાં કાપ્યા, 'પટલના પાતકી બીલે.' ૩

સ્વધર્મે શ્રેષ્ટ નિર્ધનતા, ગિતાનો મંત્ર ગાતા જે;
છતાં અસ્પર્શ વર્ણુચ્યુકે, સનાતન શાહ સ્હાતા તે;
અરધાના લાભ આરડતા, 'ખળો' નાં વેણુ પર ખીલે;
અધમતા એવી ઉમટાવી, 'પટલના પાતકી બીલે.' ૪
પુરાણી સૌ પ્રવર્તેલી, પ્રણાલીકા પ્રજાળીને;
પ્રગટ પાશ્ચાત્ ધોરણમાં, ધરમના મર્મ ઢાળીને;
સ્વદેશોદ્ધારના સ્વારો, હળાહળ ઝેરને પીશે;
બન્યાં 'બાયોડ' સૌ એવા, 'પટલના પાતકી બીલે.' ૫
હવે કદી બ્રહ્મયોનિને, નમોસ્તુને ન કહેવાશે;
જનેતા જાણુતા તેથી, સુખે સંસાર મંડાશે;
ચહાશે ત્યાં સુતા જાશે, નહીં રે નાતને ઝીલ્શે;
વટળશે વિશ્વ એ વિધે, 'પટલના પાતકી બીલે.' ૬
અભણુ અનાનિ કંઇ એમાં; ભમેલા ભ્રષ્ટ થઈ બળશે;
વહાયા તેમ વઠેલા, મણુ દઇ એ વિધે મળશે;
મગર નહિ 'હરિકકાનુન' આ, નમે વર્ણાશ્રમી વીલે;
ભવિષ્ય એ 'ભાગ્રશંકરનું,' 'પટલના પાતકી બીલે.'

કવિ- ભાઈશંકરજી વિદ્યારામ પંડિત.+ ૭
મંત્રી:—સનાતન ધર્મોપદેશક મંડળ—મુંબઇ.

# નાo મીo પટેલના ખરડા સામે હિંદુઓનો વિરોધ અને તેના કારણો.

૧ ધર્મ અર્થ કામ અને મોક્ષની પ્રાપ્તિ એ હિંદુ ધર્મનો મુખ્ય આશય છે. માત્ર અર્થ અને કામના દાસ થઇ આ લોકમાં જીવનને પુરૂં કરવું એટલેજ નથી, અને તેથી એ ચાર પદાર્થોની સત્વર પ્રાપ્તિ માટે હિંદુ ધર્મમાં વર્ણ અને આશ્રમની વ્યવસ્થા છે. આ ખરડો વર્ણનો તદન ઉચ્છેદ કરવાનો નેમ ધરાવે છે. વર્ણનો ઉચ્છેદ કરવો તે હિંદુ ધર્મના ઉચ્છેદ કરવા બરાબર છે. કારણ કે હિંદુ ધર્મ વર્ણવ્યવસ્થાના મુળ-પાયાપર રચાયલો છે.

૨ વિદેશીઓ પણ સમજે છે કે લગ્નના સંબંધમાં હિંદુ ધર્મ અને હિંદુ-કાયદો એ એકજ વસ્તુ છે અર્થાત્ હિંદુ લગ્નના કાયદામાં ફેરફાર કરવો અને હિંદુ ધર્મમાં ફેરફાર કરવો એમાં ભેદ નથી.

૩ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં જેમને વિશ્વાસ છે તેમને વર્ણસંકર પ્રજા સામે તિરસ્કાર હોવોજ જોઇએ. મીo પટેલનું બિલ એ वर्णसंकर प्रजा उत्पन्न करवाना कारखाना ખોલવાનું સાધન છે. તેમાં સંમતિ આપવી એ શ્રીમદ્ ભગવદ્ગીતાના વચનમાં અવિશ્વાસ સુચવે છે.

૪ ગમે તે વર્ણમાં પરસ્પર લગ્ન કરવાની ઇચ્છા રાખનારાઓને માટે ઇ. સ. ૧૮૭૨

+ આ કવિતા ગાનજ્ણા સ્વસ્થાનના ઠાકોર સાહેબ નામદાર મહારાણા શ્રી હિંમતસિંહજી સાહેબના ખાસ ભરેલા દરબારમાં તાo ૨૯ જનેવારી ૧૯૧૯ ને રોજ વાંચી સંભળાવ્યું હતું.

નો ' સીવીલ મેરેજ એક્ટ ' ખુલ્લો છે તેથી મી૦ પટેલને એવા મનુષ્યોની ન્હારે દોડવાની જરૂર રહેતી નથી

૫ એમ કહેવામા આવે છે કે સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્ન કરનાર હિંદુ ધર્મને માનતો નથી એમ જાહેર કરવુ પડે છે. તે ન કરવું પડે તે સારૂ આ ખરડાની જરૂર છે. આ અર્થરહિત વાત છે હિંદુ ધર્મ વિરુદ્ધ વર્તન કરવુ અને હિંદુ કહેવડાવવુ એ બે અસગત બાબતો એકેકાળે કેમ બની શકે ? એક પરણેલી સ્ત્રીની હયાતીમા બીજી સ્ત્રી સાથે ન પરણાય એ પ્રમાણેના ખ્રીસ્તી ધર્મનો આદેશ છતા બે સ્ત્રીઓ પરણવી અને ખ્રીસ્તી કહેવડાવવું એ બની શકશે ? કદી નહિ

૬ હિંદુ ધર્મમા મન ઉપર કાબુ મેળવવાની ખાસ અગત્યતા સ્વીકારવામા આવી છે ત્યારે મનના તરગો અને આવેશો પ્રમાણે વર્તવાની છુટ માગવી અને હિંદુ ધર્મ માટે લાગણી તેમજ કુમળુ કાળજુ છે એમ બતાવવુ એ ઢોગ છે.

૭ સારા લગ્નથી સારૂં ગૃહસુખ મળે છે અને એવા લગ્નથી પ્રજાનું બળ અને સ્વમાન વધે છે તથા પ્રજાની ઉન્નતિ થાય છે એમ મી૦ પટેલ કહે છે. એ વાતની કોઈ ના પાડતુ નથી પરંતુ લગ્ન કરનાર જોડાના ગુણદોષ જાણવાની હાલની જ્ઞાતિ અને વર્ણવ્યવસ્થામા જે સગવડો છે તેવી મી૦ પટેલના ખરડા મેળામા બીલકુલ મળશે નહિ.

૮ આ ખરડાના પરિણામે સારો વર અથવા સારી કન્યા મેળવવાની દુરાશામાં સ્ત્રી પુરૂષો અયોગ્ય નાના સમય સુધી અવિવાહિત રહેવાનુ શીખશે તથા કામના આવેશમા અનીતિના માર્ગે ચડશે.

૯ લોહીની શુદ્ધિ અધ્યાત્મ બળને વધારનારી હોવાથી ધર્મ અને મોક્ષને—પ્રાપ્ત કરવામા અપ્રતિમ સહાયક છે. અર્થ અને કામની પ્રાપ્તિમાં સમાજને અધમ માર્ગે જતો અટકાવવામા તેની ઉપયોગિતા ઓછી નથી. તેથીજ સ્મૃતિકારોએ તે શુદ્ધિ જાળવવા વર્ણોનો પ્રબધ કર્યો છે. એ પ્રબધને તોડવાનો પ્રયત્ન કરવો એ ઉદ્ધતાઈ છે.

૧૦ કેટલીક જ્ઞાતિઓ બહુ નાની છે, તેમા લગ્ન વ્યવહાર બહુ અશક્ય થઇ ગયો છે, અને તેથી કન્યા અથવા વર મેળવવામા ઘણીજ અડચણ પડે છે, એમ મી૦ પટેલ કહે છે. પરંતુ તેવી જ્ઞાતિઓ પોતાને મળતી અને પોતાના વર્ણની બીજી જ્ઞાતિ સાથે જોડાઈ શકે છે. છતા તેમને તેમ કરવાની સલાહ આપવાને બદલે આખા હિંદુ સમાજમા ઘોટાળો ઘાલવા ઉભા થવું એ ભેંસનુ માથુ માટલામા ભરાયુ તેવી પ્રથમ માથુ કાપી પછી માટલુ ભાગી માથું બહાર કહાડવા જેવી વાત છે.

૧૧ એકજ વર્ણની જુદી જુદી જ્ઞાતિઓમા ભોજન વ્યવહાર હોય છે અને તેવી જ્ઞાતિમાં પરસ્પર લગ્ન થાય તો તે સવર્ણ હોવાથી શાસ્ત્ર સમત છે તેથી તેમને માટે આ કાયદાની જરૂર નથી.

૧૨ એકજ વર્ણની જુદી જુદી જ્ઞાતિના વરકન્યાના લગ્નો, કોરટો સ્વીકારતી નથી એમ કહેવુ ખોટું છે જાઓ ઇન્ડીઅન લો, રીપોર્ટ ૨૨ મુંબઈ. પાનું ૨૭૭ તથા ૩૩ મુંબઈ, પાનું ૬૫૩.

૧૩ મી૦ પટેલના ખરડાને ટેકો આપનારા કહે છે કે એ ખરડો અપૂર્ણ છે સ્ત્રી પુરૂષો વચ્ચે છુટા છેડા અને કારગતીનો હક તો મળવોજ જોઇએ નાતરા તો અવશ્ય એમા દાખલ થવાજ જોઇએ એટલે કે હિંદુઓની ઉચ્ચ વર્ણોને નીચ વર્ણની પક્તિમા લાવનારો આ ખરડો છે.

૧૪ હિંદુ જનસમાજના લગ્નના ઉંચા આદર્શને કામજન્ય પ્રવૃત્તિથી પ્રેરાતા કરારને બહુજ નીચામાં નીચા ધોરણપર આણનાર આ ખરડો છે.

૧૫ કહેવાતા સમાજ સુધારકોના પચાસ વર્ષના પ્રયાસને અંતે જે નિષ્ફળતા તેમને લગ્ન સંબંધી બાબતમાં મળી છે તેથી શાંત થવાને બદલે શાંતિથી ચાલનારી પ્રજાને રાજ્યાશ્રયથી દબાવવાનો આ માર્ગ જેટલો દયાજનક તેટલોજ અક્ષંતવ્ય છે.

૧૬ ના૦ મી૦ બાસુના બિલને હિંદુ સમાજે વખોડી કાઢવાને માત્ર ૭ વર્ષ થયા છે. એટલામાં પાછી એવીજ હલામણ ઉભી કરવી અને શાંત હિંદુ પ્રજામાં અશાંતિ ઉત્પન્ન કરવી એ ઇષ્ટ નથી.

૧૭ મી૦ પટેલ કહે છે કે એમનો ખરડો માત્ર પરવાનગી આપનારો (Permissive) છે. કાંઇ કાયદાપર જબરજસ્તી કરનારો નથી પરંતુ કાયદો જે કૃત્યપર વ્યાજબીપણાની છાપ મારે અથવા કરવાની રજા આપે તે અવશ્ય કરવા યોગ્ય છે એવી સમજ પ્રસરે એ સ્વાભાવિક છે એ વાત ભુલવી જોઇતી નથી.

૧૮ ધર્મ સંબંધી બાબતમાં તેમજ સમાજીક બાબતમાં રાજ્યસત્તાને હાથ ઘાલવા દેવો એ પ્રાપ્ત સ્વતંત્રતાનો પોતાને હાથે વિનાશ કરવાનું કામ છે. ધર્મ સંબંધી અને સામાજીક નિર્ણયો પોતાની મેળે કરવાની પોતાની સ્વતંત્રતા છોડીને રાજ્યાશ્રય માંગવો એ સમાજને પરતંત્રતાની બેડી પહેરાવવાનું કામ હોવાથી કોઇપણ સાચા સ્વરાજ્યવાદીને સંમત હોવું જોઇએ નહિ. કેમ હવે ખાત્રી થઇ કે, **મી. પટેલનો ખરડો વડી ધારાસભામાં પાસ ન થવો જોઇએ ?**

રા. હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી, સોલીસીટર. } મંત્રીઓ મુંબઇ પ્રાંતીય સનાતન ધર્મ
રા. ભીકમદાસ દ્વારકાદાસ } મહાસમ્મેલન ચંદાવાડી મુંબઇ.

## कर्मयोग ( ગીતા રહસ્ય )

### લેખક—દિલદાર પાલણપુર.

સનાતન હિન્દુ ધર્મનાં ગ્રન્થરત્નોમાં શ્રીમદ્ ભગવદ્ગીતા બહુમૂલ્ય રત્ન છે. અને તે સ્વયં ભગવાનનીજ વાણી છે. નરને નારાયણનો ઉપદેશ છે, ભારતનો સાર છે. મનુષ્યને કર્તવ્ય શિખવનાર ગુરૂ છે. પંડિતોએ કહ્યું છે કે—“ गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्र विस्तरे ” સનાતન ધર્મના વિવિધ પંથો અને સંપ્રદાયોમાં ગીતા એક સરખી પૂજ્ય છે. છઠ્ઠા અધ્યાય સિવાય અન્ય અધ્યાયોમાં પ્રાય સર્વત્ર “ યોગ”—શબ્દનો અર્થ કર્મયોગજ છે योगःकर्मसुकौशलम् ” સાંખ્ય અને યોગ એ બે માર્ગોનું વર્ણન ગીતામાં કરેલ છે. “ सन्यासः कर्मयोगश्चनिःश्रेयसकरावुभौ ” અથવા સન્યાસ યોગ અને કર્મ યોગ એ બન્ને સમાન ભાવથી મોક્ષ આપવાવાળા છે. પરંતુ તેમાંય યોગ અર્થાત્ કર્મયોગ શ્રેષ્ઠ છે—कर्मयोगो विशिष्यते ” અતએવ એજ યોગનો ઉપદેશ અર્જુનને ભગવાને કરેલ છે.

સાંખ્ય અને યોગ અથવા જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠા એ બે માર્ગોમાં યોગ અથવા કર્મ નિષ્ઠા અન્ય મત પ્રમાણે સાંખ્ય યા જ્ઞાનનિષ્ઠાનું સાધન છે. પરન્તુ એમ ઠીક નથી કારણ ભગવદ્ ગીતાથી એમ પ્રમાણિત થતું નથી. ગીતામાં સ્પષ્ટ લખ્યું છે કે—लोकेस्मिन् द्विविधानिष्ठा” અથવા નિષ્ઠા બે પ્રકારની છે. આવી દશામાં એકને બીજાનું સાધન

માનવું તે સંભવિત નથી કારણકે ફરીને તે સ્વતંત્ર નિષ્ઠા રહેતી નથી માટે જ્ઞાન નિષ્ઠાનું સાધન કર્મ નિષ્ઠા નહિ પરંતુ તે તો એક સ્વતંત્ર નિષ્ઠા છે. પાંચમા અધ્યાયમા પણ લખ્યું છે કે—यत्सांख्यैः प्राप्यते स्थानं तद्यो गैरपि गम्यते કદી સાંખ્યનું સાધન યોગ હોતુ તો સાંખ્યથી પ્રાપ્ત થવાનું સ્થાન યોગથી પણ પ્રાપ્ત થઇ શકે છે, તેવુ કદી-પણ કહી શકાત નહિ તેથી સાંખ્ય અને કર્મયોગની સ્વતંત્રતા સિદ્ધ થાય છે; અને સાધ્ય-સાધન સબંધની કલ્પના નિરાધાર થાય છે. " एक मप्यास्थितः सम्यक् તેથી પેણ એ સિદ્ધ થાય છે કે એ માર્ગ સ્વતન્ત્ર છે. સારાંશ જ્યારે એ સિદ્ધ થયુ કે સાંખ્ય અને યોગ બે માર્ગો સ્વતંત્ર છે, ત્યારે એજ પ્રમાણિત કરવું જોઇએ કે ગીતામાં અર્જુનને કર્મ યોગનોજ ઉપદેશ આપેલો છે, અને તે કંઇ કઠણ નહતે. તેનુ કારણ એ નહિ કે અર્જુન અજ્ઞાની હતા ! પરંતુ કૃષ્ણે એમને સર્વથા સ્વતંત્ર માર્ગનો એટલે કર્મ યોગનોજ ઉપદેશ કરેલ છે.

ગીતા કહે છે કે; પુણ્ય, પાપનો સમ્બન્ધ કર્મથી નથી; કિન્તુ કર્તાની બુદ્ધિથી છે. તે માટે આદ્ય બુદ્ધિ શુદ્ધ કરી કર્મ કરવાં જોઇએ, કારણ કર્મ ત્યાગ કરવાં અસમ્ભવિત છે. તે માટેજ કહ્યું છે કે कर्म योगो विशिष्यते.

મહાભારતના શાન્તિ પર્વના અન્તમા નારાયણીય અથવા ભાગવત ધર્મનું જે વર્ણન છે; તે નારાયણીય ધર્મ મોક્ષ દેવાવાળો અને પ્રવૃત્તિપ્રધાન છે. ઇત્યાદિ લક્ષણો બતાવી "ધર્મ" પ્રવૃત્તિપ્રધાન કેવી રીતે તેનું વિભાગપૂર્વક વર્ણન કરેલુ છે, અને તેથી એ સિદ્ધ પણ થાય છે-કે ગીતા-ધર્મપ્રવૃત્તિ પ્રધાન છે પ્રવૃત્તિનો અર્થ એ સિદ્ધ છે કે, સંન્યાસ ન લેતાં નિષ્કામ બુદ્ધિથી ચાતુર્વર્ણ્યવિહિત કર્મ મૃત્યુ પર્યન્ત કરવા જોઇએ, અતએવ મહા-ભારતથી પણ સિદ્ધ થાય છે કે અર્જુનને પ્રવૃત્તિપ્રધાન ધર્મનો ઉપદેશ કરેલ છે. ( જ્યારે કુરુક્ષેત્રમાં અર્જુને પોતાના પ્રતિપક્ષમા સમ્બન્ધી, વડીલ, પૂજ્ય, વિગેરેને પોતાની સાથે યુદ્ધ કરવા આવેલા જોઇ, મ્હારે આ સગાં સબંધીજનોને મારી તેમના રૂધિરમાં ખરડાએલા ભોગ ભોગવવા નથી, અને તેમની હત્યાનું ઘોર પાતક વ્હોરી પાતકી બનવું પડશે ! વગેરે ક્ષુદ્ર વિચારોથી પાગલ બની આકુલ વ્યાકુલ થતાં કરતો શ્રી કૃષ્ણ પ્રત્યે દીનતાથી કહ્યું કે હવે હું યુદ્ધ કરીશ નહિ. કારણકે મ્હને કેટલાક સંશયાત્મક વિચારો ઘેરી યુદ્ધથી વિમૂખ થવાજ સચવે છે, ત્યારે શ્રી કૃષ્ણે તે વખતે તત્કાળ ઘટતો બોધ આપી અર્જુનના સંશયાત્મક વિચા-રોનો ઉચ્છેદ કરી યુદ્ધ કરવા મજબૂર કર્યો; અર્જુને યુદ્ધ કર્યું. )

આ ગીતાના ઉપક્રમ અને ઉપસંહાર છે, તો એ ઉપક્રમને ઉપસંહારથી એ વાત સિદ્ધ થાય છે કે ગીતાનો પ્રધાન ઉદ્દેશ કર્મમા પ્રવૃત્તિ કરવી તેજ કદાચ ફળપર ધ્યાન આપીએ તો એજ માલુમ પડે છે કે અર્જુને યુદ્ધ કર્યું તેથી પણ એજ સિદ્ધ થાય છે કે અર્જુનને યુદ્ધ કરવા માટેજ ઉપદેશ કરવામાં આવ્યો.

ગીતામા વારંવાર અર્જુનને કર્મ કરતા રહેવાનો ભગવાને ઉપદેશ કરેલ છે. અને છેવટે અઢારમા અધ્યાયમાં ભગવાને પોતે પોતાનો ઉત્તમ તથા નિશ્ચિત પંથ એજ બતાવ્યો કે एतान्यपि तु कर्माणि सगं त्यक्त्वा फलानिच कर्तव्यानि—આથી ગીતા કર્મ કરવાની પ્રેરણા કરે છે, અથવા તેમાં પ્રવૃત્તિપ્રધાન યા કર્મપ્રધાન છે. જ્યારે અર્જુન યુદ્ધમાં ભીષ્મ, દ્રોણ આદિનો વધ કરવો પડશે અને તેથી પાપ થશે તેવા કલ્પનામાં ભયભીત થઇ ગયા ત્યારે ભગવાને કર્મયોગ બતાવ્યો.

'પાપના સ્પર્શ સિવાય શી રીતે કર્મ કરવાં જોઇએ, અને તેનું રહસ્ય શું ? એ જાણવા સારૂં દેખવું જોઇએ કે પાપથી બચવા સારૂ કર્મ કયા પ્રકારે યોજવાં જોઇએ,.ભગવાને અર્જુનને એવો કર્મ યોગ બતાવ્યો કે જેથી કર્મ કરીને પણ પાપ બંધન પ્રાપ્ત નથી થતું. પરન્તુ તે પહેલાં કર્મ શબ્દનો અર્થ પણ સમજવો જોઇએ કે કર્મ એટલે વ્યાપાર અથવા હલન ચલન, અમારા શાસ્ત્રોમાં—એટલે અન્યાપક અર્થ નથી કર્યો કે જેનો ઉપયોગ શ્રૌત, સ્માર્ત, અને પૌરાણિક કાર્યના માટે કીધો હોય; પરન્તુ ગીતામાં તો—પશ્યન્, સ્પર્શન્, જિધ્રન્ અશ્નન્ ગચ્છન્ સ્વપન્, શ્વસન્ ઇત્યાદિ વ્યાપાર—કર્મ શબ્દનો અર્થ સંકુચિત નથી પણ અત્યંત વ્યાપક છે. ગીતામાં કર્મ યોગજ વર્ણવ્યો છે, તેનો વધુ પુરાવો એ કે જ્યારે સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું કે શ્રી કૃષ્ણ ભગવાન્ અને મહાત્મા અર્જુનનો અદ્ભુત સંવાદ સાંભળ્યો એટલે તે એજ કે योगं योगेश्वरात् कृष्णात् साक्षात् कथयतः स्वयम्

સારાંશ એમને પણ ભગવાનના ઉપદેશને યોગજ કહ્યો છે. માટે સાબિતજ છે કે ભગવાને અર્જુનને યોગજ બતાવ્યો છે, અને તે યોગનો અર્થ કર્મ યોગજ છે.+

## अंत्यज स्पर्शनी हिमायतनुं मूळ.

મી૦ ગાંધીએ અંત્યજોને પણ પોતાના અમદાવાદના " સત્યાગ્રહાશ્રમ "માં રાખીને અંત્યજોદ્ધાર સંબંધી પોતાના તરંગોને અમલમાં મૂકયા, તે વખતે હું પણ બીજા અનેક માણસો મી૦ ગાંધીની મુલાકાત લેવાને જતા હતા, તેમ તેમની મુલાકાત લેવા તેમના આશ્રમે ગયો હતો. તેઓ ચુલી રાંધેલી હતી તે લઇને બધી નાતોના માણસોને એકે હારે પીરસતા હતા. ત્યાં વર્ણ કે આશ્રમના ભિન્નત્વની કાંઇ પણ વ્યવસ્થા નથી. એવું મેં જે સાંભળ્યું હતું તે અક્ષરશ ખરૂં છે એમ મેં નજરે જોઇ ખાતરી કરી. તે પ્રસંગે મેં મી૦ ગાંધીને પુછયું હતું કે "આપના આ આશ્રમમાં છોકરા છોકરીઓ અને યુવક સ્ત્રી પુરૂષોને આપ દાખલ કરો છો, તે ફરીને પાછા તેઓને ઘેર જઇ સંસાર વ્યવહારમાં પડવાના કે તેઓ એક નિરાળા મંડળ તરીકે રહી સ્વદેશ સેવામાંજ પોતાનું જીવન ગાળવાના ?" મારા આ પ્રશ્નના ઉત્તરમાં મી૦ ગાંધીએ એ સ્પષ્ટપણે જણાવ્યું કે—" તેઓ જીંદગી પર્યંત એક નિરાળા સાધુઓના મંડળ તરીકે રહીને સ્વદેશ સેવામાં પોતાનું જીવન વ્યતીત કરવાના." એ પ્રમાણે ઉત્તર મળવાથી મારો જે વિચાર મી૦ ગાંધીની સાથે વર્ણો અને આશ્રમોના ખીચડાથી થતી ખરાબી વિષે કેટલીક ચર્ચા કરવાનો હતો તે વિચાર મેં માંડી વાળ્યો. કેમકે એવી ખીચડારૂપ નિરાળી જાતિ ઉત્પન્ન થઇ પોતાની રૂચી પ્રમાણે દેશ હિતાર્થ પ્રવૃત્તિ કરે તો તેથી વર્ણાશ્રમ વ્યવસ્થાને બાધ આવે નહિ, અને આ ધર્મ પ્રાણ હિંદુ પ્રજાનાં આદર્શ અને મર્યાદાનો લોપ થવાનો સંભવ રહે નહિ. કેમકે એવાં મંડળો પૂર્વના સમયમાં પણ દેશ-સેવા અર્થે એક કરતાં વધારે સંપ્રદાયના ધર્માચાર્યોએ બાંધેલાં હતાં, અને તેઓ હજુ પણ હયાતી ધરાવે છે:—શ્રી શંકરાચાર્ય મહારાજે દશ નામી અતિ વર્ણાશ્રમી ( અતીત ગોસંપ્રદાયો ) ની જમાતો બાંધી હતી; શ્રી રામાનુજાચાર્ય મહારાજે એવા હજારો " એકાન્તિક " નામથી ઓળખાતા અતિ વર્ણાશ્રમીઓ બાંધ્યા હતા, શ્રી વલ્લભાચાર્યે વરક્તનો સમુદાય બાંધ્યો હતો. શ્રી નાનકશાએ સિખોનો પણ એક વર્ગ એવોજ બાંધ્યો હતો.

+ આ વિષયમાં દર્શાવેલો સિદ્ધાન્ત અમારે સર્વથા માન્ય છે, એમ નહીને અમે આ વિષય દાખલ કર્યો નથી; પણ આ વિષય ઉપર વિશેષ ચર્ચા ચલાવવાના હેતુથીજ દાખલ કરેલો છે.— તંત્રી.

તેથી એમાં કાંઇ મને નવાઇ તેમજ હાનિ નહિ જણાવાથી મને તે પ્રસંગે મી૦ ગાંધી જોડે ચર્ચા કરવાનું કારણ રહ્યું નહિ, તેથી, તેમના સદરહુ ઉત્તરથી સંતોષ માની હું મારે ઘેર ગયો.

મી૦ ગાંધીનું સાદું જીવન, તેમના આશ્રમની પણ સાદી વ્યવસ્થા, ગીતા પાઠનો અને ધર્મોપદેશનો ઓળંબો, શહેર બહાર વાનપ્રસ્થ જેવો નિવાસ વગેરે કારણોથી અને સુધારકો ( બગાડકો ) પણ તેમને માન આપે છે, તે બાબતથી શ્રદ્ધા પ્રધાન હિંદુ જાતિની કેટલીક વ્યક્તિઓ તેમના આશ્રમને એક મુનીના આશ્રમની પેઠે માનીને રોજ ત્યાં ઉપદેશ અને ધર્મ ચર્ચા સાંભળવાને જવા લાગી થોડાક તો તેમના મુરબ્બીઓ પહેલેથી હતા; અને તેમાં કેટલોક વધારો થયો, તેમણે મી૦ ગાંધીની આફ્રિકાની સત્યાગ્રહની લડતથી ચાલેલી માનનામાં વધારો કર્યો. હિંદુ જાતિમાં સદ્‌ગુણાનુરાગ, કૃતજ્ઞતા, અને સૌજન્ય એટલાં બધાં છે, કે તેમને કોઇ બાબત નઠારી જણાય તો પણ તેઓ તે સંબંધી સામા માણસનું મન દુઃખાવે નહિ, અને તે નઠારી બાબતની પણ જોડે કોઇ સારો ગુણ કે સારી બાબત ભળેલી હોય તો સારી બાબતની કદર કરી તેના વખાણ કરે, આ સદ્‌ગુણ એવો છે કે જ્યારે હિંદુ ધર્મભાવના અને હિંદુ પ્રજાની ભાવના સ્વસત્તાક અને બીજી બહારની અસરોથી મુક્ત હતી, તે વખતે કોઇ પણ પ્રકારની હાન ઉપજાવી શકે તેવો નથી, પણ આદર્શ અને મર્યાદાનો લોપ કર્યા વિના વ્યક્તિઓના વર્ગીકરણની વ્યવસ્થાપૂર્વક પરમત સહિષ્ણુતાના સદ્‌ગુણનો વિવેક પૂર્વક ઉપયોગ કરાવે તેવો છે. પણ હાલ કાલચક્રના પરિવર્તનથી આપણા હિંદુ સમુદાયની બલકે સમગ્ર હિંદી સમુદાયની પરિસ્થિતિમાં એક એવી વિલક્ષણતા ઉત્પન્ન થઇ છે કે જેથી એ સદ્‌ગુણ હાનિ પણ કરવા લાગ્યો છે, અને ઇતર પ્રજાઓ તેને હિંદુ પ્રજાના દોષ રૂપે ગણે છે અને તે હિંમતની ખામી ( Want of moral courage.) એ હિંદુ પ્રજાનું દુષણ છે; એમ પણ કહેવા લાગી છે. પરંતુ હિંદુઓમાં જે સૌજન્યનો સ્વભાવ છે તેનો બીજાઓ ગમે તેટલો ખોટો લાભ લે અથવા તે સ્વભાવને બીજા ગમે તેટલો વખોડે તો પણ જે સ્વભાવ પડયો તે એકદમ બદલાતો પણ નથી તોરતે સમૂળગો તો ક્યાંથીજ જતો રહે ? તો પણ એક આખી પ્રજા તરીકે રાજકીય ગણાતી હાલની બાબતોમાં અને હિલચાલમાં હિંદુ મહાપ્રજા ગમે તેટલી પછાત અથવા અનભિજ્ઞ હશે તો પણ ધર્મની નૈસર્ગિક સમજમાં અને તે પ્રમાણેજ સ્વાભાવિક વર્તનમાં બીજી કોઈ પ્રજા કરતા હિંદુ મહા પ્રજા પાછળ નથી, પણ આખા ભૂમંડલની પ્રજાઓમાં તે અગ્રગણ્ય છે. આ વાતો હુંજ એકલો નથી કહેતો પણ યુરોપના જર્મન વિદ્વાનો કહે છે કે “ જો વ્યવહાર પરમાર્થને એક આખા માર્ગ તરીકે ગણીએ તો જ્યાં આગળ અમારી દોડ પૂરી થાય છે ત્યાંથી હિંદુઓની દોડ આગળ શરૂ થાય છે, ” તેથી હિંદુ મહાપ્રજાનું અપાર સૌજન્ય હોવા છતાં પણ સિદ્ધ મી૦ ગાંધીએ આફ્રિકામાં જે કાંઇ દુઃખ સહન કર્યું હતું તે માટે હિંદુ જન સમાજ આપીએ તો તત્ર હોવા છતા પણ, હિંદુ પ્રજા મી૦ ગાંધીના ધર્મઘાતક આચાર વિચાર અર્જુનને યુદ્ધ કરવામાં અભાવ દર્શાવવા લાગો, અને વખત જતાં મી૦ ગાંધીની પ્રવૃત્તિનું ગીતાંમાં વારે પ્રજાના સમજવામા આવતુ ગયું તેમ, તેમ જનસમાજે તે પ્રવૃત્તિ છેવટે અઢારમા અધ્યાયમા મી૦ ગાંધીના મુરબ્બીઓ હવે તેમના હેઠા પડેલા નિશાનને ઉંચુ

एतान्यपि तु कर्माणि “ મી૦ ગાંધીની જે ” બોલાવે છે તેને હવે જનસમાજ ફડાવી અવાજ જ્યાનો ત્યાં થમી જાય છે એજ મી૦ ગાંધીની અંત્યજ કરવાની પ્રેરણા કરે છે, આ યના ઉપર કેટલી અસર કરી છે તે બતાવવાને માટે પુરતું છે. ભીષ્મ, દ્રોણ આદિનો વધ સ્પર્શ સંબંધી હિમાયતનો પાઠ ક્યાંથી આવ્યો, તે વિષે મુક્રમ ગયા ત્યારે ભગવાને કર્મ

પણે કહેવાનો મારી પાસે હજુ લગી આધાર નથી; પણ અંત્યજોની અને ઉચ્ચ ગણાતી જાતિયોની વચ્ચે વિરોધ ઉપજાવવા તથા અંત્યજોને પોતાના ખ્રિસ્તી ધર્મમાં ખેંચવા અંત્યજોને ઇતર હિંદુઓ અસ્પૃશ્ય ગણે છે એ અન્યાય તથા તિરસ્કાર બુદ્ધિ છે અને તેથી હિંદુ ધર્મમાં ઘણી મોટી ખામી છે વગેરે બાબતો પાદરી લોકો લખે છે અને કહે છે. મી૦ ગાંધીને પણ પાદરીઓનો અને બાઇબલનો સંસર્ગ હોવાનું તેમના જીવન વૃત્તાન્ત ઉપરથી જણાય છે. તેથી તેની પરોક્ષ અસર પણ મી૦ ગાંધીને થઈ હોય તો તેની હું ના પાડતો નથી. પણ મી૦ ગાંધીમાં અંત્યજ સ્પર્શની ધુનનું આજ કારણ છે એમ હું કહેવાને અસમર્થ છું. કેમ કે દેશમાં સંપ ફેલાવવો અથવા એકતા ફેલાવવાની વાત દેશભક્તિની હિલચાલના અંગરૂપ છે. તે અંગના આભાસ માત્રથી ઠગાયલાં અને કાર્ય કારણનો સ્વાભાવિક વિચાર કરવાને અશક્ત એવાં મનુષ્યો દેશોન્નતિના વિચારોમાંથી પણ અંત્યજ સ્પર્શની હિમાયતરૂપ અનર્થ ઉપજાવી કાઢે છે, એ પણ આપણે જોઇએ છીએ. આ દેશોન્નતિ પક્ષાભાસ પરંપરાએ ખ્રીસ્તી પાદરીઓએ કરેલાં કુસંપના આરોપનો પરિણામ હોવો સંભવે છે ખરો. તો પણ મી૦ ગાંધીનાં લખાણો અને ભાષણો ઉપરથી એ તો સ્વાભાવિક રીતે તરી આવે છે કે મી૦ ગાંધી પણ દેશોન્નતિ પક્ષાભાસના ભોગ થઇ પડયા હોય એમ ઘણે અંશે સંભવિત જણાય છે. કેમકે ઓન૦ મદનમોહન માલવીય, જેઓ દેશની રાજકીય ચળવળમાં ઘણો મોટો ભાગ લે છે, તેમણે પણ મી૦ ગાંધીના જેવીજ પ્રવૃત્તિ આદરેલી એ જાહેર છાપાં વગેરે પરથી ખુલ્લું છે.

ઓન૦ મદનમોહન માલવીયના જાહેર જીવનથી ઘણા સનાતનીઓ જાણીતા છે. ઓન. માલવીય સનાતન હિંદુધર્મની બાબતમાં પ્રથમથી ઘણો આગળ પડતો ભાગ લેતા આવ્યા છે, અને સનાતની આચાર વિચાર પાળવામાં પણ તેઓ એક ચુસ્ત વ્યક્તિ તરીકે સારી પ્રતિષ્ઠા પામી ચૂકયા છે. તેઓ મી. ગાંધી જેવી અંત્યજોદ્ધારની હિંદુ સનાતન ધર્મનાં શાસ્ત્ર અને શિષ્ટાચાર વિરૂદ્ધ પદ્ધતિમાં ભાગ લે અને અંત્યજ સ્પર્શની હિમાયત કરે એ એક નહિ બનવા જેવી વાત છે. છતાં તે બની છે, એ તો હવે પુરતી રીતે પ્રસિદ્ધ થઇ ચૂકયું છે. મી૦ ગાંધીની પ્રત્યે સનાતની હિંદુ જનસમુદાય એકદમ ઘૃણાની દૃષ્ટિથી નાપસંદગી બતાવવા લાગી ગયો; પણ ઓન૦ માલવીયની શાસ્ત્ર શિષ્ટાચાર વિચાર વિરૂદ્ધ પ્રવૃત્તિના એકાદ બે દાખલા અને અંત્યજ સ્પર્શની હિલચાલ પ્રત્યેની તેમની સહાનુભૂતિમાં ગણી લેવાય એવા ઉદ્‌ગારો તરફ સનાતની દુનિયા એક આશ્ચર્ય ચકિત ભાવથી જુએ છે. ઓન. માલવીય—ઓન. પંડિત અયોધ્યાનાથ જેવા સનાતનીના શિષ્ય—આ પ્રમાણે હિંદુ આચારને તિલાંજલી આપે એ શું ? !—એ પ્રમાણે આશ્ચર્ય પામેલા હિંદુઓ મોટી ભ્રાન્તિમાં પડી ગયા છે. વ્યામોહમાં પડેલા કેટલાક હિંદુ યુવકો તો મી. ગાંધી અને ઓન. માલવીય જેવી વ્યક્તિયોની આવી પ્રવૃત્તિમાં કોણ જાણે શીએ દેશહિતની બાજી ખેલાતી હશે—એમ માની એ પ્રવૃત્તિ વિષે કાઇએ કાંઇ પણ નાપસંદગીનો ઉદ્‌ગાર સરખો પણ કાઢવો નહિ, એવો મહાતમા થાઇ હાવો કરવા લાગી ગયા હતા. ગયા વર્ષમાં જ્યારે અમદાવાદમાં પ્રતિવાદી ભયંકર શ્રીમદનંતાચાર્યજીના પ્રમુખપણા નીચે મી. ગાંધીની અંત્યજ સ્પર્શની હિમાયત પ્રત્યે પ્રતિષેધ કરવાને સભા ભરવામાં આવી હતી તે પ્રસંગે એક વ્યામોહગ્રસ્ત પાટીદાર યુવકે ગુજરાતી પંચમાં ચર્ચાપત્ર લખી જણાવ્યું હતું કે મી. ગાંધી અને ઓન. માલવીય જેવા મહાપુરૂષો શા ઘાટથી બાજી ખેલે છે તે આપણા જેવા નહિ જાણી શકીએ; તેથી તેમણે કરેલી પ્રવૃત્તિ વિષે આપણે ટીકા કરવી જોઇએ નહિ. આ પ્રમાણે એ બંને મહાતમાઓની મહત્તાઇનો બભમમાં ને બભમમાં ભેદ જાળવવાનો પ્રયત્ન થતો હતો. મી. ગાંધી તો જાણે અંત્યજસ્પર્શ કરવો તેને એક

તલવાર હિંદ ઉપર ટાંગી છે, તેને ગરદન ઉપર ઝીલવાની સલાહ ઓન. માલવીય આપવાને તૈયાર થાય અને મી. ગાંધીના ગાંધીઆટામાં જોડાઇ જાય એ અનેક હિંદનું વાસ્તવ હિત થવામાં હજુ ઘણો વિલંબ છે એમજ સૂચવે છે; તેમજ હિંદુસભાઓ અને મહાસભાઓ અને પ્રાન્તીય સભાઓ, તેમજ કોંગ્રેસો અને કોન્ફરન્સોના મંત્રી મહામંત્રી ઉપપ્રમુખ કે પ્રમુખ એકવાર નહિ પણ કરોડોવાર બને તો પણ સનાતની હિંદુ દુનિયાએ તેમને સનાતન હિંદુ ધર્મ માટે પ્રમાણભૂત કે નાયક માનવા એ મોટામાં મોટી ભયંકર ભૂલ છે એમ મારે અત્યંત દુઃખ વ્યથા સાથે કહેવું પડે છે. રાજકીય ચલવલમાં સતપંતીયાં રાચડાઓ અગ્રગણ્ય બની હિંદનો ઉદય હિંદને વિષદાન આપવામાં અથવા હિંદને ગળે છરી ફેરવવામાં જુએ તોપણ તેઓને માટે તે સઘળું ક્ષન્તવ્ય છે. પણ સનાતન હિંદુ ધર્મની બાબતમાં એક અભિજ્ઞ મહાજન તરીકે મોખરે મહાલતા ઓન. માલવીયના સંબંધમાં એ કેવળ અક્ષન્તવ્ય છે એમ મારે નિરૂપાયે કહેવું પડે છે,

હિંદના હિતના વિરોધી વિદેશીઓને જે ચારધારી તલવાર ઉપર જણાવ્યા પ્રમાણે હિંદીપ્રજા ઉપર અને ખાસ કરીને હિંદુપ્રજા ઉપર લટકાવી છે તેની ચાર વિનાશકારક ધારો નીચે પ્રમાણે છે:—

૧ અંત્યજોમાં પણ પરસ્પર નહિ અડકવાના શૌચાચારને પાળનાર પેટા જાતિયો છે, તેમજ અહિંદુ જાતિયો પણ હિંદુઓનું અનુકરણ કરી કેટલીક રીતે અંત્યજોનો સ્પર્શ કરતા નથી; તેથી જેઓ સુધારકંમન્યો અને અસ્પૃશ્યતાને નહિ પાળનાર મનુષ્યો છે. તેમનો એક પક્ષ અને સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેકને પાળનાર હિંદીવાનોનો પક્ષ બીજો–એમ બે પક્ષ વચ્ચે ખાનાજંગી ઉઠશે એટલે લડાવીને સત્તા ભલાવવા ( Devide & rule ) ફાવે, તેમજ કહેવાતા પ્રજાનાયકોએ અંત્યજ સ્પર્શના હિમાયત સ્વરાજ્યના હકની લાલચે લઈ એમ એટલે તેઓની ફાંસની પાછળ તેમનું વાસ્તવ પ્રજા પ્રતિનિધિત્વ છે કે નહિ તે પણ કળાઇ જાય. વગેરે વગેરે હિંદહિતના વિરોધીઓના આશય તે સઘળું વિનાશકારક તલવારની એકધાર છે.

૨ અંત્યજ સ્પર્શની હિમાયતના કામમાં લાગેલા નાયકંમન્યો અને સુધારકંમન્યો— ' ઉચ્ચ જાતિયો અંત્યજોનો તિરસ્કાર કરે છે,' વગેરે જુઠાણાંની દલીલો કરશે તેથી અંત્યજવર્ગની જાતિયો ઉચ્ચ જાતિયો પ્રત્યે દ્વેષાગ્નિથી પ્રજળી ઉઠશે અને મેલી તથા ઉજળી જાતિયો વચ્ચે વૈર ભાવ ફેલાશે, અને તે વૈર ભાવના જે જે પ્રલયકારક પરિણામો ન આવે તે ઓછાં! આ ઉક્ત ભયંકર તલવારની બીજી ધાર છે.

૩. હિંદુ પ્રજા અને તેના સંસર્ગથી સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેકને પાળનાર હિંદીવાનોના સ્વભાવ વિરૂદ્ધ સામાજીક ફેરફાર કરવાથીજ રાજકીય હકો પ્રાપ્ત થઇ શકશે—એવું ખરપુચ્છ પકડાવવાથી રાજકીય ચળવળના આગવાઓ " આંબલીનાં પત્તાનું પતરાળું બનાવીને જમવા આવવાનું " નોતરૂં સ્વીકારી લેશે તો તે કોઇ કાળે બનવાનું નથી, અથવા કોઇ કાળે કદી બનશે તો પણ તે " ગણુજેરે ગોરી પીપળનાં પાન, એટલે વરસે અમે આવશું–વણજારા હોજી ! " એ ગીતમાં બતાવેલાં વણજારાના વાયદા પ્રમાણે ટાઢે ચરાવી શકાય એ સઘળું કાતીલ તલવારની ત્રીજી ધાર છે

૪. અને જો હિંદુઓ અને હિંદવાનો સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેકનો ત્યાગ કરે તો પછી એકજ પગલું આગળ ચાલતાં રોટી બેટી વ્યવહાર પણ કરી લેને, અને એટલે દરજ્જે પહોંચેલી રાજ્યતેજ વિનાની, ધન બળથી રહિત, વિદેશી કેળવણીના કળણમાં ફસેલી

હિંદુ પ્રજા તેમજ હિંદી પ્રજા સમસ્ત બીજી કોઈ જબરી પ્રજામાં આર્ટા ધુણ ન્યાયે ભળી જઈ નાબુદ થઈ જાય—વિના તલવારે નાબુદ થઈ જાય—એ પૂર્વોક્ત ચોધારા ખડ્ગની ચોથી ધાર છે.

પાશ્ચાત્ય કેળવણીના પાટા જેની આંખે નથી બંધાયા તેઓ દરેક હિંદુ તેમજ હિંદીસ્તાન ઉપર વર્ણવેલા **ચોધારા ખડ્ગની** ચારે ધારોને જોઈ શકે તેમ છે તે છતાં મી૦ ગાંધી જેવા ગુરૂ અને મી૦ પટેલ જેવા પટ્ટ શિષ્યવાળા સંપ્રદાયનો મૂળ મંત્ર લેવામાં ઓન૦ માલવીય જેવા બ્રહ્મ કુલોત્પન્ન સનાતની હિંદુ આવો ભયંકર ભેદ ન સમજી શકે એ પૂરેપૂરા શોકની વાત છે.

હિંદના હિતની સામે પડનાર સર સીડનહામ હેલાર્ક અને તેની ટુકડીએ નાંખેલા ઝેરી લાડવો ખાઈ દેશના કહેવાતા આગવાઓની બુદ્ધિ અચેતન થઈ એજ અંત્યજ સ્પર્શની હિમાયતનું મૂળ છે. પણ જો હિંદુ કોમે હયાતીમાં 'રહેવું' હોય તો યાદ રાખવું-સિર સાટે એ ટેક પાળવો કે—न जातुकामान्न भयान्न लोभात् धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः **કામથી, ભયથી, લોભથી અને જીવનની ખાતર પણ ધર્મને ત્યજવો નહિ. ઓન૦ માલવીય તો શું પણ દેવગુરૂ બ્રહસ્પતિ પણ ધર્મ શાસ્ત્ર અને શિષ્ટાચાર વિરૂદ્ધ બોલે કે ચાલે તો તેને સર્વથા નિંદ્ય ગણીને અનુસરવું નહિજ. એ દરેક સનાતની હિંદુનો દૃઢ સંકલ્પ હોવો જોઇએ.**

## संक्षिप्त समालोचना.

બ્રાહ્મણોના અંત્યજ કન્યાઓ સાથે લગ્ન—( સનાતન ધર્મ સિદ્ધાંત લેખ માળાનો ૬ ઠો અંક )લેખક અને પ્રકાશક રા. રા. કવિ કાશીશંકર મૂળશંકર કિંમત ૦-૩-૬ આ લઘુ પુસ્તકમા લેખકે પટેલ બિલના વિરોધમા વિવિધ યુક્તિઓ અને પ્રમાણ બતાવી તેનુ ખંડન કર્યું છે. તેમા ઓન. પટેલનો બીન અનુભવ, શાસ્ત્ર સંબંધી અજ્ઞાન, ઓન૦ પટેલના વિધર્મી અને વિદેશી સંસ્કાર, સુધારકોની ખટપટ, કેળવણીની માઠી અસર, હિંદુ જનસમાજની સાત્વીક વૃત્તિ, હિંદુ મહાપ્રજા સામે કાયદા અને સરકારની મદદ લેવામાં રહેલો અન્યાય, ગાદીએ બેસતા વખતે મરહુમ મહારાણી શ્રી વિક્ટોરીયાએ ધર્મ અને ઘર સંસારની બાબતમાં હસ્તક્ષેપ નહિ કરવાની જાહેર કરેલી રાજનિતિ, ઓન૦ પટેલની ધૃષ્ટતા કે ધૃષ્ટતાનું સ્વરૂપ એ બેઉ વિચાર, સુધારકોના વેશ અને આદેશ વિષે ચર્ચા, સુધારકોના વિચારની ફરફાકી સુધારકોની "અંટોળ ગહનાગતિ" જેવી સ્થાનિ અનેક સંપ્રદાયો છતાં હિંદુપ્રજા સમસ્ત સનાતની છે તે બાબતનું પ્રતિપાદન, આર્ય અનાર્યનુ લક્ષણ, ભારતભૂમિ અને વર્ણાશ્રમ ધર્મનો મહિમા, આ દેશની સતિત્વ વગેરે પવિત્ર ભાવનાઓ, અને એક વચનીપણું, વર્ણસંકરનો તીરસ્કાર સ્વરાજ્ય લેવા જતાં સ્વધર્મનો ત્યાગ કરવાથી "દવેલી લેતાં ગુજરાત ખોઈ," અથવા માથું મુડાવી પાઘડી બાંધવા જેવી સ્થીતિનો વિચાર વગેરે બાબતો બહુજ અસરકારક રીતે ચર્ચેલી છે. લેખક એ કરેલ વિચારના આપણા અક્ષરધામવાસી કવીશ્વર શ્રી દલપતરામ ડાહ્યાભાઈ સી આઈ ઈ. ના શિષ્ય થાય, અને તેમના વિચારો હાલના પંતરીયુ અનુકરણ કરનાર કહેવાતા કેળવાયલાઓને મનન કરવા જેવા છે. આવા લેખકો તે વૈદ્ય સમાન વિકાર અને વિચારવિકારને તથા બુદ્ધિ વિકારને સમાવવાને ઘણું ઉપયોગી છે અને એમનું વધેલા ગ્રંથ પ્રગટ થતો બહોળો ફેલાવો ઇચ્છીએ છીએ. અને વડોદરા રાજ્ય જેવા કહેવાતા સુધારાના વાયરે ચડેલા રાજ્યમાં નોકર હોવા

છતાં રા. રા. કાશીશંકરભાઈએ જે પોતાની સ્વતંત્રતાને જાળવી રાખી છે તેને માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

**વિવેચક**—વ્યવસ્થાપક, હીરાભાઈ દાદાભાઈ દેસાઈ મુ. લાછરસ. (વાર્ષિક લવાજમ રૂ. ૨—૦—૦) એ એક ધર્મ સંસ્કારી અને સદસદ વિવેક પૂર્વક ચલાવાતુ માસિક છે. એના ગયા વર્ષના મે, જુન માસના અંકમાં—"તુર્કોની અધીનતાના સમયમાં પણ સર્વીયા પોતાનું સ્વત્વ સંભાળી શક્યું તેનું એક કારણ એ પણ છે કે, તેઓએ તુર્કોની સત્તા સ્વીકારી લીધી હતી, પરંતુ તેમનો ધર્મ સ્વીકારી લીધો નહતો." એ વાક્ય અને મહર્ષિમનુની માન્યતા વિરૂદ્ધ મી૦ ગાંધીના સ્પર્શાસ્પર્શ વિચારો એ વિષયની કવિતા એ બે બાબતો ઉપર લક્ષ જતાં એમ ખાત્રી થાય છે કે વિવેચકમાં વિવેચનાની શકિત ઘણી પ્રશંસાપાત્ર છે આવા માસિકોની અમે વૃદ્ધિ અને વિજય ઇચ્છીએ છીએ.

**નુરે હિદાયત—એડીટર રા. રા. એદલજી ધનજીકાબા—અમરેલી** વાર્ષિક લવાજમ રૂ. ૧॥ એ એક ઇસ્લામી સાંસારિક અને ધાર્મિક ચોપાનીયું છે એના ઓક્ટોમ્બરના અંકમાં આગાખાની ધર્મ માનનારાઓની માન્યતામાં જે જે ભૂલાવા રહેલા છે તે ખુલ્લા પાડેલા છે અને આ માસિક મુસલમાની ધર્મની અને કોમની ઉન્નતિ કરવાના હેતુથી ફેલાવવામાં આવે છે. તેમાં આવતા વિષયો મુસલમાન કોમને ઉપયોગી છે. આશ્ચર્યની વાત એ છે કે તેના એડીટર એદલજી ધનજી કાબા છે કે જેઓ તેમના નામ ઉપરથી પારસી ગૃહસ્થ હોવાનું અનુમાન થાય છે.

**કોળી-સુબોધ—(વાર્ષિક લવાજમ રૂ. ૧—૪—૦) તંત્રી રા. જીવણજી દુર્લભભાઇ પટેલ નવસારી** એ એક કોમી માસિક છે અને તે કોળી કોમની ઉન્નતિના આશયથી ચલાવવામાં આવે છે તેમાં નવીન કેળવણી પામેલા લેખકોના લેખોથી તે માસિકને સારી સહાય મળે છે. પરંતુ સદરહુ કોમ એ નવી કેળવણીમાં બીલકુલ પછાત રહેવામાં પૂર્ણ ભાગ્ય શાળી હોવાથી તેમની ધાર્મિક શ્રદ્ધા અથવા સામાજીક વ્યવસ્થામાં ખલેલ કરે એવા કોઇ લેખો સદરહુ માસિકમાં આવવા પામી શક્યા નથી. એ એક નિરક્ષતામાં રહેલાં સદ્‌ભાગ્યનું ઉદાહરણ છે. નવીન કેળવણીના હિમાયતીઓ કોળી કોમને પણ નવીન કેળવણીરૂપ મદિરાનો સ્વાદ ચખાડવા તલપાપડ થઇ રહ્યા હશે, પરંતુ તે કોમને અમારી સાચા બંધુભાવે ભલામણ છે કે તે કોમ પોતાને જાણવા યોગ્ય સઘળું જ્ઞાન મેળવતાં છતાં પણ નૂતન કેળવણીમાં રહેલા પ્રમાદ, મિથ્યા મોટાઇ, નાજુકાઇ, દેખાદેખી, જાતિ ભ્રષ્ટતા વગેરે દુર્ગુણોથી વેગળાંજ રહેશે. આ માસિકનો અમે અભ્યુદય ઇચ્છીએ છીએ.

**ઉનેવાળ અભ્યુદય—તંત્રી લલ્લુભાઇ શંકરભાઇ ભટ્ટ મુ. મુંબઇ** (વાર્ષિક લવાજમ રૂ. ૧—૮—૦ ) એ એક ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિનું પત્ર છે. તો પણ તે કેટલાએક સાર્વજનિક ઉપયોગી વિષયોને ચર્ચે છે. આ પત્રમાં જ્ઞાતિ વત્સલતા અને જ્ઞાતિ સેવા પરાયણતા દૃષ્ટિગોચર થાય છે. ઉનેવાળ જ્ઞાતિની ઉન્નતિના જે પ્રયત્નો આ પત્રદ્વારા થાય છે તે બેશક પ્રશંસાપાત્ર છે હાલના સમયમાં જ્ઞાતિનું સંરક્ષણ એજ સમગ્ર હિંદુજાતિ અને હિંદુ ધર્મનું સંરક્ષણ કરવાનું ખરૂં સાધન છે. જ્ઞાતિ એ કડકાઇ અને વટલી વટી જનાર વલણ ધરાવનારાઓને સુધારક દંભથી દબાયા વિના દઢતા પૂર્વક એવાં કુપાત્રોનો નિગ્રહ કરવો એવી પ્રસિદ્ધપણે સર્વ જ્ઞાતિઓને સલાહ છે. આ ઉદ્દેશનો સદ્‌બોધ ફેલાવી દેશ સેવા અને ધર્મ સેવા તથા જાતિ રક્ષા કરવામાં આવા માસિકો રામબાણ સાધન રૂપ થઇ પડે તેમ હોવાથી અમે આવા માસિકોની જરૂર અને અભ્યુદય ઇચ્છીએ છીએ.

# सुरत गीर्वाण वाग्विलासिनी परिषद्‌मां

# पटेलबिल विरुद्ध प्रतिषेध !

અત્રેની શ્રી ગીર્વાણ વાગ્વિલાસિની પરિષદનું એક સંમેલન ગઈ તા. ૧ લી ફેબ્રુઆરી સને ૧૯૧૯ ને શનિવારને દિને થયું હતું જેમાં ન્યાયરત્ન શાસ્ત્રીજી ગીરજાશંકર શર્માના પ્રમુખપદ હેઠળ રા. પ્રસન્નવદન છબિલારામ દીવાન 'વર્ણાન્તર લગ્ન નિષેધ' એ વિષય ઉપર સંસ્કૃતમાં વ્યાખ્યાન આપતાં જણાવ્યું હતું કે પટેલ મહાશયે પોતાનું ગજકીય સંસ્થાઓમાં પોતાને માન મળી ગયેલું જોઈ ગર્વાવિષ્ટ-થી મનુમહારાજનું કાર્ય પોતાના હાથમાં લેવાનું બીડું ઝડપ્યું છે. પરંતુ " अव्यापारेषु व्यापारं योनरः कर्तुमिच्छति। सयाति निधनं सद्यः कीलोत्पाटीव वानरः ॥ " એ નીતીને જેઓ અમલવાત્ વીનારી દેછે, તેઓને અન્તે અવશ્ય પસ્તાવું જ પડે છે જેઓ સ્વતંત્રતાના ગણ્યા કુળી વ્યક્તિ સ્વાતંત્ર્ય, વિચાર સ્વાતંત્ર્ય, સ્ત્રી સ્વાતંત્ર્ય વગેરે શબ્દોની મોહક ઇન્દ્રજાળ પાથરી સ્વતંત્રતાની મોહવારી આપણને આજી નાખવા માગે છે, તે લોકો જ અમારા પરાપૂર્વે પ્રચલિત અનાદિકાલીન ધર્મ સ્વાતંત્ર્યના ઉપર કૂરતાથી કુઠારાઘાત લગાવતા, જરાએ સંકોચાતા કે શરમાતા નથી! અમારા પ્રિય સનાતન ધર્મને શું આત્મનિર્ણય ( સ્વસંમતિ ) ના સિદ્ધાન્તનો હક નથી ? અમારા ધર્મશાસ્ત્રના વિષયમાં માથું મારવાનો તેઓને કોણે અને ક્યારે હક આપ્યો છે ? ધર્મશાસ્ત્ર વિષયમાં પ્રમાણભૂત કોણ ગણાય ?-ધર્મશાસ્ત્રનું જેણે સર્વ પ્રકારે યથાસ્થિત અધ્યયન કર્યું છે એવો શાસ્ત્રીવર્ગ, કે જેણે શ્રદ્ધાપૂર્વક ધર્મશાસ્ત્રનો મર્મ સમજવાની કદી અગત્ય જોઈ, તસ્દી લીધી નથી તેવો નવશિક્ષિત નાસ્તિક સમુદાય ?

સુખ સગવડના ઉપાસકોએ સવેળા સમજવાની જરૂર છે કે ભારત વર્ષીય પ્રજાને લગ્નનો ઉદ્દેશ તેમનાથી નિરાળો છે, પણ અધિકતર સામાજિક યોગ્યતાવાળો છે કેવળ વિષય લોલુપતાથી કામેચ્છા તૃપ્ત કરવાનો તમારી માફક તેમનો ઉદ્દેશ નથી. ધર્માર્થ તથા સમાજસ્થિતિ માટે સ્ત્રી પુરૂષોનું એક બીજા સાથે જોડાવું તેનું નામ આર્યશાસ્ત્રે લગ્ન ગણાવ્યું છે. સર્વ પ્રકારના ઋણમાંથી મુક્ત થઈ, ચારે પુરૂષાર્થની પ્રાપ્તિ સ્ત્રીની સહાયથી ગૃહસ્થને થઇ શકતી હોવાથી કવિ કુલગુરૂ કાલિદાસે આ વિષયમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે કે,

' क्रियाणां खलुधर्म्याणां सत्पत्न्यो मूलकारणम् । '

હિન્દુપત્નીને આથી વારંવાર ' ધર્મપત્ની ' ' ધર્મસહચરી ' એવી અર્થસૂચક સંજ્ઞાથી સંબોધવામાં આવે છે. પત્ની વિના ગૃહસ્થને કાંઇપણ ધર્મકર્મ કરવા અધિકાર નથી તેથીજ મનુમહારાજે ગૃહસ્થને પત્ની રહિત દશામાં જીવન નહિ ગુજારવાની સ્પષ્ટ આજ્ઞા કરતાં જણાવ્યું છે કે ' अनाश्रमी न तिष्ठेत् ।' આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે લગ્નનો હેતુ કેવળ પાશવવૃત્તિને પોષવાનો નથી, પરન્તુ આધ્યાત્મિક હેતુજ પ્રધાનપણે તેમાં સમાયેલો છે, અને ધર્મશાસ્ત્રમાં સાફ ખુલ્લે ખુલ્લા શબ્દોમાં નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે કે ધર્મકર્મ કરવા, સારૂ સવર્ણા સ્ત્રીજ ઉચિત છે 'सवर्णाग्रे द्विजातीना प्रशस्ता दारकर्मणि ।' અર્થાત્ સ્ત્રી પરણવાનો ઉદ્દેશ ધર્મકર્મ કરવાનોજ હોય, તેને સારૂ સવર્ણા સ્ત્રીજ સમાન

છે, એ આ ઉપરથી નિર્વિવાદિત રીતા સ્પષ્ટ થાય છે. સવર્ણા સ્ત્રીનીજ ખાસ આવશ્યકતા અનિવાર્ય હોવાનાં અનેક પ્રમાણો માંહેનાં થોડાંક અત્રે દર્શાવીશું. उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणा न्विताम् ।' 'सत्यामन्यां सवर्णायां धर्मकार्यं नं कारयेत्' "स वर्णाभ्यः सवर्णासु जायन्ते हि सजातयः । अनिन्द्येषु विवाहेषु पुत्राः संतान वर्धनाः ॥" अने " नान्यासवर्णा समा ।"

મનુમહારાજે જ્યાં અસવર્ણ વિવાહનો ઉલ્લેખ કર્યો કહેવાય છે ત્યાં પણ સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે 'कामतस्तु प्रवृत्तानामिमाः स्युः क्रमशोवराः ।' અહિં 'काम तस्तु प्रवृत्तानाम्' એ શબ્દોજ ખાસ અર્થગાંભીર્યયુક્ત (Pregnant) હોઇ અનુમતિ બતાવનારા નથી, પરન્તુ કેવળ તિરસ્કાર વાચક તથા તુચ્છતાનું નિદર્શન સ્પષ્ટતાથી કરનારા છે. અર્થાત્ કેવળ કામેચ્છાથીજ જે પ્રવૃત્ત થાય તેમને માટેજ પ્રતરવર્ણની સ્ત્રીના સવાલ ઉપસ્થિત થઇ શકે છે. પરન્તુ તેમ કરવાથી લગ્નનો સામાજિક તેમજ આધ્યાત્મિક હેતુ સિદ્ધ નહિ થઇ શક્તો હોવાથી તેવા પ્રકારનું અસવર્ણ લગ્ન નિરર્થક, અને ઉપરાંત હાનિકારક ગણાશે, અને સમાજમાં નાહક સક્ષોભ કરનારૂં હોવાથી, તેવા પ્રકારની પ્રવૃત્તિ કરનારને ઉભય તો ભ્રષ્ટ કરી ફજેત કર્યા વિના રહેશે નહિ. 'લેને ગઇ પૂત ઓર ખો આઇ ખસમ' જેવોજ તેનો પ્રયાસ વ્યર્થ નીવડશે. મહાભારતમાં પણ તેટલા માટેજ ખાસ ઉપદેશ કર્યો છે કે " ययो रेव समं वित्तं ययो रेव समं कुलमतयो विवाहो मैत्री च नोत्तमाधमयोः क्वचित् ॥ "

જ્ઞાતિમાં પણ સમાન કુળના તથા પૈસા ટકા આદિથી સમાન સ્થિતિવાળાની મૈત્રી તથા લગ્ન ઉચિત છે. ઉત્તમ જાતિનો અધમ જાતિ સાથે લગ્ન કોઇ પણ પ્રકારે ઇષ્ટ નથીજ. ગુજરાતી ભાષામાં તેટલા માટેજ કહેવત થઇ પડી છે કે 'લાંબા સાથે ટુંકો જાય (તો) મરે નહિ તો માંદો થાય' વળી આદિત્ય પુરાણમાં કલિવર્જ્ય પ્રકરણમાં અસવર્ણ વિવાહનો સાફ નિષેધ કર્યો છે. તથી આ કાળમાં તો અગાઉ છુટ અપાઇ હોય, તો પણ વર્જ્યજ સમજવાનાં છે. 'જાયા' શબ્દની વ્યુત્પત્તિપરથી પણ સિદ્ધ થાય છે કે નીચ કન્યાના વિષે પ્રજોત્પત્તિ કરનારને પોતે જાતે વીર્યદ્વારા તેના વિષે જન્મ લેવો પડતો હોવાથી સ્વયમ્ નીચ બન્યા વગર છુટકોજ નથી. એ દ્રષ્ટિએ પણ અસવર્ણ લગ્ન ઇચ્છવાજોગ બીલકુલ રહેતું નથી. પરન્તુ શાસ્ત્રમાં જ્યારે અનુલોમ વિવાહનો તિરસ્કાર યુક્ત નિર્દેશ માત્ર કરવામાં આવ્યો છે; તેવી પરિસ્થિતિમાં પ્રતિલોમ વિવાહ, જેને શાસ્ત્ર સપ્ત શબ્દોમાં તીવ્ર નિષેધ કરી મહાપાતકના મૂળ કારણરૂપ ગણાવ્યો છે, તેની પણ છુટ આપી આ પટેલ બીલ તેની હીમાયત કરવાની ધૃષ્ટતા કરે છે. પ્રતિલોમ વિવાહ વર્ણસંકરકારક હોઇ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએજ 'संकरो नरकायैव कुलघ्नानां कुलस्यच ।' એ શબ્દોથી તેની સખ્ત ઝાટકણી કરેલી છે. મનુ ભગવાને પણ સ્પષ્ટ કહ્યું છે કે જ્યાં એવાં પ્રતિલોમ લગ્નનાં પરિણામ રૂપ વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે, તે રાષ્ટ્રનો પ્રજા સહિત અવશ્ય શીઘ્ર નાશ થયા વિના રહેશે નહિ. અરે, ખુદ સંસ્કૃત સાહિત્યમાં પણ પ્રતિલોમ વિવાહ તરફ ખુલ્લે ખુલ્લો તિરસ્કાર દર્શાવવામાં આવ્યો છે. કવિવર કાલિદાસજીએ પણ શાકુન્તલમાં તેનો પ્રસંગોપાત્ત પ્રતિષેધ કરવાની તક ગુમાવી નથી.

# શ્રી "મહાજ્યોતિ" વિષે જાહેર પત્રોના અભિપ્રાય.*

"**ગુજરાતી**"—( ભર કટોરા રંગ ) નો તા૦ ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૧૮ ના અંકમાં લખે છે કે આ જમાનો અવનવી જ્યોતિ ( જોત, રોશની, લાઇટ ) નો છે, એરંડિયાં જ્યોતિ પછી કેરોસીન જ્યોતિએ ને તે પછી મીણબત્તીની જ્યોતિએ ચઢાવો કીધો, તેમની ઉપર પશ્ચિમથી ગ્યાસ લાઇટે ને ઇન્કેન્ડેસંટ લાઇટે ચઢાવો કીધો, ને છેલ્લાં વિજળીક લાઇટે હદ વાળી. પરંતુ એ સર્વેને ઝંખવાણી પાડે એવી એક અતિ તેજસ્વી લાઇટ મને શ્રી અમદાવાદથી " મહાજ્યોતિઃ " નામક અણચિંતી મળી છે, જેના પ્રભુકાશથી તો મારી નબળી આંખ્યો અંજાઇજ ગઇ છે. તેમાં સંદેહ પણ શો. જ્યોતિ જાતેજ તેજોમય હોય, તેમાં આતો " મહાજ્યોતિ " અને વળી તેની તેજસ્વી ક્રિયામાં ભાગ લેનાર મુખ્યલેખક અને સહાયક—સાક્ષરોત્તમ શીઘ્રકવીશ્વર વ્યાખ્યાનમાર્તંડ ભારતભૂષણ ધર્મવીર શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી, તો પછી તેનાં મહત્વનું પુછવુંજ શું ? એ "મહાજ્યોતિ" મને તો "એક્ષરે" સમાન થઇ પડી છે; કાં કે તેના પ્રતાપે હું જેમ સનાતન ધર્મનું અતિ વિશાળ, ઉંડું, પાકું રહસ્ય જોવા પામું છું, તેમ વિલાયતી પાલીસ સુધારરૂપી પાખંડનું પોકળ પણ જોઇ શકું છું. તે વડે મારાં તન મન ને આત્માને નવી રોશની મળવા જોડે તેના મેલ કપાય છે. એવી એક અપૂર્વ "મહાજ્યોતિ" ની પ્રાપ્તિ માટે જેમ ધર્મચુસ્ત સમસ્ત હિંદુવસ્તીને, તેમ એ અતિ મૂલ્યવાન માસિકના સર્વ સંબંધીઓને ખાસ કરી સનાતન ધર્મના રક્ષક યોદ્ધા સંઘવી સાહેબને ધન્યવાદ દઉં છું. + લેખક—**બીરબલ.**

"**વૈષ્ણવ ધર્મ પતાકા**"—સંવત ૧૯૭૪ ના જ્યેષ્ટ માસના અંકમાં લખે છે કે શ્રી મહાજ્યોતિએ સનાતન ધર્મના વિષયોને ચર્ચનારૂં અને સનાતન ધર્મના ગુપ્ત અને પ્રકટ શત્રુઓની સ્વતંત્ર રીતે ખબર લેનારૂં ગુજરાતી ભાષામાં આ એકજ માસિક છે એમ કહીએ તો તે કાંઇ અતિશયોક્તિ નજ કહેવાય. '**વિદ્યાર્થી જીવન**'દ્વારા વર્ષોપર્યંત સેવા બજાવીને ધર્મવીર શ્રીયુત નગીનદાસ સંઘવીએ આ પત્રદ્વારા ધર્મસેવા બજાવવાનો પ્રારંભ કર્યો છે. પ્રથમ કહ્યું તેમ બેધડક રીતે સનાતન ધર્મના 'શત્રુમિત્રો'ની આ માસિક ખબર લે છે. કેટલીક વેળાએ **यक्षानुरुपोबलिः** એ ન્યાયનું અનુસરણ કાંઇક વધારે પ્રમાણમાં આ પત્ર કરે છે. મું. પ્રાં. સં ની સત્કારકારિણી સભાના પ્રમુખ ડા. સર ભાલચંદ્રને નામે લખાયેલાં ભાષણની નીડર રીતે આ પત્રે સમીક્ષા કરી છે. જેએ ભાષણના પ્રશંસકો રા. ઉત્તમલાલ કે. ત્રિવેદી અને પ્રો. ધ્રુવ અવશ્ય વાંચવા-શ્રમ લેશે.

"**દશા સોરઠીઆ માસિક**"—સંવત ૧૯૭૫ ના માર્ગશીર્ષ માસના અંકમાં આ પત્રના વિદ્વાન તંત્રી લખે છે કે " શ્રી મહાજ્યોતિ " માસિકપત્ર મુંબાઇ પ્રાંતની

---

* અઠવાડિક, માસિક તેમજે પખવાડિક જાહેર પત્રોના અધિપતિ મહાશયોએ અમારા માસિકનો રિવ્યુ લીધો નહોય તો તેઓએ અનુકુળતાએ રિવ્યુ લેવા અવશ્ય કૃપા કરવી. તંત્રી.

+ સુપ્રસિદ્ધ " ગુજરાતી " પત્રના માનનીય અધિપતિએ આ માસિકની શરૂઆતમાંજ આ માસિકનો ઉત્તમ રીવ્યુ લગભગ એક કોલમ જેટલો આ માસિકના પૂર્વ તંત્રી સ્વ. મી. વિમાવાળાના વખતમાં લીધો છે. પરંતુ તેની નકલ હાલમાં અમારી પાસે ન હોવાથી "ગુજરાતી" નાં વિદ્વાન અધિપતિ એકવાર ફરીથી રિવ્યુ લેઇ આભારી કરશે એવી આશા છે. તંત્રી

આર્યપ્રજાના સનાતન ધર્મનું સંરક્ષણ કરવાના હેતુથી તથા આર્યધર્મ શાસ્ત્રોના સિદ્ધાન્તો હિંદુ જનસમૂહના હૃદયમાં ઠસાવી આત્મોન્નતિ કરવાના દૃષ્ટિ બિંદુથી શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીની દેખરેખ નીચે —મહાયતાથી રા. રતિલાલભાઇ કાઢે છે. સમયના પ્રભાવે જ્યારે લોકો સ્વધર્મમા અશ્રદ્ધાળુ અને જાતિમતા તથા સદાચારનો નાશ કરી કહેવાતા કેળવાયલા અથવા સુધારકોના અવળા ઉપદેશથી વર્ણસંકર બનવા માંડયા છે ત્યારે ધર્મજ્ઞાન રહિત અને પાશ્ચાત્ય મોહમયી-વિનાશક સંસ્કૃતિમાં લુબ્ધ થતો જતા નવયુવકોને " શ્રી મહાજ્યોતિ " સુમાર્ગે દોરનાર એક સર્વોત્તમ માર્ગદર્શક સાધન છે.

" **મહાજ્યોતિ"ના મુખ્ય લેખક અને તંત્રીની કલમ નિડર છે.** તેઓ સનાતન ધર્મનું રહસ્ય એવી સરલતાથી સમજાવે છે કે પછી ભાગ્યેજ " આ સાચું કે તે સાચું " એવી શંકા આજકાલના કહેવાતા સુધારકોની દલીલથી જોતાં પેદા થાય. હિંદુ **જનસમૂહને અમારા ભલામણ છે કે આ માસિકનું નજીવુ લવાજમ ભરી તેના ગ્રાહક થઇ ધર્મલાભ અવશ્ય પ્રાપ્ત કરવો.**

" ઔદાસ્ય પ્રકાશ "—સંવત ૧૯૭૪ ના શ્રાવણ માસના અંકમા આ પત્રના માનનીય તંત્રી લખે છે કે " શ્રી મહાજ્યોતિ " માસિક એ એક સનાતન ધર્મની સ્વતંત્ર હિમાયત કરનારૂ અને ધર્મવીર સાક્ષર શ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીના પ્રાધાન્ય લેખોથી પ્રસિદ્ધ થતું આ માસિક ધર્મ ભૂષણરૂપ છે. આર્ય સમાજના નાસ્તિક અને નહિ ઇચ્છવા યોગ્ય વિચારોપર આ માસિક પ્રખર જ્યોતિ પ્રસારી તેને તાવી સત્યાર્થ બતાવી આપે છે. સદરહું માસિકના આ વર્ષના તમામ અંકો અમોને અવલોકન માટે તંત્રીશ્રીએ મોકલી આપ્યા છે તેથી ઉપકૃત થઇ સનાતન ધર્મનો વિજય ઇચ્છીએ છીએ.

" વીર શાસન ઉદય "—ના વિદ્વાન્ તંત્રી સંવત ૧૯૭૪ ના પોષ માસના અંકમાં લખે છે કે " શ્રી મહાજ્યોતિ " એ એક ધાર્મિક જુસ્સાવાળું પત્ર હૃદયના ઉદ્‌ગારોને ખુશામતનો ઓપ ચઢાવ્યા વગરજ મૂળ ગરમાગરમ સ્વરૂપમાં પ્રકાશનારૂં અને જે હેતુથી જન્મ્યુ છે, તેનેજ ચુસ્તપણે વળગી રહેનારૂં છે. કેટલીક બાબતમાં અભિપ્રાય ભેદ હોવા છતાં અમે આ બાઇબંધપત્રને નિડર લેખન શૈલીને માટે ધન્યવાદ આપીએ છીએ; અને દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ.

" સાંપ્રત સમય "—ના સંવત ૧૯૭૪ ના આશ્વિન માસના "ચાલુ જમાનો" એ નામના રસિક અને માર્મિક લેખના પ્રસિદ્ધ લેખક તેમના ચાલુ વિષયમાં "મહાજ્યોતિ" માસિકપત્રની પ્રશંસા અને આવશ્યકતા સંબધી લખે છે કે સનાતન ધર્મનું ખરૂં રહસ્ય પ્રદર્શિત કરવા અને સાથે સાથે હાલના જમાનાના ચીબડાંખાઉ-સુધારકોની દરેક દલિલોને યુક્તિવાદથી ખંડન કરી તે લોકોની, પારધીની જાળમા કોઇપણ વ્યક્તિ ફસાવા ન પામે તેમજ જેઓ ફસાયા હોય તેને પુનઃ સત્ય માર્ગની દીવાદાંડી બતાવનાર એક મોભિમ તરિકે " મહાજ્યોતિ " માસિક ખરેખર દરેક ધર્મપ્રિય સજ્જનવૃંદને વાંચવાની અમો આ મૂકીને ભલામણ કરીએ છીએ, કે આ માસિકના સહાયક અને મુખ્ય લેખક સાક્ષરોત્તમ શીઘ્ર કવિ ધર્મવીર શ્રીયુત નગીનદાસ પુ સંઘવી છે. જેઓના નામથી અને લેખોથી કોઇપણ સાહિત્ય રસિક વ્યક્તિ અનભિજ્ઞ હોય એમ હું માનતો નથી. " શ્રી ગણેશરહસ્ય " નુ પુસ્તક શ્રી મહાજ્યોતિના ગ્રાહકોને પાંચમા વર્ષની ભેટ તરીકે આપેલું છે તે તેઓશ્રીની કલમથી લખાયેલુ છે. તે કેટલું બધું રહસ્યયુક્ત અને ઉપયોગી છે તે તો જેઓ વાંચશે તેનેજ ખબર પડશે ગણપતિ પૂજાનું મહાત્મ્ય શા માટે છે ? તેનું સ્પષ્ટ રીતે સ્પષ્ટિકરણ કરવામાં આવ્યુ છે. પ્રત્યેક મનુષ્યે પુસ્તક મનન કરવા જેવું છે. મુલ્ય ફક્ત રૂ. ૦-૪-

## मुंबइना ब्राह्मणोनी चोराशी ज्ञाति तरफथी श्रीमद् राजराजेश्वराश्रम शंकराचार्यनी पधरामणी.

તા૦ ૨૩-૨-૧૯૧૯ ને રવિવારે શ્રી ભૂલેશ્વર મહાદેવમાં કરવામાં આવી હતી. આચાર્યશ્રીના મુકામથી ચોરાશી જ્ઞાતિના બ્રાહ્મણો તથા તેમના અગ્રેસરો આચાર્યશ્રીની સ્વારી પધરાવીને રિવાજ મુજબ શ્રી ભુલેશ્વર મહાદેવમાં લઇ ગયા હતા. "હર હર મહાદેવ" અને આચાર્યશ્રીના જયના ઘોષ સાથે આચાર્યશ્રીને આસનપર પધરાવીને ચોરાશી નાતના બ્રાહ્મણોની પંચ સંસ્થાના સેક્રેટરી મહાશય શ્રીયુત માણેકલાલ સૂર્યરામ વ્યાસે આચાર્યશ્રીનો સત્કાર કરી તેઓશ્રીને બ્રાહ્મણોની ચોરાશી જ્ઞાતિની સ્વલ્પ ભેટ સેવા બહુ માની સ્વીકારવા કૃપા કરવા પ્રાર્થના કરી હતી. પછી જ્યોતિર્વિભૂષણ શ્રી કૃષ્ણ મોહનજી કાર્તાન્તિકે વ્યાખ્યાનમાં જણાવ્યું કે શ્રીમંત ગાયકવાડ સરકારે બ્રાહ્મણોની સત્તાનો નાશ કરવાને જે પ્રવૃત્તિ કરી તેથી કેટલાકોએ બ્રાહ્મણોને વાસ્તવ શારદા પીઠાધીશ્વર કોણ એ સંબંધી ભ્રમ ઉપજાવવા મિથ્યા પ્રયત્ન કર્યા, પણ મુંબઇની બ્રાહ્મણોની ચોરાશી જ્ઞાતિએ પોતાની જીવન-શક્તિ બતાવી આપી છે, અને જગદ્‌ગુરૂ શ્રી રાજરાજેશ્વરાશ્રમ શંકરાચાર્ય મહારાજને શ્રદ્ધા ભક્તિ પૂર્વક વધાવી લીધા છે. અમે સર્વએ એઓશ્રીને પ્રથમથી માન્યા છે, માનીએ છીએ અને હમેશા માનીશું. આવી શ્રદ્ધાથી બ્રાહ્મણ ધર્મના રક્ષણમાં તત્પર થવા માટે ચોરાશી સમસ્તને ધન્યવાદ છે. તે પછી વૈદિક વિધિપૂર્વક આચાર્યશ્રીનું પૂજન શ્રીયુત લક્ષ્મીશંકર દેવશંકર ત્રિવેદી, પંડિત શ્રી રવિશંકર જેષ્ઠારામ વગેરે અગ્રેસરો તથા રા. રા. દયાશંકર ખાંડવાળા વગેરે સદ્‌ગૃહસ્થોને હાથે; ચોરાશી નાતના શુક્લોએ પુજન કરાવ્યું હતું. ત્યારબાદ સેક્રેટરી શ્રી માણેકલાલભાઇએ ચોરાશી તરફની ભેટની રકમ આચાર્યશ્રીની આગળ નિવેદન કરી હતી. પછી ત્યાં દર્શને આવેલા સજ્જનોએ આચાર્યશ્રીની આગળ છુટક ભેટો ધરી હતી. પછી આચાર્યશ્રીને અર્પણ કરવાનું માનપત્ર જ્યો. વિ. પંડિત શ્રી કાર્તાન્તિકે વાંચી બતાવ્યું હતું, તેમાં આચાર્યશ્રીના ગુણો તથા કામોની સ્તુતિ પૂર્વક જગદ્‌ગુરૂ શ્રી શારદા પીઠાધીશ્વર શંકરાચાર્ય મહારાજ તરીકે ચોરાશી તરફથી, તેઓશ્રીને માન આપી આભાર પ્રદર્શિત કર્યો હતો. જય જયકારના અવાજ સાથે તે માનપત્ર આચાર્યશ્રીના ચરણ કમળમાં અર્પણ કરવામાં આવ્યું હતું. બાદ જોશી શ્રી જાગેશ્વર નથુરામે આચાર્યશ્રીની સ્તુતિ કરી એક ટુંકા પણ અસરકારક વ્યાખ્યાનમાં ઘર દીઠ આચાર્યશ્રીની પધરામણી કરવા બ્રાહ્મણોને ભલામણ કરી હતી. પછી વ્યાખ્યાનકોવિદ કવિશ્રી નરભેરામ વસનજીએ આચાર્યશ્રીનાં પીઠના સંરક્ષણ માટે કરેલા પ્રયાસ અને પરાક્રમનું વર્ણન કર્યું હતું. ધર્મવીર નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીએ જણાવ્યું હતું કે—"હું પોતે શ્રેયઃસાધક છું મારે કોઇનો પક્ષપાત નથી, પણ જો સનાતન ધર્મની મર્યાદા તુટતી હોય અથવા કોઇ પણ ધર્મની સંસ્થાને ધક્કો પહોંચતો હોય ત્યારે તેનું રક્ષણ કરવા બનતુ સઘળું કરવું; એવી આજ્ઞા અમારા ગુરૂ શ્રીમન્નૃસિંહાચાર્યજી તરફથી ઉપદેશ રૂપે મળેલી હોવાથીજ હું આપના આચાર્યશ્રીની સેવામાં પ્રવર્ત્યો છું. આપના સાચા શારદા પીઠાધીશ્વર શંકરાચાર્ય આ શ્રી રાજરાજેશ્વરાશ્રમ મહારાજ છે એ સત્ય આપ સૌ સમજો છો એ આપે આજે સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે, તે માટે આપને સહુને ધન્યવાદ છે."

ત્યારબાદ આચાર્યશ્રીએ પોતે વ્યાખ્યાન કર્યું હતું—યુક્તિ અને પ્રમાણ પુરઃસર જણાવ્યું હતું કે:—"ધર્મ રક્ષા બ્રાહ્મણોએ કરવી જોઇએ, કેમકે તેઓ જગદ્‌ગુરૂ છે.

પણ બુદ્ધના સમયમાં તેઓમાં શિથિલતા આવવાથી સન્યાસીઓએ ધર્મરક્ષાનું કામ હાથમાં લીધું. હાલ દુષ્કાળમાં મનુષ્ય અને પશુઓના રક્ષણ માટે પણ બ્રાહ્મણોએજ કમર કસવી જોઇએ. તમારી સાથે હું પણ તૈયાર છું. માનપત્ર આપી લેઇ ખુશી થવાનું નથી તે પ્રમાણે કામ કરવું જોઇએ. બ્રાહ્મણોના નિત્ય કર્મ તથા આચારનું શિક્ષણ અતિ આવશ્યક છે. તેવી એક શાખા સ્થાપી છે, તે માટે રા. રા. દયાશંકર તથા સોરાષ્ટ્રીના બ્રાહ્મણો અને અગ્રેસરોને ઘણોજ ધન્યવાદ ઘટે છે. તે સંસ્થાને દર વર્ષે રૂા. ૧૦૧) અમારા શારદાપીઠ તરફથી આપવામાં આવશે, તમો તથા વૃદ્ધ વીર શ્રી બાપશંકરભાઇ સોલીસીટર પ્રયાસ કરી આ સંસ્થાને ઘણી આબાદ બનાવો. અમને પધરામણીઓ માટે અત્રે રોકાવા ઘણા સજ્જનો કહે છે; પણ શ્રી મહાશિવરાત્રીનો ઉત્સવ અમારે ડાકોમાંજ, શ્રી ચંદ્રમૌલેશ્વર ત્યાં હોવાથી કરવો જોઇએ. તેથી હાલ અત્રે રોકાઇ શકીએ તેમ નથીજ, પણ જો તમો દુષ્કાળ નિવારણ માટે મહેનત કે મદદ કરવા ખુશી હો તો તે કામ માટે અમને બોલાવશો તો આવીશું. હંમેશ સ્વધર્મમાં દૃઢ રહેજો. "

# शिव लिंग पूजा महात्म्य.

( અનુસંધાન ગયા વર્ષના ૩૬૪ મા પાનાથી. )

શિવજીનાં લિંગ નામ પૂજા કરવાનાં ચિન્હ પાંચ પ્રકારનાં છે. (૧) સ્વયંભૂ લિંગ (૨) બિન્દુ લિંગ (૩) પ્રતિષ્ઠિત લિંગ (૪) ચરલિંગ (૫) ગુરૂ લિંગ, દેવર્ષિઓનાં તપથી સંતુષ્ટ થએલા શંભુ ભગવાન ઋષિઓને સમીપ થવા અર્થાત્ એને સહજમાં પ્રાપ્ત થવા સારૂ પૃથ્વીમાં બીજરૂપથી અને પાર્થિવ શરીરમાં નાદ રૂપથી પ્રવિષ્ટ થઇ ગયા. સ્થાવર, ગહું ચણા આદિ અંકુરોની પેઠે ભૂમિને ફાડી જે સ્વયં પ્રકટ થાય છે તેને સ્વયંભૂ કહે છે. આમાં બે વાતો વિચારણીય છે, એકતો એ કે મહર્ષિઓના તપો-બળથી તેમના માટે મહાદેવનું લિંગ પૃથ્વીમાં પ્રવેશી સ્વયં પ્રગટ થયું. અગર તપસ્વીઓને માટે યથાવસર સ્વયં પ્રકટ થયા કરે છે, પરમાત્માનું ચિન્હજ સ્વયંભુ લિંગ કહેવાય છે, અથવા નાદરૂપ કહેવાથી એવો પણ આશય નીકળી શકે કે, મધ્ય રાત્રીના સમયે નિર્જન એકાન્ત જંગલમાં જ્યાં જીવ જંતુ હોય નહિ તેમજ પવન પણ ચાલતો ન હોય, અને પ્રાણી માત્ર નિદ્રામાં પડયાં હોય તે સમય ધ્યાન પૂર્વક શ્રવણ કરવામાં આવે તો એક પ્રકારનો સનસનાટ રૂપનાદ પૃથ્વીમાંથી સ્વયં પ્રકટ થાય છે, અને તે ઠીક સર્વ કોઇને સંભળાય છે. યદ્યપિ આ નાદ રાત્રીને દિવસ પ્રાતઃકાળ બરાબર સ્વયમેવ પ્રકટ થતોજ રહે છે. તેથી એકાન્ત નિર્જન, નિવૃત્તિ સ્થાનમાં દિવસે પણ સાંભળી શકાય છે. પણ મનુષ્યાદિકના અવાજને લઇ સંભળાતો નથી. એ પણ શિવ નામ પરમાત્માનું એક લિંગ છે, અને સ્વયંભુ પણ છે, બીજું આપણા કાનને બંધ કરી ધ્યાન આપવાથી વૈશ્વાનર નામક પરમાત્માનો એક પ્રકારનો સુંદર નાદ આ પાર્થિવ શરીરમાં પણ સ્વયમેવ પ્રતિક્ષણ થયા કરે છે એને અનાહદ શબ્દ પણ કહે છે. એનાપર પણ ધ્યાન કરી અનેક લોક ધ્યાન કરવા ચિત્તને સ્થિર કરે છે. એ પણ પરમાત્માનું સ્વયંભુ લિંગ છે.

સ્વયંભુ લિંગની પૂજાથી સ્વયમેવ જ્ઞાન વૃદ્ધિ પામે છે. પ્રથમ જે પ્રણવાત્મક સ્થૂલ સૂક્ષ્મ બે પ્રકારનાં લિંગ કહ્યાં છે, તે વર્ણાત્મક અગર શબ્દાત્મક જાણવાં. પરંતુ સુવર્ણ ચાંદી આદિકપર, પૃથ્વી ઉપર અથવા પૃથ્વીની કોઇ વેદી ઉપર પોતાના હાથથી, નાના શુદ્ધ પ્રણવરૂપ અથવા બિન્દુરૂપ લખે, પછી તેની પ્રતિષ્ઠા કરે. અર્થાત્ દેવ સ્થિતિનો તેમાં સંકલ્પ

કરે, અને દેવનું આવાહન કરે. આ ચિન્હ નાદરૂપ સ્થાવર અથવા જંગમ બેઉ પ્રકારનાં છે.

અર્થાત્ સ્થાવર પદાર્થપર લખેલું સ્થાવર કહેવાય છે અને જંગમ જીવપર લખેલું લિંગ જંગમ કહેવાય છે. આ બેઉ પ્રકારના લિંગ ભાવના રૂપ કહેવાય છે. શિવરૂપ થનારા જ્ઞાનીઓ તેને ઠીક સમજી શકે છે. વાસ્તવિક સિદ્ધાન્ત એ છે કે, સંસારમા અસખ્ય નામ રૂપોથી કલ્પિત અસંખ્ય ચિન્હ લિંગરૂપ છે. આ સર્વમાં સત્-ચિત્ આનંદ રૂપથી વિદ્યમાન્ એક પરમાત્માજ સત્ય અવિનાશી છે, એટલા માટે સર્વ નામ રૂપોમાંથી જે જે નામ રૂપવડે જે કોઇ પરમાત્મામાં વિશ્વાસ કરે તેમાંજ શંભુ ભગવાન્ તેને શુભ ફળ આપે છે. પોતાના હાથથી સ્થાવરાદિમાં લખેલ મંત્રમા શંભુનું આવાહન કરી ષોડશોપચાર પૂજન કરે તો સ્વયં ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે. એનો નિરંતર અભ્યાસ કરવાથી જ્ઞાન પણ પ્રાપ્ત થઇ શકે છે.

દેવતા અને ઋષીઓએ પોતાની સિદ્ધિને માટે મંત્ર ભણતાં ભણતાં પોતાને હાથે, શુદ્ધ ભાવનાથી જે લિંગ—ચિન્હ સ્થાપિત કર્યા તે પુરૂષકૃત હોવાથી પૌરૂષ અને સ્થાપિત હોવાથી પ્રતિષ્ઠિત લિંગ કહેવાય છે. આ પ્રતિષ્ઠિત લિંગ બે પ્રકારનાં છે. એક પૌરૂષ અને બીજો પ્રાકૃત છે. મહાત્મા, બ્રાહ્મણ, વિદ્વાન્, રાજા અને શેઠ સાહુકારોએ સારા કારીગર પાસે મૂર્તિ બનાવરાવી વેદ મંત્રોથી વિધિપૂર્વક સ્થાપના કરે તે પણ પ્રતિષ્ઠિત કહેવાય છે. પ્રકૃતિ સમ્બન્ધી ધનાદિજન્ય સુખ ભોગતું આપનારૂં લિંગ તે પ્રાકૃત કહેવાય છે. જે પ્રબળ, પુષ્ટ, અને ચિર સ્થાયી હોય તે પૌરૂષ કહેવાય છે, અને જે નાનુ સાધારણ અલ્પકાળ રહેનાર લિંગ હોય તે પ્રાકૃત કહેવાય છે. આપણા શરીરનું લિંગ ( ઉપસ્થેન્દ્રિય ) નાભિ, જીભ નાક, અને શિખા અગર શરીરમાં શિવલિંગની ભાવના કરવી એ આધ્યાત્મિક ચરલિંગ કહેવાય છે. પર્વતમા શિવ લિંગરૂપ ભાવના કરવી એ પણ પૌરૂષ છે. પૃથ્વી માત્રને શિવ લિંગરૂપથી જાણવું એ પ્રાકૃત શિવ લિંગ છે. ચોખા વિગેરે કોમળ પદાર્થમાં શિવ લિંગની ભાવનાએ પ્રાકૃત અને ગહું વિગેરેમાં શિવ લિંગની ભાવનાએ પૌરૂષ છે. અણિમાદિ અષ્ટ સિદ્ધિ આપનારી સર્વ મૂર્તિઓ પૌરૂષ છે, ઉત્તમ અને સુંદર રૂપવાળી સ્ત્રીમાં તેમજ ચમક દમકવાળી વસ્તુમાં જે મોહીની અગર ચિત્તને ખેંચનારી જે શોભા છે તેને શિવ ભાવનાથી જોવું તેને પણ શિવ તત્વજ્ઞાતા પુરૂષો એક પ્રકારનું પ્રાકૃત શિવ લિંગ કહે છે. ટુંકામા કહેવાનો હેતુ એ છે કે કોમળ, મનોહારિણી સંસાર ભરમાં જેટલી શક્તિઓ છે તે દેવીરૂપ અને શિવનું પ્રાકૃત લિંગ છે, ઉચ્ચ, કઠોર પુરૂષાત્મક સર્વ સંસારના પદાર્થ શિવનું પૌરૂષ લિંગ છે-અગર એમ સમજો કે સર્વ માયા પ્રપંચની સાથે સ્ત્રી પુરૂષાત્મક બને પ્રકારનાં ચિન્હ શિવાત્મકજ છે. સર્વત્ર શિવને વસ્ત્રમાં સૂત્રની પેઠે ઓતપ્રોત જોવા, માનવા, જાણવા એ પણ શિવલિંગ પૂજા છે. ચરલિંગ જેટલાં પ્રકારનાં છે તેમાં રસ લિંગ મુખ્ય છે. રસ પણ અનેક પ્રકારના છે. જેમ કરૂણા રસ, વીર રસ વિગેરે સર્વત્ર પરમાત્મા વ્યાપક હોવાથી તેમની ઉપાસના સર્વત્ર થઈ શકે છે. જેમ શીતલતા જે જે વસ્તુમાં હોય તે જલનો ગુણ અગર શીતળતારૂપ છે તે જળનોજ અંશ ( વ્યાપક અંશ ) માનવામાં આવે છે. તેમ જ્યાં જ્યાં આનંદ અથવા રસ ઉત્પન્ન થાય વા પ્રતીત થાય તે પણ પરમાત્માનો વ્યાપક અંશ છે એટલા માટે શ્રુતિમાં કહ્યું છે કે रसो वैसः रसंह्येवायं लब्ध्वाऽऽनन्दीभवति ॥ તે પરમાત્મા રસરૂપ છે. મનુષ્યાદિ પ્રાણી વિષયોમાં પણ રસાત્મક પરમાત્માને પ્રાપ્ત થઇનેજ પોતાને આનંદ મળ્યો એમ માને છે. જો કે વિષયજન્ય આનંદ પણ પરમાત્માનુંજ એક રૂપ છે; તોપણ તેમાં પ્રવૃત્તિનો હેતુ વિષય વાસના છે, અને વિષય વાસના, સત્ય અપરિમિત

આનંદની પ્રાપ્તિમા બાધ કરનાર છે. એટલાં માટે વિષયાનંદમાં ફસાવું ખરાબ છે. જ્ઞાનીને દઢ, અભ્યાસથી વિષય વાસનાનું બંધન જ્યારે શિથિલ થઇ જાય છે અને આનંદ તરફ જનારૂં મન વિષયાનંદમાં ફસાતું નથી ત્યારે શિવલિંગાત્મક ભાવના કરતો તે પુરૂષ જગતના તુચ્છ સુખમા ફસાતોજ નથી.

સારાંશ એ છે કે વિષયાસક્ત બુદ્ધિથી થનારી પ્રવૃત્તિજ વિષયમા ફસાવનારી છે જ્ઞાનીની તો તેમા સ્વભાવિક ઉદાસીનતા રહી જાય છે. તેમજ સંસારનો પણ એ નિયમ છે કે જેને સમગ્ર દેશનું રાજ્ય પ્રાપ્ત થાય તે દશ બાર ગામના અધિકારપરથી પોતાના મનને પાછુંજ વાળે છે. કારણ તે અધિકાર અધિક અધિકારમા બાધા નાખનારો છે. એટલે ઉચ્ચીકક્ષાનો જેને આનંદ પ્રાપ્ત થયો છે તે વિષય વાસનાના આનંદમાં ફસાતો નથી.

આથી એ સિદ્ધ થયું કે વિષયમા પણ જે કાંઇ આનંદ છે તેને વિષયાત્મક બુદ્ધિથી અજ્ઞાની લોક જુએ, જાણે અને માને છે, અને વિષયના આનંદને પણ જ્ઞાની પુરૂષજ પરમાત્મ જ્ઞાનના આનંદની દૃષ્ટિથી જુએ છે. કારણ કે પરમાત્માજ અખંડ આનંદરૂપ છે. બ્રહ્માથી માંડીને સ્થાવર પર્યંત ત્રિલોકમાં જે કાંઇ આનંદ પ્રતીત થાય છે તે બ્રહ્માનંદનો લેશ માત્ર છે, એટલા માટે બ્રહ્મર્ષિ આદિ બ્રાહ્મણ વિદ્વાન, ચરલિંગોમા રસાત્મક લિંગને ઉત્કૃષ્ટ ગણે છે, માટે રસરૂપ આનંદ પણ એક શિવનું લિંગ છે. બાણરૂપ શસ્ત્રને ક્ષત્રિય લોક શિવનું લિંગ માની ઉપાસના કરે તો તે તેઓને ઉત્તમ રાજ્ય આપનારૂ છે. બાણને શિવનું લિંગ વેદમાં માનવામા આવ્યું છે, ( જુઓ ૧૩ યજુર્વેદ ૧૬-૧ ) ક્ષત્રિય રાજાને માટે ચરલિંગોમા બાણ મુખ્ય છે.

વૈશ્યોને માટે સુવર્ણ રૂપજ શિવજીનુ લિંગ ઉત્તમ છે. સુવર્ણ માત્રને શિવજીનું એક લિંગ અથવા ચિન્હ માનતા અને પૂજ્યભાવના રાખવા તે બહુજ ધનાઢય થઇ જાય છે, અને પત્થર માત્રને શુદ્ર લોક શિવલિંગ સમજી શ્રદ્ધા પૂર્વક ભક્તિ કરે તો તે પણ શુદ્ધ ધર્મનિષ્ઠ થાય છે, અહિં શિવલિંગ કહેવાથી શિવાલયોમાં સ્થાપિત પથ્થરનું શિવલિંગ સમજવાનું નથી. કારણ આ ચરલિંગનો પ્રસંગ છે. મંદિરોમા સ્થાપિત પ્રતિષ્ઠિત લિંગ મનાય છે તેનો વિચાર આગળ થઇ ગયો છે.

# સુધારા-સતશાઇ.

( લેખક—નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી. )

## દોહરા ૨૭૦ થી ૩૦૨.

સુધરેલી સધવા અને, વિધવા એક સમાન,
નહીં ચાંદલો ભાળમાં, કંકણનું નહિ ભાન. ૨૭૪
ખ્રિસ્તણ કાં તો પારસણ, કિંવા યવનની નાર;
સુધરેલીના તે સમા, પ્રગટ જુઓ શણગાર. ૨૭૫
ગોરિ ગાય જલસા વિષે, ધણી બજાવે ઢોલ;
વાહ ! વાહ ! ! મિત્રો વદે, સુધરીનુ એ તોલ ૨૭૬
મર પાસે કો ઘુંઘટે, તેની વદી દલીલ;
ભરે ઉઘાડા ફુદકા, સુધરીનાં એ શીલ. ૨૭૭
પતિને પરમેશ્વર ગણે, નારી તેહ ગુલામ;
હજારને હાજર રહે, તે સુધરેલી ભામ. ૨૭૮
નાગી વરઘાગી વિષે, લગી રૈં દિનગત
સુધરેલી તેને ગણી, સુધર્યા રૈં રળિયાત. ૨૭૯
ટાપટીપ તનની રચે, ચાપચીપમય ચાય;
સુધરેલી શિર છતરિ જ્યમ, પચાલી શિર પાય. ૨૮૦
હસે લસે આગળ ધસે, વસે પુરૂષમાં વાસ,
પતિ પાછળ પાછળ ફરે, સુધરેલીના દાસ ! ૨૮૧
ભાઇ-બ્હેન પદ છોડીને, બને મિસિસને મીસ;
સુધરેલી સદ્ભાગ્ય લ્હે, પામિ યવનની કીસ[1] ! ૨૮૨
શિખે ગવૈયાની કને, સુધરી ગોરી ગાન,
તાત ભ્રાત ભર્તાર તે, દેખી ધરે ગુમાન. ૨૮૩
પુરૂષ અને પ્રમદાતણા, સરખા હક ગણનાર;
સુધરેલી તે નીકળી, બને હકથી બ્હાર. ૨૮૪
નરહક-ને વળી નારહક, એ બે ભવજળનાવ;
બંને પર પગ ધારિને, પડતી બ્હોળે પાવ. ૨૮૫
નર નારી બનવા જતાં, થાય હીજડો આપ;
સુધરી નર બનવા જતા, પામે એવુ માપ. ૨૮૬
જુવાની જાળવવા જુઓ, આયાને દે બાળ;
સુધરેલી કાયારખી, વધી વેશ્યાથી હાલ. ૨૮૭
પશુ પખુ અતિ માયા ધરી, ધવરાવે નિજ બાળ;
સુધરી તેથી અધમ તે, નરહક પર દે ફાળ. ૨૮૮
પકડે રૈંતી તે તણાં, સુન લેતા સમશેર,
સુધરેલીના સાપડયા, દમડીના દસ શેર ૨૮૯

૧ કીસ-ચુંબન ૨ બીક-ચાવલું માપ

પડદે રે'તી તેતણા, તવારિખે જશગાન,
સુધરેલીના નેણુ સર, ભમર ચઢેલ કમાન ૨૯૦
પવન હસ્ત અડતાં અચલ, અમળા તજતી પ્રાણ,
હવે સુધરી તે પવનની, ઓથે જાણે લ્હાણુ ૨૯૧
પડદે રે'તી તેમણે, તજ્યા પતીસહ પ્રાણ,
સુધરેલી પતિ જાગતા-વેચી ગ્રહે વખાણ ૨૯૨
પતિ વેચે પણ પદ્મિની, તજતિ ન પતિવ્રતધર્મ,
ખાય પિયે ખેલતિ ફરે-એ સુધરેલી કર્મ. ૨૯૩
પડદે રે'તી તેતણા, સુત બચાવતા ગાય,
સુધરેલીની સંતતિ, બીફ ખવાડે ખાય ૨૯૪
પડદે રે'તી તેતણા, પુત્રે ભજ્યો સ્વધર્મ,
પાદરીના પાયે પડે, સુધરી સુત હતકર્મ ૨૯૫
પડદે રે'તી તેમણે, દીધ દેશને શીખ,
સુધરેલીની સાથખી, વધિ મંગાવે ભીખ ૨૯૬
પેટ પરાણે ઘણી ભરે, મહેતીજીને તાન,
પતી પટાવાળો બને, ધન્ય ! સુધારે ધ્યાન ! ૨૯૭
ઘરધણિ ખૂદે ગામને, સુધરી શીખે નૃત્ય,
સ્ત્રીસુધારણાએ કર્યાં, ઘણે ઘેર એ કૃત્ય ૨૯૮
પડદે રે'નારી તણા, ધરતા નહિ ધનલોભ,
પણ સ્વદેશને સેવતા, સદા રહી અક્ષોભ ૨૯૯
પણ સુધરેલીના તનય શીખ્યા છે એ સાન,
મુખમાં ચુંકો પણ મૂકો, કરમાં કાંઇ નિદાન ૩૦૦
નણુ રંગેલા મન હતા, નાગીના આદેશ,
સ્ત્રીકેળવણીએ કર્યા, રંગી કાળા વેશ ૩૦૧

---

( અપૂર્ણ )

# ગ્રાહકોને નિવેદન.

અમને આજે લખવાને અત્યંત આનંદ થાય છે કે ફક્ત ચારેક માસ ઉપર આ ધાર્મિક માસિકના લવાજમમાં માત્ર ૦-૪-૦ નો વધારો અને લગભગ આખો ફરમો કેટલાક કારણોને લેઇને ઘટાડી નાખી નાના નાના કમહાર રમુજી અને માર્મિક લેખો આપવાનું અને ભવિષ્યમાં અનુકૂળતા થયે પહેલા પ્રમાણે ચાર ફરમામાં કાઢવાનું જણાવ્યું હતું પરંતુ તે પ્રમાણે આખો ફરમો ઘટાડી અમે પ્રગટ કરવાનું ચાલુ સાલમાં બની શક્યું નથી, અને અમે આ યાર સુધીના પ્રગટ થયેલા અંક જોતાં સાડાત્રણ ફરમા કાઢેલા છે આભાગ ઉપર ટલા ધર્મપ્રેમી સજ્જનોના પત્રો આ ફરમો ઘટાડવા કરતા જરૂર જણાય તો લવાજમ વધારવાના આવ્યા છે તેમજ કેટલાક ધર્માભિમાની સજ્જનોએ ઉત્સાહ પૂર્વક આ ધર્મ અંકુશની વિશેની નિડરતાથી યોગ્ય ચર્ચા કરતા માસિકને તનમન અને મનથી બનતી સહાય આપવાનો પોતાનો ઉત્સાહ બતાવ્યો છે, અને કેટલાએ પોતાના મિત્રો અને સબંધી

એને આગ્રહપૂર્વક ગ્રાહક થવાને ભલામણ બનતી ઉતાવળે કરવા માંડી છે જેની નોંધ યોગ્ય સ્થળે લેવામાં આવશે. સનાતન હિંદુધર્મના ચુસ્ત આચાર્યો, મહોપદેશકો, પંડિતો શાસ્ત્રીઓ, ધર્મોપદેશકો, કિર્તનકારો પોતાના સંબંધમાં આવતા ધર્મપ્રેમી સજ્જનોને આ ધાર્મિક માસિકના ગ્રાહક થવાને ભલામણ કરે તો ગ્રાહકોમાં મોટો વધારો કરી શકે. અને દરેક ધર્મપ્રેમી ગ્રાહક સજ્જન, જો ઓછામાં ઓછો એક ગ્રાહક પણ વધારવાનું મન ઉપર લે તો આ માસિકને એક મોટી સહાય થાય. આ સંબંધી અમારા અગાઉ જણાવ્યા પ્રમાણે કેટલાક ધર્મપ્રેમી સજ્જનોએ ગ્રાહકો વધારવાનો બનતો પ્રયાસ ઉત્સાહ પૂર્વક કરી બતાવવા માંડ્યો છે. તેજ પ્રમાણે દરેક ગ્રાહક પોતાનાથી બની શકે તેટલો ગ્રાહક—ઓછામાં ઓછો એક ગ્રાહક પણ વધારવાનો જરૂર નિશ્ચય કરી ધર્મસેવાનું પૂણ્ય પ્રાપ્ત કરશે એવી મને ખાત્રી છે, જે ધર્મપ્રેમી સજ્જનોએ આ ધાર્મિક માસિકના ગ્રાહકો વધારવાને ઉત્સાહપૂર્વક કાર્ય નીચે પ્રમાણે કર્યું છે. તે જણાવતાં અત્યંત ખુશી ઉપજે છે.

રા. રા. ઉમેદભાઇ નારણભાઇ પટેલ ફોરોઆદર—નૈરોબી—આ ધર્મપ્રેમી સજ્જને ગયા વર્ષમાં ચાલીસ ગ્રાહક પરિશ્રમ લેઇને કર્યા હતા. તેઓ ચાલુ સાલમાં ઓછામાં ઓછા પચોતેર ગ્રાહક કરી આપવાની બલકટ ઇચ્છા ઉત્સાહપૂર્વક બતાવે છે તેમજ તેમના તારીખ ૧–૨–૧૫ ના પત્રમાં આ માસિકનો ઘટાડેલો દરમો બનતી તાકીદે વધારવા જણાવે છે. અને તેમાં તેઓ દરેક ગ્રાહક મહાશયને એક ગ્રાહક વધારવાનું મન ઉપર લેવાને આગ્રહ પૂર્વક વિનંતી કરેછે. અમે એમના ગ્રાહક વધારવાના પ્રયાસ માટે આભાર માનીએ છીએ.

રા. રા. ગોવર્ધનરામ રણછોડલાલ શાસ્ત્રી અને ચત્રભુંજ જેઠાભાઇ. આ બને ગૃહસ્થોએ સાત સાત, શીવાભાઇ વી. પટેલે એક, ગ્રાહક વધારી સાડાપાંચ રૂપીઆ આ માસિકને મદદમાં આપ્યા છે તેથી આભાર માનીએ છીએ—ઉપર જણાવેલા ગૃહસ્થોએ ગ્રાહકો વધારવાને જેવો પ્રયાસ કર્યો છે તેવોજ પ્રયાસ અમારા બીજા ગ્રાહક શ્રેણી પણ પોતાનાથી બની શકે તેટલાં ગ્રાહકો કરવાને જરૂર શ્રમ લેવા કૃપા કરશે.

જે ધર્માભિમાની સજ્જનો આ માસિકમાં આવનાં ધર્મ સંબંધી લેખોની, તેમજ પ્રગટ તથા બીજા લેખો માટે પ્રશંસાપત્રો મોકલે છે તેઓનો આભાર માનવામાં આવે છે,

ગ્રાહકોને અગત્યની સૂચના.

(૧) શ્રીયુત ઉમેદભાઇ નારણભાઇ પટેલ તેમજ અત્રેના કેટલાક ધર્મપ્રેમી ગ્રાહક ગૃહસ્થોના ગ્રાહક વધારી આપવાના પ્રયત્નથી હવે પછીના પ્રગટ થ તાર દરેક અંક ચાર ફોરમોમાં કાઢવામાં આવશે. અંક દરેક મહિનાની વદ ૧૪ પછી દશ દિવસ સુધીમાં ન મળે તો લખી જણાવવા કૃપા કરવી. ભવિષ્યમાં કોઇપણ અંક સબળ કારણ સિવાય મોડો કાઢવામાં નહિંજ આવે. (૨) જે સજ્જનોને આ માસિક મોકલવામાં આવે છે તેઓએ ચોક્કસ ધ્યાનમાં રાખવું ઘટે છે કે ભવિષ્યમાં પ્રકટ થનારા અંકો અમારી અનુકુળતાએ વી. પી. થી મોકલીશું. તો જેઓની ગ્રાહક તરીકે રહી વી. પી. સ્વીકારવાની ઇચ્છા ન હોય તેઓએ એક પૈસાના કાર્ડમાં બનતી તાકીદે જરૂર લખવા કૃપા કરવી.

—સમાચાર.

"શ્રી સનાતન સમસ્ત હિંદુધર્મ સભા" અમદાવાદ—ને રૂ. ૧૦૦૧, એક હજારને એક તારીખ ૧૪–૨–૧૫ ના રોજ, અર્પણ કરી રા. રા. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી તે સભાના "આશ્રયદાતા" અને "જીંદગી લગીના સભાસદ" થયા છે.

P. O. Reg. No. B 1095 "*MAHAJYOTI*" *AHMEDABAD.* (6-5.)

अमदावादथी प्रकट थतुं सनातन धर्मनुं एकवीर गुजराती मासिक




कोश ६. ] अमदावाद, संवत १९७५ फाल्गुन ] किरण ५.

"तस्य भासा सर्वमिदं विभाति" ✻ "તેના જ ભાસથી બધું આ ભાસે છે."

છપાતા—ગુર્જરરાષ્ટ્ર તથા સૌરાષ્ટ્રાદિ વિવિધસ્થળનિવાસી,
શ્રીશ્રેયઃસાધક અધિકારી વર્ગ.–આદ્ય સંસ્થા.

પ્રકાશક, સંપાદક અને નિયામક—રતિલાલ મનસુખરામ પટેલ.
સાંકડી શેરી–લાલાવસાની પોળ—અમદાવાદ.

મુખ્ય લેખક અને સહાયક–સાક્ષરોત્તમ શીઘ્રકવીશ્વર વ્યાખ્યાનમાર્તણ્ડ,
ભારતભૂષણ ધર્મવીર શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી, અમદાવાદ

અમદાવાદ—પાનકોરના નાકે પા "મનહર" પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ મધુપતરામે છાપ્યું.
सं.वर्ष अग्रे रु. २–४–० परदेशमां रु. २–१२–०

ॐ श्रीं ऐं ह्रीं क्लीं ॥

॥ ॐ श्रीं श्रीमहाज्योतिः पुरुषसिंहाय नमः ॥

# શ્રીમહાજ્યોતિઃ

प्रकाश ६.] फागण, कृष्ण १४ संवत १९७५. शके १८३८ सन १९१९ किरण ५

## हिन्दुओ ! निज धर्म विचारो.

હોરી પદ ૫.

હિંદુઓ ! નિજ ધર્મ વિચારો,
વિચારો, હિંદુઓ ! નિજધર્મ વિચારો. (ધ્રુ૦)

ચારવર્ણ ને ચારે આશ્રમ, તેના વિવિધ પ્રકારો,
સ્વતંત્રતામાં મર્યાદા ને, બંધનમાં છુટકારો;
બતાવે ધર્મ તમારો. હિંદુઓ ! ૧

મિશ્રવર્ણ પણ વ્યૂહ રચીને શુદ્ધવર્ણ–આચારો !
અનુકરણે આચરતા હિંદે મ્લેચ્છ યવન પણ યારો !
સનાતન એ ઉપચારો. હિંદુઓ ! ૨

એકજ ભાવ સનાતન ધર્મે મર્મરૂપે વસનારો,
સંપ્રદાય અગણિત ઉપજે પણ એ તો નહિ ખસનારો,
ઝંખ મારે હસનારો હિંદુઓ ! ૩

શક્તિ પ્રમાણે સદાચારને હોય અનુસરનારો,
તેવો જન સમુદાય જુદો ઝટ કુદરતથી બનનારો,
કરી દઢ નિજ નિજ ધારો. હિંદુઓ ! ૪

પણ ભારતમાં ભેળશેળનો કાદવ કદિ ન થનારો,
ભ્રમણચંદ્ર સઉ લોઢા કૂટે, પણ ન વિકાર પ્રસારો;
ધર્મદઢ દુર્ગ અમારો. હિંદુઓ ! ૫

સ્વસંતોષ સુરતરૂનો હિંદે કેવો સુંદર ક્યારો ?
અદેખાઇ અળગી કરિ સંપે વર્તો નિજ અધિકારો,
અડગ પગ નહિ ડગનારો. હિંદુઓ ! ૬
કળિયુગ ને પરસત્તા તેમાં ગોંધઇ મરકી મારો,
તોપણ હિંદુધર્મ ટકયોજ ટકે છે ને ટકનારો,
કસોકટિ હિંમત ન હારો. હિંદુઓ ! ૭
ધર્મ તાત ને નાત માત છે આર્યવંશ અમ ન્યારો,
ભરતભૂમિ છે ધાવ અમારી અર્પે અમૃતાહારો,
પછી કયમ થાય વિકારો ? હિંદુઓ ! ૮
વીર્ય રજની શુદ્ધિ સુબુદ્ધિ નિયમ કદી ન નિવારો;
જાતિ જાતિ ગુણ જાળવિ રાખો જગ જશ ગાય તમારો,
સનાતન તજ સુધારો હિંદુઓ ! ૯
દેખાદેખી તણી તજી શેખી હિંદ રહી કુલ તારો,
દેશવેશ આવેશ અને ઉદ્દેશ હિંદુનો ધારો;
ક્ષણ પણ એ ન વિસારો. હિંદુઓ ! ૧૦
શ્રમણચંદ્રગણ ભૂતાવળિ ને "અહંમમ" મંત્રે મારો,
પોત ન ભૂલો ભયલાલચથી તો શુભ ભાગ્ય સિતારો,
થશે જગ જયજયકારો. હિંદુઓ ! ૧૧
સ્વરાજ્ય ને સામ્રાજ્ય તણા તો ભોગવશો ભંડારો,
હિંદુજન્મી જીવો રહિ હિંદુ નહિ તો મરણ સ્વીકારો !
કાળ છે શુ કરનારો ? હિંદુઓ ! ૧૨
મધવી તેર ટુકે નિત્ય ટેરે કાન ધરો સ્વર મારો,
પ્રમાદ તજી તે યાદ કરો તો હિંદુપ્રજા ઉદ્ધારો,
નૃહરિના સ્મરિ ઉપકારો ! હિંદુઓ ! ૧૩

**સંઘવી.**

## तथ्य लेख तडिल्लता.

મી. ગાંધીએ પોતાના એક ભાષણમાં કહ્યું હતું કે—'હિંદુસ્તાન દેશ કોઈ પ્રકારના મંત્ર નીચે હોય એવી દશા થઇ ગઇ છે' તાત્પર્ય એજ કે હિંદુસ્તાન દેશ એક અનિર્વચનીય સ્થિતિમાં આવી પડેલ છે. એ સ્થિતિ એવી છે કે તેની અનિષ્ટતા ભાસે છે ખરી પણ તેનું વર્ણન કરી શકાતું નથી અથવા તો તેનું સ્વરૂપ લક્ષણ બાંધી શકાતું નથી; તેમજ તેનો ઉપાય શો કરવો તે સમજી શકાતું નથી. મી. ગાંધીના આચાર વિચાર અને ઉપચાર જોકે અમને બહુ વાંધા ભરેલા જણાય છે અને તેની સામે તો અમારો સખ્ત વિરોધ પણ છે. તો પણ એટલું તો અમારે કહેવુંજ પડે છે, કે હિંદુસ્તાનની બારીક વિલક્ષણ સ્થિતિનું ભાસમ પણ ખરૂં ભાન જેટલે અંશે મી. ગાંધીને થયેલું તેમના પૂર્વોક્ત કથન ઉપરથી જણાય છે, તેટલે અંગે દેશનું દળદર ફેડવા તૈયાર થયેલા દળને મોખરે મહાલનાર મનુષ્યો પૈકી કોઇકનેજ

થયું છે. શ્રી અંતર્યામીની કૃપાથી અમને તો એ ભાન તેના અગેય વિશેષ સાથે લગભગ અર્ધશતકથી થયેલું છે, તે માટે વિશ્વાન્તર્યામી શ્રી જગન્નિયંતાનો આભાર ખરા અંતઃકરણ પૂર્વક માનીએ છીએ.

મી. ગાંધીને દેશની એવી મંત્રમુગ્ધ સ્થિતિનું ભાન થયાં છતાં પણ તેઓ આવા વિલક્ષણ વ્યાધિ વૈદ્ય બની ભેમવાની જે હિમત વારંવાર બતાવે છે, તે દેશની દુર્ભાગ્ય ભરેલી ગૃહદશાનોજ પરિણામ છે, એ મારે દિલગીરી સાથે કહેવાની ફરજ પડે છે. અમે જાણીએ છીએ કે મી. ગાંધીના મુજાવરાને અને મી. ગાંધીની છાયાનો છલપૂર્વક લાભ સાધનાર સુધારકોને અમારા આ અભિપ્રાયથી ઘણુંજ ખોટું લાગવાનો સંભવ છે. પણ જ્યાં અમારી પ્રજા (Nation) ની હયાતીનોજ પાયો ખોદી નાખવામાં આવતો અમને જણાય ત્યાં અમારે પણ અમારો અભિપ્રાય સ્પષ્ટ રીતે જણાવવો એ અમારી પ્રજા પ્રત્યે, પહેલા નંબરની ફરજ છે. તો આશા છે કે અમારા અણગમતા પણ બંધુભાવથી નિકળતા ઉદ્‌ગારોનું લીંબડાના પંચાંગ કવાથની પેઠે સેવન કરવામા આવશે. જ્યાં દેશ અને પ્રજાની હયાતીનો પ્રશ્ન છે ત્યાં રૂચિસ્વાતંત્ર્ય (સ્વચ્છંદ) ને વેગળું મૂકી વિચાર કરવો એ દરેક હિંદુસંતાનની ફરજ—ધર્મ છે.

મી. ગાંધી પોતાના આશ્રમમા ગીતા રોજ વાચે છે તથા વંચાવે છે. તેથી ગીતાના વકતા શ્રી કૃષ્ણ પરમાત્મા તથા ગીતાના વાક્યો પ્રત્યે તેમને પ્રમાણ બુદ્ધિ હોવી જોઇયે. તેથી અમે પરમાર્થ અને વ્યવહાર વચ્ચેના વિવેક અને તે સંબંધી મર્યાદાના પાલનની આવશ્યકતા વિષે શ્રીકૃષ્ણ પરમાત્માનુંજ વચન અત્રે ટાંકીએઃ—

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोक स्तदनु वर्त्तते ॥

એ શ્લોકનું તાત્પર્ય એજ છે કે જે પ્રમાણે શ્રેષ્ઠ પુરૂષો વર્તે તેનું અનુકરણ લોકો કરે છે. તેથી શ્રેષ્ઠ અથવા મોટા માણસોમાં ગણાતા પુરૂષોએ પોતાના આચાર વિચાર અને ઉચ્ચાર બહુ સાવધાનપૂર્વક એટલે યોગ્ય વિવેક અને લક્ષ રાખીને કરવા જોઇએ.

પરમાર્થ દૃષ્ટિએ જોકે સમગ્ર વિશ્વમાં કેવળ એકજ તત્ત્વ વિલસી રહ્યું છે. તે છતા પણ જગતમાં નાનાં મોટા અસંખ્ય ભેદો પ્રત્યક્ષ નજરે છે, તેની તરફ આંખ મીંચીને હિંદવાનો:પ્રયોગ કરનાર વ્યવહારમાં ઠોકર ખાઇને ધમાયનમઃ કરી દે છે, પરમાર્થમાં તો તેની ગતિજ કયાંથી સંભવે? સ્થુલ જગતના ભેદો જેમ વ્યવહારમાં સંપૂર્ણ રીતે ધ્યાનમાં રાખી વર્ત્તવાની જરૂરજ પડે છે, તે પ્રમાણે સ્થુળ ભેદોનું અને તેમના ક્ષેત્રરૂપ સ્થુળ જગતનું જેમા મૂળ રહેલું છે, તે સૂક્ષ્મ અથવા માનસ જગતમાં પણ સૂક્ષ્મ અને ઘણા વધારે સંખ્યામાં ભેદો છે, તે લક્ષ્યમાં રાખવાનું કામ જેટલું જરૂરનું છે તેટલુંજ કઠણ પણ છે. તેથી તે કઠણતાથી કાંઇક હિંદુ આચાર વિચાર પાળવામાં કેટલીક અડચણો અને અગવડો વેઠવી પડે છે અને તે સ્વાભાવિક છે. તે છતાં સર્વ પ્રકારે મોકળે મહાલવાનું ફાવે તેવી સ્વચ્છંદતાના ભાસકા કેટલાકોને થઇ આવે છે તે છતાં તેમને હિંદુ જાતિમાં ગણાવાનો

અને હિંદુ જનસમાજથી મળતા લાભો લેવાનો ગેરવ્યાજબી લોભ તો ગળેથી છુટતો નથી. આવા લોકો એ હિંદુ જાતિની હયાતીનો નાશ કરનાર રોગના જંતુઓ છે.

જે કોઇ એક સમુદાય બંધાય છે, તેને પોતાના ઐક્ય માટે નિયમો અથવા બંધનો કરવા પડે છે. તેના લાભ પણ હોય છે તેમજ તેવી કેટલીક અડચણો પણ વેઠવાની હોય છે; તે લાભ ભોગવવાની યોગ્યતાનો આધાર તે અડચણો વેઠવાની શક્તિના પ્રમાણમાં હોય છે. પણ બીજા સમુદાયોમાં તેનાં બંધારણો પ્રમાણે મળતી છુટ જોઇ—મહેકીને જે માણસ પોતાના તરંગ પ્રમાણે પોતાના સમુદાયને મઠારવા મચડવા ફાંફાં મારે એ મૂર્ખાઇ છે, અને સામો પ્રતિષેધ સામુદાયિક અવાજથી ઉઠયા છતાં પણ તે મઠારવા મચડવાનો દુરાગ્રહ જારી રાખવામાં આવે તો તેમા લુચ્ચાઇ અને હરામીપણું છે—એમજ પ્રજા સમજે તો તે કેવળ વ્યાજબી છે.

તેથી સામુદાયિક નિયમો પાળવામાં પડતી અડચણો વેઠી લેઇ કામ કરવાથી દેશોન્નતિ વધારે સારી રીતે સધાય છે. અડચણો પડવાથી વ્યક્તિઓની સ્વચ્છંદતાને મહાલવાની છુટ કરી આપવાની ખાતર સામુદાયિક મર્યાદાને શિથિલ કરનાર ફેરફારો કરવાથી સામુદાયિક વ્યવસ્થાને અને આખરે સામુદાયિક અસ્તિત્વને પણ હાનિ પહોંચે છે. તેથી જે માણસ સામાજિક બાબતમા એ મર્યાદાને ધક્કો અપરોક્ષ કે પરોક્ષ રીતે પહોંચે તેવી હલામણો કરે છે, તે માણસ કદીપણ લોક હિત કરી શકતો નથી. અને તેટલે અંશે તેનામાં લોક નાયકી માટે લાયકીનો અભાવજ સમજવો. પછી પીર બની મુજાવરોદ્વારા પોતાની માન્યતા વધરાવી નાયકંમન્ય થઇને ફરવું અથવા લોકનાયકનો વેશ કાઢવો એમાં કાંઇ લાયકીની જરૂર નથી, તેમજ એવી નાયકીથી લાભને બદલે હાનિ છે

નાલાયક વ્યક્તિઓ નાયક થઇને ફરે છે ત્યારે તેઓ એકનાર તો આ શ્રદ્ધાળુ અને કહેવાના મોટાઓનુ પણ માન રાખવાની વૃત્તિવાળા આ દેશમા પૂજાય છે. તેના ફળાદેશનુ સ્વરૂપ આપણા હિંદુ ધર્મશાસ્ત્રમા સ્પષ્ટ બતાવેલુ છે કે—अपूज्या यत्र पूज्यन्ते पूज्य पूजा व्यतिक्रमः । त्रीणि तत्र भविष्यन्ति, दुर्भिक्षोमरणं भयम ॥ અર્થાત જ્યાં અપૂજ્ય મનુષ્યો પૂજાય છે, અને પૂજ્ય મનુષ્યોની પૂજ્યતાનો ક્રમ જળવાતો નથી એટલે તે ક્રમ તોડવામાં આવે છે, ત્યા દુર્ભિક્ષ એટલે દુષ્કાળ—મરણ એટલે મરકી રોગચાળો વગેરેથી મરણ—અને ભય એટલે રાજક દૈવક કહેતાં રાજ્યતરફના તથા દેવસત્તા તરફથી પ્રકટતા વિવિધ પ્રકારના ભય લોક, લોકનાયક અને રાજ્ય કર્તાઓને સતાવે છે.

ભરતખંડમાં દુકાળ મરકી અને ભયનું કેટલુ પ્રાબલ્ય ફેલાવવું છે, તે તો નજરોનજરનો તમાશો છે. તેમા લેખ સાક્ષી કે દલીલની જરૂર પડે તેમ નથી. પછી દેશના આગેવાનો થઇ ફરનારાઓ ચાહે તો પોતાને નાયક માનો કે દેવ માનો અને તેમના મુજાવરો તેમની "જય" બોલાવો કે તેમની આગળ પુષ્પ ધૂપદીપ નૈવેદ્ય મરાવી આરતી કરો ! તેની કોઇ ના કહેતું નથી. કોઇ કોઇની જીભ કે હાથ પકડવા નવરું નથી. સેંવના શીધકાં બેસનેજ બારે પડવાનાં છે ! જાણતાં કે અજાણતાં લોક વ્યામોહમા ન પડે તેટલાજ માટે અમે અમારે

હિંદુપ્રજા અને તેનો ધર્મ—સંસાર વ્યવહાર અને પરમાર્થ મોક્ષ—એ સર્વનો સાધક ધર્મ—તે કાંઇ પતંગીઆની પાંખો અને કાચડાની કાયાના રંગની પેઠે વારવાર બદલાયા કરે એવો નથી. હા ! એ ધર્મમાં રંગ ઘણા છે, પણ તે બધાયે એક સુંદર ચિત્રકારે સંપૂર્ણ કુદરત પ્રમાણે અને અદિતીય ઉસ્તાદી કુશળતાથી કાયમનો નિર્ણય કરીનેજ પૂરેલાં છે. તેની સાબીતી તે આ હિંદુપ્રજા પોતેજ છે; અને આ હિંદુ પ્રજાની સાબિતી તે એઓનો કાયમનો એટલે સનાતન ધર્મ છે.

હિંદુ ધર્મ અને તેના નિયમો કાયમના છે, અને તે નિયમો લગભગ સાર્વત્રિક રીત્યે આચારમાં આખી હિંદુપ્રજા મૂકે છે. આવું એક સરખું ધોરણ જે સ્વયં ચાલ્યુ આવે છે, તેને તોડી નાખીને આડુંઅવળું વેતરવાની જો ચાલાકી નાયકમન્યો તરફથી કરવામાં આવે તો તેથી લોકહિત તો હવામાં ઉડી જાય અને ઓડતું ચોક વેતરાય એના દાખલા હાલજ તાજા છે.

મી. ગાંધીજી પોતાને ત્રીશવર્ષના ધર્મના અભ્યાસી જાહેર કરી ચૂકયા છે, તોપણ તેઓએ પટેલબિલના સંબંધમા એક સુધારકમન્યોના બળોતીઆની ફરજ અદા કરનાર પેપરની અંદર આવેલા ઇન્ટરવ્યુમા વિરૂદ્ધ વિચાર જણાવ્યા છે. વળી બીજીવાર એમ જણાવવામાં આવ્યુ છે કે મી૦ ગાંધી હજુ પટેલબિલના સબંધમા છેવટના વિચાર ઉપર આવી શકયા નથી. પણ મી. ગાંધીજીની અંત્યજસ્પર્શની હિમાયતની ખુમારી મી. જાદવજી ગાંધીને એટલી ચઢી ગઇ કે મી. ગાંધી જેવા તેમના ગુરૂ તો નિર્ણય કરવામાં હજુ ગોથાં ખાય છે, તે પહેલાં મી. જાદવજી ગાંધી તો કોઇ ઢેડની કન્યા મળે તો મંગળફેરા ફરવાને પણ છચોક ઉભા થઇ ગયા. મી. ગાંધીએ આ પરથી સમજવું જોઇએ છે કે મોટા ગણાતા માણસોના વિચારમાં આવતી સહજ પણ ધર્મ શિથિલતાની અસર બીજા સામાન્ય વ્યક્તિયો ઉપર કેવી વધારે પડતી થઇ જાય છે !

હાલ થોડાજ સમયપર મુંબાઇમાં મજૂરોએ પાડેલી હડતાલના સમયે બજારના મહેતા વાણોતરોએ એવી હિલચાલ ઉઠાવેલી તેમાં પેલા મી. જેરાજાણીએ પણ જોરપર આવી જઇ શુરૂ કરતાં ચેલા વધી જાય તેમ મી. ગાંધી કરતાં પણ વધારે પડતું વેતર્યું હતું. તેથી મી. ગાંધીને તેમને રોકવાની જરૂર પડી હતી. આથી, પણ મર્યાદાનાશક વિચારો મોટા કહેવાતા માણસો દર્શાવે તો તેથી કેવી નઠારી અસર ઇતર સામાન્ય પાત્રોપર થાય તે ખુલ્લું છે.

મી. ગાંધીએ જે મર્યાદાધ્વંસક વિચારો દેશમાં વાપરવા અખતરો આરંભ્યો છે, તેને જો કોઇપણ રીતે અટકાવવામાં નહિ આવે તો તેના પરિણામો દેશહિતના સંબંધે અનિષ્ટજ થવાના. પછી મી. ગાંધીનો હેતુ સારો કે ખોટો હતો, તે વિષે હાલ અમે કાંઇ પણ કહેવા માગતા નથી.

એવાજ અનિષ્ટ પરિણામો થતાં અટકાવવાનીજ ખાતર પ્રજામાં સ્થપાયલી આચાર પ્રણાલિકાને અર્થાત્ કર્મયોગ અને તદંગીભૂત આચારમાં સર્વસામાન્ય જનસમુદાયની શ્રદ્ધાને

ચલાવવાની પ્રવૃત્તિ કરવાની શ્રી કૃષ્ણ પરમાત્માએ શ્રીગીતામાં સ્પષ્ટ મના કરેલી છેઃ—
न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् । જે લોકોને કર્મકાંડ પ્રમાણે કર્મ કરવાના હોય છે તે લોકોને ઇતર તર્કને રસ્તે ચઢાવી અવળે માર્ગે ચઢાવે તેવો તેમનામાં બુદ્ધિભેદ ઉત્પન્ન કરવો નહિ. જે લોકો પરંપરાથી મેલો ધંધો કરનાર જાતિયોને સ્પર્શ ન કરતાં વેગળા રહે છે, અને તેઓ મેલો ધંધો કરનાર લોકો પણ ઇતર ચોખ્ખો ધંધો કરનાર જાતિયોને સ્પર્શ ન કરતાં વેગળા રહે છે, તેમને આડીટેઢી ફિલસુફી અને દલીલોનાં લાકડાં ઘાલી પાળવામાં આવતા શૌચાચારની મર્યાદાનો નાશ કરવાનાં જે બીજ મી. ગાંધીએ પોતાના માહાત્મ્યની ધુનમાં વાવ્યા છે, તે બીજ ભારતવર્ષને પુણ્યે ભસ્મમાત્ ન થઇ જાય તો હિંદુ પ્રજાની તો હયાતીનેજ નાબુદ કરી નાખે—એમાં કાંઇ શક નથી.

~ ~ ~ ~

સ્થાળી પુલાક ન્યાયે જોતાંજ મી ગાંધીની અંત્યજસ્પર્શની હિમાયતની ઓન૦ પટેલને આપેલી દીક્ષાનુંજ સંતાન તે પટેલ બિલ છે. મી. ગાંધીની એ હિમાયતની સેનામાં શું આવશે તે પ્રત્યક્ષ જણાઇ ગયું છે, અને લસ્કરકા ભેદ પાયા કિ આગુમેં ગદ્દા આયા !

~ ~ ~ ~

મી. ગાંધીને હજુ પણ જો તેમની અંત્યજસ્પર્શની હિમાયતની ભાવિસૃષ્ટિની આકૃતિ ના સમજાતી હોય અને સત્યાગ્રહને બદલે તેમને હિંદુપ્રજાની હત્યાગ્રહની ધુનજ દીપતી હોય તો તેમને માટે અને ગરીબ બિચારી હિંદુજાતિ માટે એક મોટામાં મોટી દુર્દૈવનીજ નીશાની છે ! પણ પરમાત્મા જોકે સત્યરૂપ પોતે છે તો પણ શ્રી મહાભારતના યુદ્ધમાં ધર્મમૂર્તિ શ્રી યુધિષ્ઠિર પુણ્ય શ્લોકને માટે તે સત્યનું બલિદાન એકવાર નહિ પણ અનેકવાર આપી આસુરી વ્યક્તિયોનો સંહાર કરનાર શ્રીહરિનેજ વિશ્વાસે અમે વિંગીએ છીએ. સત્ય કરતાં પણ પ્રભુને ધર્મ પ્રિય છે, તો પછી કપોલ કલ્પિત સત્યાભાસની ગણનીજ શી ?

* * * * *

સત્યાગ્રહ કરતાં પહેલાં "સત્ય" શું તે જાણવાની જરૂર રહે છે. પણ "સત્ય" એ કાંઇ નિરપેક્ષ વસ્તુ નથી. જીવના જીવત્વની આડ અને પરિમિત શક્તિસંપન્ન ઇન્દ્રિયરૂપ સાધનો યથાર્થ "સત્ય" ને બતાવી આપવાને સમર્થ નથી, એટલુંજ નહિ પણ સત્યને બદલે સત્યાભાસમાં ઉતારી મિથ્યા મગજોના ઉંટ ઉપર ચઢાવી મિથ્યા મૃગજળવાળાં મરુભૂમિનાં રેતીનાં નિર્જળ રણમાં લખચોરાશીને ફેરે ચઢાવે છે. ધર્મ એ, સ્પષ્ટ વસ્તુ છે; સર્વજ્ઞતા અને સત્યજ્ઞતાનો દાવો કરનાર ભલે ધર્મની અવગણના કરી સત્યાગ્રહનું અવલંબન કરે ! ભલે તેઓ સિદ્ધ સાધુમહંત મહાત્મા તરીકે માન પામે—પૂજાય ! ભલે ! અમને અનેક આપત્તિ પડે—અપમાન મળે—તિરસ્કાર થાય ! પણ અમે તો ધર્મનેજ અનુસરશું ! ધર્મમાંજ અગાધ શક્તિ છે. ધર્મ સ્પર્શમણિ—ચિન્તામણિ છે—તે અસત્યને સત્ય બનાવી શકે છે ! તે હિંસાને અહિંસા, સ્તેયને અસ્તેય, સ્ત્રીયુક્ત ગૃહસ્થાશ્રમ (અબ્રહ્મચર્ય) ને બ્રહ્મચર્ય અને પરિગ્રહને પણ અપરિગ્રહ બનાવે છે. તે બ્રાહ્મણને પઠનપાઠનાદિ કર્મ તથા પવિત્રાચારથી, ક્ષત્રિયને સંહારરૂપ યુદ્ધથી, વૈશ્યને હિંસા પ્રધાન ખેતી વગેરેથી અને શુદ્રને કેવળ પરાધીનતારૂપ સેવાથી તથા અતિ શુદ્રને મલિન વ્યાપારમાં પણ કલ્યાણની પ્રાપ્તિ કરાવે છે. તે ધર્મનીજ પાછળ લાગો સાલશું. તેની છાયામાં દુઃખ એ સુખ અને મરણ એ મોક્ષ છે.

(લિ૦ તથ્યવાદી.)

# ઓ॰ મી॰ પટેલનો ખરડો હિન્દુસમાજમાં કેમ અપ્રિય થઈ પડયો ?

( મહાજ્યોતિ માટે )

( લેખક—રા. રા. રણછોડદાસ દયારામ પારેખ નવસારી. )

" જેમ આકાશ પૃથ્વિની દશે દિશાએ ફેલાયલું છે, તેમ ધર્મશાસ્ત્ર પણ મનુષ્યના સર્વે વ્યવહારોમાં યોજાએલુ છે. " (ગ્લેડસ્ટન)

ઑાનરેબલ મી. વી. જે. સેકુઆ પાટીદારે તા. ૫-૯-૧૮ ની ધારાસભાની બેઠકમાં હિન્દુઓના લગ્ન પ્રકરણમાં સુધારો કરનારો એક ખરડો રજુ કર્યો હતો; કે જેનો ઉહાપોહ હજી અખિલ ભારતવર્ષમાં ઠામેઠામ થઇ રહ્યો છે હિન્દુવર્તમાનપત્રો—હિન્દુવિદ્વાનો અને હિન્દુપંડિતો ઇત્યાદિનું જો કોઇપણ વેળાએ આટલુ બધુ દ્વંદ્વ મચ્યું હોય તો તે મી. પટેલના ઉપરોક્ત ખરડા વખતેજ છે; એમ મ્હારે હિમ્મતથી કહેવું જોઇએ. આ ખરડાની તરફેણમાં તેમજ વિરૂદ્ધમાં અત્યાર સુધીમાં ઘણું લખાઇ ગયુ છે વિરૂદ્ધપક્ષે જ્યારે કરોડોની સખ્યા હસ્તિ ધરાવે છે ત્યારે તેને પંપાળનારાઓ માત્ર કેટલાએક મુબાઇ પ્રદેશનાજ આર્યગનો તથા સુધારક બંધુઓ જણાઇ આવે છે. અને તેઓની સખ્યા પણ મુઠીમાં સમાઇ જાય, એટલીજ છે. આશ્ચર્યની વાત તો એ છે કે આર્ય સમાજીઓના ઉપદેશક સ્વામી દયાનંદે શ્રીયુત પટેલના ખરડાને પુષ્ટિ મળે એવા વિધાનો કયાંય પણ લખેલા નથી અને તેથી બંગાળા તથા પંજાબ બાજુના તમામ આર્યસમાજીઓ—પંડિત સમુદાય સુદ્ધાં એ ખરડાથી ચમકી ઉઠી વિરૂદ્ધમાં ઠરાવો કરે છે, ત્યારે મુબઇ આર્યસમાજના પોલંપોલી પટેલીઆઓ તેમજ પંડિત મંડળી ઉપરોક્ત વર્ણસંકરી બિલને વધાવી લેવાને સહર્ષ બ્હાર પડી છે ! ! આર્ય સમાજ જેવી અર્ધ નાસ્તિક ગણાતી સંસ્થાઓમાં પણ જ્યારે મી॰ પટેલના 'વ્યભિચારી' બિલને સ્વિકારવામાં તિવ્ર મતભેદો ઉપસ્થિત થાય છે; ત્યારે સનાતની પ્રજાઓમાં તો એ ખરડાને પોષવાની આશા અને યોજના આકાશ કુસુમવતજ ગણાશે.

હું ઉપર જણાવી ગયો છુ તેમ આ ખરડાની વિરૂદ્ધ અત્યાર સુધીમાં પુષ્કળ લખાઇ ગયુ છે; પરંતુ તેના પ્રત્યુત્તરરૂપે વિરોધીઓ તરફથી હજી કેટલીએક પ્રકારના લુલા બચાવો રજૂ કરવામાં આવ્યા છે, તેથી તેનુ સમાધાન કરવું, આવશ્યક—જરૂરતું છે.

જેઓને હિન્દુત્વનુ અભિમાન હોય, હિન્દુધર્મ માન્ય હોય; તેવો કોઇપણ હિન્દુવીરનો આ બિલને ટેકો આપવાનો નથી; કારણકે અર્ષગ્રંથોના કોઇપણ ધર્મગ્રંથોનુ નિરિક્ષણ કરવામાં આવે તો એકપણ શ્લોક, પટેલબિલને પુષ્ટિ આપનાર નિકળશે નહિ. આ બાબતમાં 'વૈશ્યુત ધર્મ પતાકા' ના બાહોશ–વિદ્વાનશાસ્ત્રી મુરબ્બી વસંતરામભાઇએ હિન્દુઓને માન્ય એવા પ્રત્યેક ધર્મગ્રંથોમાંથી અસંખ્ય શ્લોકો ટાંકી બતાવી વિરોધીઓના મોઢાં બંધ કર્યા છે; અને જ્યારે ધર્મશાસ્ત્રોને આધારે વાદ કરવાને પાખંડીઓ નિષ્ફળ નિવડયા છે, ત્યારે પ્રાચિન કાળના ઇતિહાસ પૃષ્ટ ઉપર દરોરો પાડી ત્યાંથી એકાદ બે વ્યકિતઓના જીવન ચરિત્રને હસ્તગત કરી, કામડાંની તલવારે વિજય પ્રાપ્તિની આશા રાખી રણક્ષેત્રમાં પોતાનું વ્યંઢત્વ સિદ્ધ કરી બતાવે છે. અસ્તુ. હવે આપણે સુધારાવાળાઓની નમુનેદાર (!) દલીલોનું નિરિક્ષણ કરીશું.

(૧) " મી. પટેલનો ખરડો કોઇને ફરજીયાત પાડતો નથી કે તમે ઢેપડી સાથે પરણો! ઢેડા-ઢેપડીનું તો ફક્ત દ્રષ્ટાંત આપવામાં આવ્યું છે. " (૨) " પટેલબિલ જો પ્રચલિત થાય તો આગળની પેઠે ચારવર્ણ સહેલાઇથી થઇ જશે " (૩) પ્રાચિનકાળમાં પણ અનુલોમ પ્રતિલોમ લગ્નો થએલાંના દ્રષ્ટાંતો મળે છે, તો પછી મી૦ પટેલના ખરડા પ્રતિ ધિક્કારની દ્રષ્ટિથી જોવામા કેમ આવે છે ? (૪) " જુદી જુદી ન્યાતોમાં લગ્ન કરવાના પ્રતિબંધને લીધે જોઇએ તેટલા પ્રમાણમા પ્રજા ઉત્પન્ન થતી નથી; અને જે પ્રજા થાય છે તે નિરુત્સાહી, કમતાકાતવાળી, અને ખોડવાળી થાય છે " (૫) " પોતાની ન્યાતિમાંજ કન્યા દેવાનો રિવાજ હોવાથી છોકરીઓને મનગમતો પતિ, તથા યુવાનોને ઇચ્છિત વહુ મળી શકતી નથી; અને તેથી તેઓ સર્વે જીંદગીભર દુઃખી હાલતમાં જીવન વ્યતિત કરે છે. " ઇ. ઇ. ઉપર્યુક્ત સવાલોના પ્રત્યુત્તર યથામતિ સંક્ષિપ્તમા નીચે જણાવવામા આવે છે.

સુધારાવાળાઓના કથન મુજબ બેશક, આ. મી. પટેલનો ખરડો કોઇનેપણ ફરજીયાત રીતે લાગુ પડવાનો નથી. જેને ગરજ હોય તે એનો ઉપયોગ કરશે: તોપણ એમાં ઘણું વાંધાઓ રજૂ કરી શકાય એમ છે. પ્રથમ પ્રશ્ન એ છે કે એવો ખરડો અમલમાં લાવવાનુંજ કંઇ કારણ ? કેટલાકો એવુ કહે છે કે ' કેટલીએક ન્હાની ન્યાતોમાં કન્યાની અછત હોવાને લીધે કેળવાયલા ઇજ્જતદાર કુટુમ્બના યુવાનોને કન્યા મળી શકતી નથી; જ્યારે બીજી ન્યાતમા કન્યાનો પુષ્કળ વધારો છતાં સારા વરો તે ન્યાતમા ન હોવાના કારણસર ગમે એવા મુર્ખને પણ કન્યા આપવી પડે છે. ઇ. આ કથન ઉપલક દ્રષ્ટિએ જોતા સત્યના ભર્યું જણાશે પરંતુ એમાં પણ દાંભિકપણું વિશેષ છે એ હું સાબિત કરી બતાવીશ.

ધારો કે એક નાની ન્યાતમાં કન્યાની સંખ્યા ૨૫ છે અને છોકરાઓની સંખ્યામાં ૫૦ થી પણ વધારે છે; અને તેમાં ઇજ્જતદાર છોકરાઓ કુંવારા રહ્યા હોય તો જાણે સ્વર્ગની ટિકિટ મેળવવામાં એક પ્રકારનું વિઘ્ન આવી પડ્યું હોય તેમ તેના માબાપો 'પટેલબિલ' જેવા કાયદાઓની આતુરતાથી રાહ જોતા હોય છે!! પરંતુ 'લગ્ન' એ એક વિષયતૃપ્તિનુ કે આબરૂની ધ્વજા ફરકાવવાનું સાધન નથી, એનો પૂર્ણખ્યાલ માબાપોએ કરવો ઘટે છે. પોતાના કુટુમ્બની, ઘરડા વડવાઓની અને તે સાથે પુત્રની લાયકાત, ચાલચલગત, આબરૂ, અને વ્યવહારિક પ્રણાલિ જો ઉત્તમ હોય, તો પોતાના છોકરાને કોઇ-સ્વજ્ઞાતિમાંનોજ કન્યા ન દે, એ હાસ્યાસ્પદ સરખું છે. ભલેને કન્યાની અછત હોય; પરંતુ નિષ્પક્ષપણે-સદ્બુદ્ધિથી જો વિચાર કરવામાં આવે તો સર્વને પ્રતિત થશે કે, સુપાત્ર વરને સહુ કોઇ કન્યા આપવા તત્પર થશેજ. પચાસ વરમાંથી પચીસજ માત્ર પરણનાર લાયક—ઉત્તમ લાયકાતવાળા હોતા નથી. અને જેઓ લાયકાતવાળા તેમને મોડી કે વહેલી-લાગથી કે કલાગથી પણ કન્યા તો મળવાનીજ; એવું મ્હારૂં નમ્ર માનવું અને મનાવવુ છે. બત્રીસકોટિ હિન્દુપ્રજામાંથી એવો કયો હિન્દુ મનુષ્ય હશે કે જે પોતાની કન્યાને અકુલિન તેમજ મૂર્ખ પતિને પરણાવવા તત્પર બને. હોય ? બાળલગ્નના અતિયોગથી, માગ આદિ નીચ વ્યવહારોથી અને દુર્દૈવવશાત્ અમારા પર કરી રહેલા અજ્ઞાનના કારણે કોઇ કોઇ જગ્યાએ તેવા અપવાદો બનતા હશે; પરંતુ તેથી કરી આખી સમાજને માથે કલંક આરોપણ કરવું, તે બુદ્ધિની બહિર્મુખતાનો નમૂનો પુરો પાડે છે. ખરી વાત તો હાલમાં એમ બને છે કે, કેળવાયલાના બ્હાના હેઠળનો આધુનિક યુવકવર્ગ 'ભણ્યો પણ ગણ્યો નહિ' એ કહેતી અનુસાર ભલે મગજમાં બી એ તો ભરવાન હશે હોય, પરંતુ તેમના આચાર વિચારો, બાબી જો નજર કરવામાં આવે તો તેમની કેવી લાયકાત (!) છે, તેનું સત્યસ્વરૂપમાં દરેકને ભાન થઇ શકે. ધાર્મિકબાબતમાં

અને માન્યતાઓમાં પશ્ચિમના નાસ્તિકોને પણ ભૂલાવે, તેવા હોય છે. આ કારણથી લાંબા લાંબા તાડ જેવા તેઓ પાકટ અને ઘરડા થઈ મસાણે પહોંચી જવાની તૈયારીમાં આવી રહ્યા હોય; તોપણ તેઓની કુપાત્રતા તરફ નજર કરીને અમણુ પરંતુ વડીલોને પગલે ચાલનારો ધાર્મિકવર્ગ તેવા કેળવાયલા (!) ને કન્યા દેવાની સખ્ત નાપસંદગી જાહેર કરે છે, પછી ભલેને પેલા સુપાત્રો (!!!) પોતાને ઉત્તમકોટિના—સુસંસ્કારી માની, કોઇ કન્યા આપે નહિ તેથી માથું કુટી મરી જાય; કે કોઈ હૈયાફુટાને આગળ કરી નવા નવા કાયદાઓ કરાવે !! જ્ઞાતિઓ તેવા ઉચ્છૃંખલ વટલેલાના દરકાર કરતી નથી. વળી કેટલેક ઠેકાણે અને પ્રસંગે એવું બને છે કે; છોકરો સારો હોય; તોપણ તેના વડીલોની લાયકાત તથા વ્યવહારિકતા વ્યાજબી નહોય, તો તેથી પણ કોઇ કન્યા આપતું નથી મ્હારા ખાસ અનુભવથી હું કહું છું કે, જેઓ જ્ઞાતિના કાયદાઓને માન આપતા હોય—જ્ઞાતિઓના દરેક પ્રકારના વ્યવહારોમાં સહાનુભૂતિ દર્શાવી તેનો અમલ પણ કરતા હોય, વડવાઓની અને પોતાની આબરૂ સારી હોય, સદાચારી અને ધાર્મિક હોય તેમજ પોતાના સતાનો ઉપર પણ સદાચારના સુસંસ્કારો પાડી સારી કેળવણીથી વિભૂષિત કરેલા હોય; તો ભલેને પોતાની ન્યાતિમાં કન્યાની અછત હોય, તોપણ તેમના પુત્રના વિવાહ માટે ચોમેર જગાએથી માગા અવશ્ય આવશેજ, એની હું ખાત્રી આપુ છું. આજે તો જ્યા જુઓ ત્યાં ન્યાતિના કાયદાઓને તથા તેના પ્રવર્તાવનારાઓને જૂના વિચારના, વ્હેમી, લડાઈખોર, મૂર્ખ ઇ સમ્બોધનથી નવાજવામાં આવે છે, અને પોતે જાણે બૃહસ્પતિનો અવતાર હોય તેમ 'હાગમડા' નું અભિમાન રાખી સદાચાર, વિવેક, લૌકિકરૂઢિ ધર્મ અને જ્ઞાતિ વ્યવહારોનું નિકંદન વાળવાનો ભગીરથ પ્રયત્ન સેવાય છે; અને જ્યારે આવા અક્ષમ્ય કાર્યોથી ન્યાતિ ઉપર આડકતરી રીતે વારંવાર આઘાત કરવાની પવિત્ર (!) વૃત્તિ ઉદ્ભવે છે; ત્યારે તેવી વૃત્તિ અને ભાવનાવાળાઓને કન્યા ન દેવાનો ઇરાદો અમારી રાંકડી હિન્દુસમાજે રાખ્યો છે, તે સ્તુત્ય અને હિતાવહજ છે.

જો પોતાની ન્યાતિમાંથીજ કન્યા મેળવી ઉત્તમ ગૃહસ્થાશ્રમી થવું હોય, વડિલોની ઇજ્જતમાં વધારો કરી પોતે પણ તેના સહભાગી થવું હોય, ભવિષ્યમાં પોતાના સંતાનને પણ સારી કન્યા પરણાવવાની આકાંક્ષા હોય; અને અંતમાં આલોક તથા પરલોકમાં સુખી થવું હોય, તો પોતાની ન્યાતિની સ્થિતિ તથા વ્યવસ્થાથી માહિતગાર થઇ સંતોષી અને ધૈર્યવાન બની, સ્વધર્મ, જ્ઞાતિ વ્યવહાર, લૌકિકરૂઢિ અને સદ્ભાવનાનું નિરંતર સેવન કરવું જોઇએ. જો તેમ થશે તોજ ન્યાતિવાળાઓ પણ તેવા વાંઢાઓની દરકાર કરશે; અને તેમ વર્તવા રાજી ન થનારાઓને તો ઓન. મી. પટેલના ખરડામાં જણાવ્યા મુજબ ઢેયડી તથા દૂબળીઓજ વરમાળ પહેરાવવા આવશે, અન્ય નહિ !! બેશક, કેટલીક જ્ઞાતિઓમાં કન્યાનો વધારો અધિક હોવાથી પ્રસંગે તેમને સારા વરો મળી શકવામાં હરકત આવે છે; જ્યારે ક્યાંઇ ક્યાંઇ સારા વરો હોવા છતાં ગુણવાન કન્યાનો અભાવ, કવચિત દષ્ટિગોચર થાય છે. તો તેવે પ્રસંગે ભાણેજપની પેટાજ્ઞાતિમાં કન્યા આપ–લે કરવાનો રિવાજ અમારા હિન્દુસમાજમાં પ્રચલિતજ છે; અને તે અમે કાંઇપણ ધાંધલ કે હરકત વિના નિર્વિઘ્ને પારપાડીએ છીએ. સ્નેહલગ્ન કરી ઇચ્છિત વર–વધુ પરણવામાં સનાતન ધર્મ કયાં આડે આવે છે ? સનાતનધર્મે દરેક બાબતની મર્યાદા બાંધી આપેલી છે; અને તે પ્રમાણે લગ્ન વિષયમાં સ્વજ્ઞાતિની અને આપદ્કાળે ભાણેજપતી ( પોતાના વર્ણનીજ ) કન્યા પરણવાનો આદેશ ધર્મગ્રંથોમા ફરમાવેલો છે. પ્રીતિલગ્ન પોતાની ન્યાતમાં શું ન થઇ શકે ?! વિષયાંધકારમાં ભ્રમિત થઇ સ્નેહલગ્નના બ્હાના હેઠળ ઢેયડી, વાઘરેણ, દુબળી અને એવીજ

બીજી હલકી ( કદાચ, તે કરતાં સ્હેજ ચઢતી વર્ણની હોય; તોપણ શું થયું ? ! ). જાતની સ્ત્રી સાથે પ્રીતિલગ્ન (!!!) કરવા અર્થે એ. બી. પટેલના વર્ણસંકરતાયુક્ત ખરડાને આખા હિન્દુસમાજમાં દાખલ કરાવી ધાંધલ મચાવવાનું શું પ્રયોજન ? તે હું બિલકુલ જાણી શકતો નથી. નામદાર પટેલે " બ્રાહ્મણ ઢેડડીનું તો ફક્ત દૃષ્ટાંત આપ્યું છે, બાકી અંતર્ગત હેતુ તેમ છેજ નહિ " ઈ લૂલો બચાવ કેટલાક બ્યંઢળ સુધારકો કરે છે; પરંતુ તે કથન હડહડતું અસત્યથી ઓતપ્રોત છે. એના પ્રમાણ તરીકે ફક્ત એકજ દૃષ્ટાંત બસ થશે કે, એજ નામદાર વીઠ્ઠલભાઇ પટેલના પ્રમુખપણા હેઠળ નડિયાદમાં ભરાયલી સંસાર સુધારા અને અંત્યજ પરિષદમાં ' જાદવજી ' નામના કોઇ એક વણીક ભર સભામાં—તાળીઓની પુર ગર્જના સાથે પોતાના પહાડી અવાજે રાગડો તાણ્યો હતો, કે " કોઇ ઢેડ જો મને પોતાની કન્યા આપે તો બંદા છે સ્વીકારવા રાજી...રા........જી છે ! " (સાબાશ છે ત્યાં બેઠેલા અમારા અંત્યજ બંધુઓને ! કે જેઓએ ઇશ્વરનો અને ધર્મનો તથા સ્વજાતિનો ભય રાખ્યા તે ચરફલ માગણીને કાનુજ ન દીધુ ! ! ! ) વળી તેજ પરિષદમાં ઓન૦ બી. પટેલ સાહેબે પ્રમુખપદેથી કેવાં વચનો બ્હાર પાડયાં હતા તે અમે તેમના પોતાનાજ શબ્દોમાં ઉદ્ધૃત કરીએ છીએ; કે જેથી તેઓશ્રીનો આંતરિક હેતુ કેવો છે ? તેની વાંચક વર્ગને ખાત્રી થાય.

" મેં વડી ધારાસભામાં હિન્દુલગ્નને લગતા કાયદાનો એક ખરડો રજુ કર્યો છે તેથી બ્રાહ્મણ ઢેડની કન્યા અને ઢેડ બ્રાહ્મણની કન્યા પરણી શકશે !!! "

ઓન૦ બી૦ પટેલનું ભાષણ. — બીજી અંત્યજ પરિષદ, નડિયાદ તા૦ ૧૯-૧૧-૧૮.

નિષ્પક્ષપાતી વાચકો ! નામદાર પટેલનો પોતાના ખરડાનો આશય તેમણે સ્વમુખે કહી બતાવ્યો છે; તે પ્રમાણરૂપ માનીએ ? કે, કેટલાક નામચીન બ્રમણચંદ્રો તેનો ઇન્કાર કરવા મથે છે, તેના કથનને માનીએ ? ! ઇન્સાફનું ત્રાજવું તટસ્થ વાંચકોના હસ્તમાં સોંપવામાં આવ્યું છે; માટે યોગ્ય ન્યાય કરી લેશો એવી આશા છે.

હવે બાજો પ્રશ્ન એ છે કે, " નામદાર પટેલના બીલથી આગળની પેઠે ચાર વર્ણ અહેલાઇથી થઇ જશે, અને આધુનિક બ્હોળી જ્ઞાતિ સંસ્થાનો લોપ થઇ જશે. "

પ્રથમ તો આ સવાલને જાહેરમાં મૂકનારાઓની બુદ્ધિમત્તા કેટલી છે ? તેનીજ અમને તો શંકા થાય છે. આ બાબતમાં એક દૃષ્ટાંત લઇએ.

બ્રાહ્મણ ન્યાતિમાંની પચાસેક વ્યક્તિઓએ પોતાની જ્ઞાતિમાંથી કન્યા મળવાના અભાવે અન્ય શુદ્રવર્ણની સ્ત્રી સાથે લગ્ન કર્યા; વળી તેવીજ રીતે શુદ્ર વર્ણમાંથી કેટલીએક ઉચ્છ્રંખલ ટોળીઓએ ઉચ્ચવર્ણની કન્યાને પરણી પ્રતિષ્ઠા લાભ લીધો, તો તેથી ઉચ્ચ અને નીચ વર્ણ એકત્રિત થઇ ગઇ, અને એ રીતે લાંબા સમયે-ટાઇમે વિસ્તૃત જ્ઞાતિઓનો ક્ષય થઇ ધીમે ધીમે તે ચારજ વર્ણ ઉપર આવી જશે, એનું પ્રમાણ શું ? બગો કે પાયસો ઘરની ન્યાતમાથી પાંચ પચીસ જણા આડે માર્ગે ચાલે તો આખી ટોળી તે નાપાકોની દરકાર શામાટે કરે ? વળી તે આડે માર્ગે વહન કરનારાઓની સ્થિતિ પણ " ન ઉઘરકે, ન ઇધરકે ! ! ના જેવીજ થાય. પોતાની ન્યાતમા તો રહેવાયજ નહિ, અને તે સાથે જે ન્યાતિમાંથી છોકરી લઇ આવ્યા હોય તે જ્ઞાતિવાળાઓ પણ દુશ્મનાવટને લીધે ઉભા નહિ રાખે ! આથી પરિણામે પેલા વ્યભિચારીઓને પોતપોતાના નવાજ વાડા ઉપસ્થિત કરવા પડે ! ! આરંભથીજ તે લોકોની મુશ્કેલીનો અંત આવતો નથી પરંતુ પાછળથી તે વાલાવંશજોને વર્ણસંકરી જે પ્રજા ઉત્પન્ન થાય, તેમને પરણાવવાની મ્હોટી ચિંતા આવી લાગે છે. પહેલાં

તો તે પ્રજાને કઇ જાતિમાં ગણવી ? તેજ લોકોને વિચારવું કારણ થઇ પડે છે; અને એવી રીતે " ઘોડા તથા ગધેડીના વ્યભિચારી સંયોગથી પેદા થએલા ' ખચ્ચર જાતિ ' કર્મભૂમિ ભારતના ઉદ્ધારમાં કેવો દિગ્વિજય કરી બતાવશે તે પણ અમારા સુજ્ઞ ભારતીય બંધુઓએ નિષ્પક્ષ બુદ્ધિથી વિચારવું ઘટે છે."

હવે જ્યારે પેલા ભ્રષ્ટ થએલા ભૂતાને પોતાના પુત્રોના વિવાહની મહા મુશ્કેલી નડે છે, ત્યારે તેઓને પોતાના નવા વાડામાંજ ગમે ત્યાં લગ્ન વ્યવહાર ચાલુ કરવો પડે છે, અને તે વાડામાં ભિન્ન ભિન્ન જાતિના પુરૂષો તથા સ્ત્રી ભેગા થએલાં હોવાથી કેવો ભ્રષ્ટાચાર થઇ જશે તેની કલ્પના નામ૦ મી. પટેલ સાહેબના મગજમાં કોઇપણ દિવસ ઉદ્ભવી હશે ખરી ? ! જો દરેક પરિસ્થિતિઓનો ' વર્ણસંકરી ખરડો ' ઉપસ્થિત કરતાં પહેલાં ઓન૦ પટેલ સાહેબે વિચાર કર્યો હોત, તો આવું નિંધ, સાહસ કાર્ય કરવા તરફ તેમની વૃત્તિ પ્રેરાતેજ નહિ, એમ હું હિમ્મતથી જણાવું છું. અસ્તુ. કહેવાની મતલબ એ છે કે, "પૂર્વોક્ત બીલના આચારથી ચારવર્ણ થઇ જશે. " એવું ઓ. મી. પટેલનું માનવું અને મનાવવું હડહડતું ખોટું તેમજ ભ્રાંતિકારક છે, એવું મેં સચોટ રીતે સાબિત કરી બતાવ્યું છે. ' પટેલ બીલ'થી નવી ન્યાતોનો જન્મ થશે, અને આહ્નિક ન્યાતો ભલે ટુંકી હોય, તોપણ સમાન લોહીથી ઓતપ્રોત છે, જ્યારે વ્યભિચારી ખરડાથી ઉત્પન્ન થનારી ન્યાતો, કદાચ એમ ધારીએ કે મ્હોટી થશે; તોપણ તે આખરે તો વર્ણસંકરી પ્રજાનીજ કહેવાશે, અને પરમપૂજ્ય-માનનીય ગીતાજીના ઉપદેશાનુસાર તેવી ભ્રષ્ટાચારી પ્રજાથી પિતૃઓની તેમજ ધર્મની પણ દુર્ગતિ થવાનીજ. આ દેશ ધર્મપ્રધાન ગણાય છે, તો તેજ દેશમાં અઘોર કલિકાળના પ્રભાવે ધર્મનું નિકંદન સ્વહસ્તેજ કરનારા વીર ( ! ) પુરૂષો નિકળે, એ ખેદકારક છે. પ્રભુ તેવાઓને સન્મતિ આપો. અપૂર્ણ.

## कर टकोरा ढंग!

લોટવાળાની દુકાનોમાં લોટા લેઈ લોટ માગતો કોઇ હિંદુસેનાન એક સુધારકમન્યોના બાબોતીયાં ગંદુસ્થાન-મંદુસ્તાન-ગંદુસ્થાન દેશમાં, એ બેટમજી સાત સાંધે ત્યારે તેટલા તૂટે તેટલાગી તારીખે ફેફ્રવાજા માસમાં અને એ વર્ણસંકરોના વકીલને માતા જોગણી ખાય તે સાલમાં બીરમલના બાપનું ખોટુંરૂપ લેઇને પોતાના આગળીના બાપ સુત્રારકમન્યોની જે ખાસડપૂજા થાય છે, તેનો ગળાપો કાઢી બબડી ઉઠયો છે, એકવાર આગળ પણ એ ગંદુસ્થાની કુત્તો " રંગ બંગકા લોટા " લેઇને બંગીઆની હિમાયતના ભુસણુ અને ભસણુ ઉપર ચડી ગયો હતો. પણ શ્રીમહાવીર " બજરંગના સોટા"એ એ બંગીના ભેજાનો ભુક્કો કરી નાખ્યો, એટલે તેનું રકુ ચકકર બનેલું ભેજું ખમી ગયું છે, અને તેના ચડેલા ભંગ પામેલા ખોખરા હાંડલામાંથી ભંગ તો ઢોળાઇ ગઇ પણ તેમાં રંગ (ગાંજો) ચોંટોઇ રહેલો છે. તે ગાંજાની કળીને બાળીને તે કલિયુગ યા હિંદુસેનાનની કળી ખીલી હોય એમ જણાય છે. પણ જ્યારે મારો વજ્ર ટકોરો વાગશે ત્યારે એ કળિના કીકાને સમજાશે કે બીરમલનો બાપ થવાને બદલે થાપ ખાઇ જઇ આખા ગામના ગર્દભસેનોનો સીધી લીટીનો વારસ એ હિંદુસેનાન થઇ ગયો છે! કેમકે લોટના ભૂસા ઉપર જીવનાર અધીપતિમાં ને ગધીપતિ વૈશાખનંદનમાં કાંઇ ફેર નથી !

ક્રિયાની મુક્ત કંઠે પ્રશંસા કરી, તથા જાપાનીસ જેવી પરાક્રમી પ્રજાપણ પિતૃપૂજન કરે છે એ દાખલાથી પશ્ચિમનું વાંદરિયું અનુકરણ કરનાર સુધારકમન્યો અને આર્યમન્યોના શ્રાદ્ધ નિષેધક મોઢા ઉપર મેશ ચોપડાઇ ગઇ. તે દુઃખે દાઝેનો તેમનો લુટયારૂ કુત્તો હિંદુસ્તાન મળગી ગયો અને એક ગંડુસ્થાનના ગધીપતિ આગળ બળાપો રોવા બેઠો છે.—'કુત્તો રૂવે તેના આંસુ ગધી લુવે!' એ કહેવત પ્રમાણે ખખ્ખરો કરવા કુગવવાનું કારસ્તાન અવલ નંબરના બે હરામજાદાઓએ જમાવ્યું છે! 'જુઓ! જુઓ! એ તાલ કેમ કેવો મચ્યો?'

અરે ઓ અંત્યજોની આગળ નાચનાર ગાનાર તુરી હિંદુસેતાન! તું ત્યાંજ ઢેડ ભંગીઓનો ભવૈયો છે! તેથીજ બીજા બધાને ભવૈયા દેખે છે!! પણ કમબખ્તના કુંવર બાદરબખ્ત તારા બાપુતી દલાલીઆ બાપણુ ભસણુ અને લખણુ ઘૂંસણુ વેગળાં મૂકીને તારા લાંબાં કાનથી મારી ટુંકીને ટચ વાત સાભળ! બીરબલ બહાદુર તો ભવૈયો નથી થયો, પણ સ્ત્રી કેળવણીને નામે વર્ણસંકરતા અથવા ભેળવણી કરનારા બદમાસી અને અંત્યજસ્પર્શ અને રોટી બેટીની મર્યાદા તોડનાર મુશ્કેલીઓ જે તારા યજમાનો થાય તેમનાં અને તારા જેવા તુરીઓનાં કાળજાને કરડાઇથી વલોવી નાખનાર રવૈયો (મન્થનદંડ) તો બીરબલ છેજ!!

* * * * *

અરે ઓ બોતેર બાપના બેટા હિંદુસેતાન! બે કુદરત હેવાન! પાપનો પૂજારી તું શું બીજાને પ્રાયશ્ચિત્ત કરાવનો હતો?! તારા પીર એન૦ પટેલના ખરડાને તિરસ્કારપાત્ર ખરની પેઠે જે ધોકર્ણાપાટ અને આડાપાડ મલ્યો! સુધરેલી મુબાઇની મ્યુનીસીપાલીટીમાં બૈરક હિમાયતવાળું ફેન્ચાઇઝ ધ્રસકી ગયુ! તારી હડતાલીઆ સત્યાગ્રહની મતપતારીમાં મી૦ જેરાજાણીની જોરાવરીને તારા ગોરમહારાજ શ્રી. ગાંધીએજ "ગોદ્રુમ બાવરી" બનાવી. ધર્મનું ખુન કરવામાં સુધારકમન્યોનો સાજો બનીને તું ગલગલિયાં કરતો હતો તે પાપેજ રોલેટ બિલ્લનો રોળ આવ્યો! તે બધાં તારા પાપોનું તો તું પ્રાયશ્ચિત કર અને મુંડો ઉતરાવી સ્નાનસૂતક પાળ પછી બીરબલને પ્રાયશ્ચિત બતાવજે!!

ચોવીસે કલાક ઇરાનીના કાફીખાનામાં ઃપડયો રહેનારશ્વાન! હિંદુસેતાન! પારસી મુસલમાનો પણ તને ગમતી ઇરાનીની ચાહ ઢારી કેમ પી જાય એવી અદેખાઇથી તું બળે છે તો ખરો! અને અદેખાઇનો માર્યો તું તારા પેટ અને માથું બન્ને કૂટયા કરે છે! સનાતન હિંદુત્વને માટે ફાવે કે ન ફાવે તો પણ ધર્મપક્ષના લોકને પેટ કૂટવું પડે તેમ નથી. પણ તારો માનેલો સુધારકમન્ય પક્ષ તો મડદું હોવાથી સડવા લાગ્યું, તોપણ રડ્ડરીંગડો ચેતો નહિ! હવે કૂટ પેટ ને માથું! તારૂં કાંઇપણ વળવાનું નથી!

આગળના બીરબલે તો અકબરને સુધાર્યો હતો, અને અમારો બીજાભાઇ બિરબલ તેમજ તેના ભાઇબંધો સર્વ શુદ્ધ અને સદાચારી છે. એટલે હવે તારા વર્ણસંકર યજમાનો સુધારકમન્યો અને તારી ઢેડભવાઇના નાયકડાનેજ તુ સુધાર એટલે બસ છે! એટલે ગમે માની લેઇશું કે તેં પણ અકબરને સુધાર્યો! જો તને અકબર બગડેલો ભાસ્યો હોય તો તેને એક કોગળે રહેવા દે! અને અકબરને બદલે કબરની ભાઇબંદી તું કર!

સુધારકમન્યોની હિમાયતમાં હજામની પેઠે મશાલ લેઇને આગળ ઘુમનાર હિંદુસ્તાને એકવાર બગાડાની જુઠી ખોરવાલા ગજાવવાને ધોળાપર કાળું બુમી મચાવ્યું હતું કે ઓન. પંડિત મદન મોહન માલવીયે પ્રયાગરાજમાં ઢેડ ભંગીઓને હલવાપુરીની પ્રસાદી વહેંચી ! અને એ હિંદુસ્તાને લોકોને એમ મનાવવા ખેલ રચ્યો હતો કે ઓન. માલવીજી પણ અસ્પૃશ્યસ્પર્શ કરવામાં આભડછેટ માનતા નથી. પણ હમણાં થોડા દિવસ પર જ્યારે મા. માલવીય મુંબાઇમાં શ્રી વૈષ્ણવ મહાસમેલન થયું તે અરસામાં આવ્યા હતા. તે વખતે તેમણે પ્રતિષ્ઠિત મનુષ્યો આગળ જાહેર કર્યું છે કે—"પ્રસાદ વહેંચ્યા પછી મેં સ્નાન કરી જનોઇ બદલી હતી, ત્યાર પછીજ બીજા માણસ અને પદાર્થોને અડકયો હતો !" આ જાણીને સુધારાનો ખોટો જશ કરનાર એ હિંદુસ્તાનનું મોઢું કાળુમશ પડી જશે ! ભલે પડવા દો ! જુઠાને જુતીઓજ !!!

કોન્ગ્રેસમાં ફ્રેન્ચાઇઝના હિતનું ફુલેકું ચડયું ! પણ મુબાઇની કોરપોરેશનમાં એ ફ્રેન્ચાઇઝનું કોર્પ્સ એટલે મડદું થઇ ગયું ! પણ મડદું મડદું પણ ફ્રેન્ચાઇઝનું ! તેને સુધારકમન્ય બચ્ચાઓ અને તેમનો પંતુજી પેઠે હિંદુસ્તાન તેને સોનાનું મડદું માને છે ! ભલે ! તો તે મડદાને સોનાપુરમાં મોકલી ભઠ્ઠીમાં ગાળી તેની ૧૦૦૧ ટચની લગડી બનાવો ! નહિ ! નહિ !! સિરબલની નેક સલાહ તો એવી છે કે એ મડદું મુંબાઇ કોરપોરેશનમાં થયું તેથી તેની મુંબાઇ (મમ્માઇ)જ બનાવો ! કે હિંદુસ્તાન અને એના સાથીઓનો લાકડાં એમને લક્ષણે રોજ ખોખરાં થાય છે—વારંવાર ખોખરાં થાય છે, ત્યારે તે ઘીમાં કકડાવીને ચાટવામાં અને તેમને શરીરે માલીસ કરવામાં આવે ! એ તો मर्दनं गुण वर्द्धनम् માહેલો ! એતો ફીમેલ ફ્રેન્ચાઇઝની મમ્માઇ !!! જેમ માલિસ કરો તેમ મજા ! સુધારકમન્યો સ્ત્રી સ્વાતંત્ર્યની હિમાયત કરે છે તે મમઇનેજ કરે છે !!! તે જીવતું ગયું તો ફતેહના ડંકા ! અને મરી ગયું તો પણ મમ્માઇ કરવા કામ આવે ! બન્ને હાથમાં લાડુ !!

બાપ ! ફિમેલ ફ્રેન્ચાઇઝને ભારી બમ્મા ! પણ પરમેશ્વરજ બહુ વિષમ બુદ્ધિવાળો ! ભણ્યા ગણ્યા માણસોએ બરી કોન્ગ્રેસમાં ફ્રેન્ચાઇસના લાભમાં ઠરાવ કર્યો ! પણ પરમેશ્વર સર્વશક્તિમાન્ હોવા છતાં પણ ઓરતોના મુછોપર સમાન હક ગણીને પોશાક વાળ સ્ત્રીઓના મુખપર મુછો તરીકે ઉગાડવા જેટલી ઉદારતા અને ન્યાયબુદ્ધિ પણ વાપરતો નથી ! પરમેશ્વર પણ પેલા સનાતની હિંદુઓની ખુશામત સાંભળી સાંભળીને તેમના જેવાજ સાંકડા વિચારનો થઇ ગયો !!! હો થઇ ગયો ! થવા દો ! સુધારકમન્યો પરમેશ્વરથી કે પરમેશ્વરના બાપથી પણ ડરતા નથી ! સુધરેલાઓ "સમાન હક" નો અમલ કરવાને મહિલાઓના મુખડા પર મુછડી મરખી ઉગાડી શકે તેમ તો નથી. પણ સુધારામાં રહેતું મોકળું મન વાપરી હાડ સુધારકોએ પોતાની મુછો મુંડાવવા માંડી, અને સ્ત્રીઓનો અને મરદોનો સમાન હક અમલમાં મૂક્યો !—"જો મહમદ પાસે પહાડ નહિ આવે તો મહમદ પહાડ પાસે જશે" એવી એક અમેરિ કહેવતનો ઉપયોગ ફિરંગી દેશીઆઓએ સચોટ કર્યો !

પણ સિરબલના ભત્રીજાનો એક છોકરો હરિલ્લીમાં છે ! તેણે મહુવરાજાના હાવડાઓ મુછો મુંડાવી નાખે છે તે ધ્યાનમાં રાખેલું ! તેણે એક એવો મુઝમુડો સુધરેલ જેન્ટલમેન

મિરમલ પાસે આવેલો જોયો. એટલે તે હરિવદનીઆએ મિરમલ પાસે આવીને ધીમે રહીને પણ પેલો જેન્ટલમેન સાંભળે તેમ પૂછ્યું:—' દાદા ! આ શતકા સાહેબ છે ! ? ' મેં કહ્યું 'નારે' એતો આપણા હિંદુ છે ! એ તો શતડાએ નથી અને સાહેબે નથી ! એ તારા દેસાઇ કાકા છે. ' હરિવદન માથું હલાવતો રોળ કરતો બોલ્યો—" હં ! અં ! ! કોટ ટોપી ને પાટલુન પહેર્યું છે. જુઓ! અને મુંછો મુંડાવી છે એટલે સાહેબ અને શતડા બંને ખરા ! જુઠું કેમ બોલો છો ? દાદા ! " આ તો નિમાજ પડતાં રોજા કોટે વળગ્યા ! અને કૈન્યા-પ્રશ્ન પાળતાં શતડા થયા !

મિરમલ.

# परोपकारनां पूतळां

## પ્રકરણ ૭ મું.

—:૦:—

### રવિવારની રજા—નાટકની મજા.

મોતીચંદ બરોબર ટાઇમસર સ્ટેશન ઉપર પહોંચ્યો, અને હરિચંદનો મુનીમ પણ પોતાના શેઠનો ભત્રીજો (મસીઆઇ ભાઇનો દીકરો) આવવાનો છે—એમ જાણીને તેને સામો લેવાને માટે સ્ટેશનપર હાજર થયો હતો. હરિચંદ શેઠની મુંબાઇની દુકાન ખાતે એક 'ઘોડા' ગાડી રાખવામાં આવતી હતી. તે પણ તે માણેકલાલને અને તેની પત્ની શશિલક્ષ્મીને માટે મુનીમ સ્ટેશનપર લેઇ આવ્યો હતો. તે ગાડી આપણા મોતીચંદે જોઇ અને ઓળખી. તેણે વિચાર્યું કે આ શેઠાઇની માહેબીથી અંજાઇને માણેકલાલ અને શશિલક્ષ્મી હરિચંદ શેઠના મુનીમના તેજમાં લેવાશે અને તેની સાથે હરિચંદની દુકાને જઇને ઉતરશે તો પોતાનું અને પોતાની પત્નીનું સારું દેખાશે નહિ; વળી માણેકલાલને તે પોતાને ત્યાં ખેંચી લેઇ જઇ શક્યો નહિ તો પોતે સ્ટેશનપર સામો ગયો તેનું કાંઇ પ્રયોજન રહ્યું ગણાશે નહિ, અને તેથી તેની સ્ત્રીની આગળ તેનો ભારબોજ કાંઇક ઓછો થશે એવું તેને લાગ્યું. પણ મોતીચંદ કાંઈ સાધારણ વાણીઓ નહોતો. એકવાર હરિચંદ શેઠની ખુદની સામે હરીફાઈ કરવી હોય, તોપણ તે કાંઇ પાછો હઠે એવી બુદ્ધિ નહોતો. એ એક સોલીસીટરનો કલાર્ક હતો અને તે પણ મેનેજીંગ કલાર્ક હતો. કોઇ કરોડાધીપતિ આગળ પણ ' વાણિયા મૂછ નીચી ' કરીને સંતોષ વાળે એવો તે નહોતો. તેણે પણ એક ભાડાની નવી નક્કોર વિક્ટોરીઆ ભભકાદાર સામાન અને સારા ઘોડાવાળી ચાર આના જાસ્તી ભાડું આપીને ભાડે કરીને તૈયાર રાખી.' બે 'પોર્ટરો'ની સાથે પણ પહેલેથી બંદોબસ્ત કરી રાખ્યો કે જેવી ટ્રેન આવે કે તરતજ માણેકલાલનો સરસામાન લેઇ જઇને પેલી ભાડે કરી રાખેલી વિક્ટોરીયામાંજ ગોઠવી દે.

હરિચંદશેઠનો મુનીમ બિચારો વાણીઆભાઇ હતો તે પણ પોતાની સાથે દુકાનના બે વાણોતર બે ભઇયા અને બે ઘાટી લેઇને આવ્યો હતો, પણ પોતાના સાધનોનો ચાલાકીથી ઉપયોગ કરી લે, અને કાર્ય સાધી લે એટલી પહોંચ તેનામાં નહોતી.

વખતસર ટ્રેન આવી પહોંચી. પોતાની સાળીને અને સાઢુને મોતીચંદે ઘણા પ્રેમપૂર્વક હસ્તે-

મુખે આવકાર આપ્યો, કુશળ સમાચાર પૂછ્યા, અને પોર્ટરોને ઇસારો કરતાંની સાથે પોર્ટરોએ માણેકલાલનો બધો સામાન પેલી ભાડાની વિકટોરીયામા ગોઠવી દીધો. હરિચંદશેઠના મુનીમજી પણ પોતાના માણસો સહિત માણેકલાલ સાથે વાતો કરતા તથા હરિચંદશેઠની ખબર પૂછતા અને હરિચંદ શેઠે તેને માટે લખેલા પત્રની બાબતની હકીકત કહેતા રેલ્વે પ્લાટફાર્મ ઉપર ઉભા હતા. મુસાફરો બહાર નિકળી જવાથી ઓછી ભીડ થાય એટલે બારણે નિકળીએ એવો વિચાર માણેકલાલે અને મુનીમજીએ જણાવ્યો. એટલે આપણા મોતીચંદે કહ્યું.—મી. માણેકલાલ ચાલો આપ શશીબહેનની સાથે, આપણે સેકંડકલાસ મુસાફરો માટેના રસ્તે થઇને બહાર નિકળી જઇએ. ટિકિટ કલાર્ક મારો સ્નેહી છે. બીજા બધા માણસો ત્યાર સોરા ૫૪ બારણે આવશે. મુનીમજી ચાલો, આપ પણ અમારી સાથે.

મુનીમજીએ પોતાના માણસોને મોટમના કહ્યું—ઠીક ત્યારે હું માણેકલાલભાઇની જે ...હાર જાઉં છું. તમે બધાએ સાથે થર્ડકલાસને રસ્તે બહાર આપણી ગાડી આગળ આવો

પછી મોતીચંદ, માણેકલાલ, શશી અને મુનીમજી ચારે સેકંડકલાસના રસ્તેથી બહાર સ્ટેશનના કંપાઉન્ડમા આવ્યા પેલા ભાડે કરેલી ગાડીવાળાએ મોતીચંદને જોયો કે તરત ગાડી લાવીને તેની આગળ હાજર કરી, તેમાં બેસી જવાને માણેકલાલને તેણે ઇસારો કર્યે માણેકલાલ અને શશીલક્ષ્મી તેમા બેસી ગયા. પોતાના માણસ અને ગાડી માટે મુનીમ ડાફોડીયા મારતાં હતા, તેમને પણ મોતીચંદે ગાડીમાં બેસી જવાનું કહ્યું. ત્યારે ગભરાયેલ મુનીમજી બોલ્યા કે—" હું ગાડી લેઇને આવ્યો છુ, આ ભાડાની ગાડીની શી જરૂર છે ? સામાન બધો આપણી ગાડીમા ભરાવી દ્યો. અમારા શેઠનો પત્ર છે. તેથી માણેકલાલ શેઠ અમારી દુકાને ઉતરવાના છે "

મોતીચંદે મુનીમજીને એક કોરાણે લેઇ જઇને કહ્યુ—જુઓ મુનીમજી આપના મોટે મોટા માણસ છો ! પણ આપ તો સંસાર વહેવારના અનુભવી વ્યાપારી લાઇન પુખ્ત માણસ છો. તેથી આપને મારી એટલી વિનંતી છે કે આ માણેકલાલ મા સગા સાઢુ થાય હું મારા બેંગ સાથે મુંબાઇમા ઘરેબારે જાઉં છું. તેથી તેમને માર મેમાન થવું જોઇએ. નહિ તો અમારૂં ખોટું જણાય. તમારા શેઠ અને એ તો એકજ ઘર પણ અમારો તો વહેવીવાળીઓ સંબંધ ! તેથી માણેકલાલ શેઠ મારે ઘેરજ મુકામ રાખો બને બહેનો ભેગી રહી આનંદ પામશે.

મુનીમ વિચારમા પડી ગયા અને બોલ્યા—તમારૂં કહેવું હું સમજ્યો, પણ શેઠનો કાગળ છે તેથી હું, બાપ સાહેબ ! કાંઈ ઠપકામા આવી જાઉં ! માટે એમને અમારી પેઢીએ જ ઉતરવા દ્યો. પછી હું શેઠને પત્ર લખીને ખુલાસો મંગાવું. હું તમારી બધી હકીકત શેઠને લખીશ પછી ખુલાસો આવશે તે પ્રમાણે માગથી વર્ત્તીશ.

મોતીચંદે હસીને કહ્યુઃ—મુનીમજી ! આ કાંઇ વેપારના વાંધાસાંધાનો સોદો કરવા નથી કે શેઠને હકીકત લખીને ખુલાસો મંગાવવો પડે ! આ તો માણેકલાલ છે, પણ તમારા ઘેર આવ્યા હોય. તો પણ અમારી સગાઇના નાતાથી તેમને અમારા આગ્રહે અમારે ઘેર ખેંચી જઇએ અને તમારી પેઢીએ તમે મુનીમ વાણોતર મજા કરો. આતો સગપણ સંબંધના વિવેક અને આગ્રહનો ખેલ છે. એમા ખુલાસા પૂછવાના હોય નહિ. તમારા શેઠ ઠપકો દેશે તો હું પોતે આવીને તેમના મનનું સમાધાન અમારો અદીખાતો ... હરીને કરી આપીશ. પછી કાંઇ ? ! આપ એટલો વિચાર કરો કે મારા ઘરમાં છે તે ...

શશીલક્ષ્મી બંને સગી બહેનો થાય: અને તેમાં પણ રસિકલક્ષ્મી નાની બહેન થાય ! માટે હું તો એમને બીજે કોઇ ઠેકાણે ઉતરવા દેઇશ નહિ, અને મારે ઘેરજ લેઇ જઇશ.

મુનીમ વિચારમાં પડી ગયા, અને વિચારમાંજ ત્યાં ઉભા રહ્યા. તેમને "સાહેબ મહેરબાન" કહીને મોતીચંદ પણ પેલી ભાડાની વિકટોરીઆમાં બેઠો, અને પોતાની સાળીને તથા સાઢુને પોતાને ઘેર લેઇ ગયો. બંને બહેનો એક બીજાને જોઇ ઘણી આનંદ પામી. છોકરાઓ નાની માસીની આગળ પાછળ વીંટળાઇ વળ્યાં. મોતીચંદની સ્ત્રીએ પોતાના નાના બનેવીનો ઘણો સત્કાર કર્યો, અને જમવાનું તૈયાર હોવાથી સ્નાન કરીને જમી લેવાની તાકીદ કરી. મોતીચંદે કહ્યું—તમને રાત્રે ટ્રેનમાં ઉજાગરો થયો હશે. માટે જમીને બે કલાક આરામ લ્યો. પછી આપણે સહુને નાટક જોવા ત્રણ વાગ્યે જવું છે.

માણેકલાલે મોતીચંદને કહ્યું—અમે કાંઇ આપના મહેમાન તરીકે અત્રે આવ્યા નથી, અમેતો આપનાં કુટુંબી છીએ વળી આપ બંને અમારાં બંને જણનાં વડીલ છો. તેથી આપ અમારે માટે નાટક તમાસામાં નકામો ખર્ચ કરશો નહિ. અમને તો આપના ઘરનાં બાળક તરીકેજ સમજશો.

મોતીચંદે કહ્યું—પ્રિયભાઇ ! આપ એક યુવક હોવા છતા આપના વિચારો આવા ઠરેલ છે, તેને માટે આપને ઘણા ધન્યવાદ ઘટે છે. હું પણ નકામાં નાટક ચેટકમાં પેસા ખરચું તેવો માણસ નથી, તો પણ જ્યારે નાટકને હાલના જમાનામાં લોકો આનંદના સાધન તરીકે ગણે છે, તે વખતે નાટકની સંસ્થાઓ ઉચ્ચ સ્થિતિએ પહોંચે એવી સલાહ કોઈ કોઇ મારા એ ધંધામાં પડેલા મિત્રો માગે છે ત્યારે હું તેમને મારી બુદ્ધિ પ્રમાણે સલાહ આપું છું, તથા તેમને અમારા વકીલાતના ધંધાની રૂએ કોઇ કોઇ વાર મારાથી બની શકે તેટલી મદદ પણ કરું છું. તેથી તે લોકો મને અને મારા કુટુમ્બીઓ અને મારા મિત્રોને વારંવાર આગ્રહ કરીને નાટક જોવાને માટે નિમંત્રણ કરે છે. તેમજ તેઓ મારી સાથે પોતાનાં કુટુંબના જેવો નાતો રાખે છે. આજે પણ એક ચારૂચિત્રા નામના નવાજ બહાર પડેલા ખેલની ભજવણીનો બીજોજ દિવસ છે; અને તમે બને જણ આજે મુંબાઇમાં આવનાર છો એમ તેઓ જાણતા હોવાથી તેમણે આપણને સહુને તે ખેલ જોવાને માટે આગ્રહ પૂર્વક બોલાવ્યા છે. માટે આપ કોઇ પ્રકારે એ બાબતમાં સંકોચ રાખશો નહિ. વળી બઇરાંને બેસવાને માટે તો તેમણે પોતાનાં કુટુંબના બૈરાંને બેસવાનો એક કોમ્પાર્ટમેન્ટ નિરાળો ખાસ વ્યવસ્થાવાળો રાખેલો છે, તેમાં આપણે સહુને બેસવાનું છે. તેમાં પણ ચિક વગેરે નાખીને એવી વ્યવસ્થા રાખેલી છે કે આપણે થતો ખેલ વગેરે બરોબર રીતે જોઈ શકીયે પણ આપણને કોઇ જોઇ શકે નહિ. તેઓ જો કે નાટકનો ધંધો કરે છે. તોપણ સારા આચાર વિચાર અને નીતિવાળા માણસો છે, અને પોતાની કંપનીના નાના–મોટા સઘળાં માણસોની નીતિ રીતિ માટે તેઓ સખ્ત રીત્યે કાલજી રાખે છે. વળી જે છોકરો આજ મુખ્ય નાયિકાનું કામ કરે છે, તે ખાસ આપણા પોતાના સંતાન જેવો છે, તેના સંબંધમાં કેટલુંક કામ પણ કરવાનું છે, તેથી આપ સંકોચ નહિ લેઇને જમી લો; અને તમે બે કલાક આરામ લેશો, એટલામાં હું તે સંબંધી મારા કેટલાક સ્નેહીઓને મળીને કેટલીક વ્યવસ્થા કરી આવીશ, ત્યાર બાદ તમે નિદ્રા લેઇને ઉઠશો એટલે આપણે નાટક જોવા જઇશું.

ત્યારપછી, તેમણે સહુએ જમી લીધું, અને મેમાનો ઉજાગરાને દૂર કરવા આરામ લેવા લાગ્યા, એટલે આપણા રસિકની નવી પુંજીની શી વ્યવસ્થા કરવી તે વિષે તપાસ કરવાને

નાણાંદલાલો, બેંકના મેનેજરો, તથા શેર દલાલો વગેરેને મળવાને માટે મોતીચંદ ગયો. તે પછી માણેકલાલ અને શશી આરામ લેઈને જાગ્યાં, તથા બપોર પછીનો ચહા તૈયાર થયો હતો તે પીતાં હતાં અને છોકરાંઓની સાથે નાટક સંબંધી ઉત્સાહ ભરેલી વાતો કરતાં હતાં, તેવામાં મોતીચંદ પણ આવી પહોંચ્યો. તેણે પણ ગરમ ગરમ ચહા પી લીધી; પછી બે વિકટોરીયા ભાડે કરીને તેઓ બધાંએ નાટકશાળા તરફ રવાને થયાં. હજુ નાટક શરૂ થવાને લગભગ એક કલાકની વાર હતી. તેથી તેઓ જસરાજના કુટુંબમાંજ જઈને બેઠાં. જસરાજ અને તેનું કુટુંબ નવાં મહેમાનોને ખુશ કરવાને ચહા કાશી કે દુધ અને ખાવાને ઘારી ઘુઘરા વગેરે ફરાળી વસ્તુઓ ખાસ પોતાના ઘરમાંજ બનાવેલી થોડી થોડી પણ લેવા આગ્રહ કરવા લાગ્યાં. તેમનું મન રાખવા માટે તેમણે સહુએ-મોટાંએ પણ જરા જરા ટીમણું કર્યું, એટલે છોકરાંઓ તો હમેશ ભૂખ્યાંજ હોય છે, તેમણે તો જસુકાકાની પ્રસાદીને પૂરેપૂરો ઇન્સાફ આપ્યો. એક ઠેકાણે બેશી રહેવાથી અને સંસારની વિવિધ ચિન્તાઓથી, મોટાં માણસોનો જઠરાગ્નિ કરમાઈ જાય છે. છોકરાઓને ફિકર હોતી નથી અને દોડતાં ખેલતાં ફરે છે. તેથી તેઓ ખાઉ ખાઉનાં ખરાં ખરાક હોય છે અને સદ્ભાગ્યે તેમને ખાઉં ખાઉં આપનાર પણ મળે છે.

મોતીચંદની આટલી બધી લાગવગ અને માન પ્રતિષ્ઠા જોઈને માણેકલાલને અને શશિલક્ષ્મીને બહુ આનંદની સાથે અભિમાન પણ થયું; અને તેમનો મળતાવડો અને હસમુખો સ્વભાવ જોઈને જસરાજ અને તેના કુટુંબનાં માણસોને ઘણો સંતોષ થયો, અને તે બંને જણ માટે પણ, મોતીચંદ અને તેની સ્ત્રીના વિષે તેઓને જે મમત્વ હતું તેટલુંજ મમત્વ બંધાયું. આપણો રસિક જે અત્યાર લગી આ કૌટુંબિક સમાગમમાં આનંદ લેતો હતો તે હવે નેપથ્ય વિધાનનો ઘંટ થવાથી ચારુચિત્રાનો સ્વાંગ ધારણ કરવાને ગયો.

હવે જસભાઈને મોતીચંદે કહ્યું કેઃ—આપણા રસિકના રૂ. ૧૦૦૦૦)ની બ્યવસ્થા કરવા સંબંધી નાણાંની બાબતમાં અનુભવ ધરાવનાર મારા કેટલાક કુશળ મિત્રોની મેં સલાહ લીધી; તેમનો સહુનો એવો અભિપ્રાય થયો છે કે બેંકોમાં પૈસા રોકવા કરતાં જે જોઈન્ટ સ્ટોક કંપનીઓ સારી સ્થિતિમાં હોય તેમના શેરો લેવા એ વધારે સારૂં છે. બેંકો ઘણું થોડું બ્યાજ આપે અને મુદતી થાપણ મૂકી હોય તો જોઈયે ત્યારે પૈસા પાછા મળે નહિ. દેશના ઉદ્યોગને નાણાંની સીધી મદદ પણ બેંકમાં નાણાં મૂકવાથી બનતી નથી. બ્યાજ તરીકે ડિવિડંડ શેરોમાં નાણાં રોકવાથી મળે છે, દેશના ઉદ્યોગને મદદ મળે છે, અને વેચવાં હોય તો બજાર ભાવ પ્રમાણે તેની કિમત મળી નાણાં વસૂલ થાય છે. તેમાં પણ જો ભાવ વધ્યો હોય તો બ્યાજ અને નફાના ફાળા કરતાં પણ વધારે લાભ મળી શકે છે. પણ સદ્ધર કંપનીના શેરોનો ભાવ જે વખતે પ્રમાણમાં નીચે ગયો હોય ત્યારે તે ખરીદવા અને જ્યારે ભાવ વધી ગયો હોય ત્યારે તે વેચી નફો કરવો, અને વચમાં જે આવે તે ડિવિડંડમાં સંતોષ માનવો. આથી બેંકમાં નાણાં રોકવા કરતાં શેરમાં નાણાં રોકવાં એ વધારે પસંદ કરવા જેવું છે, એમ અનુભવી માણસોનો અભિપ્રાય છે, હવે જસુભાઈ! આપની જે સલાહ એમની હોય તે પ્રમાણે કરીએ.

જસરાજ સરલતાથી હસીને બોલ્યોઃ—એમાં હું શું વધારે સમજું છું? એ બાબતમાં તો આપનો અનુભવજ પ્રમાણરૂપ ગણાય. આપ કહો છો તેમ શેર લેવા તે પણ સલામતી ભરેલી બાબત છે, એમાં કાંઈ જોખમ જેવું નથી. આપ જે કરશો, તેમાં બધું પરમેશ્વર

અનુકૂળજ કરશે એવો મને સંપૂર્ણ વિશ્વાસ છે. આપનો અભિપ્રાય તે મારો અભિપ્રાય. આવતી કાલે રૂપીઆ આપ લેતા જજો અને શેરો જે સદર કંપનીઓ, હોય તેના ખરીદી લેજો.

મોતીચંદે કહ્યું:—રૂપીઆ તો હમણા આપની પાસે રહેવા દો. શેર દલાલોને બોલાવીને સૂચના આપી દેજો. શેરો જેમ ખરીદાશે તેમ તેમ પઇસા આપીશું.

એટલામાં નાટક શરૂ થતાં પહેલાંની પાંચ મિનિટની ઘંટડી વાગી. એટલે સર્વે ત્યાં જઇને નાટક જોવાને ખાસ ડીપાર્ટમેન્ટમાં બેઠા. પાન સોપારી ઇલાયચી લવીંગ ધાણા વરીઆળીની તાસક પણ ત્યાં જસરાજે મૂકાવી હતી. છતાં પણ આજે જે જમાવટથી નાટક ભજવાતું હતું, તેમાં જોનારાઓનાં મન રસાસ્વાદને લીધે એવાં તો એકાગ્ર થઇ ગયા હતાં કે કોઇએ પાન સોપારીની તાસક તરફ એક ક્ષણ પણ ધ્યાન આપ્યું નહિ. આજે ભજવણીનો બીજો દિવસ હતો. રસિકનો સંકોચ જે સહજ પણ હતો તે આજે જતો રહ્યો હતો. તેમજ પ્રથમ દિવસે તેને મળેલી અસાધારણ ફતેહથી તેના મનમાં જે ઉત્સાહનો સૂર્ય ઝળહળતો હતો, તેના પ્રતિબિંબ રૂપ તેના મુખચંદ્રની જગન્મોહન કૌમુદીનો પ્રકાશ ચારે તરફ શ્રોતાઓ અને દ્રષ્ટાઓ ઉપર એક પ્રકારની જાદુઇ અસર કરતો હતો. ચારૂચિત્રાની ચારૂતા અને લટક મટકની ચટક ઉપર સ્ત્રીઓ અને પુરૂષો આંખ પણ મટમટાવ્યા વિના જોઇ રહ્યાં હતાં, તેના સરસ્વતીની વીણા—અરે શ્રીકૃષ્ણની મુરલીના જેવા સ્વરના સુધા પ્રવાહનું પાન કરતાં કાનને બીજે કોઇ સ્થાને વૃત્તિ નાંખવાનુ સુઝતુંજ નહોતું. ચારૂચિત્રાના સ્વરમાં માધુર્યના પ્રવાહની સાથે કોઇ એવા પ્રકારની ખટક હતી કે તેનાં બોલેલાં ભાવપ્રધાન વાક્યો તો જાણે રામબાણની પેઠે સાંભળનારનાં અંતઃકરણને ભેદી આરપાર નિકળી જતાં હતાં.

આજે ચારૂચિત્રાએ કરેલી ભજવણી કેવી કાતિલ અર્થાત્ ભેદક હતી તેનો ખ્યાલ આપવાને માટે એટલુંજ કહેવું બસ છે કે—તે જોઇને પુરૂષોને તો ચારૂચિત્રાનો એક એકટરે સ્વાંગ લીધો છે, એ વાતનું વિસ્મરણજ થઇ ગયું, તેઓ ચારૂચિત્રા (રસિક)ને એક વસ્તુતઃ મહામોહિની સુંદરીજ જાણવા લાગ્યા, અને એ સુંદરીજ પોતાને પ્રાપ્ત થાય તો કેવું સારૂં એ પ્રમાણે મનોરથ બાંધવા લાગ્યા. જે સ્ત્રીઓ ત્યાં પોતાના પ્રિયતમની સાથે નાટક જોવાને આવેલી હતી તેમણે ચારૂચિત્રાને જોઇને પોતાનો રૂપગર્વ મહેલી દીધો. તેમને મનમાં એવી શંકા થવા લાગી કે સ્ત્રી જાતિના ઐશ્વર્યમાં અત્યંત ચઢીઆતી આ ચારૂચિત્રાને જોઇ તેમાં મુગ્ધ થઇ ગયેલા તેમના પતિયો તેમને વિષે વિરક્ત તો નહિ થયા હોય! સંક્ષેપમાં—આજનું નાટક પ્રેક્ષક વર્ગને એક નાટક રૂપે નહિ પણ વસ્તુતઃ ખરી દુનિયા તરીકે દેખાતું હતું. આજે પણ નાટકના શોખીન કદરદાન શ્રીમંત પ્રેક્ષકોએ ચારૂચિત્રા પર નોટોનાં પડીકાંનો વર્ષાદ વર્ષાવ્યો; અને તેમાં આશરે બેહજાર રૂપૈયાનાં નોટો આવ્યા એમ નાટકને અને તે નોટો એકઠી કરતાં જણાયું. નાટક પૂર્ણ થયા પછી મોતીચંદ અને જસરાજ તથા તેમનાં કુટુંબ જસરાજના રહેવાના અંદરના મકાનમાં જઇને બેઠાં. ત્યાં જસભાઇના બારણા આગળ બેસી રહેનાર પટાવાળાએ આવીને જસભાઇને જાહેર કર્યું કે બે ખોજા શ્રીમન્તો આપને મળવા આવ્યા છે; તેઓને જસભાઇએ આગલા દિવાનખાનામાં બેસાડવાનો હુકમ આપી મોતીચંદને પોતાની સાથે લઇને જસરાજ પણ તે દિવાનખાનામાં બેઠા ખોજા ગૃહસ્થોની મુલાકાત લેવા ગયો. તે બન્ને ખોજા ગૃહસ્થોએ નાટકની ઘણી તારીફ કરીને ચારૂચિત્રાને પોતાની આગળ બોલાવવાની વિનંતી કરી. જસરાજે ચારૂચિત્રાને તેના સ્વાંગમાંજ તે ગૃહસ્થો આગળ હાજર કરી. તેઓએ ચારૂચિત્રાની પણ બહુ પ્રશંસા કરીને તે દરેક તરફથી રૂપીઆ બે બે હજારની નોટો અને ચારસો ચારસોની

હીરાની વીંટીઓ બક્ષીસમાં આપી; તથા તેમાંથી એક ગૃહસ્થે જસભાઇને એક હજાર રૂપૈયાનું ઘડીઆળ બક્ષીસ આપ્યું, અને બીજાએ સાચાં જવાહિરથી જડેલી તે ઘડીઆળ હાથને કાંડે બંધાય તેવી સોનાની પહોંચી બક્ષીસમાં આપી. તે પહોંચી પણ આશરે રૂપીઆ બારસો તેરસોનો માલ હશે. જસરાજે પણ તે બંને ગૃહસ્થોનો આભાર માની ચારૂચિત્રાને હાથે તેમને પાન સોપારી તથા અત્તર અપાવીને તથા તેમને ભારે કિંમતના ફુલના હાર અને કલગીઓ અપાવી આભાર માન્યો, અને એમના જેવા કદરદાન શ્રીમંતો કોઇ વિરલાજ હોય છે. વગેરે પ્રશંસાનાં વચનોથી તેમને પ્રસન્ન કરીને વિદાય કર્યા.

પછી મોતીચંદ જસરાજ અને ચારૂચિત્રા બધાં બચ્ચાં છોકરાં બેઠાં હતાં ત્યાં ગયા: મોતીચંદના નાના છોકરાએ ચારૂચિત્રાનો હાથ ખેંચી તેની ગ્રથી માસી આગળ રજુ કરી અને કહ્યું:—" નાની માશી! જુઓ આ રસિકભાઇ અને રસિક બ્હેન!!! કેમ આજે કેવું ફક્કડ નાટક કર્યું!!! " નાની માસી ઉછરતી જુવાન છોકરી હતી; તે પહેરવા ઓઢવામાં જરા ટાપટીપવાળી અને ખેલ તમાસા જોવાના શોખવાળી હતી. નાનુનું આ ગતકડું સાંભળીને ચારૂચિત્રા એક યુવતીની પેઠે મંદસ્મિત કરતી બોલીઃ—"નાની માસી! આ નાનુભાઇ પહેલેથી મારા ઉપર બહુ હેત રાખે છે. " એટલું કહીને રસિક પોતાનો સ્વાંગ ઉતારવા નેપથ્યમાં ગયો, અને પાછો પુરૂષ રસિકભાઇ-બની ગયો. ગ્રથીને તે નાની માસી કહેતો હતો તેથી તેણીને રસિકની માતા સમાન પોતાની પદવીનું ભાન થયું હતું. નિકર તો રસિકના મોહક વૈભવની જાદુ બુટ્ટીની અસર તેણીને પણ થયા વિના રહેત નહિ

પછી મોતીચંદ અને તેનું કુટુંબ જસભાઇની રજા લેઇ પોતાને ઘેર ગયાં.

## आर्यमन्योना सत्यना दंभनुं पोल.

શ્રી મહાજ્યોતિના અધિપતિ સાહેબ,

આર્યસમાજીઓના વાજીંત્ર આર્ય-પ્રકાશના , તા. ૯-૨-૧૯ ના અંકમાં ' મહીકાંઠા મંડળનો ઢંગ ધડા વગરનો પ્રોટેસ્ટ અને રા. ઠાકોરલાલ જી. દિવાન એ નામનું એક ચર્ચા પત્ર પ્રગટ થયું છે. તે ચર્ચાપત્ર ' સાચા સનાતની , ના બુર્ખા નીચે કોઇ લેખકે અસભ્ય ભાષામાં લખી પોતાનું પોત પ્રકાશ્યું છે! 'આર્ય-પ્રકાશ'ના અધિપતિ સાચા આર્ય હશે એટલે સત્ય અને ન્યાય તેમને પ્રિય હશે એમ ધારી, તે ચર્ચાપત્રીએ સત્ય અને સભ્યતાને બાજુ મુકીને જે જુઠા આક્ષેપો કર્યા હતા તેનો પ્રત્યુત્તર તેમના પત્રમાં પ્રગટ કરવાને માટે મેં તેમને મોકલાવ્યો હતો. પરંતુ હજી તે તંત્રીએ મ્હારા ખુલાસાને પોતાનાં પત્રમાં સ્થાન આપ્યું નથી! પત્રના અધપતિની પવિત્ર ફરજ આર્યશર્મા તંત્રી ભાગ્યેજ સમજતા હોય તેમ મ્હને જણાય છે. તે પત્રનું વજન કેટલું છે તે તો જન-સમાજ તેમાં પ્રગટ થતા લેખો ઉપરથી સમજે છે; છતાં પણ 'સત્ય' અને 'આર્યતા' નો ઢોંગ કરનારાઓને જન સમાજ સમક્ષ ખુલ્લા કરવા એ સત્ય શોધકોની પવિત્ર ફરજ છે; તે માટે જે પ્રત્યુત્તર મેં તે તંત્રી ઉપર મોકલાવ્યો હતો તે હું આપના સુપ્રસિદ્ધ માસીકમાં પ્રગટ કરવા વિનંતિ કરૂં છું. આપનું માસીક સત્ય સનાતની સિદ્ધાંતોને હિંમતથી વળગી રહેનાર તરીકે સુવિખ્યાત છે. તેથી ન્યાયને ખાતર મ્હને સ્થાન આપવા કૃપા કરશો.

લી॰ સેવક,

તા॰ ૭-૩-૧૯ ઠાકોરલાલ જીવણલાલ દિવાન.

C/o સી. આર. દેસાઈ

મહારાજ બીલ્ડીંગ, ટ્રામટરમીનસ, ગીરગામ—મુંબાઇ.

' આર્ય-પ્રકાશ'ના અધિપતિ, સાહેબ,

આપના આર્ય-પ્રકાશના તા૦ ૫-૨-૧૫ ના અંકમાં ' મહીકાંઠા મંડળનો ઢંગધડા વગરનો પ્રોટેસ્ટ અને રા. ઠાકોરલાલ. જી. દિવાન એ નામનું એક ચર્ચાપત્ર પ્રગટ થયું છે. તે સંબંધમાં મ્હારી તરફનો ખુલાસો પણ પ્રગટ કરી બન્ને પક્ષને ન્યાય આપવાની એક પત્રના અધિપતિ તરીકેની ફરજ બજાવશો.

સદરહું લખાણ નીચે 'એક સાચો સનાતની સ્નેહી' વા 'શુભેચ્છક' એવી સહી કરેલી છે; પરંતુ તેના વિચારોની વિરુદ્ધ મનવાળાઓનુમારે 'ધાંધલ' ' ભદ્રંભદ્રો ' 'નાટકીયાળા ' ' ઉશ્કેરણી ' ' ઢંગધડા વગરના આક્ષેપો ' ' એકટર તરીકે ' ઇત્યાદી શબ્દો વાપરે છે તે ઉપરથી લેખક કેટલે દરજ્જે સાચો સનાતની છે તે ખુલ્લુ થાય છે. ' શુભેચ્છક ' લખવા કરતા લેખકને પોતાનું નામ લખતા શું લજ્જાસ્પદ લાગ્યું કે નામ છુપાવી આપના પેપરની રંગભૂમિ ઉપર એકટરનો ધંધો શરૂ કર્યો ? તે લેખક ' સનાતની ' નહિ પરંતુ છુપો નીચે કોઇક હિંદુ નામધારી આર્ય-સમાજીષ્ટ અથવા તો હિંદુ ધર્મનો કટ્ટો શત્રુ હોવો જોઇએ. અને તેથી આપના પક્ષનો હોવાથી આપના પત્રમાં તેનું લખાણ દાખલ કરો તેને માટે મ્હને કોઇપણ પ્રકારે કોપનુ કારણ નથી; પરંતુ એ લેખમાં જે ' જુઠાણું ' અને ગાળો દેવાનું વલણ સદરહું લેખક બતાવેલું છે તે ' શ્રમણુ-ચંદ્રો'નેજ શોભે તેવું છે અને તે પ્રજાને સિદ્ધ કરી આપવુ એ મ્હારી ફરજ અને મ્હારો વ્યાજબી હક છે. તે લેખક મ્હને ' યદ્વાતદ્વા ' બકનાર ' તેમજ ' ઉશ્કેરણી કરનાર ' કહે છે અને એમના પૂજવાના પૂતળા નાયકને ઉતારી પાડનાર અને તે માટે 'વાક્પ્રહારો કરનાર ' તરીકે મ્હને વગોવવાનો પ્રયત્ન કરે છે; તેમજ મ્હારી હાંસી કરવાનો પણ તેણે યત્ન આદરેલો છે ! કિન્તુ શા કારણથી મ્હારા લખવા બોલવામાં ખામી વ લજ્જાસ્પદતા તેને જણાય છે તે રીતસર બતાવવાની મહેનત લીધા વિના ગમે તેમ ભૂસી મારવામાં તે લેખક કૃતાર્થતા સમજતા હોય તો તેમની વિદ્વત્તાનો ઢોંગ આ વિસમી સદીમાં કેમ ચાલી શકે ? વળી મી. પટેલ જેવા, બીલને લીધે ચોતરફથી તિરસ્કારને પાત્ર થએલા, તેમના માની- લીધેલા નાયકને મિથ્યા વખાણવાથી તેમનો શો શુક્કરવાર વળશે તેનો કાંઇ વિચાર કર્યો છે ? મી. પટેલના બીલને અખિલ આર્યાવર્ત્ત ધૃણાની નજરે જુવે છે, ત્યારે તેમને ખોટી નીસરણી આપી, આસમાન ચઢાવી, અને નીચા પાડવાનો પ્રયોગ ના અજમાવતાં હું મી. પટેલને ખોટી નીસરણી પર ચડતા અટકાવવાની કોશિષ કરૂં તો તેમાં કોઇ પણ પ્રકારની અશુદ્ધ બુદ્ધિ કે હાનિ મ્હને જણાતી નથી.

વળી હું મી. પટેલની રાજ્યકીય પ્રવૃત્તિ પ્રત્યે સંપૂર્ણ માન ધરાવતાં, સદરહું લેખકને ચેલેંજ આપું છું કે જો તે લેખક મી. પટેલને આ વિષયમાં અગ્રગણ્ય લોકનાયક તરીકે સાબીત કરી આપે તો હું જન્મારા સુધી મી. પટેલની પ્રશંસાનો પાઠ કરવાને અને ગુણ-ગાનનું સ્તોત્ર ગાવાને તે લેખકની સાથે ભળવા તૈયાર છું. અને આ બાબતનો વિવાદ કરવા-ને ( આપના ' આર્ય-પ્રકાશમાંજ ) હું સર્વ પ્રકારે સજ્જ છું. જો શુભેચ્છકની વાત સાચી હોય તો તેણે પણ તૈયાર થવું. એજ

લી૦ ઠાકોરલાલ જીવણલાલ દિવાન.

C/o સી. આર. દેસાઇ,

મહારાજ બીલ્ડીંગ. ટ્રામટર્મીનસ—ગીરગામ. નં. ૪ મુ. મુંબાઇ.

## प्रतिमा पूजन.

( શિખરિણીવૃત્ત )

જનો, માનુષી દે', સફળ કરવા આ શ્રુતિ ધરો,
પ્રભુની સેવા તો, સમય અનુસારે શુભ કરો;
ઋતુ ટાણાં જેવા, સકળ ઉપચારો સુ કરીએ,
ધરેણાં ને વસ્ત્રો, ઋતુ ઋતુ તણા ભિન્ન ધરીએ. ૧
પ્રભુની મુર્તી તે, પ્રગટ પ્રભુ સાક્ષાત ગણીયે,
ન મર્યાદા તુટે, પ્રભુ સમિપ એવાજ ભણીયે;
જુદાઇ જે જાણે, પ્રભુ મુરતિમાં ને પ્રભુ વિષે,
મહા પાપી એ તો, દુરમતિ અતી દાનવ દિસે. ૨
નકી તે વાસો લે, કલપ શતકોટી નરક જે,
મુઝારી ને રોશે, કુમતિ અતિ કષ્ટે ગરક થૈ;
તમે સૌ તે માટે, પ્રભુ મુરતિમાં પ્રીતિ ધરજો,
ભલા ભાવે ભાઇ, ખટરસ તણા થાળ કરજો. ૩
રસોઇમાં ક્યારે, નિજ મુખ થકી થુક ન પડે,
રસોઇને જોઇ, મન અસનના પાટ ન ઘડે;
સ્વહસ્તો બે જોડી, વિનતિ કરિને થાળ ધરવો,
જમે છે શ્રી સ્વામી, સ્વ મન શુભ સંકલ્પ કરવો. ૪
પ્રભુને "પોઢાડે, વિનતિ કરિને સેવક સદા,
જગાડે તે જ્યારે, વિનતિ મુખથી ઉચરિ મુદા;
ધિમે ધીમે દ્વારો, હરિજન ઉઘાડે હરિ તણાં,
શીખી રાખે ગાવા, સમય સમયોના પદ ઘણાં. ૫
પ્રિત્યે પાંચે ટાણે, છબિ નિરખતા આરતિ કરો,
ત્રિઆંટા અંઘ્રીને, જુગલ ગણિ નાભી મન ધરો;
પછી આંટે એકે, વદન હરિ કેરૂં નિરખતાં,
બિજા સાતે આંટે, નખ શિખ નિહાળો, નિરખતાં. ૬

( પુષ્પિતાગ્રા. )

પ્રતિ દિન શુભ ધર્મ એવિ રીતે, પ્રભુ પ્રતિમા નિત્ય પૂજવી સુપ્રીત,
હરિ સમ હરિ મુર્તિ સત્ય જાણી, સ્તુતિ કરવી વદિને મહાત્મવાણી ૧

કવિ. ભાઇશંકર વિદ્યારામ પંડિત. વડતાલવાળા.

# सुधारा-सतशाइ.

( લેખક—નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી. )

## દોહરા ૩૦૨ થી ૩૨૯.

ગમ નહિ આગમ નિગમમાં, અનર્થમાં હુશિયાર
વિધવાને અગિયાર વર, વેદ તણો આધાર ! ! ૩૦૨
ડરી પાદરીને મતે, વેદ સુધારણ યત્ન—
કરતા મચડયો વેદને, એવા પાક્યા રત્ન ! ૩૦૩
અકલ ન પહોંચી આપની, સ્થાપી શકવા શાસ્ત્ર,
તેથી માની મનવતા, ગપ સઉ પુરાણુ માત્ર. ૩૦૪
જુદા જુદા મત તણું, જે માટે ઉપહાસ;
પ્રગટ તેમના પક્ષ જે, ગ્રહે માસને ઘાસ. ૩૦૫
મગજ મગજ મત જુજવો, તેને કરવા એક;
કુદરતની સામે મચે, સુધરેલા જન છેક. ૩૦૬
ભેળાં મગજ બનાવતાં, અતર કેરા ભેદ;
કરે મતાંધ મમત્વ ધરિ, કરી સપનો છેદ. ૩૦૭
આપ બહેરા કોઈનો, સુણે ન અક્ષર કાન;
ને બીજાને બોધ દે, નકટા થઇ નાદાન. ૩૦૮
આપ જન્મના આંધળા, કદી ન દેખ્યું આખ,
તે કહેતા—" મુખ અન્યને—કેમ વળી છે ઝાંખ." ૩૦૯
એક ઉપર બીજી કરે, નકટા લોકો નાગ;
બને સુધારાના વકીલ—એ પણ એક શુમાર. ૩૧૦
પુત્ર પુત્રી પરિવાર ને, પોતે ખોડાં ઢોર;
ઘડપણમાં ઘોડે ચઢે જુઓ સુધારો ઓર ! ૩૧૧
પોતાના કુલની કરે, વિધવાઓ વ્યભિચાર;
માટે બોધે અન્યને, વિધવા—લગ્ન વિચાર. ૩૧૨
પણ નિજકુલ વિધવા તણો, કરતા નથી વિવાહ;
અગ્નિ લાકડે માકડાં, વગગાડી કે' વાહ ! ૩૧૩
મરતો હોયે છોકરો, મારી બોકડો ક્ષેમ;
પૂછે છે અવળિ મતે, સુધારકોની નેમ. ૩૧૪
તમને લાગે તાપને, બીજાને શિર છત્ર;
એનુ નામ સુધારણા, નિરખી લ્યો સર્વત્ર. ૩૧૫
પેટ ચૂંક પોતા તણે, બીજાને દે સુંઠ.
એનું નામ સુધારણા, દેખ નહિ નિજ પુંઠ. ૩૧૬
ઘર પડ્યું પોતાતણું, બીજાને દે ટેકિ;
એનું નામ સુધારણા, કરવી છેકા છેકિ. ૩૧૭
શ્વાન સુધારો એક સમ, એક ગારમાં ખાય;

આન સુધારો એક સમ, પરનાં ચાટે પાપ;
એક ભસ્યે બીજું ભસે, પણ નવ કાશી જાય. ૩૧૯
જેમ પશુની જાતમાં નરમાદા બે ભેદ;
તેમ સુધારકના મતે- એ સિદ્ધાન્ત અછેદ. ૩૨૦
વદે પ્રમાણિકતા મુખે, સહુ સુધરેલા-ચોર,
જમઇ અને ભાણેજનું, પણ પચવી લે પૂર. ૩૨૧
વદે પ્રમાણિકતા મુખે, સુધરેલા કવિ રાય,
દક બતરીજ ભસે, ભક્ષણ કરવો ન્હાય. ૩૨૨
સુધરેલામા નામને, કરતા એવાં કામ,
કે જે કદિયે ના કરે, કુધરેલાના સ્વામ. ૩૨૩
પોતે પૂરા દાડીઆ, પરખે આખું ગામ;
હુંક દરેલ થવા વિષે, બોધે ધરી દમામ ૩૨૪
પીતળ નર મહેતા, બની કાચનને દે બોધ,
' કે રણકાર ન કીજીએ '—એ સુધરેલો શોધ. ૩૨૫
પર વ્યક્તિ નિંદા કરી, પોતે પામ્યા ઠામ;
તેવા સુધરેલા બની, બોધ કરે ધરિ મામ. ૩૨૬
મત ગુણ દોષ વિચારને, વ્યક્તિ ઉપર પ્રહાર;
એનો ફરક જુએ નહિ, અધતણો પરિવાર. ૩૨૭
ચોર નિહાળે ચોતરફ, પોલિસ તણા સિપાઇ;
તેમ સુધારક ચોતરફ, નિજ નિંદાની ખાઇ. ૩૨૮
હોય કથન સામાન્ય પણ, સુધરેલા લે શીર:
અસભ્ય કહેવા અન્યને, સભ્યમતિના મીર ૩૨૯

---

## હું સુધારક કેમ થયો ?

જમાનો સુધારાની ફત્તેહનો છે. જ્યા ત્યા તેનાજ પાસા પોબાર પડતા હોવાથી આજ કાલ તો જે સુધારક ના હોય તે ન્યાત બહાર ! અને એવો તે કોણ મહામૂર્ખ હશે, કે જેને સુધારકમાં ખપવું પસંદ નહિ હોય ? સ્વચ્છંદી સુખ ભગવડની મનગમતી મોજ, પ્રતિષ્ઠિત ચોકીઆંઓમા માન ચાંદની લ્હાણીનો અનુપમ લ્હાવો, અને વગરસાંકે જનસમાજની તળીયા ઝાટક ખબર લઇ નાખવાની આપખુદી સત્તા ! ગહેનશાહી સુખ વગર માંગ્યે મળી શકતુ હોય, તો કોનાથી તેનો અસ્વીકાર થઇ શકે તેમ છે ? અરે શહેનશાહને પણ અબાધિત સ્વાતન્ત્ર્ય આમાર જેવું તો નથીજ ! ચાહે તેનુ ખા, ચાહે તેની નાગે ફર, મરજીમાં આવે તે ખાનપાનાદિનો ઉપભોગ કર ! સુધારકને પૂછે તેને શયતાન પૂછે ! અમારૂં વ્યક્તિત અને વિચાર સ્વાતન્ત્ર્ય કોઇનેય પત કરે તેમ નથી. કોઇપણ પ્રકારનું બંધન અમને છેજ નહિ ધર્મને તો અમે દમનગ ગણીએ છીએ, એટલે નથી અમારે જપતપ કે વ્રત ઉપવાસથી કાયા કરમાવીનાખવાની કે હોમ હવનના ધુમાડાથી આંખ આંધળી કરવાની ! યથેષ્ટ આહાર વિહાર અને આચરણ રાખી શકીએ છીએ કેમકે અમારા સગવડીયા સુધારક સંપ્રદાયના સિદ્ધાન્તો, સર્વને સર્વથા અનુકૂળ પડતા હોય કોઇનેય, ક્યાંય ખુંચે કે ખટકે તેવા નથી.

અમારા સુધારો અન્યને માટે છે, અમારા માટે નહિ હોવાથી અમને લાગુ પડી શકતા નથી. અન્યને સુધારવા પૂરતોજ અમારા સિદ્ધાન્તોનો અમલ થઇ શકે છે.

મગરને જેમ જલમાં નિશદિન પડયો પાથર્યો પડી રહેવા છતાં, તેને જલનો સ્પર્શમાત્ર પણ થઇ શકતો નથી, તેજ પ્રકારે અમે પણ અમારા સિદ્ધાન્તોથી નિર્વિકાર અને નિર્લેપ રહી શકીએ છીએ. ભલે અમારા વિરોધીઓ, 'એ તો કહેનેકા, કુછ કરનેકા નહિ' કહી અમને નિન્દે યા વગોવે, પરન્તુ સામાનું નહિ સાંભળવું, એતો અમારો મુખ્ય સિદ્ધાન્ત છે. વિધવા- વિવાહનો ઉપદેશ આપીએ છીએ ખરા, પણ તે શા ઉદ્દેશથી, અને શા માટે ? સ્વાર્થનો તેમજ સ્વત્વનો તો અમે સદાને માટે સર્વથા ત્યાગ કરેલો હોવાથી ઘરની યા સગપણની બાદ કરતા દુનિયાભરની તમામ વિધવાઓના શીઘ્ર-લગ્ન થઇ જાય એમ ઇચ્છીએ છીએ, અને તદનુસાર ઉપદેશ પણ લાંબાં લેકચરો અને ભેભોદ્વારા આપીએ છીએ.

(૯) જૂના વિચારના જડસાઓ એની એજ જુની પુરાણી દલીલો રજુ કર્યા કરે છે કે તમે તો પારકાં છોકરાંનેજ ગોરજી કરી કહો છો કે યદ જા બેટી શુળીએ ! પરન્તુ ઘરનાં છોકરાંને ધંટી ચટાડી, ઉપાધીવાને આટો આપવા જેટલી અમારા જેવાની ઉદારતાનો સ્વપ્ને પણ તેમને ક્યાંથી ખ્યાલ આવવાનો હતો ? સ્વાર્થને માટે તો સહુ કોઈ ઉદાર થઇ શકે છે, પરન્તુ કેવળ પરમાર્થ માટે ઉદાર થનારા અમ જેવા પરોપકારપરાયણ પુરુષો વિરલાજ જડવાના ! સ્ત્રીઓને સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય બક્ષીએ છીએ. પરન્તુ તે ક્યારે અને કેવાં સંજોગોમાં? જ્યારે અમારૂં કાંઇપણ વળતું કે થાકતું નથી, ત્યારે પરવશપણે નિરૂપાય થઇ, અમને તેમ કરવાની ફરજ પડે છે. પરન્તુ અમારૂં મિથ્યાભિમાન તેને ઉદારતાના રૂપમાં ઓળખાવવાનું ચાતુર્ય દર્શાવે છે.

સરકારને પણ અમારી તેથી પ્રતિભા પાડી શકીએ છીએ. ઘરમાં હોમરૂલ આપી શકતા હોવાથીજ તેમની કને માંગવાની ચેષ્ટા કરીએ છીએ. પરન્તુ પ્રસંગોપાત મગજ વિફર્યે હંટરનો ચાબખો લઇ, ફરી વળીએ છીએ પણ ખરા. એટલે બેસતી પણ અટકાવી શકીએ છીએ. એક પત્નીવ્રતના સિદ્ધાન્તની ડુગડુગી વગાડી પાછળથી પાણીની પેઠે પલળી જઇએ છીએ. શુદ્ધ એકાંતિક વિધુર જીવન ગાળવાની પ્રતિજ્ઞા લઇ, પાછળથી ઝખમારી પાણીગ્રહણ કરીએ છીએ. પત્ની શિવાય બીજા કોઇ દેવ દેવીની ઉપાસના કે પૂજા કરવી અમને પસંદ નથી. પરદેશ ગમનના અમે કટ્ટર હીમાયતી છીએ. પ્રાયશ્ચિત પપ્પો ઇચ્છારે તેની છબ ખેંચી કાઢવાની ભીષ્મ પ્રતિજ્ઞા લઇ, છોકરાં છેયાં મંડાવવા સારૂ પાછળથી દાઢી મૂછ મુંડાવી લાચાર બની પ્રાયશ્ચિત પણ કરીએ છીએ. પણ તેથી ઓછાજ અમારા સિદ્ધાન્તોને કાંઈ તિલાંજલિ આપી દઇએ છીએ ન્યાતજાતમાં સહુની ભેગા અને ભેળા રહી સુધારણા કરવી છે, તે બીજી શી રીતે થઇ શકવાની હતી ? ઓછે પાટલે બેસી જાઇ આઘા કે અળગા ખસી બેસીએ તો પછી જનસમાજની શુદ્ધિ અને ઉન્નતિ કેમ થઇ શકે ? પરોપકાર વૃત્તિથીજ આટલું અપમાન સહન કરી શકીએ છીએ. આત્મભોગ એ તો અમારો મહામંત્ર છે. અમે અમારી જાતને દેશભક્ત કહીએ કહેવડાવીએ છીએ. પરન્તુ કેવળ રાજ્યહકની લિપ્સા સિવાય દેશના પર જરાયે પ્રેમ કે મમત્વ નથી. દેશના રીતરીવાજ, આચારવિચાર, પોશાખ, શિક્ષા દીક્ષા વગેરે અમને તદન અસહ્ય છે. એ બધાય અમારા માટે નથી અને અમે તેમને માટે નથી.

(૫) સરજોન વુડ્રોફ જેવા ઑરથોડોક્ષના પગારદાર સાંચીયા ઇંગ્રેજો ભલે અમને " Black Englishmen, " " કાળા (કાળા મ્હોના નહિ ) ઇંગ્રેજો " કહી વગોવે અને તુચ્છકારે મેરી કૉરીલી જેવી ઇંગ્રેજ નવલકથાકાર બાનુઓ અમને તિરસ્કારની દ્રષ્ટિથી જુએ પરન્તુ તેઓના વજ્ર બાણ જેવાં મ્હેણા આગળ અમારૂ સ્વાભિમાન દિવસે દિવસે વધુ અને વધુ જોરજ પકડતું જશે પટેલ બીલને અમે સહર્ષ વધાવી લઇએ છીએ કારણ આટલા સુધી, કોઇપણ સુધારકથી નહિ થઇ શકેલું કાર્ય એમણે ઉપાડી લીધું છે. અમારા જમણા જૂના વિચારના જડસાઓ હવેજ નહિ અનુભવેલું અનુભવશે. ઇન્ટરક્ષુએન્ઝા જ્યારે આખા હિન્દુસ્તાનમાથી લીધેલા ભોગોની સંખ્યા ઉપરથી તે અનુભવ લેવાનો નથી પરન્તુ પ્રગતિના પગથીઆ ધીમે ધીમે ઉક્ત પ્રકારે રચાવા મંડાશે

પટેલ બીલને આવકાર પણ શા માટે ના આપીએ, અમારે ઓછી હેડા કુળવાન કન્યા પરણવી છે ? એ તો ' પરમીસીવ લૉ ' છે અમે તો ન્યાતમાંનીજ કન્યાઓ પરણીશુ પરતુ બીજા અમારા દેશ બાંધવો જે પરણવાના મિથ્યા ફાંફા મારી, વલોપાતમા વર્ષો માર્યા કરવા છતાં કાઇ પણ દેખી શકતા ના હોય તેવાઓનાપર આ બીલ કાંઇ જેવો તેવો ઉપકાર કરી શકે તેમ છે ? તેવાઓને તો આ બીલ એક આશીર્વાદ સમાનજ થઇ પડશે તો હવે કોણ કહી શકે તેમ છે કે સુધારક બનવામાં કોઈ પણ પ્રકારની હરકત યા સંતાપ છે ?

પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત.

## श्री सनातन हिन्दु धर्मानुयायीओने अरज.

### धर्म एव हतोहन्ति धर्मो रक्षति रक्षितः ॥

બન્ધુઓ ! એ તો પ્રત્યક્ષ સિદ્ધ વાર્તા છે કે જે પ્રજાનો ધર્મ હણાઇ જાય છે, પ્રજા પોતે પણ નાશ પામી જાય છે હાલ સનાતન હિંદુધર્મની હત્યા કરવાનો પ્રયાસ ચારે તરફથી ચાલી રહ્યો છે. આ સમયમા જો તમે તમારા ધર્મને નહિ બચાવો, તો તમે પણ બચવાના નથીજ અને વિનાશજ પામવાના છો બીજાઓએ આપેલી લાલચોથી તમે તમારા ધર્મને ધક્કા મારી શ્રેયસ્ કે પ્રેયસ સિદ્ધ કરવા જશો, ત્યા લગી એ સઘળા ધક્કા તમનેજ વાગશે અને શ્રેયસ્ કે પ્રેયસ્ એ બેમાથી એકકે સિદ્ધ થવાનું નથી ભલે તામસ તપના કાયકલેશ અને લાંઘણો કરી કરીને તમે કૂતરાના જેવી હાડમારી ભોગવો, પેપર અને પુસ્તકો લખી લખીને કાગળોપર કાજળ લપડ્યા કરો. પણ મનોરથની સિદ્ધિ અને મનની શાન્તિ નહિ થાય ધર્મ અને ધર્મના મૂળ વેદાદિ શાસ્ત્રો વિષે બેદરકાર બનો નહિ તેમની અવજ્ઞા કરો નહિ

મુસલમાન રાજ્યસત્તાના સમયમા તલવારના પ્રહાર સામે અને ધનમાન મતાની લાલચ સામે પણ તમારો હિંદુધર્મ વજ્રકોટની માફક ટકી ગયો ખ્રીસ્તી પાદરીઓએ પથરેલી કનક કામિનીની જાળના પણ તમારો હિંદુ ધર્મ એક તલમાત્ર પણ ડગ્યો નહિ પરસત્તાઓ જે વજ્રકોટનો એક કાંકરો પણ ખેરવવાને શક્તિમતી થઈ શકી નહિ, તે તમારો વજ્રકોટ—તમારો સનાતન હિંદુધર્મ આજે તમારા ઘરમાજ પાકેલા બુદ્ધિ

આત્મઘાતી દગાખોરોથી તેના ઉપર કરવામાં આવતા ઘાથી વિકલ દશામાં આવી પડયો છે, તેનો કાંઈ તો વિચાર કરો!

વંશમાંજ ઉપજેલા વિશ્વાસઘાતીઓથી અને કુલમાંજ પાકેલા કુલાંગારોથી તમારો અમર સનાતન હિંદુધર્મ—પ્રજાનો કિલ્લો આજ ડગમગવા લાગ્યો છે-હચમચી ગયો છો છતાં તમે સ્વદેશભક્તિ, રાષ્ટ્રીયઉન્નતિ, વ્યક્તિસ્વતંત્રતા વગેરેના ભ્રાન્તિમય ખોટા આભાસથી બેદરકાર ભાન ભૂલી વિવિધ પ્રકારની ભ્રમણામાં પડી માતૃભૂમિના ચૂડા ચાંદલાના આધાર, ભક્તિ ઉન્નતિ અને સ્વતંત્રતાના કલ્પવૃક્ષ, તથા સર્વ સિદ્ધિપ્રદ ચિન્તામણિ સનાતન હિંદુ-ધર્મને છોડી અત્યારના અંધારામાં અંધ થયા છો ! આ સ્થિતિમાં તમને ખરી દૃષ્ટિ અર્પનાર, તમને તમારી વાસ્તવ પરિસ્થિતિ દર્શાવનાર સાચું જ્યોતિઃ શું છે ? તમારા સનાતન હિંદુધર્મના ઘરમાંના અને ઘર બહારના વિરોધીઓ અને પ્રતિપક્ષીઓરૂપ તૃણારણ્ય [ઘાસના બીડ]માં પ્રલય દાવાગ્નિરૂપ દાહ દેનારી તેઓને ભસ્મીભૂત કરનાર એક કાલાગ્નિ રૂદ્ર મૂર્તિ જ્યોતિર્લિંગ કયું છે ? તે એક શ્રી મહાજ્યોતિઃ જ છે.

હાલના સમયમાં સારૂં કે ખોટું કોઈપણ કાર્ય સિદ્ધ કરવામાં મુખ્ય સાધન પેપર, વર્તમાન-માસિક-સાપ્તાહિક-રોજીંદા વગેરે પત્રો છે. છાપખાનું એ હાલના જમાનાની રંગ-ભૂમિનો સૂત્રધાર છે. પુસ્તકો અને ગ્રંથો જો કે સ્થાવર ભારે તોપો છે, તોપણ પેપરો [અખબારો] એ સર્વત્ર ફરતી મશીનગન યાંત્રિક તોપ છે તે હલકી હોવાથી સાર્વત્રિક ગતિ કરવાને સમર્થ છે. તમારા " ગુજરાત"માંજ નજર કરો છાપાઓ કેવા છે ? કોના હાથમાં છે, તે કામ શું કરે છે ? આ ત્રણ પ્રશ્ન વિચારો. એક ધર્મરક્ષાપરાયણ અસાધારણ ગૌરવપ્રભાવ વિભૂષિત ગુજરાતી સાપ્તાહિક સિવાય બધા પત્રો સર્વભક્ષી જેવાં છે તે બધા આર્યમન્યો, સુધારકમન્યો અને દહીંદૂધીઆ અર્દ્ધદગ્ધના હાથમાં છે. તેમાંનાં કેટલાક તો સનાતન ધર્મના એવા કટ્ટર શત્રુઓના હાથમાં છે કે જેઓના આર્યરૂધિર માટે પણ તેમના લેખન ભાષણ ઉપરથી શકાજ ઉત્પન્ન થાય તેમ છે. આ પેપરો દેશમાંથી સનાતન હિંદુધર્મના આચાર વિચારનો નાશ કરવાને તેમના વિદેશી ભાવના પ્રમાણમાં સતત યત્ન કરી રહ્યા છે તે સર્વની સામે પોતાના પ્રચંડ કિરણચક્રથી અગ્નિ વર્ષાવતા અતિરથી જેવું એકલું श्री महाज्योतिः જ સનાતન હિંદુઓને નિષ્કલંક ગર્વનું કારણ છે જે ધુવડો અંધકારને અજવાળાનેરૂપે માનવા મનાવવાનો ધંધો લેઇને બેઠા છે

આવા ધુવડોનું ગોરખધંધું લેઇને બેઠેલા અને ગુણકર્મને આધારે જાતિસ્વભાવની અવ-ગણના કરી ભાટના બ્રાહ્મણ બની બેઠેલા સરમાઓને છતે નેત્રે દેખાતું નથી કે તેમણે ઉપર ઉપરથી ગુણકર્મનો વેશ ધારણ કર્યો તથાપિ ગુણકર્મ જાતિસ્વભાવ પ્રમાણે થઇ ગયા વિના રહેતા નથી, તેમાં વળી કુસંગનો રંગ લાગી સ્વભાવ સંકરતા થઇ હોય છે, તો તેવા દોઢડાહ્યાઓ કાંઇ જનહિતકર પોત પ્રકાશતા નથી પણ ધર્મનાશક સંસ્થાઓના ભાડુતીઆ ભાટાઇ ફૂંકી લોકને અવળે રસ્તેજ દોરનારા થઈ પડે છે. આગળના સમયમાં ભાટ અથવા બારોટ જાતિએ રાજાઓને પણ પોતાના ખરાખોલા જાતિસ્વભાવથી હિંદુધર્મ અને ન્યાય-વૃત્તિમાં રાખ્યાનાં ઉદાહરણ ઇતિહાસના પાનાઓથી જોઇયે તેટલા મળી આવે છે, પણ આજ આર્યમન્ય અથવા સુધારકમન્યોના સંસર્ગથી સંકરતા પામી પોતાના જાતિગુણોથી ચ્યુત થઇ જાહ્નુનાના ઝાડ વાવી પોતાના પૂર્વજોની જાતિને લજાવે છે. આવા જાહ્નુણાથી જે લોકો

ખરી હકીકતો જાણવાનાં સાધનથી વેગળા હોય છે, તેઓ ખોટી પ્રશંસાવાંચી આર્યમન્યતા અથવા સુધારકમન્યતાના વિચારમાં ફસાય છે.

પોતાના વાડામાં લોકોને ફસાવવાને અને સનાતન હિંદુધર્મની સાચી ફતેહને ઝાંખી પાડવાને કુટવામાં આવતી જુઠી ભાટાઇના અનેક નમુનાઓ મારા પોતાના અનુભવમાં આવેલા છે, તેમાંનો એક કરમસદમાં બનેલો હતો, તે અત્રે ખાસ કરીને ટાંકી શકું છું. સનાતનીઓ સાથે ખરો શાસ્ત્રાર્થનો મોકો આવ્યો ત્યારે આર્ય સમાજી પંડિતો શરમા નામ ધારણ કરી બે શરમા ગણાય તેમ પલાયન કરી ગયા છતાં એક આર્યમન્ય ચોથરીયું ચીભડાની માફક ફુલી ફુલીને ફદ ફદી ગયું હતું, અને એ આર્યમન્યોની જુઠી ભાટાઇ કુટી લોક વંચના કરવા તેણે યત્ન કર્યો હતો. આ પ્રમાણે પોતે સનાતન સૂર્યનું તેજ નહિ દેખી શકતા હોવાથી ઘુવડરાજોની માફક આખી દુનિયાને અંધેર બનાવવાને તૈયાર થએલા ભ્રષ્ટ વિચારોની ભાટાઇ જુઠી ફુટનાર્ગ ચોથરીઆં પેપરોનું પોલ ખુલ્લું કરનાર એક વજ્રરૂપ શ્રી મહાજ્યોતિઃજ છે. નષ્ટ ભ્રષ્ટ વિચારોને છિન્ન ભિન્ન કરી નાખી સનાતન હિંદુધર્મનો સાચો મહિમા સમજાવી નામ ધારી સુંવરેલ પણ બુનિયાદનાં બગડેલ ખોયડોને ખુલ્લા પાડી સનાતન હિંદુધર્મના રક્ષણનાજ ઉદ્દેશથી કામ કરનાર માસિક એક મહાજ્યોતિઃજ છે. તે સનાતન ધર્મની એક અભંગ ઢાલ છે તેમજ તે સનાતન ધર્મનું અપ્રતિહત હથિયાર છે. શ્રી મહાજ્યોતિઃને પણ સાચા સનાતનીઓ પ્રેમ પૂર્વક વધાવે છે, અને મદદ કરે છે. પરંતુ શ્રી મહાજ્યોતિઃ જેવાં હજારો માસિકોની હાલ જરૂર છે, કેમકે કલિયુગનાં કારખાનાં જેવા ચોથરીયાં ચારે તરફ ફેલાયા છે; ખરૂં જોતાં શ્રી મહાજ્યોતિ એ એકજ માસિક હાલમાં સનાતન હિંદુધર્મરક્ષક છે, તથા સનાતન ધર્મના વિરોધીઓને વહેરી નાખનાર કરવત છે. આ માસિકનો જેમ વધારે પ્રસાર થાય તેમાંજ સનાતન હિંદુ ધર્મનું સંરક્ષણ, પ્રસાર અને મહિમા-યશ-સત્કીર્ત્તિ-પ્રભાવ રહેલો છે.

હાલનો સમય પેપરોદ્વારા ચર્ચા અથવા જાહેરાતનો છે. નઠારામાં નઠારો માલ જાહેર ખબરોનું જોર હોય છે, તો જોત જોતામાં ઉપડી જાય છે; અને સારામાં સારો માલ પણ જાહેર ખબરોનું જોર નથી હતું તો તેના બનાવનાર અથવા વેપારીના ઘરમાં પડયો રહે છે. હાલમાં સુધારકમન્યો અને આર્યમન્યોને પોતાના સડેલા રોગ મસાલા જેવા નવા વિચારો રૂપી માલનો પ્રસાર કરવાનો હોવાથી તેઓ રોજીંદા, સાપ્તાહિક, પાક્ષિક અને માસિક તથા ત્રિમાસિકોવડે અજાણ્યા જન સમાજની આંખમાં ધુળ નાંખવાનો ધંધો ધમધોકાર ચલાવી રહ્યા છે. આ છેતરપિંડીની સામે જન સમાજને સાવચેત કરનાર લાલ ફાનસ એકલું મહાજ્યોતિઃજ છે. તેનો પ્રસાર સર્વત્ર થાય તેમાંજ સનાતન હિંદુ ધર્મીઓનું હિત રહેલું છે, અને શ્રી મહાજ્યોતિઃનો પ્રસાર કરવો અર્થાત્ ગ્રાહકો વધારવાં—અને ગ્રાહક થવું અને બીજાઓને ગ્રાહક બનાવવા એ પ્રત્યેક સનાતની હિંદુની ફરજ, કર્ત્તવ્ય, ધર્મ છે. જો આપણે સનાતનીઓ માત્ર સવાબે, પુણાત્રણ રૂપીઆ જેટલું મહાજ્યોતિનું લવાજમ પણ ભરવા જેટલો આપણા ધર્મના રક્ષણને માટે ભોગ નહિ આપી શકિયે તો આપણે આપણા સર્વોત્તમ નિરૂપમ સનાતન હિંદુ ધર્મને આ ઘોર કલિકાલમાં બચાવવાને બીજું શું કરી શકનારા હતા? સાહિત્ય અથવા વાઙ્મયને નામે ઝેરી વિચારો-ધર્મ નાશક વિચારો કલિયુગના કિંકરો ચારે તરફ વેરતા જાય છે. અજ્ઞાનીઓ તેથી લલચાય છે—ને ખાઇ જાય છે—તેમના ધર્મપ્રાણનો પ્રલય થઇ જાય છે. માટે ચેતો અને ચેતાવનાર પ્રકાશરૂપ શ્રી મહા-

જ્યોતિ માં ઘૃત ( ઘી ) પૂરો, તેને સોનાની સળાવતે સંકોરો, તેની આગળ પાળ વજ્ર મણિ ( હારા ) નું પારદર્શ ફાનસ કરો !

શ્રી સનાતન ધર્મ ઉપર વર્ણસંકરો ચારે તરફથી પ્રહારો કરે છે. શ્રી ગીતાવાક્ય પ્રમાણે શ્રી પરમાત્મા પોતે અવતાર લેઇ આખરે સાધુ જનનું રક્ષણ, દુષ્ટોનો સંહાર, અને ધર્મનું સ્થાપન તો કરશેજ. પણ પ્રભુને આપણા પ્રયત્ન-તપથી દયા આવે, અને પ્રભુ પોતે અવતાર ધારણ કરી ધર્મ રક્ષા માટે પધારે ત્યાં સગી આપણે તે આપણા શ્રી સનાતન હિંદુ ધર્મના બચાવમાં તન મન ધનનું અર્પણ કરવું એ શ્રી ભગવાના આપણે પાળવીજ જોઇયે. શ્રી મહાજ્યોતિ એ શ્રી પૂર્ણપુરુષોત્તમ પરમાત્માનો દિવ્ય પ્રકાશ છે. તેના ગ્રાહક થવું એ શ્રી પૂર્ણપુરુષોત્તમ પ્રભુને ભેટવા બરોબર છે. પ્રભુને ભેટે તે પ્રભુરૂપ બની ધર્મ રક્ષક પોતેજ થાય છે.

**શ્રી મહાજ્યોતિના ગ્રાહકોને છેવટે વિનતી:**—બધુઓ ! આપ શ્રી મહાજ્યોતિના ગ્રાહકો હોવાથી જાણો છો કે શ્રી મહાજ્યોતિમાં કેવાં પ્રમાણ અને યુક્તિવાળી ઘટનાના વિષયો આવે છે ! સનાતન ધર્મના વિરોધીઓનાં હાથ પગ અને હૈયાંના ટુકડે ટુકડા કરી નાખે એવી સુદર્શનચક્ર અને પિનાક જેવી ઉગ્ર ધારવાળી દલીલો જેવી શ્રીમહાજ્યોતિઃમા છે તેવી બીજે કયે પણ મળે તેમ નથી. દરેક ગ્રાહક એક એક **ગ્રાહક વધારવા યત્ન કરશે**, તો એકદમ બમણા ચોગણા, આઠ ગણા............એમ દ્વિ ગુણ દ્વિ ગુણ ગ્રાહકો વધતા જઇ શ્રી મહાજ્યોતિઃથી દરેક હિંદુ કુટુંબ પ્રકાશિત થશે. કલિના કિંકરોનો પરાજય થશે, અને શ્રી સનાતન હિંદુ ધર્મની વિજય દુંદુભિ ચારે તરફ ગર્જના કરશે.

મેં પોતે અત્રે ૪૦ ગ્રાહક કર્યા છે અને આ સાલ આખરે ૭૫ ગ્રાહક કરવાની શ્રી પરમાત્માની કૃપાથી આશા રાખુંછું. પ્રભુ શ્રી ધર્મના ધણી હોવાથી મારો આ નિશ્ચય સફળ કરશેજ એવો પૂર્ણ વિશ્વાસ છે. જો પ્રત્યેક ગ્રાહક મનપર લે તો એક એક નહિ પણ એક કરતાં વધારે ગ્રાહકો આ પ્રમાણે કરી શકેજ; અને આ પ્રમાણે કરવાનો હવે કટોકટીનો સમય આવી પહોંચ્યો છે:—કેમકે.

" ઢોંગી ધુતારા પૂજાય, સતી સંત હવા ખાય,
સંત સાધુ તો કુટાય, પૂજા પાખંડીની થાય;
ઢોંગી ધરા ધુતી ખાય. "—અને
" ધર્મ ગયો ધરા બહાર, દંભ દગો વ્યભિચાર;
વધ્યાં વિશ્વમાં અપાર, દુનિયા દુઃખી દુરાચાર. " ( નિયોગના નાયક આર્ય સમાજના સ્વામીજી દયાનંદનો ઉપદેશ એજ કરે છે ).

એ વાક્યોમાં વર્ણવેલો તાલ પ્રત્યક્ષ નજરે પડે છે. માટે બધુઓ સત્વર જાગો અને ધર્મ રક્ષણ માટે શ્રીમહાજ્યોતિના ગ્રાહકો વધારવાના પવિત્ર કર્તવ્યમા લાગો.

મુ. નેરોબી—બ્રિ. પૂર્વ આફ્રીકા.
તા. ૧—૨—૧૯૧૫.

આપના
ઉમેદભાઈ નારણભાઇ પટેલના
જય સચ્ચિદાનંદ.

**શ્રી ગાંગળી સનાતન ધર્મ પ્રવર્તક મંડળની સ્થાપના**—ભાવનગરથી એક ખબરપત્રી ગુજરાતીને જણાવે છે કે તા. ૧૮ મીએ ભાવનગર તાબાનું 'ગામ-ગાંગળી', જેમાં કેવળ બ્રાહ્મણોનો મોટો સમૂહ રહે છે, તે ગામમાં ભાવનગર સનાતન ધર્મ પ્રવર્તક મંડળના મંત્રીઓની પ્રેરણાથી ફાગણ વદ ૧ સોમવારે સનાતન ધર્મ પ્રવર્તક મંડળની સ્થાપના કરવામાં આવી હતી. આ પ્રસંગે ગામના મુખ્ય ભાગોમાં થઇને સ્તોત્રોચ્ચાર પૂર્વક ગાજતે વાજતે એક ભવ્ય સરઘસ-પ્રોસેશન કાઢવામાં આવ્યો હતો. ભાવનગર સનાતન ધર્મ પ્રવર્તક મંડળના મંત્રી મહાશય, વિદ્યાધિકારી, શ્રી કૌશિકરામ વિઘ્નહર રામ મહેતાના પ્રમુખપણા નીચે શ્રી ભકાર શાસ્ત્રીએ કાર્ય વાહક મંડળ, મંડળના નિયમો વગેરે પ્રત્યક્ષ વાંચન કર્યું હતું. ત્યાર પછી મહાશયે ઘણુંજ અસરકારક ભાષણ આપ્યું હતું. તદનંતર શ્રી ચુનીલાલ છોટમલાલ ભોદરાણે-' ધર્મનું લક્ષણ," " આચારની મહત્તા, " તથા "બ્રાહ્મણોની ગેરહાજરી, " આદિ વિષયોપર પ્રમાણો પૂર્વક વ્યાખ્યાન આપ્યું હતું અને બીજા અનેક વક્તાઓએ પ્રવચનો કર્યાં હતાં. મી. પટેલના લગ્નના ખરડા વિરૂદ્ધ પ્રતિષેધ સભા થવાનું સૂચન થયા બાદ પ્રમુખ મહાશયનો ઉપકાર, દર્શાવી સનાતન ધર્મના જયઘોષ વચ્ચે સભા વિસર્જન થઇ હતી.

**ઓન. મી૦ પટેલના પાતકી બીલ તરફ તિરસ્કાર**—શ્રી નાથદ્વારાધીશ શ્રી તિલકાયિત મહારાજશ્રીની આજ્ઞાથી એક સભા શ્રી નાથદ્વારામાં ભરાઇ હતી. મહા મહોપાધ્યાય શાસ્ત્રી મત્સ્ય દેવજીએ વર્ણાશ્રમ વ્યવસ્થા ઉપર વ્યાખ્યાન કર્યું હતું, અને શાસ્ત્રી બાલશાસ્ત્રીજી તથા શાસ્ત્રીજી નન્દકિશોર શીઘ્ર કવિજીએ વિસ્તારથી વિવેચન કરીને પટેલ બીલ તરફ ધિક્કાર દર્શાવ્યો હતો.

**કોટામાં પટેલ બીલના વિરોધની સભા**—તા. ૨-૨-૧૯ ના રોજ શ્રીના મુખ્ય સેવક પંડિત ગોકુલદાસજીના પ્રમુખપણા નીચે એક મહા સભા મળી હતી, એમાં પણ 'પટેલ બીલ' તરફ સખ્તરીતે નાપસંદગી દર્શાવવાના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

## 'શ્રી મહાજ્યોતિઃ' ના ગ્રાહકોને સંવત ૧૯૭૫ ની ભેટ.

# સાંપ્રતશાળા શિક્ષણ.

### તૈયાર છે.

સ્થાનિક તેમજ બહાર ગામના ગ્રાહકો કે જેમનુ લવાજમ હજી સુધી મળ્યું નથી તેઓને ભેટનું પુસ્તક જેમ જેમ તેમની પાસે લવાજમ લેણું થતું જશે તેમ તેમ કમવાર વી. પી થી રવાના કરવામા આવશે ગ્રાહકોએ તે જરૂર સ્વીકારી લેવું.

સ્થાનિક તેમજ બહાર ગામના ગ્રાહકોનું ચાલુ સાલનુ લવાજમ શ્રી મહા-જ્યોતિના અંકો વી પી કરી વસુલ કરી લીધુ છે તેઓને રજીસ્ટર્ડ બુક પોસ્ટથી મોકલી આપવામા આવશે. અને જે સ્થાનિક તેમજ બહાર ગામના ગ્રાહકોનું લવાજમ ચડેલુ હોવા છતા વસુલ થયેલુ નથી તેમને ભેટની ચોપડી લાયબ્રેરીઓને ૧—૧૩—૦ અને ગ્રાહકોને ૨—૫—૦ ના વી० પી० થી મોકલી લવાજમ વસુલ કરી લેવામાં આવશે.

જેઓ નવા ગ્રાહક થવા ઇચ્છતા હશે તેઓ ચાલુ સાલના ફાગુણ માસથી હવે ગ્રાહક થઇ શકશે કારણકે ચાલુ સાલના કાર્તિક, માર્ગશીર્ષ, પૌષ અને માઘ માસના અંકો અમારી પાસે હવે શીલીકમા નથી. જે ગ્રાહક ચાલુ સાલમાં આખા વર્ષનું લવાજમ ભરશે તેનો ભેટની ચોપડી ઉપર હક રહેશે. દર માસે અંક વી० પી० થી મંગાવનારનો ભેટ ઉપર હક નથી ( આવા ગ્રાહકની પાસેથી અરધી કિંમત લેવાશે )

# ગ્રાહકોને નિવેદન.

અમારા ગ્રાહકોને વૈશાખ અને જેઠ માસના અંકમા અષાઢ અને શ્રાવણ ના એકઠો અંક ભાદરવા સુદ ૫ ઉપર પ્રસિદ્ધ કરવાને જણાવેલું પરંતુ કેટલાક અણ બનાવોને લઇને આ અષાઢ અને શ્રાવણ માસનો એકત્ર અંક પ્રસિદ્ધ કરતા આટલો વિલંબ થયો છે, તેથી ક્ષમા યાચુ છુ ભાદ્ર અને આસો માસનો અંક જેમ બને જલદીથી પ્રેમવાળાની સાથે છપાવવાની ખાસ વ્યવસ્થા કરેલી હોવાથી નિયમીત પ્રસિદ્ધ થશે.

જે ગ્રાહકોના સરનામા બદલાયા હોય તેઓએ તુરંત લખી જણાવવા કૃપા અને જેઓએ નમુનાના અંક મગાવ્યા, બાદ ગ્રાહક થયા કે નહિ તે સબંધી ખુલાસો કર્યો હોય તેઓને જલદીથી ખુલાસો કરવ ને વિનતિ કરીએ છીએ.

જે ગ્રાહકોએ ચાલુ સાલનું લવાજમ હજી સુધી મોકલી આપ્યુ ન હોય તેઓએ મોકલી આપવું અથવા વી પી આવે સ્વીકારી લેવા કૃપા કરવી. મ૦ પ્ર૦

શ્રી ગણેશાયનમ

## * મહાજ્યોતિઃ (માસિકપત્ર)ની અનુક્રમણિકા .* .

સંવત ૧૯૭૫ ના અંક ૬,—શ્રાવણ જુલાઇ અને ઓગષ્ટ સને ૧૯૧૯





આફ્રિકાના ગ્રાહકો—ને અમારા પ્રિયવર્ય ધર્માનુરાગી-શ્રીયુત ઉમેદભાઇ નારણભાઇ પટેલ, ફોટોગ્રાફર, વીક્ટોરીયા સ્ટ્રીટ નુ નૈરોબી—(બ્રિ. ઇ૦ આફ્રિકા) મારફતે લવાજમ ચાલુ માસનુ અર્ધુ હમે તેમને લેટર ગે કલાવગવવામા આવશે શ્રી મહાજ્યોતિ ના એકો જુના તેમજ નવા ગ્રાહક થનારને રૂ. ૨—૧૨—૦ ના અને સાવજેગિને રૂ. ૩—૮—૦ મા રહો છે.

મેનેજર "મહાજ્યોતિઃ"

॥ ॐ श्री ए ह्रां ह्रीं ॥

ॐ श्री श्रीमहाज्योतिःपुरुषसिंहाय नमः ॥

# श्रीमहाज्योतिः

प्रकाश ६.] अषाढ, कृष्ण १४ संवत १९७५ शके १८४१ सन १९१९ [ किरण ९

## श्री गुरुपूर्णिमा महोत्सव.

પદ. ૯ રાગ ગરબી

(અલબેલી રે આપે સંત, જોવાને જઈએ:—એ રાગે.)

આવ્યો આવ્યો રે અસાડ, નરસિંહ ઘન ગાજે;
સેવકનાં પૂરે લાડ, પૂનમ શશિ આજે આવ્યો૦ (ધ્રુ૦)
કૃપા કટાક્ષની વિજળી ચમકે, બોધ ધોધ જળધારરે;
ગુરૂગમ જ્ઞાન ઘટા ઘેરે નભ, જગતમાં જય જયકાર. નરસિંહ૦ ૧
ધડિમાં ઝરમર ઝરમર ઝીણી, છાંટ પવનની લહેરરે;
તન મન નયન કરીને શીતળ, શાન્તિ પ્રસારે દેહરે. નરસિંહ૦ ૨
નૃસિંહ ઘનની નકલ કરતા, શિર પટકી કંઈ શમિયારે;
કંઈ પશુ પ્રાણ તજી પરવરિયા, ઉથલી ગયા, ઉપશમિયા. નરસિંહ૦ ૩
નૃસિંહ બીરદને નમિયા તે, કૃષિવલ ગુરૂને ગમિયારે;
દાતાના પણ દાતા બનિને, આતમરામે રમિયા. નરસિંહ૦ ૪
એક ટેક ધરનારાં ચાતક યાચક નહિ જ ઈતરનારે;
ગુરૂગમ બિંદુ અદ્ધર ઝીલે ત્યાં શા ભાર તિતરના? નરસિંહ૦ ૫
તેજસ વિધ વિધ તણું તણું, યોગાત્મક ઘન ગુરૂ ઘનનું રે;
જીવન ઝડિ નાંખે જગજીવન, દુઃખ ટળ્યું મરણું જનનું. નરસિંહ૦ ૬
ચંદ્ર સૂર્ય નક્ષત્ર છુપાયાં, તાન ટળ્યાં તારકનારે;
નૃસિંહદંત પંક્તિ ચપલાએ, કાર્ય સર્યાં તારકનાં. નરસિંહ૦ ૭
નાદ અનાહદ ગાજે ગુરૂવર, હૃદગહ્વર ગંભીરરે;
ધ્વની અતિ ધ્વનિયે ધધન્યું ત્રિભુવન બનિયો સ્થિર સમીર. નરસિંહ૦ ૮
સ્વરૂપ સાક્ષાત્કાર રૂપી કંઈ, પાક થયો શ્રીકારરે;
ન્યાલ થયો નૃસિંહ વર્તી, આ સંઘવી કૃષિકાર. નરસિંહ૦ ૯

સંઘવી.

# तथ्य लेख तडित्लता.

આર્ય સમાજીઓએ મેરઠમાં શ્રી શંકરના દેવાલય અને પીપલાના સ્થાને, તે દેવળ તોડી નાંખીને તથા પીંપળા છેદી નાંખીને, સનાતની હિંદુઓ જ્યાં શિવપૂજન તથા પીંપળા (અશ્વત્થ) રૂપ વિષ્ણુનું પૂજન કરતા હતા, ત્યાં જાજરૂ બાંધ્યું, તે ઉપરથી અમારા તે વખતના અંકમાં આર્ય સમાજીઓને મહમદ ગિજની વગેરે મુસલમાન હુમલો કરનારાઓ સાથે સરખાવીને તેમને મુસલમાનો કરતાં પણ વધારે હિંદુધર્મના દ્રોહી ગણ્યાં હતાં. કેમકે મુસલમાનો તો દેવલની જગોએ મસ્જીદ બાંધતા, અને ત્યાં પણ પરમેશ્વરની બંદગી થતી. પણ આર્ય સમાજીઓએ તો દેવપૂજાના સ્થાને જાજરૂ બાંધવાનું અતિ અધમ કામ કર્યું. હાલ અમારા પ્રસિદ્ધ સાપ્તાહિકમિત્ર "ગુજરાતી"એ આર્ય સમાજીઓને મહમદ ગિજનીની ઉપમા આપી છે, તે તેમના કામ તરફ જોતા પૂરતી નથી. કુરાન અને તલવારવાળા મુસલમાનો તો આ વેદને માનવાના દાવા નીચે આવાં નાપાક જાજરૂ બાંધનાર આર્યમન્યો કરતાં અનેક દરજ્જે સારા ગણાય.

× × × × +

વળી ધોલના મહારાજા સાહેબે આર્યસમાજનું મંદિર તોડી નાંખી તે જગોએ બીજું મકાન બાંધ્યું અને તેને અંગે કદી જાજરૂ બાંધ્યું હશે તેટલા માટે આર્ય સમાજીઓએ છેક નામદાર બ્રિટિશ સરકાર લગી એવો કોલાહલ મચાવ્યો કે એમના આર્ય સમાજી હોમ કરવાની જગોએ જાજરૂ બાંધ્યું. તેથી તેમની ધાર્મિક લાગણી દુઃખાય ! આર્યસમાજીઓના આ કોલાહલનું ખરાપણું કાંઇ અમે સમજી શકતા નથી. કેમકે આર્યસમાજીઓની હોમની બાબતમાં લાગણી કેવી છે તેનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે 'શાતક રંડાયા' જેટલોજ શોક થાય છે. આર્યસમાજીઓ મૂર્ત્ત પદાર્થ અને અગ્નિ વગેરે તત્વોને દેવ કે ઇશ્વર તરીકે સનાતનીઓના જેવી પૂજ્ય ભાવનાથી પૂજતા નથી એટલુંજ નહિ, પણ હાથ પગ સરખા પણ ધોયા વિના અને સ્પર્શાસ્પર્શવાળા કપડાં પહેરીને કેવળ તાપણી જેવો હોમ કરે છે. તેમાં તેઓની ઇશ્વર યજનની ભાવના નથી, પણ મ્યુનિસીપાલીટી હવા સ્વચ્છ, કોલેરા અને પ્લેગ નસાડવા જેવાં ઠેકાને માંધે ગંધક અને રાળ બાળવાના કુંડા મૂકી એવા પદાર્થોનો ધુમાડો કરે છે, તેવી હવા સ્વચ્છ કરવાના હેતુ સિવાય બીજી પૂજ્યભાવના હોમ માટે સમાજીઓની હોજ નહિ. તો પછી એમની ધાર્મિક લાગણી આ બાબતમાં નથી. તો તે દુઃખાવવાની શી રીત્યે !! પરણ્યા વિના રંડાયા શી રીત્યે !!

× + + × ×

સનાતનીઓ મૂર્તિને પૂજ્ય ગણે છે અને ભૌતિક તત્વોને પૂજ્ય ભાવે ધર્મ ભાવનાથી પૂજે છે, તે પૂજ્ય વસ્તુઓનું અપમાન કરી તેઓની ધાર્મિક લાગણી દુઃખાવવામાં તો આર્ય સમાજીઓને પોતાની કૃતેહનો ડુરરાટો જણાય છે, અને એમના ધર્મ સંબંધી સિદ્ધાન્તોજ જ્યાં આર્ય સમાજીઓની ધર્મભાવનાનો અભાવ પ્રતિપાદન કરે છે, ત્યાં ધાર્મિક લાગણી દુઃખાયાનો ખોટો ઢોંગ કરી બૂમ–ચીચીઆ પાડવા એ સત્ય ક્રિયા 'સત્યાર્થ પ્રકાશ'માં છે ?! સત્યાર્થપ્રકાશના પણ આર્યસમાજીઓએ થોડા સમયમાં ઘણા અવતાર કર્યા છે !!!

+ × × + ×

## તથ્ય લેખ તડિહ્લતા.

એક વંઠેલ વટલેલની વકીલાત કરનાર છાપો લખી ગયો છે, કે પટેલબિલને લીધે ઓના૦ પટેલની આખા જન્મારાની દેશ સેવાઓને પુનાના ઉદામો ઉતારી પાડે છે, એ શરમ ભરેલું છે! પહેલાં તો લોકો એ પૂછે છે કે ઓના૦ પટેલે આખો જન્મારો શી શી દેશ સેવાઓ કરી? એવી દેશ સેવાઓ કોઇ બીજાઓએ કરી છે કે નહિ? એવી દેશ સેવાઓ કદી ઓના૦ પટેલે કરી તો તેથી ઓના૦ પટેલને કાંઇ લાભ થયો છે કે નહિ? એ બધી વાત કોરાણે રાખીએ તો ઓના૦ પટેલે કરેલી દેશ સેવાથી બાવીસ કરોડ હિંદુઓની સમાજ મર્યાદાનો અને ધર્મમર્યાદાનો ભંગ કરવાનો હક ઓના૦ પટેલને શી રીતે પ્રાપ્ત થાય છે? પટેલબિલ જેવી અનાડી બાબતમાં પુનાના ઉદ્દામોને સામા પક્ષની સાથે વાટાઘાટ કરી શાન્તિથી પરસ્પરના વિચાર સુધારવાની ભલામણ કરવી એ કોઇની બ્હેન બેટીની મશ્કરી કર્યા પછી હાવરા થઇ સમાધાન કરવાની ભલામણ કરવા તેના જેવું છે. એ કામ કોઇ સારા માણસનું નથી, પણ કોઇ મૂર્ખનું યા તો કુટણાનું છે એમ અમો તે છાપાના ધ્યાન પર લાવવા માગીએ છીએ. છતાં પણ જો એ છાપો દેશ સેવાને નામે એવી સભ્યમન્યતા ભરેલો ધરકાપો કરવો ચાલુ રાખશે તો લોકો એમજ માનશે કે એ છાપો દેશ સેવાનો તો ઢોંગ કરે છે, પણ અંદરખાનેથી એને નષ્ટભ્રષ્ટ સુધારા (!) નોજ મોહ છે! અને ઢાંકયું રતન ખુલ્લું પડી જશે!

× + × × +

મી. ગાંધીની સ્વદેશી ચળવળના સંબંધમાં મહિમા વધારતાં અમારા અમદાવાદનું સાપ્તાહિક પ્રજાબંધુ લખે છે કે-"ગાંધીજીનો આદેશ હવે ધર્મગુરૂઓ અને ધર્માચાર્યોએ ઉઠાવી લેવો જોઇએ. કેમકે પટેલબિલ સામે પ્રતિબંધ કરવાને તેઓ તૈયાર થઇ ગયા હતા, તો તેમણે મી. ગાંધીજીનો સ્વદેશીનો આદેશ પણ ઉઠાવી લેવો જોઇએ અને સર્વને સ્વદેશીના વપરાવવું જોઇએ-વગેરે વગેરે". આ મતલબની ઉત્તેજના કરવા માટે અમારા સ્થાનિક ભાઇ પ્રજાબંધુના સ્વદેશી હિલચાલ સંબંધી લાગણીને તો અમે સઉ હિંદુ ભાઇઓ ધન્યવાદ આપીએ છીએ. પણ તેની સાથે અમારે જણાવવું પડે છે કે-મી. ગાંધીજીનો આદેશ ધર્માચાર્યો ઉઠાવે એવડા મોટા મહાત્મા મી. ગાંધીને અમે હિંદીઓ માનતાજ નથી. પણ મી. ગાંધીજ ધર્માચાર્યોનો આદેશ ઉઠાવવાને લાયક છે. તેમ છતાં તેમણે અંત્યજોને સ્પર્શ કરવાનો ઉપદેશ કિયા આચાર્યના આદેશથી ચલાવ્યો હતો? તે અમો સર્વે હિંદુઓ અને હિંદીઓ પણ જાણવા માગીએ છીએ.

* * * * *

સ્વદેશી હિલચાલ એ ગાંધીજીના પણ જન્મ પહેલાંની છે; અને ધીમે ધીમે તે ઔદ્યોગિક પ્રગતિને લીધે તેમજ સ્વહિતની સમજણના પ્રસારને લીધે જોરપર આવતી જાય છે. તથાપિ નેતા કહેવાતા મનુષ્યો વિવિધ પ્રકારની અપ્રસ્તુત હલામણો ઉભી કરીને વિલક્ષણ સ્થિતિમાં આવી પડેલી હિંદીપ્રજાની ચિત્તવૃત્તિને ગોમીશી બનાવી ડહોળી નાંખે છે અને દેશના વાસ્તવ હિત પ્રત્યે એકાગ્ર થવા દેતા નથી. એના પ્રત્યક્ષ દાખલાઓ સુધારકમન્યોની સમાજ ક્ષોભક ચેષ્ટાઓ અને મી. ગાંધીના અન્ત્યજસ્પર્શનું અડપલું અને તેનોજ પાટવી દીકરો-પટેલબિલ છે. આવા દંભાહિસાદો દેશહિતને માટે જરૂરના નથીજ, એટલુંજ નહિ, પણ દેશના શત્રુ છે; અને તેથીજ જનસમાજ નાયક કહેવાતી વ્યક્તિયોની બીજી વાતો પસંદ કરેછે અને તેમાં તેઓને અનુસરે છે પણ ખરો; તથાપિ નાયક કહેવાતી વ્યક્તિઓ તરફની સામાજિક ચાંડછેડ પ્રત્યે જનસમાજ વિકરાલ ઘુરકીયું કરે છે. એ અમે જે અત્રે સમજાવવા

બંધુઓ ! સુધારકોની હજી એક પોકળ દલિલ આ પ્રમાણેની છે કે, પાશ્ચાત્ય દેશોમાં આપણા દેશના જેવું સંકુચિત જ્ઞાતિબંધન ક્યાંઇ નથી અને તેથી મરજી કોઇને ગમે ત્યાં લગ્નાદિક વ્યવહાર કરવાની છૂટ છે આ કારણને લીધે ત્યાંની પ્રજા બહુજ સુખી છે, અને દંપતિઓમાં અગમ્યપન્યનું દુઃખ બિલકુલ નથી, માટે આપણે પણ તે પ્રમાણે બધી જ્ઞાતિઓને એકત્ર કરી દરેકને 'હિન્દુ' શબ્દરૂપી સમુદ્રમાં સમાવી દો. અને ત્યારબાદ ગમે તે કોઇ હિન્દુ, ગમે તે હિન્દુ કન્યાને પરણી શકે, એવું તત્વ સ્વીકારો !!

આ દલિલના સંબંધમાં પ્રશ્ન આવતો ખુલાસોજ બસ થશે કે, "તે દેશોમાં લગ્નની રૂઢિ આટલી ઉત્તમ હોય, તો પછી વ્યભિચાર, ડાયવર્સ અને આપઘાત જેવા અસદાચારો દિનપ્રતિદિન ત્યાં વધતા શા માટે જાય છે?" "જો દંપતિઓ એકમેક સુખી જીંદગી ગાળતા હોય, તો પછી ડાયવૉર્સ શા માટે લે? અગર વ્યભિચાર શા માટે સેવે ?" લેખ લંબાણ થઇ ગયો છે, અને આ વિષય એવો છે કે, હજીએ એમાં મ્હારે ઘણી બીનાઓ પડતી મેલવી પડી છે તેથીજ રીતે આ બાબતમાં પણ વિશેષ ખુલાસો આપવાનું બની શકે એમ નથીજ. મનમાં જો કોઇને સંદેહ જેવું હોય તો, આ વર્ષના ફેબ્રુઆરી માસના 'ધન્વંતરી' માસિકના ૫૨ મા પૃષ્ઠે "પશ્ચાત્ય સ્ત્રીઓની સત્ય સ્થિતિ" એ મથાળાનો લેખ વાંચી-વિચારી આપણા દેશની લગ્ન પ્રથા ઉત્તમ છે કે, તે દેશની તેનો નિર્ણય આપ સર્વે અવશ્ય કરી લેશો, એવી નમ્ર ભલામણ છે

પરમપ્રિય વાચક બંધુઓ ! ફાલ્ગુનના અંકથી શરૂ કરેલો આ લેખ આજે પૂર્ણ થાય છે. મ્હારી અલ્પ બુદ્ધિથી મને જે જે યોગ્ય લાગ્યું, તે મેં મે શુદ્ધબુદ્ધિથી, કોઇની પણ શરમ સિવાય યા સહાનુભૂતિ માગ્યા વિના તટસ્થ વૃત્તિથી લખી જણાવ્યું છે. નામ૦ પટેલનો ખરડો કયા કયા કારણો અને મુદ્દાઓને લઇ હિન્દુસમાજમાં અપ્રિય થઇ પડેલ છે, તેનું કારણ મ્હારા પ્રસ્તુત લખાણોમાં આપને જણાવ્યા સિવાય નહિ રહેગે, એમ હું ધારું છું. પ્રસંગવશાત્ કોઇ કોઇ સ્થળે તિવ્ર શબ્દો પણ મૂકાયા છે, પરંતુ તે કાંઇ દ્વેષબુદ્ધિ યા રાગદ્વેષનું કારણ નથી એ સહેજ જણાવવાની જરૂર છે. આ લખાણોમાંથી આપને જે જે વાત યોગ્ય લાગે તે સ્વિકારી લઇ વિરૂદ્ધ વિચારની બાબતોને એક કોરે મૂકી સ્વીકાર ન્યાયે તત્ત્વ જે હોય તેનો આપણા ધાર્મિક જનમંડળમાં પ્રચાર કરી ધર્મની રક્ષા કરવામાં યથાશક્તિ મદદ કરશો, તો પ્રભુ આપનું અવશ્યમેવ કલ્યાણ કરશે પરમાત્મા અમારા દેશબંધુઓને આધિ-વ્યાધિ અને ઉપાધિ રૂપી સંકટમાંથી મુક્ત કરીને તેઓની જડભાવનાને આધ્યાત્મિક ધર્મજ્ઞાનરૂપી જ્યોતિવડે કાટ્ય કરીને પુનઃ સ્વધર્મ-સદાચાર-સત્યતા-સંયમ આદિ સદ્ગુણોવડે સ્થાપિત કરે; અને કર્મ પ્રધાન ભારત ભૂમિના ઉત્કર્ષમાં તેઓ સઘળા દ્વિગુણા ઉત્સાહથી પોતાનું તન-મન અને ધન અર્પણ કરી પોતાનું જન્મ કારણ સફળ કરે, એજ અંતરની ઉંડી લાગણીથી આ રંક-માળ લેખકની શ્રી જગતનિયંતા સચ્ચિદાનંદ પ્રભુ પ્રત્યે શુદ્ધ ભાવે અભ્યર્થના છે... ...

ૐ તત્સત્

અષાઢ શુકલપક્ષની પૂર્ણિમા-વ્યાસ પૂર્ણિમા, ]
ટાવરપાસે. નવીઓળ નવસારી.

# कर टकोरा दंग !

અરે ! જુઓ તો ખરા પેલો સુરદાસ તબુરાનું ઠીકુ લેઇ તુન તુન તુનૂ કરતો વીણાની કેફની મજા માણે છે ! હોય ! ભાઇ હાય ! આપ આપ કે તાનમેં ગદ્ધા બી મસ્તાન ! વળી ફુટા તૂટા તંબુરા પર આડબર કરનાર અધેખાન દુનિયા આગળ પારસી ગલીમા ખુમારીમાં ને ખુમારીમા સવાલ શો નાંખેછે ? ! સાભળો તો ખરા ! એ તો સવાલ કરી ટેથ નાખે છે કે-" જુઓ દુનિયાનો પ્રવાહ કેણી તરફ જાય છે ! " પોતે તો આખે આંધળા' નામ, સુરદાસ ! ધોળે દહાડે ધબ ! ! પોને દેખ્યા વિના ખાળકુવાના કિનારા પર આવીને તેમાં ઝીકાવવાની તૈયારીમાં છે-પોતે કયા જાય છે તેનું તો ભાન નથી, પણ એમને દુનિયાનો પ્રવાહ કી તરફ જાય છે તેની પંચાત પડી છે ! લાવ, જરી એ સુરદાસને ચેતાવુ તો ખરો ! પણ એ જેમ અધેખાન છે તેમ બહેરખાન પણ હશે તો મિસ્ત્રીની સૂચના નહિ સાંભળે અને ખાળકુવામા કુદી પડશે તો તગદીર એનુ ! ! સિરબલને તેનુ સ્નાન સતક લાગે તેમ નથી.

× × × × × ×

આધળો તો દળે ને કે ગાય-એ કહેવત ખરી છે ! એને તો કાળુ ને કાબરૂં બધા રંગનુ એકજ અંધારૂ જણાય. એને તો ભળભાખળુ અને રાતનો વખત એકજ સરખો ! 'ગુજરાતી' માં લખાતી કોઇ કલ્પિત પાનરૂપ ધર્મગુરૂની નિંદાદ્વારા સાવધતા અને વિવેક શીખવનાર નવલકથાનો અને પેલા વણસ કરી પોલ મિલનો રગ એકજ અધારા જેવો સરખો જણાય છે. છતા છાપાના લેખકમા ખપવાનો દાવો રાખે છે ! ધન્ય વિધાતા દુગળી તે ખરે ઉનાળે પાકી ! ! !

× × × × × ×

એટલુંજ નહિ પણ એ અધેખાનને તો એના પોતાના હાથમાં પકડેલો ભીખી ખાવાનો-પેટ ભરવાનો ઠીકરા જેવો તબુરો પણ ગધર્વરાજની વીણા દેખાય છે. આંધળાને મન બધુ સરખુ ! એ અધેખાનના સુધારકમન્ય અસીનો જેવા દિવાના છે, તેવાજ તેને ધર્મવીર સધવો, વ્યાખ્યાન વાચસ્પતિ વસંતરામ શાસ્ત્રી અને સદ્ધર્મભૂષણ સોલીસીટર હીરાલાલ હાલાભાઇ નાણાવટી જણાય છે, તેથી એ અધો તબુરીઓએ સાક્ષરોને "ગુજરાતી " પેપરમાં આવતી નવલકથા સામે પ્રોટેસ્ટની જાહેર સભા ભરવા ઉશ્કેરવા માંગેછે. સુધારકમન્ય બગાડકો જેમ મનમાં કલ્પી લે છે કે-જ્ઞાતિબધારણ સર્વને મરજી પ્રમાણે આહાર વિહારના વિહાર વિવાહ નાનરાં વગેરે કરતાં અટકાવે છે, અને પછી તેના તાની સામે પ્રોટેસ્ટો ને બાખડાટ કરે છે, તથા જુઠી તકરારો અને ટંટા કરીને કોરટે ચડે છે, તેમ વાડ જોડે વઢવા બેસે એવા સનાતનીઓ તો નથીજ એવો ગપાટો તો એ અંધાપામાં પડેલા તબુરીઆના અન્નદાતા અથવા આશ્રયદાતા અથવા આપ્તજન બગાડોનેજ મુબારક હો ! પણ આધળો તો બધે અધારૂંજ દેખે અને તબુરાના તુંબડા પર પોતાનીમેળે વીણાવિલાસી થઇને ફરે ! ! ! આપ આપકે તાનમેં ગદ્ધા ભીમસ્તાન !

\+ × + ×

અલ્યાઓ સનાતની હિન્દુઓ ! તમે કેવા માણસ છો ? તમને બગાડકો અને બગાડકોના બેલી બેવ જેવા લેખકો કહે છે કે તમે સભાઓ ભરી બગાડકોની બદમાશીને વખોડવાનું કામ નહિ કરો. પણ તમે લોકો માનતા જ નથી—એ શું ? તમે જાણો છો ? સભાઓ કરવાનો હુન્નર એ બગાડકોએ વિલાયતી લોકો પાસેથી શીખી કે બીખી આણ્યો છે, અને તેનો એ બગાડક બહાદુરોએ સરકારમાં પેટંટ ઇજારો નોંધાવ્યો છે. એટલે એવી સભાઓ કરવાનો તમને સનાતનીઓને હક નથી. જો એવી સભાઓ કરશો તો "સાંજ વર્તમાન"ના અધિપતિ સાહેબ તમારી આગે મુંબઇની હાઇકોર્ટમાંથી મનાઇ હુકમ મેળવશે, અને સભાઓ કરતાંજ અટકાવી દેશે તે મનાઇ હુકમ મેળવવાનું કારણ બહુ મોટું છે ! ! ! કેવડું મોટું ? ! પેલા મહાત્મા ગાંધીએ જે પોતાની ભૂલને મોટી હિમાલય જેવડી કહી છે, તેથી પણ મોટું એ મનાઇ હુકમ મેળવવાનું કારણ "સાંજવર્તમાન"ના માલિકને છે, તેનું તમો લોકોને કાંઇ ભાન છે ? એ મોટું કારણ શું ? તમો ન જાણતા હો તો સિગ્મસ સાહેબ આપને જણાવે છે તે જુઓ સાંભળો, બે કાન વચ્ચે મગજની માટલી સ્થિર રાખીને !:—

* * * * * *

તમોએ સનાતનીઓએ બ્રિટિશ સામ્રાજ્યનો વિજય મહોત્સવ ઉજવવાને સભા ભરી તેમાં પણ નામદાર સરકારને વિજયાભિનંદન આપતાં તમારા જગદ્ગુરૂ શંકરાચાર્ય શારદા પીઠાધીશ્વર શ્રી રાજરાજેશ્વરાશ્રમ મહારાજને પ્રમુખ બનાવી કોઇ ધારાસભામાં મી. બેલવી અને મી૦ પટેલની ખરડાખરડી જેવાં અડપલાં ન થાય તે માટે કાયમનો બંદોબસ્ત કરનારની માગણી નામદાર સરકાર પાસે કરવાનો પણ ઠરાવ કર્યો. તેથી સાંજ વર્તમાનનો સાંજનો વાયડો વખત અને છુટા મેદાનવાળા કોટમાં તખત તેથી પેલા હિંદુ હવાવાળા લેખકને તો પેટમાં ગડગડાટ થતે કે હવા છુટી ગઇ પણ એટલું સારૂં થયું કે કોટની કોઇ ઇમારત ના તટી ગઇ ! નિકર જાનમાલની ખુવારી થાત ! અને જુગીઓ પર જુરીઓ ભરાત અને હિંદુ હવા છોડનાર જગ બહાદરની છુરીઓ પર છુરીઓ થાત ! જે થયું તે સારૂં થયું !!

\+ \+ \+ \+ \+

સારૂં કહો કે નઠારૂં કહો, પણ "સાંજવર્તમાન" ના કોલમોમાં તો કોમેશ ચાલે એવી દુર્ગંધ એ હવા છોડનાર હવાઇ લેખકે ફેલાવી તેથી 'એક મોટા ન્યુસન્સ—ભારે ગંદકીનો ગરકાવ થઇ ગયો !! હવે "સાંજવર્તમાન" ના સુખડ લોબાન બાળનાર પારસી અધિપતિ સાહેબને મનાઇ હુકમ મેળવવાનું કારણ ખરૂં કે નહિ ? દો જવાબ ! ! ! સવાલ આકરો છે. આ સવાલ જેવો તેવો ન સમજશો ! આ તો જુનાં વખતના જોગભાઇનો જોરદાર સવાલ છે, હો !

× × × × × ×

તેમાં પણ એ હિંદુ હવા છોડનાર કલમ બહાદુરને વાતાતિસાર બહુ જોરમાં લાગુ પડી ગયો તેનું કારણ તો એક એ છે કે—શ્રી શંકરાચાર્યે મી. પટેલને જાણી જોઇને હિંદુઓની છેડતી કરનાર કહ્યા ! સાંજના વાતાતિસારી લેખકને આથી—શ્રી શંકરાચાર્ય તપી ગયાં અને શાન્તિ છોડીને બોલ્યા—એમ જણાયું. કેમકે એથી એ વાતાતિસારી હવાઇ

લેખકની હવા નિકળી ગઇ અગર હોય કોનો? આ પ્રશ્નનો ખુલાસો સિરબક્ષ જાણે છે જુઓ—જેનો કોઠો હદ ઉપરાંત પચેડો અથવા ઠંડો બની ગયો હોય, તેને બીજાનું સાધારણ ટૂંકું શરીર પણ તપી ગયેલું જણાય તેમ વાયડા પડી ગયેલા કોઠાવાળા એ હવાઈ કલમ બહાદરને શ્રી શંકરાચાર્યજી તપી ગયેલા જણાયા હોય તો તે લેખકના કોઠામાં જામી ગયેલું વાયડાપણું છે તે વાયડાપણું અગાઉ તારોના સેવનથી આવ્યું છે પણ તે લેખકે તપી ગયેલા માની લીધેલા શ્રી શંકરાચાર્યના શાન્ત સત્ હિત શબ્દોના તાપથી એ વાયડા લેખકની હિન્દુ હવા નિકળી ગઇ!!! કેમકે જે ન કરે આપ તે કરે તાપ—અને **दग्ध वैद्य समो वह्नि** એ વૈદ્યકના સિદ્ધાન્તનો અમલ થયો. પણ સાંજવર્તમાનની લતોરાૂપી લતામા એથી દુર્ગંધ દુર્ગંધ ફેલાઇ ગઇ મટે કોઇ કહે છે કે એની લગામ ઉપર સાંજ વર્તમાનના અધિપતિ સાહેબ મનાઇ હુકમ કઢાવશે!!!

× × × ×

સિરબક્ષ એ વાત માનતો નથી સાંજના અધિપતિ સાહેબ કાંઇ અઘેરી નગરીના અધિપતિ નથી કે વાંકુ એમના વાયડા કોઠાના લેખકનો અને મનાઇ હુકમ સનાતની હિંદુ ઓની સભાઓ ઉપર લેવા જાય. એવણ સાહેબને અદનો સિરબક્ષ તો એજ ભલામણ કરે છે કે એ વાયડા કોઠાના હિંદુ હવા કાઢનારના હવા કાઢવાના છિદ્રમા એક લાકડાનાં પીપ સાધનાર પાસે લાકડાની ડગળી મરાવે અથવા પોર્ટલેન્ડ સિમેન્ટથી અથવા ડામરથી સીડી બેવરાવે—એટલે બાર પાદશાહી!!!

× × × ×

વળી સિરબક્ષને સતાવનારો એક પ્રશ્ન કેટલાક લાલ બુજકકો પૂછે છે કે—એ વાયડા હિંદુ હવા કાઢનાર કલમ બહાદુરના કોઠામા હિંદુ હવા ઓછી થઇ જશે તો? સિરબક્ષનો જવાબ સરીઆન રસ્તા જેવો છે—"હવા ઓછી થશે તો એ વાયડા બચ્ચનું શુ થશે?! બલુન થઇ જશે! આ જમીન ઉપરથી ઉડી આસમાનમા જશે!!! અને આસમાનમાં અધર ઉડીને મી પટલે જાણી જોઇને ખરડા ખરડી આણ્યા નથી એવો સાદ પુકારશે." પણ સનાતની હિંદુઓ તો કહે છે કે—'અમે તો એ વાયડો લેખક અસમાનમાં કે સાતમા સ્વર્ગમાં જઇને પોકરાણ પાડે તોપણ તેનું માનવાનાજ નથી, કે મી. પટેલે જાણી બુઝીને અમોને સતાવણી કરી નથી. મી પટેલ વકીલ છે વારસા અને ભાગ સબંધી પજવણી અને નુકશાન એમના બિલથી હિંદુઓને કેટલાં બારે થાય, તેઓ સારી પેઠે જાણતાજ હોવા જોઇએ. જેવાં લગ્નોની મી પટેલ હિમાયત કરે છે તેવાં લગ્નને હિંદુ લગ્નનું નામ આપવુ એ હિંદુ પ્રજા સમગ્રની બદનક્ષી છે. તો મી. પટેલે આ ગજાજુતા શુદ્ધ મતભેદથી કર્યું એમ કહેવુ એ તો તેમના બારિસ્ટરના પદને ખુલ્લે ખુલ્લું અપમાન કરવા જેવુ છે એવુ અપમાન વાયડાકોઠાવાળા કરી શકે બીજો કોઇ એવી હિંદુ હવા કાઢે નહિ!"

× × × ×

વળી કોન્ફરન્સો અને કોન્ગ્રેસ કરવામાં ઢીલા પણ પોતાના વિચાર તથા આચારમાં મક્કમ રહેનાર સનાતની હિંદુઓ તો એ નાયકા હવા કાઢનાર લેખકની અગ ડક તલોથી ઢોલ જેવી બનીને ફુલી ગયેલી દુંદ ઉપર ડંકો ઠોકીને કહે છે કે-"કોન્ગ્રેસના સિદ્ધાન્તને પગ નીચે ચગદીને મી. પટેલ બોલ્યા કે હું અંત્યજો માટે કોમ્યુનલ એટલે કે કોમ માટે કોમી પ્રતિનિધિત્વની માગણી કરીશ, એવી ધમકી આપીને હિંદુઓને આપી હતી કે શાન્તિથી ? શ્રી શંકરાચાર્યે તો હિંદુ પ્રજાનું દુઃખજ ક્યાર્દ્ર હૃદયથી વર્ણવતાં મી. પટેલનાં આચરણને જાણીબુઝીને કરેલું કહ્યું હતું. મી. પટેલની પેઠે દમ દેતા કે ફરેબથી કહ્યું નથી. પણ એ સાંજના નાયકા લેખકને મી. પટેલના ખેતરના મૂળ ભાવે છે એટલે શ્રી શંકરાચાર્યે આપેલા અજમાથી તેને ઉપરથી તળે સુધી અજન ઉઠે છે.'

× × × × ×

વળી પેલો ખબરપત્ર સંઘવી તો પુછે છે-" વોટ માટે ઘેર ઘેર લાગવગ ને ભલામણો કરીને પ્રજા પાસેથી મત લેઇ ધારાસભામાં ગયેલા મી. પટેલ તેજ પ્રજાને કોમી પ્રતિનિધિત્વ માગવાની ધમકી આપનાર કોણ થાય છે ? વાત તો ખરી. જનસમુદાયની ખુશામત કરી પછી તેને ડોળા દેખાડવા એ ગુંડસ્થાઇ તેમજ સલામતી ભરેલું નથી એમ સિરબલને પણ કબુલ કરવું પડે છે.

+ × × × ×

બધો વિચાર કરીને સિરબલ તો દેશહિતનો વિચાર કરી એજ નિર્ણય પર આવે છે કે-નાયક થવું હોય તો પ્રજાના મુખ્ય દળના વિશ્વાસ લાયક પતિવ્રતા સ્ત્રી જેવા થવું જોઇએ. થોડા ઘણા બગાડો કે સુધારકોના સમુદાયરૂપી જાર લોકનું મન ખુશ કરવાને પોતાના પરમેશ્વરના ધણી-માનપાન અને ખાનપાનના આપનાર પ્રજાના મુખ્ય દળથી બેવફાઇ કરી ઉચ્છૃંખલતા કરવી નહિ. નિકર નાયક તો બનવાનું કોરાણે રહેશે, અને કેવળ નાયકણ ( વેસ્યા ) જેવા ગણીને કોઇ વખત પ્રજા પંચાઇટાળી કરશે. બગડેલ બહુ દુરેને નાત જાત અને સગાં વહાલાં તો ભાડુત ટટ્ટુ જેવા ગણી તેમનથી વેગળા રહે છે. હોટલમાં અને બોટલમાં ગુમાનના-ગપોડા એ બગાડકો ખાયા કરે છે ! ગડો ગામને ન ગાંઠે અને ગડાને ગામ ન ગાંઠે એવાં બગાડક માણસો મુઠીભર છે. તેમની અંદરનાં માણસોને અથવા તેમને નાદે ચડેલાં માણસોને હિંદુ મુખ્યદળ પ્રજાકીય કામોમાં પેસે જે લેવી તેનો પોટો લાભ લેવાની દાનતથી જો તેઓ લોભ કરશે તો કોઇવાર એમ પણ બનશે કે તેમને મુખ્ય દળ દૂર રાખશે એટલુંજ નહિ, પણ કોઇ વખત એવો આવશે કે દેશહિતને પણ ધક્કો પહોંચશે. તમે નમને ફાવે તેવો સમૂહ બાંધી વરતો. પણ ખોટી સમૂહને ગણશો નહિ.

સિરબલ.

# સુધારકંમન્યોના છળ પ્રપંચની નિષ્ફળતા
અને
# તેમના બળાપા.

હિન્દુ જનસમાજનો સેંકડે ૯૫ ટકા કરતાં પણ વધારે મોટો ભાગ લખી વાંચી જાણતો નથી, તોપણ કેળવણીના વાસ્તવ અર્થમાં અહીંની અભણ જાતિયો જોતાં પણ દુનિયાના ઇતર દેશોની પ્રજાઓ કરતાં વધારે અંશે કેળવાયલી આ ભારત વર્ષની હિંદુ પ્રજા છે, એવી અમારી નમ્ર માન્યતા છે, તે કેટલાક સારા યુરોપીય લેખકોએ પણ માન્ય રાખેલી છે. અમારી એ માન્યતાનું પ્રતિપાદન કરવાને અમે હમેશ તૈયાર છીએ. એટલુંજ નહિ પણ હિન્દુ જનસમાજને અનંતકાળનો અનુભવ થયેલો છે, અને તે અનુભવને અંતે, તેણે જે બંધારણ અને આચાર વિચાર પોતાને માટે નિર્ણીત કર્યા છે તે સર્વકાલીન સત્ય જેવાં છે. આ સિદ્ધાન્તો હિંદુ પ્રજાના આંતરતમ હૃદયમાં એવા તો ઓતપ્રોત થઇને રહેલા છે કે હિંદુ પ્રજા પોતાને માટે શું હિતકર છે અને શું અહિતકર છે તેનો નિર્ણય એક ઇશ્વરીય પ્રેરણાથી કરે છે. જ્યાં નકલપરાયણ ભણેતર અને બહિર્મુખ તર્કોનું ટટ્ટુ પહોંચી શકતું નથી, ત્યાં હિંદુ પ્રજાની અન્તઃપ્રેરણાનો પ્રકાશ સુદૃઢ પરંપરાગત કરતો પોતાનાં મન્તવ્યોનો અને કર્ત્તવ્યોનો નિર્ણય કરી તે પ્રમાણે બિન હોલાહલે પોતાની કર્ત્તવ્ય રેખાને દોરે છે અને તે પ્રમાણે વર્ત્તે છે.

પણ દરેક પ્રજા સમુદાયમાં ચળેલ વ્યક્તિયો તો હોય છેજ. તે પ્રમાણે હિંદુ પ્રજા-સમુદાયમાં પણ તેવી ચળેલી વ્યક્તિયો તો હોવીજ જોઇએ-અને કેટલીક વ્યક્તિયો, સંખ્યા-ના પ્રમાણમાં તેવી છે પણ ખરી. તેમજ એ ચળેલ વ્યક્તિયોનાં વિચાર વર્તનથી વ્યામોહ પામનારી વ્યક્તિયો પણ કેટલીક હોવી જોઇએ, તે પણ છે. પરંતુ એવી વ્યક્તિયોના તરંગો ઉપર લેશ પણ નજર રાખ્યા વિના પોતાની અંદર રહેલા પરંપરા પ્રાપ્ત સત્યબળથી-જ હિંદુ પ્રજા પોતાના મન્તવ્ય અને કર્ત્તવ્યને અંગીકાર કરીને તેને અનુસરે છે. સુધારકંમન્યો જે પોતાને વધારે ડાહ્યા માની બેઠેલા છે, તેઓ હિંદુ પ્રજાને જુનો ચરેડમાં ચાલનારી જાણી તેની હાંસી કરે છે, અને તેઓ પોતાના સ્વચ્છંદ વ્યક્તિસ્વાતંત્ર્યની દૃષ્ટિએજ હિંદુ સમષ્ટિને ઘસડવા માટે વિવિધ પ્રકારનાં છલબલનો ઉપયોગ કરે છે. તેમાંનું કોઇ પણ છળ કે બળ ચાલ્યું નથી અને ચાલતું પણ નથી, ત્યારે તેઓ મિથ્યા બળાપા કરી હિંદુ જનસમાજને દોષ દે છે. પણ સુધારકંમન્યો પોતાની વિવેકશુન્યતા અને મતાંધતા અથવા અંધશ્રદ્ધાનો દોષ દેખી શકતા નથી. સુધારકો (!) કઇં બગાડેલાએ વિદેશીઓની વાંદરીયાં નકલ કરીને અને કાંઇ પણ સમજ્યા વિના વ્યક્તિ સ્વાતંત્ર્યનો ઝુંડો ઉપાડેલો છે, અને તેથી તેઓને વ્યક્તિ સંબંધીજ ખ્યાલ સ્વાભાવિક રીતે રહે છે, અને તે ખ્યાલમાં મતાંધતા ભળવાથી તેઓ સમષ્ટિ સંબંધી ખ્યાલ કરવાને કેવળ નાલાયક જ બની ગએલા છે-એમ કહીએ તો ખોટું નથી. તેઓ તેમની આ ધુનમાને ધુનમાંજ

પુષ્કળ લવે છે અને લખે છે. પણ તેના ઉપર હિંદુ પ્રજા ધ્યાન આપતીજ નથી. એટલે તેઓ બળાપામાં ગમે તેમ બકે છે. આવા કેટલાક દાખલાઓનો આપણે જરા વિગતવાર વિચાર કરીએ:—

હાલ હિન્દુસ્તાનની પ્રજાને રાજકીય હક્કો આપવા સંબંધી સુધારાને લગતી યોજના સંબંધે જે હિલચાલ ઈંગ્લાંડમાં ચાલી રહી છે, તેથી હિંદ તરફથી લોકમાન્ય તિલક અંગ્રેજ પ્રજાને આપણા પક્ષમાં વાળવાને વિલાયતમાં પ્રયત્ન કરી રહ્યા છે. તેમાં વિલાયતમાં ભાષણ કરતાં લોકમાન્ય મોસૂફે નીચે પ્રમાણે દલીલ કરી હતી:—

Next Mr. Tilak took up the caste objection. Caste, of course, existed in India, and he refused to justify it as it existed today, how much so ever it may have been necessary at one time. On the country, he would admit that the institution of caste had out grown its usefulness. But caste was a social institutaion. It was, when first introducted, a method of dealing with the same kind of problem as the Negro and red Indian problems in the United States of America. To day it was not confined merely to British India. India under Indian rule, was also under the grip of caste; but the fact that caste required radical modification, did not constitute a reason why Indians should be denied Self-Government.

ભાષાન્તરઃ—પછી 'જ્ઞાતિ' ને લીધે ઉઠાવવામાં આવેલા વાંધાની ચર્ચા મી. તિલકે ચલાવી. બેશક, 'જ્ઞાતિ' હિંદુસ્તાનમાં હયાતિ ધરાવે છે, અને 'જ્ઞાતિ' કોઈવાર ગમે તેટલી જરૂરની હશે, તોપણ આજે હયાતિ ધરાવે છે તેવી સ્થિતિમાં 'જ્ઞાતિ' વ્યાજબી ઠરાવવાનું કામ કરવા લોકમાન્યે ના પાડી હતી. તેથી ઉલટા લોકમાન્ય એમ કબુલ કરવાના વલણવાળા હતા કે જ્ઞાતિ સંસ્થા તેની ઉપયોગિતા કરતાં અધિક વૃદ્ધિ પામી છે. પણ 'જ્ઞાતિ' તો એક સામાજીક સંસ્થા છે. જ્યારે એ સંસ્થા પ્રથમ દાખલ કરવામાં આવી હતી ત્યારે તે અમેરિકાનાં યુનાઈટેડ સ્ટેટ્સમાં સિદી અને લાલ ઇન્ડીઅન લોકો સંબંધી પ્રશ્નોના જેવાજ પ્રકારના પ્રશ્નનો નિવેડો કરવાની એક રીતિ હતી. આજે 'જ્ઞાતિ' ફક્ત બ્રિટિશ ઇન્ડીઆમાંજ છે અને બીજે નથી એમ નહિ. દેશી રાજ્યસત્તા નીચેનું હિંદ પણ જ્ઞાતિની જકડ નીચે છે; પણ જ્ઞાતિ સંસ્થામાં મૂળમાંથી ફેરફાર કરવાની જરૂર છે, એ વાત હિંદીઓને સ્વરાજ્ય નહિ આપવાનું કારણ બની શકતી નથી.

ઉપર અસલ ઇંગ્રેજી અને તેનું શબ્દશઃ અને ભાવશઃ ભાષાન્તર આપ્યું છે, તે એટલા માટે કે લોકમાન્ય તિલકનો આશય શો છે, તે પ્રકરણ અને પ્રસંગ ઉપરથી વાંચક વર્ગ જોઈ શકે. લો૦ મા૦ તિલક અને પોતાના પ્રતિપક્ષીઓ તરફથી કરવામાં આવતી દલીલ-(હિંદીઓમાં વિવિધ પ્રકારની સંખ્યાબંધ જ્ઞાતિયો હોવાથી તેઓને પૂરેપૂરું સ્વરાજ્ય આપી શકાય તેમ નથી એવી દલીલ)—એક પ્રકારે કબુલ રાખીને પણ કહેવાનો એજ માગે છે કે એ દલીલ હિંદીઓને સ્વરાજ્ય નહિ આપવાના કારણ રૂપે ચાલી શકે તેવી નથી. લોકમાન્યનું એ વક્તવ્ય છે તેજ અંત્ર મુખ્ય સિદ્ધાન્ત-

વાક્ય છે તેની ચોટ નહિ સમજતાં અથવા સમજતાં છતાં વ્યામૂઢના વ્યામોહમાં વધારો કરવાના છળપ્રપંચમય હેતુથી કેટલાક મતાંધ પત્રકારો અને લેખકો મી૦ મા૦ તિલકના વાક્યને વેગળું મુકીને 'દુર્જનતુષ્યતુ' ન્યાયે કરેલી પોતાની ગૌણ ઉક્તિને મુખ્ય સિદ્ધાન્ત વાક્ય બનાવી જ્ઞાતિખંડનના અસ્ત્ર તરીકે યોજે છે. આવી ચેષ્ટા એ પત્રની પ્રમાણિકતાને ધક્કો જ પહોંચાડનાર છે. પછી ભલાય નો તે પત્ર 'હિંદુસ્તાન' હોય કે 'કોનિકલ' હોય. લોકમાન્ય વ્યક્તિઓને નામે જન સમાજને આડે રસ્તે દોરવાનું કામ કેવળ શરમ ભરેલું છે. ભવતુ !

પરંતુ સુધારક (!) પક્ષના લાભને માટે કરવા માંડેલા લોકપ્રતારણાના પ્રયત્નશીલ લેખકો પત્રકારો હિંદુ જન સમાજની હાંસી કરતાં લખે છે કે,—લોકો મી૦ તિલકનાં રાષ્ટ્રિય કામોની પ્રશંસા કરે પણ તેમના અભિપ્રાયને માન આપી સુધરવાનું તો અંગીકાર કરે નહિ, લાલા લજપતરાયના નામ પર તાળીઓ પાડે પણ પટેલ બિલના લાભનો લાલાજીનો અભિપ્રાય તો સાંભળેજ નહિ. મી૦ દેશબંધુના સોશીયલ સર્વિસલીગ માટે સહુ વખાણ કરે પણ તેમના અંત્યજસ્પર્શના ઉપદેશને તો કાનેજ ધરે નહિ, મી૦ ગાંધીની સાદાઈનાં સહુ ગીતાં ગાય પણ અંત્યજસ્પર્શની હિમાયત સામે પ્રોટેસ્ટો કરે, ઓન. પટેલ ધારા સભાઓમાં હાકેમોને લોકહિત સંબંધે આકરા સવાલો પુછે તેની તારીફ કરે, પણ તેમના બિલને અપશુકનિયું બિલાડું ગણીને હડધૂત હડધૂત કરે, 'આવી અનાડી હિંદુ પ્રજા, તેમજ હિંદી પ્રજા પણ છે! આ શું? આ પ્રમાણે હાથની આશ્ચર્ય મુદ્રા કરીને સુધારાનું પુછડું પકડીને ઘસડાતા જતા કેટલાક પેપરવાળાઓ અને લેખકો બીચારા લમણે હાથ દેઈને બળાપા કરે છે, કેમકે તેમના ખાલી કે ખ્યાલી મગજ પ્રમાણે, સુધારા (બગાડા) થયા વિના પોલીટિકલ સુધારા માટે પણ હિંદીઓની ના લાયકી રહેવાની! આવી દલીલ કરનારા હિંદના વિરોધીઓના અનુયાયીઓ છે અથવા તો હિંદના ખુદ વિરોધીઓજ છે એમ કહેવામાં કાંઈ વાંધો નથી.

પરન્તુ ઉપર પ્રમાણે લોક પ્રતારણા કરી સુધારક'મન્યનાની ફતેહ કરવામાં અને હિંદુ સનાતન ધર્મનું ખુન કરવામાં નિષ્ફળ નીવડેલા અને ફજેતીને ધાળકે ચડેલા હોવાથી એવા નષ્ટભ્રષ્ટ પક્ષના પાગીઆઓ જાણતા નથી કે હિંદુ પ્રજા પણ એક અનેક યુગોની પ્રાચીનતમ પ્રજા છે, તેથી તેને કાંઈક તો સમજણ હશે. હિંદુ પ્રજા પોતાના ધર્મને અને પોતાના સમાજ બંધારણને ચુસ્ત પણે વળગી રહે છે—તેમાં હિંદુ પ્રજાને પોતાના ધર્મનું મહત્વ અને સત્વ સ્વતઃ સમજાયેલું છે, તે એક પ્રબળ કારણ છે, અને નાયક થઈ આગળ પડનારાઓ તે ધર્મની બાબતમાં અજ્ઞાન અથવા ભ્રાન્ત હોવાથી તેઓને ધર્મની અને સમાજ સંધારણની બાબતમાં હિંદુ પ્રજા કોઠું આપતી નથી. પણ તે નાયકમન્યો જે કાંઈ દેશહિતની રાષ્ટ્રીય ચળવળ કરે છે, તેમાં તેઓને હિંદુ પ્રજા સાવધતાપૂર્વક અનુસરે છે અને તેમનાં વખાણવા યોગ્ય રાષ્ટ્રીય કૃત્યોને તથા વિચારોને વખાણે છે પણ ખરી. વિવિધ કારણોને લીધે બંધાઈ ગયેલા પક્ષપાતથી બગાડકોની અથવા પ્રચ્છન્ન બગાડકોની ભાટાઈ કુટનારા કેટલાક પત્રકારો અને લેખકો ગમે તેવાં નાયકમન્યોના વખાણ કરે અને હિંદુ પ્રજા સામે બડબડાટ કરે, પણ પ્રજા નાયકમન્યોને સર્વાંશે શા માટે અનુસરતી નથી—તે તેઓ સમજતા નથી અથવા સમજે છે તો કહી શકતા નથી. પ્રજા બહુ સારી રીતે જાણી ગઈ છે કે નાયકમન્યો દેશની પ્રજાના રાષ્ટ્રીય હિતના રક્ષણ કે સંપાદન માટેજ નાયકી ધારણ કરી બેઠા નથી પણ પોતપોતાના મનથી માની લીધેલા

એકાદ ધર્તિંગની ટટ્ટેલ ભવરાવવાને એક કે વધારે રાષ્ટ્રીય હિલચાલનો તેઓ આશ્રય કરે છે. વસ્તુતઃ તે નાયકમન્યોને પ્રજાહિતની નિર્વિવાદ રાષ્ટ્રીય પ્રગતિના નાયકોજ નથી–એમ પ્રજા અંતઃપ્રેરણથી બરોબર સમજી ગયેલી હોવાથી નાયકોની પ્રત્યેક ગતિ પ્રત્યે સાવધતાની નજરે જુએ છે; અને પ્રજાની એ અવિશ્વાસતા વ્યાજબી અને ઇશ્વરી પ્રેરણાથી ઉપજેલી છે, એમ રાજનૈતિક રંગભૂમિપર લો૦ બા૦ તિલક, ઓના૦ માલવીય, મી૦ ગાંધી, મીસીસ બિસાન્ટ, શેઠ જમનાદાસ વગેરે પાત્રોની વિવિધ પ્રકારની ભજવણીથી સાબીત થઇ ચુક્યું છે. તેમાં વળી નાયકંમન્યો પ્રજાના ધાર્મિક અને સામાજિક બંધારણોપર દસ્તંદાજી કરવાનો યાળો કરવા જાય ત્યારે પ્રજા પોતાના જીવનભૂત અર્થાત્ હયાતિના મૂળાધારરૂપ ધર્મવ્યૂહ અને સમાજવ્યૂહના રક્ષણ માટે પોતાનું બળ વાપરે અને નાયકંમન્યોની બુદ્ધિ ઠેકાણે લાવવા પોતાની ગર્જના કરે એમાં નવાઇ શી? તેમજ તેમાં ખોટું શું? તેમાં વળી એવા નાયકંમન્યોને ઓઠે રહી, પોતાના સમાજભગાડક મંડલનું ગાડું ગગડાવવા ઇચ્છનાર પત્રકારો અને લેખકોને પ્રજા ગણકારે નહિ તેમાં આશ્ચર્ય શું? પ્રજા ઘણી વાર છેતરાઇ છે અને છેતરાયછે દેશહિત ઉદ્યોગ વિદ્યા કળા અને કેળવણીને નામે ભીખ માગનારાઓએ હિંદુઓના પૈસા એકઠા કરી હિંદુધર્મ અને સમાજબંધનનો નાશ કરવાનાં કારસ્તાન રચેલાં છે તોપણ હજુ દેશને નામે ધન અને જીકારો આપતાં હિંદુ પ્રજા પાછી હઠતી નથી. પણ પ્રજા એટલી તો સાવધ રહે છે કે સર્વમાન્ય એવી રાષ્ટ્રીય બાબતમાં તે નાયકોથી જુદી પડતી નથી, તે બાબતમાં વખાણવા લાયક તેમનાં કૃત્યોનાં ઉદારહૃદયથી વખાણ કરે છે. તેનો ખોટી રીત્યે લાભ લેઇને નાયકંમન્યો અને તેમના મુત્સદ્દીઓ હિંદુ પ્રજાના ધર્મ અને સમાજબંધારણ પર ફરેબ કે બળાત્કાર કરવા જાય છે ત્યારે તેમની પાછળ ચાલતી હિંદુ પ્રજા તરત સાવધ થઇ લાલ નિશાન ઉભું કરે છે; કેમકે નાયકો એ મૂળ સંસારભગાડકો હોઇ તેઓ વસ્તુતઃ સંસારભગાડાના નાયકો છે રાષ્ટ્રીય હિલચાલની નાયકી તો તેમણે પોતાની મૂળ સંસારભગાડની નાયકી સફળ કરવાના હેતુથીજ સ્વીકારી છે–એમ હિંદુસમાજ જાણીજ ગયો છે. પોતાના મૂળ પક્ષને આગળ વધારવાનો હેતુ જેટલા અંશે ઓછો તેટલા અંશે તે લોકનાયક રાજકીય રંગ ભૂમિપર વધારે વિશ્વસનીય ગણાય છે. એ સ્વાભાવિક નિયમને અનુસરીને પ્રજા લો૦ મા૦ તિલકને રાષ્ટ્રીય રંગ ભૂમિપર અધિક વિશ્વાસની નજરે જુએ છે. લો. મા. તિલકને પણ જોકે કેટલાક પ્રકારના મગજના તરંગો છે તો પણ તે તરંગોમાંનો એકે તરંગ જન સમાજ પર પરાણે બેસવાના હેતુથી તેઓ રાષ્ટ્રીય હિલચાલમાં પડયા નથી દેશના રાષ્ટ્રીય હિતના નિખાલસ હેતુથીજ તેમનો પ્રયાસ થયા કરે છે, તેથી તેઓ એ ક્ષેત્રમાં અસાધારણ પ્રતિષ્ઠા પામેલા છે. તેમણે જે દલીલ કરી છે તેનો મોટો ઉપયોગ કરી જે પત્રકારો અને લેખકો હિંદુઓના ધર્મ અને સમાજબંધારણને હચમચાવવા ફરેબ રચે છે, તેમણે જાણવું જોઇએ કે જે સનાતની હિંદુઓ ઉહાપોહ કરવાને સમર્થ છે તેઓ સ્પષ્ટ રીત્યે સમજે છે કે–જ્યાં રાષ્ટ્રીય બાબત વિદેશી અને વિધર્મી અંગ્રેજી પ્રજાને સમજાવવી છે, ત્યાં અંગ્રેજોનો અનુભવ અને બુદ્ધિ જે "જ્ઞાતિસંસ્થા"નાં સ્વરૂપ લક્ષણ ગ્રહણ કરી પણ શકે નહિ, તો પછી તેમની સમજ પ્રમાણેજ 'પ્રતિવાદી તુષ્યતુ" ન્યાયે 'જ્ઞાતિ" સંબંધી વિષયમાં તેઓની અને તેમનું વાનર ચેષ્ટાથી અનુકરણ કરનારાઓની પ્રતિષ્ઠા માની લઇને અને તેની સાથે તે શંકાની અપ્રસ્તુતતા જણાવીને પોતાના બ્રિટિશ શ્રોતાઓના મનમાં પોતાનું વક્તવ્ય ઉતારવાનો પ્રયાસ માત્ર લોકમાન્યે કર્યો છે, તેમણે ત્યાં ઉહાપોહ કરી "જ્ઞાતિસંસ્થા"ની

ઉપયોગિતા કેટલી છે, તેની ઝાડી ધરાધને મીમાંસા કરી નથી કવળી જ્ઞાતિસંસ્થા અને પૂર્વના વર્ણાશ્રમનો વિવેક ત્યાં કર્યો નથી પણ પ્રતિપક્ષીએ ન માનવા લાયકને તેમણે તે પ્રશ્નને સીધી અને લાલ ઇન્ડિયાના લોકોના પ્રશ્નની કંઇમિતિ રૂપ અર્થથી છિન્ન ભિન્ન કરી નાખ્યો છે, અને જ્ઞાતિ સંસ્થાની દેશી રાજ્યો અને બ્રિટિશ ખાલસામાં સાર્વત્રિક સત્તા કબુલ કરી છે. તો એવી સત્તાના મૂળમાં લોક મહત્ત્વના ઉપયોગિતા અને સપ્રમાણતા રહેલીજ હોવી જોઇએ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. માટે લોકમાન્યના પ્રસ્તુત ઉક્તિ 'જ્ઞાતિસંસ્થાનો નાશ કરવાના ઉપદેશ રૂપે જેઓ વાપરો ફરેબ કરવા ઇચ્છતા હોય તેમને "બુદ્ધિ શત્રુ' સિવાય બીજી પદવી ઘટતી નથી ક્રમક (modifications) ફેરફારો સાથે તો 'જાતિસંસ્થા" ને રાખવાનું વલણ લોકમાન્યના કથનમ થી પણ ઉપલબ્ધ થાય છે. વિદ્વાન્ સનાતનીઓ તો આ પ્રમાણે સમજી શકે છે; અને સામાન્ય દલના સનાતનીઓને પોતાના શાસ્ત્ર અને શિષ્ટાચાર પર સુદૃઢ શ્રદ્ધા છે, ધર્મના અગ્રેસરો અને જ્ઞાતિના નાયકો પર દૃઢ વિશ્વાસ છે, એટલે લોકમાન્યને તેઓ રાષ્ટ્રીય ક્ષેત્રમાં ગમે તેટલા માન્ય ગણે છે અને વખાણે છે, તોપણ ધર્મની અને સમાજની બાબતમાં લોકમાન્યને તેઓ એક સામાન્ય મનુષ્ય કરતાં લેશપણ વધારે ગણતા નથી.

પણ લેખકોમાં ખપતા મૂર્ખ અર્દદગ્ધોની વાત તો એક ઓરજ તરહની છે તેઓ જ્યારે આંખની બાબતમાં સાધારણ ડાક્તરની સલાહ પણ ન લેતાં ખાસ આંખનાજ ડાક્તર (નેત્રવૈદ્ય) જેવા ખાસ અભ્યાસીનીજ સલાહ લેવાનો આગ્રહ પ્રદર્શિત કરે છે ત્યારે ધર્મની બાબતમાં તથા સમાજની બાબતમાં તેથી ઉલટીજ રીતિઅખત્યાર કરે છે, ધર્મ અને સમાજના વિષયમાં કુશળ એવા અગ્રેસરોની જ્યાં સલાહ લેવાની છે, ત્યાં આગળ એ લખતા વાંચતા શીખેલા મૂર્ખો મી૦ તિલક વગેરે રાષ્ટ્રીય નાયકોની સલાહ અથવા વાતો તરફ કાન માંડે છે. આમ કરવું એ ક્ષય જેવા વ્યાધિની બાબતમાં ઇજનેરનો અભિપ્રાય લેવા જવા બરોબર છે આવી મુર્ખાઇ એ લેખકો અને પત્રકારો પોતે કરે છે અને બીજાઓને તેવી મુર્ખાઈ કરવાનો ઉપદેશ આપે છે, અને જ્યારે જન સમુદાય તેઓની મુર્ખાઇ ભરેલી વાતોપર લક્ષ આપતો નથી, અથવા તેવી વાતો માનવા ના પાડે છે, અથવા તેઓની સામે થાય છે, ત્યારે દિવાનાની પેઠે અથવા એક નાદાન બચ્ચાની પેઠે પેટ કુટવા મંડી પડે છે ! મી૦ તિલકની રાષ્ટ્રહિતાર્થ થતી પ્રવૃત્તિ માટે આ લેખકને માન છે એ પ્રસિદ્ધ વાતો છે, પણ લો. મા. તિલકનું ગીતારહસ્ય તેને બિલકુલ માન્ય નથી. તેનું કારણ એ કે પૂર્વાચાર્યોએ કરેલો ગીતાર્થ એ સ્વાભાવિક અને પ્રમાણિક છે. અને લો૦ મા૦ તિલકે ગીતાના તત્ત્વજ્ઞાનરૂપ "કપડેકા બજારમે " તેમની રાષ્ટ્રીય પ્રવૃત્તિનું "લકડેકા બજાર' જમાવવાનું કામ કર્યું છે, જે અજ્ઞાન અથવા રાગાન્ધ છે તેમને તો કાચ અને હીરો એક સરખાજ છે; પણ જેઓ અભિજ્ઞ છે તેમને તો એક વિષયના જાણનારનું મત બીજા વિષયના નિર્ણયમા પ્રમાણરૂપ નજ હોઇ શકે એ ખુલ્લું છે હાતની ચુડીઓની ઇચ્છાવાળી સ્ત્રી ચુડગરની દુકાને તપાસ કરશે, પણ કડીઆરાની દુકાને જશે નહિજ. તે પ્રમાણે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાંજ જેઓનું ખાસ કાર્ય ક્ષેત્ર છે, તેવા મોટા માણસો ના તેજમા તણાઇ તેમના અભિપ્રાયને ધર્મના અને સમાજબંધારણના ક્ષેત્રમા ખગ માની લેવાની પ્રવૃત્તિ એ એક અંધશ્રદ્ધાજ છે, એવા અંધશ્રદ્ધાળુ પત્રકારો અને લેખકોની વાતોની હિંદુ પ્રજા દરકારજ ન કરે એ વ્યાજબી છે કેળવણીની જેમને હાનિકારક અસર થએલી છે તેઓ બીજાની અંધશ્રદ્ધાની મશ્કરી કરવા તૈયાર થાય છે, પણ તેમની પોતાની નીચે

રહેલું અંધારૂં તો તેમને દેખાતું પણ નથી. એવા અંધશ્રદ્ધાળુ લેખકો અને પત્રકારોના નિષ્કારણ બળાપાથી કાંઈ વસ્તુસ્થિતિ બદલાતી નથી.

એ અંધશ્રદ્ધાળુ લેખકો અને પત્રકારો બિચારા પોતાના મતના દુરાગ્રહમાં વિભ્રાન્ત બનીને લો૦ બા૦ તિલક વગેરે રાષ્ટ્રીય ક્ષેત્રના નેતાઓની રાષ્ટ્રીય મહત્તાના પ્રકાશમાં બીજાઓને આંજી નાખવાનો પ્રયત્ન કરે છે; પણ તે વખતે તેમને એટલું પણ ભાન નથી રહેતું કે તે તે રાષ્ટ્રીય ક્ષેત્રના નેતાઓની માન્યતા અથવા મહત્તા કે પ્રતિષ્ઠા રાષ્ટ્રીય પ્રવૃત્તિના ક્ષેત્રમાં પણ અમુક મર્યાદાવાળીજ છે, પરંતુ કાંઈ સર્વમાન્ય નથી. પોત પોતાના અનુયાયીઓમાંજ ફક્ત એ નેતાઓના મત માન્ય છે, પણ તે અનુયાયીઓનાં ટોળાંઓમાં જેમ નાયક ભેદ છે તેમ મત ભેદ પણ છેજ. તો પછી એ નેતાઓના મત રાષ્ટ્રીય ક્ષેત્ર બહાર શી રીતે અનુકરણીય ગણાય? એ નેતાઓનો રાષ્ટ્રીય વ્યાપાર છે, છતાં ધાર્મિક અને સામાજીક બાબતોમાં એમણે કરેલી અસંગત બાબતોને આધારે જનસમાજને નાક પકડીને ખેંચવાનો પ્રયત્ન કરનાર છાપાઓ અને લેખકો પોતાના ગજાનો ખ્યાલ કરી શકતા નથી. કેટલાક નેતાઓ પોતાના ક્ષેત્ર બહાર પોતાની રાષ્ટ્રીય મહત્તાનો ગેર ઉપયોગ કરીને પોતાના બગડેલ વિચારોમાં લોકોને ખેંચવા માગે છે; તેઓના આવા દુરાગ્રહમૂલક પ્રયાસનું ફળ-'अव्यापारेषु व्यापारं यः करोति नराधमः स नूनं निधनं याति कीलोत्पाटीव वानरः' ॥ લાકડાં ચીરનારની દેખા દેખી કરી લાકડામાંથી ફાચર ખેંચવાનો વ્યાપાર કરવા જનાર વાંદરો જેમ મરણ પામ્યો હતો, તેજ દશા જે પોતાનું કામ નહિ તે કામમાં માથું મારનાર નેતાઓની થાય એ સ્વાભાવિક છે; અને તેજ પ્રમાણે ઓન૦ પટેલને, દેશભક્ત લાલા લજપતરાયને, મી. ગાંધીને અને લો૦ બા૦ તિલકને તેમના વર્ણાન્તર લગ્ન સંબંધ બિલ અંત્યજ સ્પર્શ અને ગીતારહસ્યની બાબતોમાં કોઈ માન્ય ગણતું નથી અને વિદ્વાનો તથા પ્રતિષ્ઠિત વ્યક્તિઓ અને જ્ઞાતિ સમુદાયો અને જાહેર સભાઓ કઠોર પ્રતિષેધ અથવા વિરોધ કરે છે—એ સ્પષ્ટજ છે. આથી હિંદુ મહાપ્રજાનું દિલ તેઓ પૂર્ણ અંશે મેળવી શકતા નથી એ એક અનિષ્ટ છે.

જો રાષ્ટ્રીય વિષયની ચર્ચાને અત્રે સ્થાન આપવામાં આવે તો નેતાઓની અને તેમના મુત્સદ્દીઓની પ્રવૃત્તિઓમાં કેટલું તકલાદીપણું છે. અને તેઓ પોતાનાજ ક્ષેત્રમાં કેટલાં સ્ખલિતને પામી ચૂક્યા છે. અને તેથી ઇતર ક્ષેત્રમાં માથું મારવાને તેઓ કેટલા અયોગ્ય છે. એ બાબતો આથી પણ વધારે સ્પષ્ટ કરીને બતાવી શકાય તેમ છે. પરંતુ આ માસિક કેવળ ધાર્મિક અને સામાજીક ચર્ચા કરનાર હોવાથી તેટલા પૂરતુંજ વિવેચન લક્ષ્યમાં રહીને કરવામાં આવ્યું છે. આશા છે કે જે લેખકોને અને પત્રકારોને દેશનું ખરૂં હિત પ્રિય હશે તેઓ તેઓના રાષ્ટ્રીય ક્ષેત્રના નેતાઓને ઓલંબે તેઓના ધાર્મિક સામાજીક વિચારોને હિંદુ યા હિંદી પ્રજા ઉપર ઠસાવવાના નિંદ્ય પ્રયત્નથી વેગળા રહેશે. નહિ તો મી. બાપ્ટીસ્ટા જેવા બાહોશ નેતા ખ્રીસ્તી હોવાથી આખી હિંદી પ્રજાએ ખ્રીસ્તી આચાર વિચારને અનુસરવું એવી દલીલ પણ ઉપસ્થિત થાય. કેમકે લોકમાન્ય તિલકની પણ હોમ રૂલ લીગના સહાયક તરીકે મી. બાપ્ટીસ્ટાએ બહુ પ્રશસ્ય દેશસેવા બજાવી છે. સંક્ષેપમાં મારી નમ્ર વિનંતી છે કે—આખ્યાનું કાજળ કપાળે અને કપાળનું કંકુ આંખમાં સમાવવા જેવી દલીલો અને અપીલો કરવી છોડી દેવી એમાંજ વાસ્તવ શ્રેયઃ છે.

સંબંધી.

---

॥ ॐ श्रीँ ऐँ ह्रीँ क्लीँ ॥

॥ ॐ श्रीँ श्रीमद्राज्योतिःपुरुषसिंहाय नमः ॥

# શ્રીમદ્રાજ્યોતિઃ

प्रकाश ६.] श्रावण, कृष्ण १४ संवत १९७५ शके १८४१ सन १९१९ [ किरण १०

## "દશાવિચાર"

પદ ૧૦. રાગ બિલાવર.

(અવધપુરીનો રાજીઓ, રાય દશરથ જો તે–એ રાગ )

શીરે હેશા થઈ દેશની ? વીરા ! કરોરે વિચાર;
દેખાદેખીની શેખી તજી, જુઓ જમે ને ઉધાર. શી રે૦ ૧
મત નથી સુણતા માતા તણો, તજતા પિતાનો પંથ;
આચાર્યને તો ન ઓળખો, ગોખ્યા પરદેશી ગ્રંથ. શી રે૦ ૨
પાયા વિના ઘણુ માળનું, માંડયુ મિથ્યા મંડાણ;
ટકશે નહીં તકલેદીયું, વળશે કચ્ચરઘાણ. શી રે૦ ૩
કરી ન શકયા એક કોટડી, ફિથ્યા ચલવો ચોટ !
કયારે જાગો, તમે કંગલાં ! જુના તોડીને કોટ ? શી રે૦ ૪
પ્રભુતા વિલોકી વિદેશની, આંજ્ય અકલ અંજાય.
ઘરમાં કે બ્હાર સૂઝે નહિ, મિથ્યા બકતા બડાઈ ! શી રે૦ ૫
અવરના રંગથી રીઝિને, ખોતાં પોતાનું પોત;
ખ્યાલ આત્મપરનાં ગ્રહી, મૂર્ખ ! માગો છો મ્હોત. શીરે૦ ૬
સ્નેહિસગાં ને પડોશીનો, તમે પરહર્યો પ્રેમ;
અનાથ-આશ્રમથી સદાં, ખોટાં કુશળ ક્ષેમ. શીરે૦ ૭

પાળો ન વિધવા કુટુંબમાં, કરો વિવિધ વિશ્રામ;
કુશળ નહીં આમ નિપજે, પ્રજા વણસે તમામ. શીરે૦ ૮
ગુરૂ આશ્રમને વિસારીને, ભજતા હાયસ્કૂલ;
કોલેજમાં તજી ધર્મને, વાવતા વિષમૂળ. શીરે૦ ૯
દેશમાં કાર તો લેશ ના, વંઠી જાય વિદેશ;
વિદ્યાને બદલે વેંગમાં, ફસી ફેલાવે કલેશ ! શીરે૦ ૧૦
વેશ ફેશનમાં ફિરંગી છો, ઉર અસુર આવેશ;
નહિ આર્યોમાં ન આંગ્લમાં, ચોળી મુળ પર મેશ. શીરે૦ ૧૧
મુખથી "સ્વદેશી સ્વદેશી"ના, માંડયા મિથ્યા પ્રલાપ;
તનમન વચને વિદેશનાં, લાધ્યાં પાપ અમાપ. શીરે૦ ૧૨
સ્વદેશી માલનું દાખવો, ઉપ્હારથી બારદાન;
તાલ ખ્યાલ પરદેશનાં–તેનું તમને છે તાન, શીરે૦ ૧૩
ભણતર ભુંડું નીવડયું, વંઠી જણતર જોય;
એ ચણતરથી હિંદના, કયાંથી મ્હેલ ચણાય ? શીરે૦ ૧૪
ટકપક મિથ્યા તુમાખની, વટમાં તો વટાલ;
મર્કટને મદિરા પિયે ! તેવો જામ્યો છે તાલ; શીરે૦ ૧૫
સોળે સાન ન આવતી, વીશે વળતો ન વાન;
સંઘવી કહે એહેવાનથી, હિંદમાતા હેરાન. શીરે૦ ૧૬

---

## आपणी स्त्रीओनी उन्नति क्यारे थइ शके ?

---

આ ચાલતા નારીપૂજાના યુગમાં સ્ત્રીઓની ઉન્નતિ ઇષ્ટ કોને ના હોય શકે ? અથવા, આજ કાલ તો જ્યાં ત્યાં તેનાજ પડઘા સંભળાયા કરે છે. ચાલુ જમાનાના લેખો તથા ભાષણો તેનીજ પ્રતિધ્વનિથી ભરપૂર હોય છે. પરન્તુ તેમની વર્ત્તમાન સ્થિતિ જોતાં, ઉન્નતિની દીલ્હી હજી ઘણી દૂર હોય એમ જણાય છે.

પુણ્યનું ફલ મનુષ્ય માત્રને પ્રિય હોય છે, સારા પરિણામની સર્વ કોઇને અપેક્ષા અને આકાંક્ષા સહજજ થાય છે. પરન્તુ તેને માટે આવશ્યક, એવું ઉચિત પુણ્ય આચરણ યથાસ્થિત કરવાની જરૂર કોઇ જોતું નથી. પુણ્ય ફલની અપેક્ષા સાથે, પુણ્ય માટે આવશ્યકીય તપશ્ચર્યાની, પુણ્યોત્પાદક પુરૂષાર્થની તો ઉપેક્ષાજ થાય છે. અનિષ્ટ બીજ વાવ્યાથી શુભ પરિણામ કદીયે સંભવતું નથીજ. કોવચનાં બીજ વાવીને, આમ્રફલ કદિ પણ પ્રાપ્ત કરી શકાશે નહિ.

પરિણામનો વિચાર કર્યા વિના આદરવામાં આવેલી પ્રવૃત્તિ, સફલ થએલી કદીએ કોઇના જોવા, જાણવા કે અનુભવવામાં આવી નથી. સ્ત્રીઓની એકદમ એકાએક તડાકેન

ભૂસકે ઉન્નતિ કરવા ઉદ્યુક્ત થએલા આધુનિક નારીપૂજકોનો મોટો ભાગ સૌન્દર્યસેવકો, ને કામકિંકરોનો હોવાથી, મોહાન્ધ દશામાં વિવેકરહિત બની, દિશાભૂલથી તેઓ અવળે માર્ગે ચઢેલા છે. સારાસારનું ભાન ભૂલી, અકર્તવ્યને કર્તવ્ય માની બેઠા છે.

"सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलांगनाः ।"

એ જગન્માન્ય સામાન્ય નીતિ સિદ્ધાન્તને વીસારી દઈ, સ્વતન્ત્રતાના શિક્ષણથી, મનસ્વીપણાનાં પુરૂષત્વનાં બીજ રોપી, નારીઓને નિર્લજ્જતામાં નિપુણ બનાવવા લાગ્યા છે. સમભાવનો સર્વ પ્રકારે સંચાર કરી, સમાનતાના સિદ્ધાન્તની સર્વત્ર વિજય પતાકા પ્રસરાવવાના હેતુથી, પુરૂષના જેવું સ્ત્રીઓને શિક્ષણ આપવા લાગ્યા છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ એજ તેમનો એક માત્ર આદર્શ હોવાથી, પશ્ચિમીય પદ્ધતિ પુરઃસર શિક્ષણ પ્રણાલિકા રાખી, આચાર વિચાર, રહેણી કરણી, રીતભાત, ફેશન ઈત્યાદિ સર્વ બાબતમાં પ્રમદાઓને પાશ્ચાત્ય પ્રજાનુંજ અનુસરણ અને અનુકરણ કરાવવા લાગ્યા છે. વિલાસવાસના અને સ્વાધીનતાસ્પૃહાની વૃદ્ધિ કરાવી સ્ત્રીજનના એક માત્ર આવશ્યકીય આભૂષણ રૂપ લજ્જાનો ત્યાગ કરાવવા લાગ્યા છે. જન સંમર્દમાં, નટટાઇથી યથેષ્ટ સંચરવા વિહરવા દેવાની અનુકૂલતા કરી આપવા લાગ્યા છે. કિં બહુના ! સ્ત્રીત્વની કતલ કરી, તેમનામાં ઉદ્દામ ઉચ્છૃંખલતાના, પુરૂષત્વનાં બીજ રોપવા લાગ્યા છે. પુરાતન સમયના અસુરો જેમ મોહિનીના રૂપ લાવણ્યમાં મુગ્ધ થઇ જઈ, સર્વ પ્રકારે તેનું સન્માન કરવા તત્પર થઇ ગયા હતા, તેવીજ સ્થિતિ નવશિક્ષિત નારીપૂજકોની સાંપ્રત સમયમાં થઇ પડેલી છે.

કેવળ ભૌતિક દૃષ્ટિથી વિકાર જનિત મોહ મુગ્ધ દશામાં, વિલાસપુત્તલિની સાથે વિલાસના ખેલ ખેલવા, તથા વિવિધ પ્રકારના ભોગની લીલા-ક્રીડા રમવાનાજ ઉદ્દેશથી પ્રેરાઇને, પોતાની શિક્ષિતા વિલાસિનીને વધુ અને વધુ મોહક અને ચિત્તાકર્ષક બનાવવા લાગ્યા છે. આ નારીપૂજકો મ્હોડેથી જોકે સ્ત્રીઓને કહે છે તો દેવી, પરન્તુ વિલાસ-પુત્તલિના જેવુંજ તેમની સાથે વ્યવહાર વર્તન રાખી. ઉદાર ચરિત શાસ્ત્રકારોએ વગર માગ્યે આપેલા દેવીપદ ઉપરથી તેમને પદભ્રષ્ટ કર્યા વિના રહેતા નથી શબ્દો વડે કહે છે દેવી, પરન્તુ વર્તનદ્વારા બનાવે છે શુની! કેમકે 'शुनीमन्वेति श्वा' જેવો જ તેમનો અહોનિશ મોહમુગ્ધ વ્યવહાર હોય છે. કેવળ જડવાદની ભૌતિક દૃષ્ટિએ, ધાર્મિક અને આધ્યાત્મિક દૃષ્ટિનું સ્થાન લીધેલું હોવાથી, પશ્ચિમીય પ્રજાના વિષયલોલુપતા, અને વિલાસવ્યસનપ્રિયતાવાળા વાતાવરણનો ઝેરી ચેપ અહીં પણ ફેલાવા લાગ્યો છે. જેને પરિણામે, વિકારજનિત દુષ્ટ વાસનાની નિત્ય અભિવૃદ્ધિ થતી રહેતી હોવાથી, વ્યભિચાર અને વર્ણસંકરતા એ દેવી પ્રતિમાને દૂષિત કરવા લાગ્યા છે. આ નારીપૂજકોએ નિઃસંદેહ બકરૂં કાઢવા જતાં ઉંટજ પેસાડયું છે. અસલ મુસલમાની હુમલાના ત્રાસને લીધે, અતિ બાલ્યાવસ્થામાં બાલાઓને પરણાવી દેવાની ફરજ પડતી, જેથી તેમને ઉચિત નૈતિક ધાર્મિક શિક્ષણ અપાવું અશક્ય થઇ પડતું. તેને પરિણામે સ્ત્રીઓ અભણ અને અસંસ્કારી રહી જઇ, મિથ્યા કુથલી, પરનિન્દા, કુટુમ્બ કલેશ વગેરેમાં કલહમય જીવન ગાળતી. એ અનર્થનું નિવારણ કરવા જતાં, એથી એ વિપરીત અને વધુ વિષમ અનર્થ ઘુસી ગયો છે. તેમ થવાનું શું કારણ હોવું જોઇએ ? પાતિવ્રત્યશિક્ષણપ્રણાલી તથા સંયમ શિક્ષાનો

અભાવ, એજ ! તો હવે ભૂલ્યાં ત્યાંથી ફરીથી ગણવુંજ પડશે. કેમકે અવશ્ય કરવા યોગ્ય કર્ત્તવ્ય કર્મ કરવાને બદલે અકર્ત્તવ્યને કર્ત્તવ્ય માની, તેનું અનુષ્ઠાન કરનારા વિવેકહીનોનો અવશ્ય અધઃપાતજ થાય છે. પુરાતન ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવા સારૂ, જે આદર્શોનો ફરીથી આશ્રય લેવોજ પડશે, તે આદર્શો પગ પાછાં ફરવુંજ પડશે. અસલ આ દેશમાં સ્ત્રીઓની જે પ્રકારની ઉન્નતિ હતી, તેવી ઉન્નતિ પૃથ્વી પરના કોઇપણ સ્થળે અદ્યાપિ પર્યન્ત નથી થઇ શકી અને થઇ શકશે પણ નહિ. એ પણ એક સમય હતો, કે જે વખતે સંપૂર્ણ જગત્ અવિદ્યાના અંધકારથી છવાઇ ગયું હતું, ત્યારે તમારા આર્યાવર્ત્તના ગૌરવના પ્રકાશનાં પ્રખર કિરણો સર્વત્ર પથરાઇ રહ્યાં હતાં. લીલાવતીએ જે વખતે અક્ષરગણિતનો અદ્વિતીય ગ્રન્થ રચ્યો હતો, મંડન મિશ્રના ધર્મપત્ની સરસ્વતીએ શ્રીમચ્છંકરાચાર્ય મહારાજને પણ શાસ્ત્રાર્થમાં થોડીવાર સપડાવ્યા હતા, ગાર્ગીએ જે વખતે પતિ પાસેથી બ્રહ્મજ્ઞાનની દીક્ષા લીધી હતી, તે વખતે જગત્ માંહિની જાતિ માત્ર જંગલી અવસ્થામાં હીનદીન હાલતમાં જ જણાતી હતી, એ નિર્વિવાદ છે.

સાવિત્રીએ સાક્ષાત્ યમ પાસેથી પોતાના જીવનને અપાવેલું જીવિતદાન, નર્મદાએ કરેલો સર્યોદયનો અવરોધ, શીયળ સાચવતા સીતાજીએ દર્શાવેલી સહનશીલતા, અનસૂયાએ દાખવેલો અદ્ભુત ચમત્કાર, તેમજ નૂતન સમયમાં પણ વિશુદ્ધિ જાળવી રાખવા, રમણીરત્ન રાણકદેવીએ આપેલું આત્મબલિદાન, વીરમતીએ પ્રકટાવેલું અદ્ભુત પરાક્રમ:—એ વૈચિત્ર્ય, એ રહસ્ય યુરોપ જાણતું નથી, સમજવાની યોગ્યતા પણ ધરાવતું નથી, અરે તેને સ્વપ્નમાં પણ એવા આદર્શોનો એવાં રમણી રત્નોનો સાક્ષાત્કાર થવો બહુધા અશક્યજ છે. નથી એ વાત યુરોપના સાહિત્યમાં કેવિતમાં ધર્મમાં કે સમાજમાં. એક માત્ર પતિ સેવાથીજ, પતિવ્રત પાલનના પ્રભાવથીજ તેમનામાં કાંઇક અલૌકિક શક્તિ આવી હતી; જેને પરિણામે તેઓ ઉપર કહેલા ચમત્કાર સામાન્ય અદ્ભુત કાર્યો કરી બતાવી શકયાં હતાં. એ પ્રાચીન સમયનું ગુમાવેલું ગૌરવ પુનઃ પ્રાપ્ત કરી, સ્ત્રીઓને સુગૃહિણી, સુમાતા સન્નારી, કિંબહુના ? આદર્શ આર્યા બનાવી, ઉચ્ચપદ ઉપર પુનઃ આરૂઢ કરાવવા માટે પાતિવ્રત્ય શિક્ષણ પ્રણાલીનો ફરીથી પ્રચાર કરવોજ પડશે. આ કલિકાલમાં બીજાં કઠિણ જપ, તપ, વ્રત આદિ અસાધ્ય નપશ્ચર્યાનાં સાધનો વડે ઉન્નતિ થવી અતિ દુર્ઘટ છે, બહુધા અશક્યજ છે. પરન્તુ પાતિવ્રત ધર્મનું પાલન, તેનું શિક્ષણ સર્વે સરળતાથી સહજ થઇ શકે તેમ છે. ઇશ્વર અનન્ત હોવાથી, એ અનન્તને ક્ષુદ્ર હૃદયપિંજરમાં શી રીતે ધારણ કરી શકાય ? સાન્તને જ ધારણ કરી શકાય. અને તેજ મૂર્તિ—કલ્પના છે. નારીના કોમલ હૃદયમાં બહુ મૂર્તિઓની છાયા સાધનમાં વિઘ્ન ઉત્પન્ન કરે છે, તેથી હિન્દુ સ્ત્રીને બીજાં વ્રત, તપ આદિ અનુષ્ઠાનની ઉપેક્ષાપૂર્વક કેવળ પતિસેવાનીજ ધર્મશાસ્ત્રે આજ્ઞા કરી છે. હિન્દુસ્ત્રીનો દેવતા એક માત્ર તેનો પતિજ છે. દેવતાની સમક્ષ જે પ્રકારે મન, પ્રાણ ભક્તિ ભાવથી અર્પણ કરવામાં આવે છે, તેજ પ્રમાણે સ્ત્રીએ પોતાના પતિ દેવના ચરણ આગળ મન, પ્રાણસમુદાય અર્પણ કરવાનાં છે. મન, વચન અને કર્મવડે તેની અનુકૂળતા સાચવવાની છે. પતિની ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તન રાખવાનો મનમાં વિચાર સરખોયે આવવા દેવો, એ તેને માટે ઉચિત નથી. કાલિદાસજીએ પણ કુમાર સંભવમાં કહ્યું છે કે

• भवन्त्यव्यभिचारिण्यो भर्तुरिष्टे पतिव्रता : ।

પતિનું મન, વચન અને કર્મ વડે વફાદાર રહી, પતિવ્રતા સ્ત્રીઓ ઇષ્ટજ સાધે છે. ભર્તૃહરિએ પત્નીની વ્યાખ્યાજ એવી આપી છે કે પતિનું સર્વ પ્રકારે હિત ઇચ્છે તેનુંજ નામ પત્ની. 'यद्भर्तुरेव हितमिच्छति तत् कलत्रम् ।'

જે ગ્રન્થોમાં ઉક્ત પ્રકારની પતિવ્રત ધર્મની શિક્ષા હોય, એવાંજ પુસ્તકોનો અભ્યાસ તેમને માટે અતિ આવશ્યક છે. એ સિવાયની બીજી બધી શિક્ષા નારીઓને માટે નિરર્થક, નિરૂપયોગી અને નકામી છે અલબત્ત, ઇન્દ્રિયોનો વેગ અતિ બલવાન અને ચંચલ છે. વાસનાના મલિન વિકારો, સંસારના સેંકડો પાપ પ્રલોભનો વગેરેથી સ્ત્રીઓને દૂર રાખી શકાય તોજ વિશુદ્ધિ જળવાઇ રહે. તેટલા માટેજ, સંસારિક જીવનમાં સંયમની ડગલે ડગલે જરૂર પડે છે. દીર્ઘ સાધન યા તપશ્ચર્યા વિના, અર્થાત્ મનોનિગ્રહ કરવાના અભ્યાસ વગર ચિત્તની સમતા સંભવતી નથી. ચિત્તની સમતા જળવાઇ રહે તો જ પુણ્ય ચરિત્ર અક્ષત રહી શકે, વિશુદ્ધિ જળવાઇ રહે. અને દેવીનું કઠોર કર્તવ્ય પાલન સરલતાથી સાંગોપાંગ થઇ શકે. એટલા માટેજ શાસ્ત્રકારોએ પરપુરૂષના મુખ દર્શનનો પણ સ્ત્રીઓને નિષેધ કર્યો છે. પુરૂષને પણ પોતાની સગી મા, બેન કે દીકરી સાથે એકાન્ત સેવવાની મના કરેલી છે. કેમકે ભલભલા વિદ્વાન્ અને ડાહ્યામાં ડાહ્યા મનુષ્યની બુદ્ધિ પણ બલવાન ઇન્દ્રિયોના ચંચલ વેગ આગળ બ્હેર મારી જાય છે. 'પરપુરૂષને અડવું તેનાથી તો મરવું સારૂં.' એ આપણી સતી સ્ત્રીઓની પતિવ્રતની પવિત્ર ભાવના છે. સુંદરીઓની શુરવીરતા શીયળ સાચવવામાં સમાએલી છે. તેવા આપત્તિના પ્રસંગે (બળાત્કાર પૂર્વક હુમલાના પ્રસંગે), અડગ ટેક, તેમજ અસ્ખલિત ધૈર્ય વડે લાજ લુટવા તૈયાર થએલ નરપશુની સામા કેસરીયાં કરી, પ્રાણની આહુતિ આપીને પણ પતિવ્રતા પતિવ્રત જાળવે છે, શીયળનો ભંગ થવા દેતી નથી. એમાંજ તે પોતાના સૌંદર્યની, અને જીવનની સાર્થકતા સમજે છે. જો, શિક્ષણના પ્રતાપથી, આ પ્રાચીન ભાવનાનો પુનઃઉદ્ધાર, પુન પૂર્ણ વિકાસ થાય તથા પતિવ્રત ધર્મનું રહસ્ય યથાસ્થિત સમજી શકાય અને તદનુસાર આગ્રહપૂર્વક વર્તન રાખવા સ્વયમ્ સ્ફૂર્તિ થઇ આવે, તે પ્રકારનુ શિક્ષણ આપી શકાય, તોજ પ્રાચીન સતીઓના જેવુ ગૌરવ પુનઃ પ્રાપ્ત કરી શકાય, અને ત્યારેજ સ્ત્રીઓની વાસ્તવિક ઉન્નતિ, સાધવા લીધેલો શ્રમ સાર્થક થયો છે એમ નિ:શંક કહી શકાય.

પ્રસન્નવદન ઇચ્છિલારામ દીક્ષિત.

---

ॐ

तत्सत्परमात्मने नमः

# पं० वालकृष्णशर्मानो सत्यथी विनिपात.

અખિલ આર્યાવર્તમાં આર્યસમાજના નામથી હવે કોઇ અજ્ઞાત નથી. તેમણે પણ ઘણાં કામ કર્યા છે. તે સર્વમાં જુઠું બોલવા લખવાનું કામ સમાજમાં પ્રથમ પદે રહે છે જેથી તેની પ્રસિદ્ધિ સર્વત્ર છે. આર્યસમાજના પ્રવર્તક સ્વામી દયાનંદજીએ સમાજને માટે દશ નિયમો નક્કી કરી આપ્યા છે તેમાં ચોથો નિયમ એ છે કે " સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઇએ " તથા પાંચમો નિયમ એ છે કે " સર્વકામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવું જોઇએ. " મારી સમજ પ્રમાણે આ નિયમો સર્વ સમાજીઓએ પાળવાજ જોઇએ. પં. બાલકૃષ્ણજી સમાજી પંડિત છે. એટલે તે પણ આ નિયમથી નિબદ્ધજ હોવા જોઇએ. કદી તેઓ પગાર લઇને કામ કરે છે માટે જેમ કોઇ હિન્દુ મહેતાજી મુસલમાનને ત્યાં નામું લખતો હોય તો શેઠનું હિત ઇચ્છી સર્વ કામ કરે પણ ધર્મતો પોતાનોજ પાળે; તેમ પંડિત બાલકૃષ્ણનો ધર્મ જુદો હોય અને પગાર પેટે ભાડુતી કાર્યભારી હોય તો ઉપરના નિયમોનું બંધન તેમને અડે નહિ. પરંતુ બીજી બાબત એ ઉભી થાય છે કે પં. બાલકૃષ્ણ શર્મા વિદ્વાન્ છે એટલે મનમાં હોય તેવુંજ બોલે. મન વાણીનો વ્યભિચાર કરેજ નહિ. તો સ્પષ્ટતા એ થાય છે કે પંડિતમન્ય પેટને ખાતર સમાજી બન્યા છે એટલે પુનઃ ઉક્ત નિયમમાં સપડાય છે. જેથી પગારી પંડિત સમાજી બને છે તો ઉપરના નિયમો ભંગ કરનાર છે એ વાત આ લેખમાં આવે છે એટલે સમાજથી તેમનો વિનિપાત છે. અને પગાર લઇને કામ કરે છે એમ ગણવા જતાં મન વાણીનો વ્યભિચાર ઉભો થઇ અધર્મપાત સિદ્ધ કરે છે. એટલે પં. બાલકૃષ્ણ શર્માજી સમાજને ઘુણાક્ષરન્યાયમાં થી છોડાવા કટિબદ્ધ થયા ત્યાંતો પોતેજ उभयतः पाशारज्जुः એ ન્યાયમાં આવી પડયા અરેરે ! પંડિતજીને તો બકરૂં કાઢવા જતાં ઉંટ પેસી ગયું ખરે જુઠાનો નિભાવ ક્યાં સુધી થાય ! અંતતો પંરાસ્તમો જ આવે છે ! ! !

પ્રાજ્ઞ પુરૂષો ઠીક કહે છે કે—व्रजत्यधःप्रयात्युच्चैर्नरः स्वैरेव चेष्टितैः । अधः कूपस्य खनक ऊर्ध्वं प्रासादकारकः ॥ અર્થઃ-પુરૂષ પોતાની ચેષ્ટાથીજ અધઃગામી ને ઊર્ધ્વગામી થાય છે. દાખલો આપે છે કે, કુવો ખોદનાર નીચે જાય છે અને મહેલ બાંધનાર ઊંચો ચડે છે. તદનુસાર પંડિત બાલકૃષ્ણ શર્માએ પણ તા. ૨૭ જુલાઇ ૧૯૧૯ ના આર્યપ્રકાશમાં यति मुकुन्दाश्रमजी और आर्यसमाज એ નામનો લેખ

પોતાનો વિનિપાત સિદ્ધ કર્યો છે. તેઓ આરંભમાંજ ચાર પાંચ વર્ષ પહેલાં ખેડા જીલ્લાના કરમસદ ગામે થએલા શાસ્ત્રાર્થને યાદ કરી લખે છે કે " બડે આનંદસે ઈસ સૌભાગ્યકા અનુભવ લેનેકે લિયે વહાંકે આર્યસામાજિક મહાશયોંકે આમંત્રણસે પહુંચે. પરંતુ ઉક્ત સૌભાગ્ય ઝટિતિ સમાપ્ત હોકર હમારા દુર્ભાગ્યોદય યહ હુવાકે હમારે કરમસદ

પદ્ઘંચનંકે પૂર્વે હિ યતિ મુકુન્દાશ્રમજી ખંભાત પ્રસ્થાન કર ગયે." પં. બાલકૃષ્ણજીની શા- સ્ત્રીય પંડિતાઈ તો જાણવામાં છેજ, પણ તેમનું જુઠું બોલવાની અને લખવાની પંડિતાઇની ખૂબી તો આજ વિશેષ જાણવામાં આવી. સ્વામી દયાનંદજીનાં વચ- નોને સત્ય કરવાની એટલી તો તેમને તાલાવેલી લાગી છે કે પોતાના વચનની ગમે તેટલી દુર્દશા થાય તેની તેમને પરવા પણ નથી

પંડિતજી ! ચાર પાંચ વરસની વાત પણ ભૂલી ગયા કે ? અરે વિદ્વાન્ તે ભૂલે. જાણી જોઇને ટાટાપટેરની તોપ ફોડી કચરના જેવો વિજય મેળવવા નીકળ્યા છે. તમે તો સમાજના નોકર છો અને અન્ય પંડિત નોકરો ડાયરી રાખે છે જે આર્યપ્રકાશમાં છપાય છે તેની આપને પણ હરોજ. માટે જરા ઉઘાડીને દષ્ટિ ફેરવવા તસ્દી લ્યો એટલે આપ કેવી રીતે પલાયન કરી ગયા છો તે સર્વ યાદ આવશે. ખંડનરૂપ કૂવો ખોદવાથી મગજનો અભાવ લાગતો હોયતો લ્યો હું યાદી આપું કે તા. ૨-૧૧-૧૪ ને સામવારને દિવસ તમો કરમસદ મુકામે કવિ મહાગણીશંકરની મદદે આવ્યા. ત્યાર પછી તા. ૯-૧૧-૧૪ ને દિવસે સનાતનધર્મી મ. જેઠારામપર લખેના પત્રમાં તમારા હસ્તાક્ષર છે. અને કરમસદથી તા ૧૧-૧૧-૧૪ ને રોજ મધ્યસ્થ ( નિર્ણય કરનાર-વ્યવસ્થા રાખનાર નહિ ) નો જ- વબ ન આપી શકયાથી, તમારા આવ્યા પછી રથપાએથી સમાજના ( જેનાં તમે લખો છો કે "વડાકે આર્યસામાજીક મહાશયોકે આમંત્રણમેં." મને લાગે છે કે, સમાજનો વિજય કરી સમાજ સ્થાપનાના વિચારો આપના મનમાં બહુજ ઘોળાતા હોવાથી સ્વપ્નું આવ્યું હશે કે કરમસદસ્થ સામાજિકોનું આમંત્રણ આવ્યું ). અનભિજ્ઞ ( જેને પૂરો પત્ર પણ લખતાં ન આવડે તેવા) પ્રધાનોને માથે તમારાથી ન બન્યું તે ભાર ભરી ચાલ્યા ગયા. ત્યાર બાદ તા. ૧૩-૧૧-૧૪ને દિવસે હું કરસદથી સુરત ગયો જુઓ તમારી ડાયરી પંડિતંમન્ય ! પ્રજ્ઞા હોય તો વિચાર કરો કે પ્રસ્થાન મ. બાલકૃષ્ણ શર્માનું થયું કે યતિમુકુન્દાશ્રમનું ? પણ તમારો દોષ નથી કારણ તમારે સત્યાસત્યનો વિચાર કરી સમા- જના પાંચમા નિયમના પાલનપૂર્વક લખવાનું કામ કયાં કરવું છે ? તમે તો સત્ય એવો સનાતન ધર્મ અને અસત્ય એવો આર્ય સમાજ-કમયથી ભ્રષ્ટ છોજ. તે તમારૂં કાર્ય- જુઠું કાર્યજ લેખબદ્ધ સિદ્ધ કરી બતાવે છે એટલે ભર્તૃહરિનું કથન જ સિદ્ધ થાય છે કે विवेकभ्रष्टानां भवति विनिपात: शतमुख: . વિવેકભ્રષ્ટનો વિનિપાત અધઃપતન શતમુખથી થાય છે. તમારા પણ એજ હાલ છે.

मुखमस्तीति वक्तव्यम्-બોલ્યું છે માટે બોલવું એવોજ સિદ્ધાન્ત આર્યમન્ય બાલકૃષ્ણ શર્મા કરી બેઠા હોય એમ લાગે છે તેજ લેખમા આગળ જઈ લખે છે કે." ગુજરાતી પત્રકી દ્રષ્ટિસેં યતિમુકુન્દાશ્રમજી ભિ વિષ્ણુ ભગવાન કે સોલામ્બાના નહિ તોભિ આના બાધા આના જરૂરહિ અવતાર હે" ગુજરાતી પત્રની આ હકીકત તમે કયા લેખને આધારે જાણી ? અગર ગુજરાતીના અધિપતિના મનમાં મારે માટે વિષ્ણુઅવતારીની ભાવના છે એ તમે તેમના અંતઃકરણમાં પ્રવેશ કરીને કયારે જોઇ આવ્યા ? તે કારણો તો કાંઇ બતાવ્યા નથી ત્યારે વગર બીજે અને વિના પાણીએ આ જુઠાનું ઝાડ તમારા મુખમાંથી શી રીતે બહાર આવ્યું ? ગુજરાતીપત્રે મને વિષ્ણુનો અવતાર કયારે પણ લખ્યો નથી અગર એવો ધ્વનિ થાય એવું લખાણ પણ કર્યું નથી તેતો મને માત્ર યતિ-સંન્યાસી—તરીકે ઓળખે છે. શું પત્રો-

માં લેખ લેવાથી વિષ્ણુ અવતારની માન્યતાનું અનુમાન કરી લેવાય છે? અરે શર્માજી કહેવરાવો છો પંડિત અને તર્કસંગ્રહનું પણ જ્ઞાન છે કે નહિ? અનુમાન વ્યાપ્તિના આધારે થાય છે. એ વ્યાપ્તિને સમજોછોકે? તમારા લખવા ઉપરથી કાંઇ જણાતું નથી કે તમે અનુમાનની રીત સમજતાહો—નહિતો વિષ્ણુઅવતારની વાત લાવોજ નહિ. પણ જુઠું પડે અને તેથી કદાપિ લજ્જા જાય તો તમને શી હરકત છે? છેજ ક્યારે બિચારી શરમ પણ તમારા જેવા શર્માઓ પાસે આવતાં શરમાય છે!!!

અવતારને નહિ માનનારા બાલકૃષ્ણશર્મા અવતારનું પ્રતિપાદન કરી સૂચવે છે કે અવતારોનું કર્તવ્ય ધર્મત્રાણ બતાવી, સમાજ જેવા કટ્ટર શત્રુને આના અર્ધા આના જેટલા અવતારી પુરૂષો પરાસ્ત કરી શકે તેમ નથી તેની સામે તો મોજે મોજાના અવતારી પુરૂષનું કામ છે. પં. બાલકૃષ્ણ શર્મા ઉપરથી આર્યસમાજી છે, ને બડાઇ પણ આર્યસમાજની કરે છે. પરંતુ એતો ખોટું છે, જરા વિચાર કરે તો સમજાય કે સમાજના સિદ્ધાન્તનું બળ કેટલું છે. બીજા દાખલા જવા દઇએ પણ શર્માજીના જાતિ અનુભવના બે દાખલા આપીએ કે પ્રથમ તેઓ ડૉ. કલ્યાણદાસ જે સમાજના પ્રધાન છે તેની સાથે પં. બાલકૃષ્ણજી આવ્યાં હતા. અને શાસ્ત્રાર્થની ધમાલ ચલાવીને મધ્યસ્થની વાત આવતાં ડર લાગ્યો. તે પડતું મુકી ચાલ્યા ગયા. એવોજ પ્રકાર કરમસદમાં બન્યો. स्थालीं पुलाक न्यायथी પંડિતજી સમજી લેશે. કે સમાજીઓને પોતાના સિદ્ધાન્તનો કેટલો વિશ્વાસ છે? તે ઉપરાંત કાંગડી ગુરૂકુલમાં લાલા મુનસીરામજી-વર્તમાન શ્રદ્ધાનંદજીના અધ્યક્ષપણા નીચે શાસ્ત્રાર્થ થયો તેમાં મ. વેદાસંહાર ન્યાયની રીતે હારી ગયા જે વાત અધ્યક્ષે પણ કબુલ કરી હતી છતાં હજુ ગુણકર્મથી વર્ણવ્યવસ્થા સમાજ માને છે તેને શું કરીએ? શાસ્ત્રાર્થમાં તો સામાનો પરાજય સ્પષ્ટ જણાય છે શાસ્ત્રાર્થમાં તો ન્યાય તત્વોને સમજનારાજ નિર્ણય આપી શકે. સામાન્ય જનસમાજ તેમાં સમજી શકે નહિ તેથી હજારો વખત હાર્યા છતાં છીતરામ ભટની પેઠે પોતાનો આગ્રહ ન છોડતાં વ્યર્થ બડાઇઓ કરે તેનું કાંઇ મુખ પકડી શકાતું નથી. બાકી સમાજમાં સત્વ જેવું કાંઇજ નથી.

આગળ વધી "બ્રાહ્મણધર્મ" માસિકમાં મ. ગિરિજાશંકરે લખેલ "યતિ મહારાજ જતો ક્રોધાગ્નિ" એ લેખના જવાબમાં મારા તરફથી લખાએલ "ન્યાયવૃત્તિનું નિરીક્ષણ" એ લેખમાં મેં એક દ્રષ્ટાંત આપ્યું હતું જેનો ઉતારો પં. બાલકૃષ્ણે આર્યપ્રકાશમાં આપેલો છે ને ત્યાર પછી લખે છે કે—" વિષયાન્તર કરકે આર્યસમાજપર કૂદ પડે ". પંડિત મન્યને આર્યપ્રકાશમાં લખવાને કોંઇ નહિ મળ્યું હોય—ત્યારે ગમે ત્યાથી ખોળી કાઢયું. અગર મ. ગિરિજાશંકરભાઇની વતી આવ પરેલ થઈ પટલાઇ કરવા નીકળ્યા હશો. ગમે તેમ હોય એ બાબત સાથે આપણો સમ્બન્ધ આ લેખદ્વારા નથી પરંતુ તેઓ જે લખે છે કે વિષયાન્તર કરી સમાજપર કૂદી પડયા, તે પંડિત વિચાર કરે છે કે ગમે તેમ લખે છે. કોઇ વિષય લખતાં વચ્ચે દ્રષ્ટાંત આપવામાં આવે તેનું નામ વિષયાન્તર કયા રીતે કહેવાય. તે પંડિતજી જણાવશે કે? મેં ત્યાં દ્રષ્ટાંત શબ્દનો ખાસ પ્રયોગ કર્યો છે તે પંડિતજીએ ઉતારોમાં પણ લીધો છે છતા તેને વિષયાન્તર ગણાય થી રીતે? પણ એમને તો લખવું માટે ગમે તે બહાનું ખોળી લખ્યું. ઠીક! માટે તેમને કાંઇક જવાબ આપવો જોઇએ.

મૂર્તિપૂજાના ખંડનમાં સર્વગતા અને દિવ્યોહ્યમૂર્ત વગેરે પ્રમાણો આપી કેટલીએક બાબત લખી છે મૂર્તિપૂજા વગેરેનું મંડન સનાતનીઓ તરફથી ઘણી વખત થએલું છે. અને મૂર્તિપૂજાના મંડનનું પુસ્તક લખનારે તેનું ખંડન કરનારને ઇનામ આપવાનું પણ લખ્યું છે. જો પં. બાલકૃષ્ણ શર્મામાં ખરૂં પાંડિત્ય હોય તો તે ઇનામજ મેળવે જેથી આર્યસમાજની નોકરી કરવી મટે ને પૈસા પણ મળે પરંતુ સત્તા ક્યાં છે ? તેમણે મૂર્તિપૂજાની વિરૂદ્ધ પ્રમાણો આપી પોતાની અજ્ઞાનતાનેજ પ્રદર્શિત કરી છે !! પંડિતજી કાંઈ પ્રકરણના ભેદોને સમજે છે કે ? જ્યાં નિર્ગુણ પરમાત્માની વાત ચાલતી હોય ત્યાં સગુણની વાતો શી રીતે મળે ? પરમાત્માનું નિરાકાર સ્વરૂપ પણ અમોને તો માન્ય છે. અને પંડિતજીનાં પ્રમાણો અક્ષરસ્વરૂપના પ્રતિપાદક છે. તેજ પ્રમાણે त्र्यम्बकं यजामहे सहस्रशीर्षा વગેરે સાકાર પરમાત્માના સ્વરૂપના પ્રતિપાદક પણ વેદ મંત્રો છે તે કેમ ન જોયા ? પક્ષપાતનો પ્રતાપજ એવો છે કે ન્યાયની બાજુમાં ટકવાજ ન દે. શંકરમતની પણ જાણે ખબર હોય તેમ વિવર્તવાદને પરિણામવાદને આગળ કરી મૂર્તિપૂજાને અવૈદિક ઠરાવવાની ચેષ્ટા કરી છે ! ! પંડિતજી શંકર ગુરૂનો તો વિવર્તવાદજ, ને પરિણામવાદજ સાંખ્યનો છે પણ દર્શનોના જ્ઞાન વિના ગમે તે લખો તેથી શું ? કદી દર્શનની વાતો ધ્યાનમાં હોય છતાં જુઠું બોલવાની પડેલી ટેવને લઈ લેખમાં પણ જુઠું લખી જાય છે ! ! એમ ધારીએ તો તે પણ પાંડિત્યની શોભાજ તો ! !

ભાષ્યનું પ્રમાણ આપી અધ્યાસ દૂર કરવાની વાત લખી છે પંડિતજી ! અદ્વૈત સિદ્ધાન્તને ઠીક સમજ્યા હોય તો કોઈ સારા પંડિતને ગુરૂ કરો, તે દ્વારા બરાબર સમજો. પછી લખો તો ઠીક નહિ તો આંધળાના હાથમાં બંદુક આપતાં તે ઘરમાંજ ગોળીબાર કરશે તેવા તમારા હાલ થશે. અધ્યાસ તો ત્યારેજ નિવૃત્ત થાય કે જ્યારે અધિષ્ઠાનનું જ્ઞાન થાય. એ ન થાય ત્યાં સુધી અધ્યાસ બન્યો રહે છે અને અધ્યાસકાળમાં મૂર્તિપૂજાને પણ વેદાન્તની દૃષ્ટિએ અવકાશ છે જે મૂર્તિને તમે જડ સમજોછો તે તમારી જડતાને સિદ્ધ કરે છે. બાકી પરમાત્મા સર્વત્ર વ્યાપક હોવાથી જ્યારે ઉપાસક ધ્યાનદ્વારા બ્રહ્મરૂપ બની જશે ત્યારે મૂર્તિમાં તો શું પણ સંપૂર્ણ વિશ્વમાં રહેલ સામાન્ય ચૈતન્ય, વિશેષ વૃત્તિના જ્ઞાને આવરણનો ભંગ થતાં સચ્ચિદાનંદરૂપેજ પ્રકાશશે. એટલે તમને, જે મૂર્તિના જડત્વની ચિન્તા થાય છે તેને પણ અવકાશ નથી. દોષ તમારી બુદ્ધિનો છે કે બિચારી ભાડાના ભારથી ( નોકર હોવાથી ) ઉત્થાન પામી શકતી નથી. બાકી વિચારવાનોને તો સહજે સમજાય તેમ છે.

મ. બાલકૃષ્ણ શર્માજી જે જે પ્રશ્નો કરે છે તે કોઈ જાતનો નિશો કરીને જાણે કરતા હોય એમ લાગે છે. કે પછી મુર્ખતાથી ગમે તેમ બોલે છે ખરૂં જોતાં તો બંને છે ! પૂછે છે કે " મૂર્તિપૂજા બ્રહ્મજ્ઞાનકા સાધન હોવે તો બતા દેવે " પંડિતમન્ય એમ ધારતા હશે કે આ બાબત એવી પૂછીછે કે જવાબજ નહિ મળે, કદિ મળશે તો મૂર્તિપૂજાનો છેડેછેડજ મળશે ! શર્માજી ! જરી ધીરજ રાખીને સાંભળો. દરેક મનુષ્યના અંતઃકરણમાં મળ, વિક્ષેપ, ને આવરણ એ ત્રણ દોષો હોય છે. તેમાં કર્મ કરવાથી મળની નિવૃત્તિ થાય છે. અને ઉપાસના કરવાથી વિક્ષેપની નિવૃત્તિ થાય છે. ઉપાસના કરવામાં સાધકનું

મન નિરાધાર રહી શકતું નથી માટે આધારની અગત્ય છે, એ મૂર્તિપૂજાનું સ્થાન છે. આર પછીજ પુરુષ જ્ઞાનના સાધનસંપન્ન બનવાનો અધિકારી થાય છે. તો ચિત્તશુદ્ધિ દ્વારા પરંપરાએ મૂર્તિપુજા પણ જ્ઞાનમાં ઉપકારક છે. પરંતુ તમારો તનમનાટ તમને સ્થિરતા પૂર્વક એટલો વિચાર કરવા દે શાનો? તમે પંડિતજી બનીને આર્યોનો વિચારસાગર ગ્રંથ જાણનારો સમજે તેટલું પણ સમજતા નથી અને આવા નકામા પ્રશ્નો પુછો છો!!

વિવર્તવાદની દૃષ્ટિએ મૂર્તિપૂજાનું ખંડન નહિ પણ મંડન થાય છે. જરા આંખ, કાન અને હૃદય ખુલ્લાં રાખીને સાંભળો. વિવર્ત શબ્દનો અર્થ એ છે કે "પોતાનું મૂળ રૂપ બદલ્યા વિના બીજારૂપે દેખાવું." એ રીતે જોતાં મૂર્તિ બ્રહ્મરૂપજ સિદ્ધ થાય છે. કારણ પ્રતિમા-માયાનું કાર્ય છે તે માયા બ્રહ્મનું વિવર્ત છે. એટલે પરમાત્માજ મૂર્તિરૂપે દેખાય છે. વિવર્તવાદમાં વિચારને અવકાશ નહોય તો પછી તમે જે લેખદ્વારા ભાષણ (ભસણ) કરોછો તે પણ નકામું. તે તરફ પણ જોવાની જરૂરજ નથી. ત્યારે તો તમારો લેખ અરણ્યરૂદન કરે, અને કેવળ શૂન્યતાજ બની રહે. પણ એવો વિવર્તવાદ નથી. વેદાન્ત પરિભાષાકાર કહે છે કે ન તુ સંસારદશાયાં બાધ: "યત્રહિ દ્વૈતમિવ ભવતિ તદિતર ઇતરં પશ્યતિ" ઇતિ શ્રુતેઃ। તેમજ દેહાત્મપ્રત્યયો યદ્વત્ પ્રમાણત્વેન કલ્પિતઃ સંસાર દશામાં વ્યવહારના જ્ઞાનનો બાધ નથી. શ્રુતિ પણ કહે છે કે જ્યાં દ્વૈત જેવું થાય છે ત્યાં બીજો બીજાને જુએ છે. તથા દેહમાં આત્મબુદ્ધિ છે ત્યાં સુધી પ્રમાણ વડે કલ્પિત માન્યતા છે, તેથી પણ મૂર્તિપુજાને હાનિ નથી; પરંતુ તમે તો મૂર્તિપૂજા કરતા નથી એટલે તમારો વિક્ષેપ ગયો નથી, જેથી મનની સ્થિરતા નથી એટલે પ્રજાપતિના લગામ વિનાના અશ્વની પેઠે ગમે તેમ આડું અવળું દોડે છે. બાકી તમારા બોલવામાં કશું તથ્ય જેવું નથી.

યથાર્થ વિચાર કરીએ તો મૂર્તિપૂજા, શ્રાદ્ધ, વગેરે બાબતના અનેક પ્રકારથી ધુરંધર સમર્થ પંડિતોએ અનેક વખત ખુલાસા અને શાસ્ત્રાર્થો કરી નાખ્યા છે, માટે તે બાબતનું વિશેષ વિવેચન કર્યું નથી, પણ તમારી ભૂલોની ટુંકી તપાસ લીધી છે. પાછું કે આટલાથી તમને સંતોષ થશે નહી મૃતકશ્રાદ્ધની બાબતમાં તમે મનુસ્મૃતિમાંથી એક બળવાન્ શ્લોક શોધી કાઢયો છે અને એવું જણાવ્યું છે કે આ શ્લોકને કોઇયુક્તિ ટકાવી શકે તેમ છેજ નહિ, તો એ શ્લોકનો વિચાર કરીને આ વિષયને પૂર્ણ કરીશું.

"મરેલાને શ્રાદ્ધ પહોંચતું નથી માટે મૃતક શ્રાદ્ધ ન કરતાં જીવતાનું કરવું એવો સમાજનો સિદ્ધાન્ત છે. અને પં. બાલકૃષ્ણ શર્માએ તેમની, પુષ્ટિ કરવા મનુસ્મૃતિમાંથી એક શ્લોક ટાંકી અડપલું કર્યું છે કે-આ શ્લોક મૃતક શ્રાદ્ધને બરાબર ખંડી શકે છે. તેમાં કોઇ જાતની યુક્તિ વગેરે ચાલતું નથી વગેરે." પંડિત બાલકૃષ્ણ શર્માના આ વિચારો, વાંચનાં અંતઃકરણમાં એમ સ્ફુરે છે કે-પંડિતપ્રવર શર્માજી તો ગમે તેમ લખે છે, પરંતુ આર્યસમાજમાં પણ સર્વે અક્કલના ઓથમીરાજ ભરાયા હશે? તેને પણ એટલો વિચાર નહિ આવતો હોય કે પંડિતજી કેમના ગપ્પાં મારે છે. આ તો "આંધળામાં કાણો રાજ્જો" એ ઉક્તિને ચરિતાર્થ થાય છે.

મનુસ્મૃતિનો શ્લોક આઠમા અધ્યાયનો સતરમો છે તેનીચે મુજબ. "एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः। शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति॥" અર્થ-ધર્મ એકજ સાચો મિત્ર છે કે જે મરણ પછી પણ સાથે આવે છે, ધર્મ સિવાય સ્ત્રી, પુત્ર

મન અને શરીર સર્વેનો સાથેજ નાશ થાય છે. આ શ્લોક રાજધર્મ પ્રકરણમાં વ્યવહાર પરિભાષામાં લખવામાં આવ્યો છે. વ્યવહારનો નિર્ણય કરનાર સભ્યોને સૂચના આપવામાં ઉપયોગ છે કે-તમે ધર્મને અનુસરીનેજ ન્યાય આપજો. ધર્મ સિવાય અન્ય કાંઇ પણ તમારી સાથે આવવાનું નથી. પૈસા વગેરે સર્વ અહિંજ રહેશે. વાચકો, જરા વિચારતો કરો કે આ શ્લોકને શ્રાદ્ધની સાથે સમ્બન્ધ શો ? જ્યાં પ્રકરણાન્તરનીજ વાત છે તેને ઉપાડી-પંડિતંમન્ય શ્રાદ્ધના વિષયમાં ઘડાવે છે આનો લાકડાના બજારમાં કાપડનો ભાવ પૂછવા જેવો તાલ છે ! ! શર્માજી એમ સમજતા હશે કે. કોણ જોવા બેઠું છે, મારો ને ગપ્પાં. "

બીજી રીતે વ્યવહાર દૃષ્ટિથી વિચાર કરીએ તો આ શ્લોક પ્રકરણાન્તરનો છે. છતાં શ્રાદ્ધની સિદ્ધિ તો જરૂર કરી શકે. કેમકે ઉક્ત શ્લોકમાં ધર્મને સાથો મિત્ર ગણેલો છે. મૃતક શ્રાદ્ધ કરવું એ પણ એક ધર્મ છે અને તેનું પુણ્યકર્તાની સાથે જાય છે માટે શ્રાદ્ધ કરવુંજ જોઇએ તકરાર એકજ રહે છે કે તે પહોંચે છે, કે નહિ ? સનાતનધર્મ અને મન્વાદિ ધર્મ શાસ્ત્રપર શ્રદ્ધાવાળાને તો એમાં શંકા છેજ નહિ. કારણકે વિદ્યુદ્દારા સર્વ વિશ્વનો એકત્ર સમ્બન્ધ છે. વાયરલેશમાં સદેશા પહોંચે છે એ હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓએ સિદ્ધ કરી બતાવ્યું છે. કેટલોક કાળ ગયા પછી અગર ચાલના સમયમાંજ કોઇ અનભિજ્ઞ પુરૂષ તેમાં શંકાઓ કરે તો તે હાસ્યને પાત્ર બને છે. તેમ જે જ્ઞાન શાસ્ત્રસિદ્ધ છે તેમાં શંકાઓ કરી પ્રમાણ આપનારાઓ પણ હાસ્યપાત્રજ ઠરે છે. શ્રાદ્ધની બાબતનું સ્પષ્ટીકરણ પણ થઇ ગયુંજ છે. છતાં સમાજીઓ જાણે લજ્જાને ત્યાગી દીધી હોય તેમ એની એ વાતો વારંવાર આગળને આગળ લાવે છે.

નિયોગની બાબતમાં પં. શર્માજી મનુસ્મૃતિ, નારદસ્મૃતિ, પારાશર સ્મૃતિ, મહાભારત, વગેરે પુસ્તકોનાં નામ ગણાવી ગયા છે તેમાં નિયોગ ભર્યો પડયો છે. કદિ પં. બાલકૃષ્ણશર્માની વાત સત્ય માની લઇએ કે તેમાં નિયોગની હકીકત છે. પણ નિયોગનો નિષેધ પણ જણાવે છે. તે પંડિતંમન્ય બાલકૃષ્ણજીની નજરે આવ્યો છે કે નહિ ? તેઓજ જણાવે છે કે સ્વામી દયાનંદજીએ આપત્તિને માટે એ ઉપદેશ કર્યો છે, તેમ આપદ્ ધર્મની વાત સર્વેને લાગુ પાડી શકાય કે ? એનો જેને આપત્તિ આવી હોય તેવા માણસોનેજ લાગુ થાય બીજાને નહિ, સંસારમાં સર્વેને સાથે આપત્તિ કદિ આવતી નથી. એટલે આ વાતમાં પણ પંડિતજી તો સત્યથી પડેલાજ છે.

પંડિતજીની બુદ્ધિમાં પણ બાલિશતાનો પાર નથી. કુંતાના તો મંમન્ત્ર છે. દેવનો ને મનુષ્યનો અશ્લીલ વ્યવહાર બની શકે કે ? વળી એ વાત સમાજી સૃષ્ટિ નિયમથી વિરૂદ્ધ છે. છતાં શા માટે શંકા મારે છે ? મહર્ષિ વ્યાસે નિયોગ કર્યો છે તેની વિધિ મ. બાલકૃષ્ણજી એ વાંચી છે કે એવા અમોઘવીર્ય પુરૂષો આ વિષય પૂર્ણ જમાનામાં છે કે ? દેહાધ્યાસમાં ડુબી ગએલા પુરૂષોમાં એવું ઉગ્ર તપ કરવાનું સામર્થ્ય છે ? વળી એવા પ્રાણની આપત્તિ ક્યાં રાજવંશને આવી પડી છે ? જરા વિચાર શક્તિને કામે લગાડો તો અંતર્ચક્ષુના પાટા છૂટે અને સત્યની ઝાંખી થાય. પણ તે તો કરવું નહિ, અને નકામાં ગપ્પાં મારી કૂવામાં પડી બીજાને પાડવા છે. તે તો આંધળાઓ હશે તે પડશે. પુનર્લગ્નની વાતો પણ આવીજ છે.

સમાજીઓમાં એક એ ચાલ જોવામાં આવે છે કે-જે શાસ્ત્રોને પોતે પ્રમાણ ન માને તેના પણ દાખલા આપે છે. એટલુંજ નહિ. કદિ—કોઇ કહે તો જવાબ આપે છે કે અમે તો તમારી માન્યતા છે માટે આપીએ છીએ. આથી ચડતી અન્ય મૂર્ખાઇ બીજી કઇ હોઇ શકે ? સનાતન ધર્મના સર્વ શાસ્ત્રની વાતોનો સમન્વય સનાતની પંડિતોએ કરેલોજ છે. અને તેની વ્યવસ્થા પણ તે સમજેલાજ છે એટલે એમાં સમાજને માથું મારવાની જરૂર નથી, તે પોતાનું ઘર સંભાળે તો બહુજ છે કારણ જેના સિદ્ધાંતનું કશું ઠેકાણું નથી. મનુસ્મૃતિને માને ખરા. પણ અમુક એટલે પ્રતિકૂલ શ્લોકોને ક્ષેપક ગણે આજ પ્રમાણે સર્વ શાસ્ત્રના કકડા ટુકડા કરીને માને છે. આથી વાત કેવી બને છે. કોઇ પુરૂષે બીજા પુરૂષને પુછ્યું કે આ પુત્ર તમારો છે જવાબ મળ્યો હા પૃચ્છક પુરૂષ પિતા પુત્રને મેળવી કહેવા લાગ્યો મુખાકૃતિ ઉભયની મળે છે. પણ તમારા ને તેના પગ મળતા નથી. માટે મુખ જેટલો પુત્ર તમારો ખરો બાકી પગ તો બીજાના છે ( ક્ષેપક છે). આ પ્રકાર જેવો હાસ્યાસ્પદ છે તેવીજ વાતો સમાજીની છે. એટલે તેમાં કશું તથ્ય નથી વળી દયાનંદજી, તુલસીરામજી, બાલકૃષ્ણજી, વગેરે પંડિતો પણ સનાતનધર્મીઓની પરંપરાથી શીખીને વિદ્વાન્ બન્યા છે. છતા સમજાતું નથી કે નવું ધતીંગ કયાથી ખોળી લાવ્યા છે,

અંતમાં કહેવાનું એજ છે કે, આ બધી વાતો પિષ્ટપેષણ છે એ લખી નકામો વખત કાઢવો યોગ્ય નથી. આટલું એ લખવામાં ઉદ્દેશ એ છે કે-પં. બાલકૃષ્ણજી સમાજી હોઇ સત્ય શોધનાર, બોલનાર અને લખનાર કહેવરાવી સત્યથી કેવી રીતે અને કેટલા ભ્રષ્ટ થાય છે, તે બતાવવા પ્રયત્ન કર્યો છે જે પરથી વાચકો સત્યાસત્ય સમજી લેશે. અને સમજશે કે-પં. બાલકૃષ્ણ તો શું ? યાવત્ આર્યસમાજ આજ ચાલ ચાલનાર છે. ચોરી કરનારને પકડી શકીએ પરંતુ જ્યાં જુઠુંજ બોલાય ને લખાય તેને શું કરીએ? એ તો નજ પકડાય. માટે સમાજની તુચ્છ વાતોની ઉપેક્ષા કરી અત્રેજ સત્ય પક્ષમાં વિરમીશું. ॐ. શાન્તિઃ શાન્તિ શાન્તિઃ

યતિ મુકુન્દાશ્રમ.

# परमहंस परिव्राजकाचार्य जगद्गुरु श्रीशारदापीठाधीश्वर शंकराचार्य श्रीराजराजेश्वराश्रम महाराजनो श्रीआषाढी गुरुपूर्णिमा पर श्रीव्यासपूजन महोत्सव समारंभ.

તા-૧૩-૭-૧૯ના રોજ માધવ બાગમાં સવારે ઉજવાયો હતો વૈદિક વિધિથી વિદ્વાન્ બ્રાહ્મણોએ મુંબાઇની બ્રાહ્મણોની ચોર્યાસી નાતના અગ્રેસરોએ પ્રતિનિધિ કરેલા શ્રીયુત લક્ષ્મીશંકર દેવશંકર ત્રિવેદીને સર્વતોભદ્ર મંડલપૂજનાદિક કરાવ્યાં. પછી આચાર્ય શ્રીએ શ્રીનારાયણથી માંડીને પૂર્વાચાર્ય શ્રી માધવતીર્થ લગી જગદ્ગુરુ પરંપરાનું પૂજનવંદન કર્યું. આ પ્રસંગે મુંબઇ તથા બહાર ગામના પંડિતો અને સદ્ગૃહસ્થોની મોટી

હાજરી હતી. બ્રાહ્મણોની ચોર્યાસી તરફથી ભેટ આચાર્ય શ્રીને ધરાયા પછી સર્વે શિષ્ય સેવકો અને ભક્તો તરફથી આચાર્ય શ્રીને ભેટો ધરવાનું કામ પોતે શ્રી સ્વસ્થાને પધાર્યા પછી પણ રાત્રે મોડા લગી ચાલ્યું યતીશ્વરોએ પોતાશ્રીને વંદના કરી હતી. આ મહોત્સવનું ખર્ચ આરદાન ગલીના અગ્રેસર શેઠીઆઓએ ભક્તિપૂર્વક ઉપાડી લીધું હતું. આચાર્ય શ્રીએ ચોર્યાસીની પાઠશાળાના વિદ્યાર્થીઓને બ્રહ્મભોજન જમાડયું હતું સારસ્વત બ્રાહ્મણ જ્ઞાતિના સદ્‌ગૃહસ્થ શ્રીયુત લીલાધર વાલજી જોશીએ એક રાજચિન્હ છત્ર ભેટ ધર્યું હતું

પૂર્ણિમાના બીજે દિવસે (તા. ૧૪-૭-૧૯) આચાર્યશ્રીને મુકામે વિદ્વત્સભા બોલાવી પંડિતોનો દક્ષિણાસત્કાર ચાર વાગે કરાયો હતો. તે વેળા પંડિતોએ સંસ્કૃતમાં ન્યાયશાસ્ત્ર સંબંધી ચર્ચા ચલાવી હતી.

તે પછી સાંજે પાંચ વાગે માધવબાગમાં આચાર્ય શ્રી પ્રમુખાસને બિરાજ્યા પછી પં. કાર્તાન્તિકજી, પં. વૃદ્ધિચંદ્રજી, મુંબઈની બ્રાહ્મણોની ચોગથી જ્ઞાતિની સંસ્થાના સેક્રેટરી શ્રી માણેકલાલ સૂર્યરામ, અમદાવાદની બ્રાહ્મણોની ચોર્યાસી જ્ઞાતિના શેઠ શ્રી ગોવિંદલાલ રામશંકર જાનિ, બ્રા. વા. વસંતરામ, નડીઆદની હિંદુ યુનિવર્સિટીના પડ્દર્શનના પ્રોફેસર પં. પદ્મનાભજી વગેરેએ સનાતન ધર્મ સંબંધે વ્યાખ્યાનો કર્યા

તેમા શ્રી વસંતરામ શાસ્ત્રીએ કહ્યું કે–ધર્મ ઉપર થતા અનભિજ્ઞ નવ શિક્ષિતોના આક્ષેપો સામે શાસ્ત્રીઓએ તૈયાર થવું જોઇએ. ધન લોભ અને પ્રમાદને દૂર કરી ચાલુ ચર્ચાઓથી માહિતગાર થઇ ધર્મરક્ષા માટે સદા સજ્જ રહેવું એ બ્રાહ્મણો અને આચાર્યોની ફરજ છે. અસ્પૃશ્યસ્પર્શની અને વર્ણસંકરતાની સામે આપણા જગદ્‌ગુરુ શ્રી રાજરાજેશ્વરાશ્રમે તે ફરજ સારી રીતે બજાવી છે અને જનહિત માટે પણ સારા પ્રયત્નો કર્યા છે. મુંબઇના શાસ્ત્રીઓએ આચાર્યશ્રીને અભિનંદનપત્ર આપી કૃતજ્ઞતા દર્શાવવા સંકલ્પ કર્યો છે આચાર્યશ્રીના ઋણમાંથી આપણે કદીએ મુક્ત થઇએ તેમ નથી, પણ તેઓશ્રીના જ્વલંત ધર્મશિક્ષણાચાર અને ચારિત્ર્યબલનું સર્વે વિદ્વાનોએ અનુકરણ કરવું ખાસ જરૂરનું છે.

આજના પ્રધાન વક્તા કાશીનિવાસી પં. શ્રી પદ્મનાભજી એ વ્યાખ્યાન કર્યું હતું. તે લાંબું અને કાંઇક ક્ષોભ ઉપજાવે તેવું હોવા છતાં સનાતન ધર્મની હાલની ચિન્તાજનક સ્થિતિ સંબંધે મનન કરવા યોગ્ય કેટલીક બાબતોપર નવું અજવાળું નાખે છે તેનો સંક્ષેપ –

જમાનો એવો આવ્યો છે કે સીખોના ગુરુ ગોવિંદસિંહજીએ દુર્ગાદેવીને ભોગ આપવાના નિમિત્તે કરેલી પરીક્ષામાં પાસ થાય તેવા વીર નરોની હાલ સનાતન ધર્મરક્ષણ માટે જરૂર છે જુના પંડિતોમાં નિર્ધનતા વગેરે કારણોથી કાયરતા, વક્તૃત્વનો અભાવ વગેરે ખામીઓ આવી ગઈ છે. તેઓ જમાના પ્રમાણે દેશ અને ધર્મની ઉન્નતિ કરી શકે તેમ તો નથી, પણ યુરોપીઅનોને પણ ભણતા મુશ્કેલ પડે છે તેવા આકર ગ્રન્થો જુના પંડિતોજ સરલસ્ય સમજે છે. આચાર્યોનું કામ છે કે તેઓને આશ્રય આપી શાસ્ત્રની અને ધર્મની રક્ષા કરવી મૂળ આચાર્યો તે કરતા હતા, પણ પાછળથી થનારા તેમના પુત્રો અને શિષ્યો હાલ ઓરંજ રંગપર છે. સનાતન ધર્મ તે વર્ણાશ્રમ ધર્મ છે, અને વર્ણાશ્રમ ધર્મ તે સનાતન ધર્મ છે પણ હાલની કેળવણી અને શુષ્ક અદ્વૈતવાદ વેદાન્તિઓથી શાસ્ત્ર અને ધર્મનાં મૂળ ખોદાતાં જાય છે સનાતન ધર્મની ભારત ધર્મ મહામંડળ જેવી સભાઓ થાય છે. પણ તેથી શાસ્ત્ર અને ધર્મ બચાવી શકાતાં નથી. નાયકો પણ, તેણાજ લાભ

ખ્યાતિ પૂજાના ઘરાકો છે. પોલીસીને નામે તેઓ મનમાનતી બાજી ખેલે છે. જ્યારે આવી સભાઓ અને નાયકો ન હતા ત્યારે રાજા રામમોહનરાય જેવા ભયંકર સુધારકમન્ત્રોની સામે વાદ કરી તેમને હરાવનાર પંડિતો થતા હતા. પણ હાલની સભાઓ પલ્લવગ્રાહી પંડિતો અને ધર્મની બાબતોમાં છુટછાટ સિવાય બીજું કોઈ ફળ ઉપજાવી શકતી નથી આ પ્રત્યક્ષ અનુભવ છે. તેઓ સમ્મદર્શન જેવા નવાં પાખંડો ઉભાં કરે છે. પોલીસીને નામે દૈવત ઐક્યમાની છળ અને ધર્મસંહાર ચાલે છે.

મૂળ આધારરૂપ શ્રીશંકરાચાર્યનાં પીઠોની પણ દશા જુઓ—શૃંગેરી પીઠપર એક બાળક છે, અને ત્યાંના પંડિતો ધણીધોરી થઈ પડ્યા છે, તેઓ ગમે તેવા મતો આપે છે અને મ્હોર સિક્કા કરી આપે છે. ગોવર્ધન પીઠના આચાર્ય મધુસૂદન તીર્થને વિદ્યાર્થી હતા ત્યારથી હું ઓળખું છું. ગાદીપર આવ્યા ત્યારે તે પીઠ નિર્ધનતામાં ડુબેલી હતી. પણ નસીબજોગે તે મઠની આવક કાંઈક હવે ઠીક થઈ છે; અને ના. માધવરાવજી હિંદુ સભા જેવી સભાઓને શણગારવી હોય ત્યારે તેમને પ્રમુખ વગેરે બનાવે છે, તેથી કાંઈ પ્રતિષ્ઠા પણ પામ્યા છે. પણ તેમનાથી કાંઈ ધર્મ અને શાસ્ત્રનો ઉદ્ધાર થાય તેમ નથી. ધન અને પ્રતિષ્ઠાલોભ એ ધર્મરક્ષાનાં વિઘાતક છે. હવે ચોથું રહ્યું શારદા પીઠ. તેના તો હાલ ત્રણ આચાર્ય થયા છે. એક તો ગાયકવાડે બનાવેલ સ્વામી શાન્તાનંદ. તેને તો કાશીના પંડિતોની સભાએ અયોગ્ય ઠરાવેલા છે, અને અત્રે લોકો પણ માનતા નથી. હવે આ પ્રમુખ મહારાજ અને ત્રિવિક્રમતીર્થ સ્વામી બને રહ્યા. ત્રિવિક્રમતીર્થ શ્રીમાધવતીર્થજીની હિંદુ યુનિવર્સિટીના એક સમારંભ વખતે બનારસ આવ્યા હતા. મને જ્ઞાનાનંદ પાસે લઈ ગયા, ત્યાં જ્ઞાનાનંદ ઉચ્ચ આસને બેઠા હતા. તેનાથી નીચે પોતે શંકરાચાર્ય બન્યા છતાં બેઠા અને મને પણ એમ બેસાડ્યો, આવી સુશ્રૂષા કરીને શ્રીહાથીભાઈ શાસ્ત્રી અને શ્રીમાધવરાવજી વગેરેની મદદથી કેટલાક પંડિતોની સહાયથી શંકરાચાર્ય તરીકે યોગ્યતા બતાવવાનું સાધન કર્યું. શ્રીહાથીભાઈ શાસ્ત્રીએ પંડિતોને એવું કહ્યું કે આ પ્રમુખ મહારાજને તો જુના કારભારી રા. રા. કેશવલાલ મગનલાલે જે સાંજે શ્રીમાધવતીર્થ સમાધિસ્થ થયા તે રાતમાં ને રાતમાં સંન્યાસી બનાવી ગાદીએ બેસાડી દીધા. શાસ્ત્ર પ્રમાણે રાત્રે સંન્યાસ લેવાય નહિ. વળી કાશીના શાસ્ત્રીઓ આગળ ત્રિવિક્રમતીર્થની હાથીભાઈએ પ્રશંસા કરી, ગોવર્ધનમઠના શંકરાચાર્યે તેમને શંકરાચાર્ય બનાવ્યા. એથી કાશીના કેટલાક પંડિતોએ તેમના ખરીતાપર સહીઓ આપી. પણ પાછળથી જ્યારે રા. રા. પોપટલાલ જયકૃષ્ણે જાહેર પત્રો છપાવી ત્રિવિક્રમતીર્થની યોગ્યતા વિષે દૂષણો બતાવ્યાં, ત્યારે અમને કાશીના પંડિતોને શક પડ્યો. તેના ખુલાસામાં ત્રિવિક્રમતીર્થ અને તેમને પડખે રહેલાઓ એમ કહે છે કે રા. રા પોપટલાલે દ્વેષથી એ પત્રો છપાવ્યાં છે. આ વિષે મેં ગુજરાત કાઠિયાવાડમાં ફરી તપાસ કરી તો આ પ્રાંતની ચૌદ પંદર આની પ્રજા આ શ્રીરાજરાજેશ્વરાશ્રમને માને છે, અને ત્રિવિક્રમતીર્થને એક બે આની કરતાં વધારે પ્રજા જાણતી પણ નથી. કાશીના પંડિતોને જણાવવાને હવે મારે બે ખુલાસા તમારી પાસેથી પૂછવા છે. એક તો શ્રીમાધવતીર્થ મહારાજ સમાધિસ્થ થયા તે રાતમાં ને રાતમાં આ શ્રીરાજેશ્વરાશ્રમ મહારાજને જુના કારભારી રા. રા કેશવલાલે સંન્યાસ લેવરાવી ગાદીએ બેસાર્યા એ વાત ખરી છે? બીજું એ કે જે દૂષણો જાહેર પત્રોમાં રા. પોપટલાલે ત્રિવિક્રમતીર્થનાં છપાવ્યાં છે તે દ્વેષથી લખેલાં છે કે સાચાં છે?

પંડિતજી શ્રીપદ્મનાભજી બીજા વિષયપર જાય છે એમ જણાતાં આચાર્યશ્રીએ કહ્યું કે-આજે તો સનાતન ધર્મનો વિષય છે. તમને શંકા હોય તો તેના ખુલાસા તમારે ખાનગી મેળવવા જોઇએ. વક્તાએ કહ્યું.-મારા પ્રશ્નો વિષયાન્તર જેવા જણાય છે, પણ ખરૂ જોતાં આ બે પ્રશ્નો સનાતન ધર્મના રક્ષક સમંધી છે, માટે તે ખુલાસા મારે હાલ અહીંજ જોઇએ, કાલે મારે બનારસ જવું છે.

આ બોલવું ચાલતું હતું તેવામાં શ્રીત્રિવિક્રમતીર્થનું મુંબાઇમાં સ્વાગત કરનાર નગીનજરવાળા શ્રીસત્યનારાયણના મંદિરના પુરાણી હરિશંકર સભા વચ્ચે બોલી ઉઠ્યા કે આ પ્રશ્નોનો નિર્ણય આ સભામાજ થવો જોઇએ, ખાનગી નહીં.

ત્યાર બાદ શ્રીયુત સબવીજી ધર્મ, શાસ્ત્ર અને જુના શાસ્ત્રીઓના બચાવમાં બોલ્યા અને તેમણે પ્રોત્સાહનના વચનો કહ્યા, તથા મક્કમપણે જણાવ્યું કે પ્રમુખ મહારાજ સર્વથા યથાર્થ આચાર્ય છે, અને શ્રીપદ્મનાભ શાસ્ત્રીજીએ વર્ણવી છે તેવી સ્થિતિમાંથી શ્રી શાસ્ત્રપીઠોનો ઉદ્ધાર કરવા થયેલા શ્રી આદ્ય શંકરાચાર્યના અવતાર રૂપ એઓ શ્રીને માનું છું. પછી જુના કાગસારી રા. કેશરલાલે દલનાથી જણાવ્યું કે કાશીના પંડિતો આગળ હાથીભાઇ શાસ્ત્રી જે બોલ્યા છે તે તદન જુદું છે વગેરે, અને રા. રા. પોપટલાલે સચોટરીતે કહ્યું કે-ત્રિવિક્રમતીર્થ વિરૂદ્ધ જે હકીકતો મે જાહેરપત્રિકામાં છાપવી છે, તે ખરેખરી છે, અને લોકહિતાર્થ હોઇ સત્યની ખાતર મે છપાવી છે તેમાં લેશ પણ દ્વેષ નથી.

બાદ આયુર્વેદ મહામહોપાધ્યાય પં. નારાયણદત્તે દલીલ અને વિદ્વત્તાપૂર્વક જણાવ્યું કે હાથીભાઇ શાસ્ત્રી પુનરાવૃત્તિવાળી યુક્તિ બનાવનાર છે, એમના કહેવા ઉપરથી કાશીના પંડિતોએ માની લીધું, એ કાશીની પ્રતિષ્ઠા માટે શોભારૂપ નથી શ્રીમાધવતીર્થ મહારાજ સમાધિસ્થ થયા પછી આશરે દશ માસે શ્રીરાજરાજેશ્વરાશ્રમનો પટ્ટાભિષેક થયો, અને તેની નિમંત્રણપત્રિકામાં મારી તેમજ બીજા વિદ્વાનો અને સદ્ગૃહસ્થોની સહીઓ છે. રાત્રે સંન્યાસ લીધો વગેરે શાસ્ત્રી હાથીભાઇનું કહેવું તદન જુદું છે

પછી કચ્છ માંડવીના માજી પોલીસ હેડ કોન્સ્ટેબલ રા. મુળચંદ્ર શર્માએ જણાવ્યું કે, કચ્છમાં સિધગિરજીની પાઠશાળામાંથી તથા જૈનોની પાઠશાળામાંથી લજ્જાસ્પદ ગંભીર આરોપો આવવાથી ત્રિવિક્રમતીર્થને દૂર કરવામાં આવ્યા હતા.

બાદ પ્રમુખ આચાર્યશ્રીએ આપણા નામદાર શાહનશાહને યશસ્વી સુલેહ માટે આશીર્વાદાત્મક અભિનંદન મોકલવામાં આવશે તથા તેમાં ધાર્મિક અને સામાજિક બાબતોમાં અંત્યજસ્પર્શ અને પટેલ બીલ જેવી દરમ્યાનગીરી ન કરવામાં આવે તેવી કાયમ વ્યવસ્થા માટે માગણી કરવામાં આવશે, એમ જાહેર કર્યું હતુ.

ત્યાર બાદ શ્રીયુત સબવીએ શ્રીનારાયણદત્તજી તથા શ્રી પદ્મનાભજી વચ્ચે થયેલા મતભેદનું સાન્ત્વન કર્યું હતું અને આચાર્યશ્રીની જય બોલાવી સભા બરખાસ્ત થઇ હતી.

તા. ૨૦ તથા ૨૭ મી જુનાઇ સને ૧૯૧૯ ના ગુજરાતી ઉપરથી.



## ધણી શ્રી સનાતન ધર્મનો ત્યાં લગી મદદ કરશે નહિ.

ઘટમાથી જ્યાં લગિ 'ગાંધી' ઉચ્છેદક વરસુ ઉત્સાહદે,
અસ્પર્શતોને આપ ખુદિથી સ્પર્શવાની, સલાહ દે,
કળિના કૃતાકંત વાદ એ, વચનેથિ વિસરશે નહીં,
ધણી શ્રીસનાતન ધર્મનો ત્યા લગી મદદ કરશે નહીં.

પોતે મહાત્માપદ ધરી, શુધ્ધિ શાસ્ત્ર નવ ગણકારતા,
ઉગતી પ્રજાના અંતરે, નિર્મર્યાદતા નિર્માવતા;
ભગીરથ પ્રયત્નિ બ્રાહ્મણોની, સન્ગ ગમ ધરશે નહીં,
ધણી શ્રીસનાતન ધર્મનો ત્યા લગી મદદ કરશે નહીં.

હદ છે હરેક ક્રિયા તણી, હઠ કેરી પણ હદ તેમ છે,
મર્દાનગી ધરી મચતવી, પણ જ્યા લગી તન ક્ષેમ છે;
મરણુ અભીપ્સિત કાજ ત્યાં, કુટિલાઇ દુર કરશે નહીં,
ધણી શ્રી સનાતન ધર્મનો ત્યા લગી મદદ કરશે નહીં,

હિલચાલ હિન્દ સ્વરાજની, દિલ ચ્હાય સૌ દિન રાતની,
પણ ધર્મ વિણ ત્રણુ લોકના, કશી નહિ સમૃદ્ધિ કામની,
આ ધર્મ પુણ્ય પ્રયત્ન સૈ, એ સૂત્ર અનુસરશે નહીં,
ધણી શ્રી સનાતન ધર્મનો ત્યા લગી મદદ કરશે નહીં.

અતિશય ગિતથી ગૌરવી, ઇજ્જતનું ઉર અભિમાન છે,
નિજ માન્યતાને જગ જગે, વર્તાવવા ઉર તાન છે,
આ લોકની મોટાઇ તજી, ગત ધર્મ ગમ ધરશે નહીં;
ધણી શ્રી સનાતન ધર્મનો ત્યા લગી મદદ કરશે નહીં.

આ સ્વલ્પ પણ શ્રદ્ધાભર્યા, પૂર જોશમાં પુરૂષો વહે,
કવિ ભાઇશંકર જો કહે, જન નાયકો નહી તે ગ્રહે,
તો ખાલી દળ ખુમારીના, વલખા ભર્યે વળશે નહીં,
ધણી શ્રી સનાતન ધર્મનો ત્યા લગી મદદ કરશે નહીં. ૬

કવિ ભાઇશંકરજી વિદ્યાગમ પંડિત સનાતન ધર્મોપદેશક મંડળ મુંબાઇ. )

# " अकलहीनोनी उच्छृंखलता."

### સવૈયા એકત્રીશા.

કળિયુગ જગમાં વ્યાપિ રહ્યો છે, અધર્મી જન પ્રકટ્યાં છે આજ,
કર્મતણો કે મર્મ ન જાણે, ધર્મતણી નવ ધારે દાઝ.
પૂર્વજન્મથી વર્ણાશ્રમના, બંધાયા છે જેજે ધર્મ,
થયા તોડવા ઉભા આજે, કરે હાય ! આ કેવાં કર્મ !! ૧
સુધારકોનું એમ કથન છે, " ધરો નહિં કૈં જાતિ ભેદ, "
" હિંદમહીંથી વર્ણાશ્રમના, બંધારણનો કરવો છેદ; "
" બ્રાહ્મણની કન્યા પરણાવો, ઢેડાને જન ! તજી વિવેક, "
" અધર્મ જગમાં ભલે વ્યાપતો, ટેંવું મત્ય અમારૂં છેક. " ૨
નીચ જાતિથી કેવાં પેદા થાવાના ઉત્તમ સંતાન ?!
બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય ભૂલોછો, ભવિષ્યનું એ સર્વે ભાન,
નીચ જાતિથી ઉત્તમ કો દિ, પેદા સંતાનો ન કરાય,
અરે ! કદિ શું બાવળવૃક્ષે, અમ્રતણાં ફળ પેદા થાય ? ૩
તીવ્રતપોબળથી ત્રિભુવનમા, વિચરતા નર જે મતિમાન,
સર્વ જાતિઓ એક બનાવા, હતા વળી બહુ સત્તાવાન;
ચાર વેદને ષડશાસ્ત્રોનો, સમજી શકતા જેઓ ભેદ,
તત્પર તેઓ કોંદિ થયા નહીં વર્ણાશ્રમનો કરવા છેદ. ૪
સુધારકોએ સંસાર વાળ્યો, દેશ કરી દીધો ઉજાડ,
અરે ! દેશની દશા નિરખતાં, કેમ ન હૃદયે ઉઠે ઝવાળ ?
ભરત ભૂમિનો ઉદય થવાને, શોધે નવ હુન્નર ઉદ્યોગ;
ધર્મદ્રોહના કાર્યો કરવાં, તદપિ હૃદયે લાગે યોગ્ય. ૫
ઇશ્વર ! એવા જનના દિલથી, ભ્રષ્ટ ભાવના દૂર ન્હસાડ,
સુબુદ્ધિ અર્પી હૃદય તેમને, ધર્મતણા અંકુર ઉગાડ;
ધર્મદ્રોહી રૂપ રાક્ષસથી, જગપતિ ! સર્વજાતિ ઉગાર;
પરમાનંદતણી આ વિનતિ, પરમકૃપાળુ દિલમાં ધાર. ૬

કવિ પરમાનંદ મણિશંકર ભટ્ટ.

# सत्याग्रह पर सिंहावलोकन।

( અનુસંધાન—વૈશાખ માસના પૃષ્ઠ ૨૦૦ મેથી. )

શ્રી ગાંધી પોતેજ સત્યાગ્રહનો સિદ્ધાન્ત સમજતા નથી, તેનું મુખ્ય કારણ તો એજ છે કે તેમનો સત્યાગ્રહ દેખાદેખી માત્રનો છે. તેમણે યુરોપીય પેસિવરિઝીસ્ટન્સ એટલે અક્રિય પ્રતિકારના સિદ્ધાન્તની નકલ માત્ર કરી સત્યાગ્રહનો ઝુંડો ખડો કર્યો છે, પણ શ્રી ગાંધી દરેક બાબતને ગાંધીશાહી રૂપ અથવા આકાર આપવાને તે બાબતમાં કાંઈક કાંઈક પોતાનો નોખોજ રંગ ચઢાવવાનું હમેશ રાખે છે, તે પ્રમાણે તેમણે અક્રિય પ્રતિકારમાં પણ કાંઈક બીજા ત્રીજા ખ્યાલો પોતાના તરંગ પ્રમાણે પોઇને આ સત્યાગ્રહની મહાત્માશાહી માજમ અથવા ફકીરી ફાકી બનાવી. એમના સત્યાગ્રહના તત્વોનો નિયત ખ્યાલ શ્રી ગાંધીનેજ નહોતો, અને હજુ પણ નથી એમ તેમનો અને તેમના સત્યાગ્રહના ઇતિહાસનો વિચાર કરતાં જણાઈ આવે તેમ છે પરન્તુ પોતાના મહિમાની સાર્વભૌમના આભાસવાળી મસ્તીમાં શ્રી. ગાંધીને અને તેમના અનુયાયીઓને શ્રી ગાંધીની આ ભૂલ સમજાતી નહોતી. તેમની આ ભૂલ તેમને કોઈ દર્શાવનાર નહોતું એમ નહિ. પંજાબમાં મશીનગનનો ઉપયોગ થયો, કિંવા દેખાડો થયો, તેના સમાચાર અમદાવાદમાં આવ્યા પછી તેમજ અમદાવાદમાં સત્યાગ્રહનું આડંબર ભરેલું સરઘસ નીકળ્યા પછી બીજે દિવસે સવારમાં શ્રીરામનવમીને દિવસે શ્રી સાબરમતી ગંગાના વિશાળ તટપર મળેલી સ્વદેશી હિલચાલ સંબંધી સભામાં મારા ભાષણમાં મેં સત્યાગ્રહમાં રહેલા 'કાયદો તોડવાના તત્વ" તરફ તે સભાનું ધ્યાન ખેંચી તેથી દૂર રહેવાને માટે ખુલ્લા શબ્દોમાં જણાવ્યું હતું કે—"તમો સઉ ભાઈઓ ચાહે તો 'સ્વદેશી' કરો કે ચાહે તો તેથી પણ વધારે પ્રબળ એવો એકલા ઇંગ્રેજી માલનો 'બોયકોટ' કરો તો તેથી તમો આપણી માગણીઓ અને લાગણીઓ તરફ આપણા રાજ્યકર્તાઓનું ધ્યાન ખેંચી લાવવાને સમર્થ થશો, અને સરકારના ઘરમાં હજારો મશીનગનો હશે તોપણ તે તમારી સામી આવી તમને નુકશાન કરી શકશે નહિ." મારી આ સૂચના મેં ગાંધીશાહી દુરાગ્રહો અને ગેરસમજુતો પર બિલકુલ હુમલાના દેખાવ વિના કરી હતી, તો પણ ગાંધીશાહીની બોલબાલા કરાવવાની યોજના પ્રમાણે તે સભાના પ્રમુખ સાહેબ શ્રી વલ્લભભાઈ પટેલ બેરિસ્ટર એટલે—એમણે મારા સદરહુ સભ્ય સૂચનનું પણ પોતાના ઉપસંહારમાં એ પ્રમાણે ઉત્તર કર્યું કે—'મહાત્મા ગાંધીજી હજી સ્વદેશી હિલચાલનું સ્વરૂપ બાંધે છે તે બંધાઈ રહે ત્યાં લગી સ્વદેશીનું કામ મુલતવી રાખીએ છીએ અને બોયકોટમાં દ્વેષનો ભાવ રહેલો છે, અને મહાત્મા ગાંધીજી તો પોતાના દરેક હિલચાલને પ્રેમ પરજ ચલાવવા માગે છે" આ પ્રમાણે ગાંધીશાહીનો મહિમાવર્ધક ઉત્તર કેવળ પોતાને ડંકો ઘુરૂવાનો અને સાધુતાનો દોઢો દાવો તથા દાનેશમંદીનો કૂપટ દાવો કરવા જેવો હતો. તે છતાં પણ પ્રમુખના બોલ્યા પછી બોલવું એ ઠીક નહિ એમ ધારીનેજ મેં

મૌન જાળવી રાખ્યું ખરૂ જોતાં મી. ગાંધી અને તેમના મુજાવરો તથા અનુયાયીઓ કોઇ પણ પદાર્થ કે ક્રિયાને તત્વત સમજવા પરિશ્રમ લેતાજ નથી. બળબાખતી ભાષા અને ગૌધમ વિચારો તથા ગોળમટોલ તર્કવાળા મી ગાંધીના તરંગો એ વિવિધ ગાંધીશાહી હિલચાલોની સામગ્રી છે. મી. ગાંધી અને તેમના પ્રશંસકો પ્રેમ એ શબ્દને ઓઠે પોતાનું મહાત્મ્ય વધારે છે અને દ્વેષ એ શબ્દને ઓઠે બીજાઓનો નિકર્ષ કરે છે ભલે તેઓ તેમ કરે! પણ તેથી કાંઇ વસ્તુસ્થિતિ બદલાતી નથી.—પ્રેમ તેમજ દ્વેષ એ બને એક સરખી રીતે શુભાશુભ કરવા સમર્થ છે પ્રેમ કાંઇ એકલું શુભજ કરે છે અને અશુભ કરતોજ નથી, તેમજ દ્વેષ અશુભજ કરે છે અને શુભ કરતોજ નથી—એવો કાંઇ નિયમ નથી પણ અમારાં હિંદુ ધર્મશાસ્ત્રોને પાખંડ કહેનારા અને ઇતર ધર્મશાસ્ત્રોની વાતો પણ ઇતર ધર્મીઓને અયોગ્ય રીતે ભલું મનાવવાને મહેનત કરનારા મી ગાંધી અને તેમના મુજાવરો ક્યાંથી સમજી શકે?

પ્રેમ એટલે રાગ અને રાગદ્વેષ એ બને સર્વ દ્વંદ્વસમુદાયના દાદા અને બાપ છે. રોજ મી. ગાંધી જેની કેફિયત પર ભોળા હિંદુઓ પર ભુરકી નાંખે છે તે ગીતાનેજ એક હિંદુની દ્રષ્ટિથી તેમણે કે તેમના અનુયાયીઓએ વિચારી હોત તો તેમને સમજાત કે—

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयो र्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥ ३४ ॥ અ० ३.

ઇન્દ્રિયના વિષયયોમા ઇન્દ્રિયના રાગ અને દ્વેષ રહેલા છે, તે બનેના વશમાં મનુષ્યે પડવું નહિ. કેમ કે તે રાગ અને દ્વેષ મનુષ્યને વિઘ્ન કરનારા છે રાગના પાશમા કે દ્વેષના પાશમાં મનુષ્ય સપડાયો કે અનર્થ પરંપરામા ઝીકાતો જાય છે, એટલું નહિ પણ દ્વેષનો બાપ તો રાગજ છે, એ પણ શ્રી મુખે શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાંજ કહેલું છે; તથા રાગ અથવા પ્રેમનો બાપ તો સંગજ છે,—

संगात्सजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥
क्रोधाद्भवति संमोह संमोहात्स्मृति विभ्रमः
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥ અ० २

પ્રાણિ પદાર્થના સંગથી કામ=પ્રેમ, પ્રીતિ, રાગની ઉત્પત્તિ થાય છે, અને એ કામમાં અંતરાય કે વિક્ષેપ વગેરે આવી પડવાથી ક્રોધની ઉત્પત્તિ થાય છે, અને ક્રોધથી મોહ થાય છે, અને મોહથી સ્મૃતિવિભ્રમ થાય છે, અને સ્મૃતિવિભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે, તથા બુદ્ધિ નાશથી મનુષ્ય નાશ પામે છે, મારા પૂજ્યતમ સદગુરૂ શ્રીમન્નૃસિંહાચાર્ય ભગવાને મને તો નહિ ભૂલાય તેવી રીતે શીખવ્યું છે કે–"પ્રીતિ હિ દુ:ખ કહાવે, યા જગમે પ્રીતિ હિ દુ:ખ કહાવે" પોતાની મેળે પોતાના ગુરૂ થઇ બેસનાર અને ગીતાને બાઇબલની હારમાં મુકનાર મનુષ્યો પ્રેમમા કેવળ શુભ અને દ્વેષમા કેવળ અશુભ દેખે–એટલીજ ઝીણી દ્રષ્ટિવાળા હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી એથી લાંબી નજર તેમની પહોંચે નહિ, તો તેમા કાંઇ આશ્ચર્ય જેવું નથી મી ગાંધી અને તેમની પાછળ ચાલનારાઓએ જાણવું જોઇએ કે રાગના દરેક પ્રસંગે કાંઇ દ્વેષજ હોય એવો અવ્યભિચારી નિયમ નથી વૈરાગ્ય

ભાવ તેઓ ગ્રહણ કરી શક્યા હોય એમ આગળ પાછળનો વિચાર કરતાં જણાતું નથી. સત્યાગ્રહને ખાતે ઉધરેલાં રખમાણો પછી મી૦ ગાંધીની ભૂલ સૂચવતાં મી૦ બાપટિસ્ટા જેવા દેશભક્ત અને બાહોશ ધારાશાસ્ત્રીએ પણ એ મતલબનું જાહેર રીતે કહેલું હતું. લોકમાન્ય તિલક અને લોકમોહિની એનિબિસાન્ટબાઈ વગેરે વ્યક્તિઓએ પ્રથમથી પણ મી૦ ગાંધીના સત્યાગ્રહ માટે થોડો કે ઘણો મતભેદ દર્શાવેલોજ હતો. અર્થાત્ ગાંધીશાહી સત્યાગ્રહમાં નિર્વિવાદ અથવા નિર્વિવાદ પ્રાય સત્ય તો જાણે નથીજ પણ સાધારણ બુદ્ધિવાળા માણસો પણ જાણી શકે છે કે ગાંધીશાહી પ્રવૃત્તિમાં મનાયનું સત્ય એકમત્ય નહિ પણ મનસ્વી માન્યતા માત્રજ છે આવું સત્ય જાહેર સામુદાયિક હિલચાલમાં તો ઘણે ભાગે અનર્થનુંજ ઝાડ થઈ પડે એમાં કશો સંદેહ નથી ગાંધીશાહી સત્યાગ્રહના વિધાનમાં તો અનેક ખામીઓ છેજ તે વાત એક કોરાણે રાખીએ, તો પણ આ પ્રમાણે સત્યાગ્રહના મૂળરૂપ સત્યની બાબતમાંજ મોટો સો હાથનો ઉંડો ખાડો છે.

અહીં ઘણી દિલગિરીની સાથે નોંધવું પડે છે કે મી૦ ગાંધી સત્યના અન્વેષણમાં એક આવેશી મનુષ્ય છે, તેમનામાં એ કામને માટે એક જાહેર, પુરૂષ તરીકે જોઈએ તેટલી ધીરતા નથી. તેમનામાં જેટલો આગ્રહ છે, તેટલું અને તેથી પણ વધારે ઉપરચોટિયાપણું છે. આ બધાને આપણે તરંગીપણાનું વ્યાપક નામ આપીશું તો તે તેમની ફકીરી, ખુમારીને અંદએસતું ગણાશે. આ વિષે જાહેર ગાંધીશાહી કંઠાળાના દાખલાઓ સાથે કેટલુંક વિવેચન કરવાથી આ વિષય વધારે સ્પષ્ટ કરવો યોગ્ય છે.

આફ્રિકા છોડી હિંદમાં આવ્યા પછી મી૦ ગાંધીએ કોઈપણ રીતે સત્યાગ્રહમાં પોતાની હોડી ઝુકાવવાની તક શોધવા માંડી. સઉથી પહેલવી તેમને અસ્પૃશ્યસ્પર્શની હિમાયતની બાબત જડી આવી. આ ઝડપી લેવામાં તેમને આવેશેજ પ્રેરેલા હતા. પરધર્મી અને પરદેશી પાદરીઓની કથનીઓ અને તે કથનીઓના ભોગ થઈ પડેલા આ દેશના સુડીભર (સુધારકમન્ય) બગાડકોની વાતોના વ્યામોહમાં પડી તેમને શિક્ષિત માની તેમની પ્રશંસા અને સહાયતાની આશામાં સપડાઈ તેમણે વસ્તુસ્થિતિ તેમજ વસ્તુગતિનો કાંઈપણ વિચાર સ્વતંત્ર રીતે કર્યા વિના પોતાની શક્તિનું પ્રદર્શન કરવા અસ્પૃશ્યસ્પર્શનો ઝુંડો ઉઠાવ્યો. તેમણે સત્યાગ્રહાશ્રમ સ્થાપને કે તેમાં અંત્યજ વગેરેને દાખલ કર્યા અને વહાયા વહ્યા વટલા મનુષ્યો તથા પેપરોએ કરેલી પ્રશંસામાં હુમકાં ખાઈ પોતાના મહિમાના અથાગપણાના દેખાવોનાં સ્વપ્નાં જોવા માંડયાં. પણ એમનું પ્રથમ પરાક્રમ એમના મુલાકરોની અપાગ મહેનત અને ઝુમેસ છતાં એક કરોળિયાની જાળની પેઠે ઉડી ગયું. કેમકે એ પરાક્રમ સ્વદેશી સત્ય પર નહિ પણ પરદેશી અસત્ય ઉપર આધાર થયું હતું. અસ્પૃશ્ય જાતિની અસ્પૃશ્યતા માનવામાં ધાર્મિક વિચારજ કારણભૂત છે, ઉજળા ધંધા કરનારી જાતિયો પણ એજ ધાર્મિક વિચારથી વિવિધ પ્રસંગોમાં વિવિધ કારણોને લીધે પોતપોતામાં અને પરસ્પર અસ્પૃશ્યતા પાળે છે તે પાળવામાં અનેક અગવડો છતાં પણ ધાર્મિક વિચાર અને સ્વચ્છતાના કારણથી હિંદુજાતિયો અસ્પૃશ્યતા સંબંધી મર્યાદાના બંધનો સ્વીકારે છે અને પાળે છે. આ શૌચાચારમાં કોઈ કોઈની પ્રત્યે દ્વેષની લાગણી રાખતું નથી; અને અસ્પૃશ્ય જાતિનાં સર્વ મનુષ્યો પણ આમાં ધાર્મિક વિચાર પ્રત્યેજ વસ કરે છે, અને તિરસ્કારની કલ્પના કરી લેતા નથી. હિંદુપ્રજાનો ત્રાસ કરી

જવાને પ્રયાસ કરતાં વિધર્મીઓ અને વિરોધીઓની ઢોલક પર નાચનાર કેટલીક કાચી બુદ્ધિનાં અને બેબુનિયાદ સ્પૃશ્ય તેમજ અસ્પૃશ્ય જાતિનાં મનુષ્યોજ આ ચૈચાચારમાં તિરસ્કારનો જુઠો આરોપ કરીને આ દેશની પ્રજાને માંહોમાંહે લડાવી મારવાનો અસંતોષ ફેલાવવાનો નિષ્કારણ ધંધો લઇ બેઠા છે. તેઓ હિંદુજાતિને ખોટી રીતે વગોવે છે, અને ઉઘાડો દેશદ્રોહ કરે છે, તેની સાથે સાથે પોતાને દેશભક્ત કહેવરાવે છે. આવું પ્રચંડ અસત્ય આ હિલચાલના મૂળમાં રહેલું છે, તે સમજવા જેટલી સાત્વિકતા અને ધીરતા મી૦ ગાંધી દર્શાવી શક્યા નહિ. અને હિંદુમહાપ્રજા જાણી ગઇ કે મી૦ ગાંધી આવેશી હોવાથી સત્યનો અંશ વિશેષ પારખી શકે તેમ નથી, તેથીજ તેમની સત્યાગ્રહની જાહેર હિલચાલમાં કેટલાક સ્વરાજ્ય લોલુપ મનુષ્યો સિવાય હિંદી જનસમાજ સહાનુભૂતિ ધરાવતો નથી. મુજાવરો અને ખગાઉક પેપરોનાં ઢોલમાં પોલ ઘણું હોવાથી અવાજ પણ ઘણો થાય છે એની કોઇ ના કહેતું નથી.

મી૦ ગાંધીની અંત્યજ વગેરે અસ્પૃશ્યસ્પર્શની હિમાયતથી તેમણે હિંદુજનતાનો વિશ્વાસ અને પ્રેમ ગુમાવ્યો, એમાં તો કોઇજ શંકા નથી. તે સ્થિતિ સુધારી લેવા માટે તેમના મુજાવરોએ તેમને માટે ખેડા જીલ્લામાં સરકારી મહેસુલ નહિ આપવાનો સત્યાગ્રહ કરવાનું ક્ષેત્ર શોધી કાઢયું. અહીં પણ સત્યનો અંશ કેટલો હતો, તે સંશયગ્રસ્ત વાર્તા છે. દરેક પ્રવૃત્તિમાં પૈસા વસુલ કરવામાં સામાને તંગ કરવો પડે છે. તેજ પ્રમાણે સરકારના નોકરો પણ સખ્તાઇ વાપરે. તેમાં કોઇ બેદયા સરકારી નોકર સામાનું ગજું જોયા વિના પણ સખ્તાઇ વાપરતા હશે. તેમજ કોઇ રૈયત આસામી એવી હદ ઉપરાંત પણ બીકણ હોય કે જે પોતાનું ગજું ન હોવા છતાં પણ પોતાની જાતે હમેશને માટે પાયમાલ થઇ જાય તેવી રીતે જીવતરનાં સાધન, માત્ર વેચી સાટીને સરકારી દર ભરી દે. આમ ન થાય માટે લોકોને વ્યક્તિગત આવશ્યકતા પ્રમાણે વર્તવાની સમજણ અને હિંમત આવે તેવો ઉપદેશ સલાહ, વગેરે આપવાની ફરજ-પ્રત્યેક કેળવાયલા દેશીની છે; પણ સુશક્ત અને અશક્ત સઉનેજ મહેસુલ નહિ ભરવાનું સુલ્લું કરવાનો સનો આપવો, અને પોતાને તો એક તસુ જમીન પણ નહિ હોવાથી મહેસુલ નહિ આપવા માટે કોઇ સહન કરવાનો સંભવ પણ ન હોય તેવી પરિસ્થિતિમાં બીજાઓને તેવો સનો આપવો.—એ રાજા કે પ્રજા એમાંથી એકને માટે હિતકર નથી, પણ સે ઉલટું રાજા અને પ્રજાનું બંનેનું અહિત અને સંઘર્ષણું કરનારૂં હોવાથી, તેમાં સત્યનો અંશ કે હિતનો અંશ નથી. આવા સત્યાગ્રહનેજ જો લોકનાયકી મોટેની લાયકી ગણવામાં આવતી હોય તો દુર્ભાગી હિંદના આર પણ દુર્ભાગ્યજ! આવા વિચારથીજ મી. ગાંધીના મુજાવરોએ ખેડા જીલ્લામાં ચલાવેલા સત્યાગ્રહના આન્દોલનમાં ઘણા એક સમજદાર માણસો જોડાયા નહોતા; અને કેટલાક જોડાયા પછી પણ વસ્તુગતિ સમજતાં તેમાંથી નિવૃત્ત થયા હતા. પરન્તુ મી૦ ગાંધી કમાશ્રા સરકારી અધિકારીને મળવા ગયા અને ઠીકણાને મળવા ગયા, અને આમ થયું ને તેમ થયું વગેરે મહાતમપોથીને વાતોને માટે મુજાવરોને તથા બતાંવાનાં ભૂંગળીઆં જેવાં વર્તમાન પત્રોને વિશાળ ક્ષેત્ર ખુલ્લાં થાય એ એક જુદી વાત છે. પણ તેમાં સત્યાગ્રહ એ સમાસરૂપ શબ્દના પ્રથમ અંગરૂપ સત્યનો અધિક અંશ ન હોતાં સત્યાભાસજ વધારે હોય છે. કહીને કરો કે કહ્યા વિના કરો, પણ આમાં સરકારે જે કાંઇ કર્યું છે તે અપિ ચોમાસુ આવી પહોંચવાથી વસુલાતી તાકીદ બંધ રાખવામી નામદાર

સરકારની હમેશાની નીતિના નિયત અમલ સિવાય બીજું કાંઇ પણ સિદ્ધ થયું નથી. અને સરકાર રૈયતની વચ્ચે નહિ છાજે તેવા કાંગારોળ કે જેના છાંટા ઘણા લાંબે લગી ઉડે તેવી હલામણ સિવાય બીજું કાંઇ પણ આમાંથી હાંસલ થયું નથી. મુત્સદ્દીઓ અને આરોડીયાં વર્ત્તમાન પત્રોને મી૦ ગાંધીજીનું મહાતમ ફેલાવવાનું આથી ઘણું અવલંબન મળી આવ્યું છે એમ કોઇ કહે તો તેમાં કોઈ પ્રકારે આડે આવવાનું અમારે પ્રયોજન નથી - પણ દિલ્લીના પાંચમા સવાર'ની વાત પ્રમાણે કરાતી કોઇ પણ પ્રવૃત્તિમાં સત્ય તો નજ ગણાય.

તે પછી મી૦ ગાંધીની રિક્રૂટિ એટલે લડાઇમાં મોકલવાનાં માણસો મેળવી આપવા સંબંધી હિલચાલમાં પણ અચલ સત્ય રૂપ કાંઇ પણ નથી. રિક્રુટ તરિકે ગામડાના લોકો ન જાય માટે ગાંધીશાહી મુત્સદ્દીઓ બી. બી. સી. આઇ રેલ્વેના ઘણા દૂર દૂરના ભાગ લગી કામ કરતા જણાતા હતા, પણ થોડા સમયમાં એકદમ મી૦ ગાંધીના સમજવામાં બીજું સત્ય આવી ગયું, તારથી મુત્સદ્દીઓને કામ કરતા અટકાવ્યા. મી૦ ગાંધી પોતેજ રિક્રુટો લેવા મેદાન પડયા. ઇતર દેશનાયકો નામદાર સરકાર આગળ વફાદારીમાં ઉતરતી શ્રેણીના ગણાય એટલા ઉત્સાહથી મી૦ ગાંધીજીએ ગાડી હાંકવા માંડી. આ પ્રવૃત્તિને અમે આનંદથી વધાવીએ છીએ. કેમકે આપણા સમ્રાટ્‌ને આપણે યુદ્ધના સમયમાં તનમન ધનથી મદદ કરવી એ આપણી સર્વ હિતીઓની પવિત્ર ફરજ છે. પણ સત્યનું સ્વરૂપ સમજવામાં મી૦ ગાંધીની ચોકસી બહુ ખામી ભરેલી અને પાછળથી પસ્તાવ તેવી છે, એ પ્રથમ પગલાપરથી સમજાય તેવું છે. તેમજ પોતાના જેવીજ રીતે દેશહિતાર્થે કામ કરનાર બીજી વ્યક્તિયો પર કેવી છાયા પડશે તે સંબંધી સત્ય વિચારવા સમજવા જેટલી ચોકસી પણ મી૦ ગાંધીના ફકીરી ઉન્માદમય પ્રલાપમાં રહેતી નથી એ તેમના આ પ્રસંગના ઉદ્‌ગારોથી ખુલ્લું થાય છે. આવી બાબતોમાં મી૦ ગાંધીની સત્યાગ્રની પકડ એટલી તો કચ્ચી છે કે જેઓનું ધ્યાન મી૦ ગાંધીની આતિશયિક સાદાઇ ઉપર ન જાય તેવા પ્રેક્ષકોને તો વખતે એમ પણ ભાસે કે મી૦ ગાંધી બીજાઓના ભોગે પણ પોતાનો મહિમા વધે તેમ અથવા સલામતી સધાય તેમ ચાલતાં અને બોલતાં સંકોચાતા નથી. પણ આમાં મારી સમજ પ્રમાણે તો ખરૂં કારણ એકજ છે—અને તે એજ કે મી૦ ગાંધી-સત્ય સમજવામાં અધિક સ્ખલનશીલ છે, અને મોઘમ સત્યવાણીઓ વદવામાં તેઓ ઘણા આગળ વધેલા છે.

આ બધા દાખલા તો એવી બાબતોના છે કે જેમાં હરકોઇને પ્રથમ દર્શને સમજાય-તેવી જવાબદારીના અંશો નજરે તરી આવે તેમ છે. બાકી બીજા મેળાવડાઓ, સભાઓ, પરિષદો, સંમેલનો, વાતચિતો, લેખો વગેરેમાં—કે જેમાં થયેલા બોલવા ચાલવામાં એવી જવાબદારીના સ્ફુટ અંશ નથી તેમાં— તો મી૦ ગાંધીજીનાં વર્તન અને વચનમાં સત્ય સંબંધી ચોકસી એટલી તો શિથિલ જોવામાં આવે છે કે તેને એક પ્રકારની બેદરકારી કહીએ તો તેમાં દોષ ગણાય તેમ નથી. આવી શિથિલતાવાળા દાખલાઓનું અતિ વિવેચન કરવું યોગ્ય ગણાય નહિ, તેથી તે એક કોરાણે રહેવા દીધાં છે. પણ ઉપર જણાવી ગયા તે દાખલાઓના તો પરિણામો પણ લક્ષપાત્ર અને વિવેચન કરવા જેવાં હોવાથી ઉપર સંક્ષેપ સૂચનરૂપે વર્ણવ્યા છે. એ સર્વથી મી૦ ગાંધીનું જે મહાત્મ્ય મુત્સદ્દીઓએ અને હાજીઓ પૂરનાર વર્ત્તમાન પત્રોએ વધાર્યું છે; તે તેમનું કાયમ રહો પણ તે સત્યનાં વાસ્તવ ગ્રહણપૂર્વક બનો એવી શુભેચ્છાથીજ હિંદી પ્રજાના હિતપર નજર

રાખી કહેવું પડે છે કે-એ સર્વમાં સત્યની સમજમાં અને તદનુસાર વિધાનમાં નવાંણું ટકા શૂન્ય જેવો હોવાથી હિત કરતાં અહિતની સડક વધારે તૈયાર થઇ છે. એ મહાતમની ખુમારીએ અને સગવડે તેમને મજૂરોની હિલચાલને સ્ટેશનને આણ્યા કે જ્યાં અનર્થ પરંપરાના વિવિધ માર્ગોના ચીલા મળેલા છે. આ અનર્થ પરંપરાના સંધિસ્થાન રૂપ કિસાન-મજૂરવર્ગ સંબંધી હિલચાલના સત્યાગ્રહ વિષે સિંહાવલોકન કરવાનું હવે પ્રાપ્ત થાય છે. અત્યારસુધી મી. ગાંધીની જે હિલચાલોનું વિવેચન કરવામાં આવેલું છે, તે હિલચાલોના વિવિધ વહેળાઓનું પાણી આ મજૂરવર્ગ સંબંધી સત્યાગ્રહની મોટી નદીના પ્રવાહમાં આવેલું હોવાથી તે તે વહેળાઓના ગુણકર્મસ્વભાવનો સંચય મહદ્ નદીમાં થયેલો છે-એટલો પ્રસ્તાવિક ઉલ્લેખ કરી હવે પછી મજૂરવર્ગ સંબંધી સત્યાગ્રહપર સિંહાવલોકન કરવામાં આવશે. (અધુરૂં)

સંયમી.



મૂલકારણમ્ ".-હિન્દુપત્ની ધર્મસહચરી છે. સીતાદેવીને વનમાં મોકલી દીધાં હતાં, તો પણ શ્રીરામચંદ્રને અશ્વમેધયજ્ઞ કરવા માટે સીતાજીની હિરણ્મયી પ્રતિકૃતિ અર્થાત સુવર્ણની મૂર્તિ કરાવવી પડી હતી. હિન્દુઓ એઓની આવા રૂપે ભાવથી દેવી માની, પૂજા કરે છે, તેઓઓની કેટલીએક પતિના લોકાન્તર થયા બાદ, વાસનાના અનલમાં જ્વલાયમાન થઇ, પુનઃ પત્યન્તરે ગ્રહણ કરે છે. આ વિસદેશ દૃશ્ય હિન્દુઓની દૃષ્ટિમાં અસહ્ય છે.

હિન્દુના શબ્દકોષમાં તો, 'વિધવાવિવાહ' એ શબ્દજ અસંભવિત છે.

હિન્દુધર્મશાસ્ત્રાનુસાર લગ્ન એક મહાયજ્ઞ છે. "अर्यमणंनुदेवंकन्या अग्निमयक्षत सइमां देवो आर्यमा प्रेतःइतो मुंचन्तुनामुतः स्वाहा" ઇત્યાદિ.

આ મંત્ર વડે કન્યા વૈવાહિક યજ્ઞની અધિકારિણી તરીકે નિર્દિષ્ટ થએલી છે. સ્પષ્ટ છે કે સ્વસંગ્રહીત મનુસંહિતાએ આ મન્ત્રને નિર્ભર બતાવી, વિધવાવિવાહની પ્રતિકૂલ (વિરૂદ્ધ) માં મનુભગવાને પોતાનો તીવ્ર મત પ્રકાશ કર્યો છે.

" कामन्तु क्षपयेद्देहं पुष्पमूल-फलैरपि ।
नतुनामापि गृह्णीयात्पत्योप्रेते-परस्यतु ॥
नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित् ।
न विवाह विधावुक्तं विधवावेदनं पुनः ॥ "

વિધવા કન્યા નથી, તેથી કરીને તે વૈવાહિક યજ્ઞની અધિકારિણી નથી. વિધવાને માટે બ્રહ્મચર્યનુંજ હિન્દુધર્મે વિધાન કર્યુ છે. પુરાતનકાલના યક્ષ અને ગન્ધર્વોમાં આપણે અબાધ પ્રણય જોઇએ છીએ. પરન્તુ એ ઠેકાણે પણ પ્રેમનો આદર્શ અતિ ઉચ્ચ કોટિનો છે. એ જગાએ પણ પતિને વિષે દેવબુદ્ધિ જ છે.

પુંડરીકના પરલોકવાસ પછી, ધવલશીલાની માફક સ્વેદક્લેદહીન થઇ ગએલા નિત્ય પરિધાનરતા મહાશ્વેતાની પવિત્ર સંન્યાસિની મૂર્તિ જોઇને કોણ મુગ્ધ નહીં થાય?

ચંદ્રાપીડના મૃતદેહને માટે, કાદમ્બરીની દેવપૂજા નીરસ હૃદયમાં પણ ભક્તિનો ઉદ્રેક કરે છે. કિન્તુ હિન્દુનારીને, દેવીપદમાં પરિણત કરવા માટે તદનુયાયી શિક્ષાપ્રદાન પણ આવશ્યક છે. સંસારની સેંકડો પાપપ્રપંચ-પ્રતારણાઓ સ્ત્રીઓની દેવીમૂર્તિને સ્પર્શ કરવા ના પામે તેટલા માટે સંયમ-શિક્ષા આવશ્યક છે. સધવા ( વરવાળી વહુ )નું જીવન કઠોર કર્તવ્ય સાધનને માટે છે, વિધવાનું જીવન સ્ત્રીઓને આરંભથી તે અંત સુધી બ્રહ્મચર્યને માટે છે.

આ પ્રકારના શિક્ષણ વગર તો વિલાસના ખેલો તથા ભોગની લીલાઓ ખેલી શકાય છે, પરન્તુ પ્રકૃત પ્રેમનું સાધન ઉક્ત પ્રકારની શિક્ષા વગર, દેવીનું કઠોર કર્તવ્યપાલન કરી શકતું નથી.

પાર્વતિજીએ મોટી ભૂલ કરી હતી. પ્રકૃતપ્રેમની સાધનામાં સિદ્ધ થયા વગર, પ્રેમના પયોનિધિ શ્રીમહેશ્વરને પોતાના પતિ તરીકે પ્રાપ્ત કરવાની વાસના કરી હતી. તેટલા માટે જ, અનૂકનીય રૂપગુણ તથા ઉત્તમ કુલની અધિકારિણી હોવા છતાં પણ તેમને લજ્જીત ને અવમાનિત થવું પડયું હતું. એટલું જ નહીં પણ મદનભસ્માવશેષ થયા પછી તેમને સમજાયું હતું કે સાધન વગર, તપસ્યા વગર એવા પતિ અને એવો પ્રેમ પ્રાપ્ત કરવો સંભવિત નથી.

ખ ડી બદ્દાચાર્ય વગેરે અપમાનકારક નામોથી કંઇ કંઇ વાતો સંભળાવી તથા લખી ગયા છે. બસ ! એટલાથી જ સિદ્ધ થાય છે કે સ્વામીજી મહારાજ પોતે જાતે બ્રાહ્મણ તો નહોતાજ.

(૩) પોતાના છોકરાને બાયડીનો વેશ કરાવી નચાવવો અને તેમાં ધર્મ માનવો; એ મહા મૂર્ખ અને સ્વાર્થી માણસોનું કામ છે અને કાપડી લોકો મંદિરોમાં છોકરાને નચાવવા અને રાસમંડલ કરવામાં ઘણું ભારે પુણ્ય સમજે છે. સ્વામીજીએ પોતાના સત્યાર્થપ્રકાશમાં ભારતના સંપૂર્ણ મતમતાંતરોને વેદવિરૂદ્ધ અને ખોટા બતાવ્યા છે; ત્યાં એ વિષયને જાણી બુઝીને છોડી દીધો છે. હા ! નવીન સત્યાર્થપ્રકાશમાં પાને ઉપરમે રામલીલા અને રાસમંડળ જોવામાં પુજારી લોકોને પણ સંભળાવ્યું છે એ ખરૂં, પણ અમે પુછીએ છીએ કે—રામલીલામાં રામલક્ષ્મણ અને સીતાજી પણ રાસમંડલના રાધાકૃષ્ણની પેઠે નાચે છે ? કે જેથી રાસમંડળ અને રામલીલાને એક સરખી સમજ્યા ? એ તો પોતાની બાળલીલા યાદ લાવીને જ રાસમંડળની યથાર્થ નિન્દા નથી કરી !

(૪) જે પ્રમાણો હોય તે સ્વીકારવાં એ પ્રચલિત વ્યવહાર છે, એટલા માટે પૂર્વોક્ત લેખોથી વિરૂદ્ધ કોઇ પ્રબલ પ્રમાણ ન હોય, તો તે સ્વીકારી શકાય નહિ. કોઇ પણ વિષયનાં પ્રમાણો હોય તેના વિરૂદ્ધ કહેવું, કોઈ પ્રબળ અને દૃઢ પ્રમાણ આપવામાં ન આવે ત્યાંસુધી નિરર્થક અને વિતંડા માત્ર છે. એટલા માટે પૂર્વોક્ત અનેક પ્રમાણોથી જ સિદ્ધ થાય છે કે સ્વામીજી બ્રાહ્મણ નહોતા.

(૫) ઘણા લોકોનુ ખાત્રીથી માનવું છે અને લોકવાયકા પણ છે કે—સ્વામીજીને ઇસાઇયો તરફથી મદદ મળતી હતી અને છુપી રીતે છળભેદથી દેશને ખ્રીસ્તિ કરવાને તૈયાર હતા. પણ આ વાત સાચી લાગતી નથી, પણ તેમના યથેચ્છાચરણથી વિફરેલા લોકોની અફવા લાગે છે. સત્ય વાત તો સર્વાન્તર્યામી જાણે, પણ સ્વામીજીએ સંન્યાસને તો બટ્ટો લગાડયો છે. અને બગડેલાને સુધારવામા જે બુદ્ધિ ધૈર્ય અને કુશલતા વાપરવાં જોઇએ, તે ન વાપરતાં ઉતાવળા અને આકળા થઇ જે કામો કર્યાં છે તેથી દેશ અને ધર્મની ભલાઇ થવા કરતાં બુરાઇ વધારે થઇ છે.

સ્વામી દયાનંદનું જીવનચરિત્ર પણ એક ઇન્દ્રજાલ છે, જેમાં તરેહવાર ગુપ્તભેદ અને ગૂઢાર્થ જણાય છે; કે જે ભાગ્યેજ કોઈ વિદ્વાન્ પુરૂષ પણ સમજી શકે ! પણ કહેવત છે કે:- "જીન ઢુંઢા તિન પાઇયા" એવા માણસોજ પોતાની અકલ હુંશિયારી ખુબરાઇ અને શોધખોળથી એવા ભેદી માર્ગોમાં પેસી યથાર્થ ભેદ ભરમ ખોળી કાઢે છે, અને તેજ બુદ્ધિમાની અને દીર્ઘદર્શિતાનું અનુપમ ચિન્હ છે.

સ્વામી દયાનંદ સરસ્વતી કોણ હતા ? કિયા ગામમાં કોણ માબાપને પેટે કઇ જાતિ કુળ અને ગોત્રમાં તેનો જન્મ થયો હતો ? એ બધું ખુલાસાવાર આજ સુધી આ ભારતવર્ષમાં કોઇએ જણાવ્યું નથી, તેમ સ્વામીજીએ પોતાને મોઢેથી કઇ કહ્યું પણ નથી. પરંતુ પૂછવાથી માત્ર એટલુંજ કહેલું કે—" હાલ તો હું દયાનંદ સરસ્વતી કહેવાઉ છુ સંવત ૧૮૮૧ માં કાઠિયાવાડમાં આવેલા મોરબી રાજ્યમાં એક ઔદિચ્ય બ્રાહ્મણને ઘેર જન્મ્યો છુ. અને પહેલેથીજ મેં માબાપ અને સગાંવહાલાંનો પત્તો એટલાજ માટે ન આપેલો કે તેમને મારી ખબર મળે તો મને ગેર તેડી જઇ પાછા સંસારની પીડામાં ફસાવી દે, અને સંસારમાં પડવાનો મને ઘણો કંટાળો છે-પસંદ નથી. અને મને એ પણ ડર છે કે ઘેર

જાઉં તો પાછા પૈસાટકા લેવા પડે-દ્રવ્યને સ્પર્શ કરવો પડે; તેટલા માટે હું તેમનો પૂરેપૂરો પત્તો નથી આપતો." પણ ઉપરોક્ત કથન અમને તો જરાયે સત્ય નથી લાગતું.

(૧) સ્વામીજીએ પોતાનું પૂર્વવૃત્તાંત કહ્યું ત્યારે તેમને ૫૦ વર્ષ થયાં હતાં, તો શું ત્યાં સુધી તેમનાં માબાપ જીવતાં હતાં ? કે ખબર પડતાં સ્વામીજીને પકડીને ઘેર લઇ જાત?! (૨) માનો કે તે વખતે માબાપ હયાત હતાં, તોપણ સ્વામીજી એવા નાના બાળક, તો નહોતા કે તેમને કેડમાં ઘાલીને ઘેર લઇ જાત ?! પણ હિંદુજાતિમાં તો લોકમર્યાદા છે કે, પુત્ર સંન્યાસી થઇ ગયા પછી માબાપ તેને કંઇ કહી કે કરી શકતાં નથી. અને અમને સહુથી વધારે નવાઇ તો એ વાતની લાગે છે કે, સ્વામીજીને તેમનાં માબાપના ખબર કેવી રીતે મળ્યા કરતા હતા ? કોઇ ગુપ્ત દૂત રાખ્યા હતા કે તાર લગાવ્યા હતા ? આમ કહેવાથી તો એ સિદ્ધ થાય છે કે, પોતાનાં માબાપ જીવતાં હોય એ પણ સ્વામીજીને દુઃખનું કારણ હતું, અને રાત દહાડો પરમેશ્વરને પ્રાર્થનાજ કરતા હશે કે, માબાપ અને કુટુંબી વહેલાં મરી જાય કે જેથી સદાની ડખલ મટી જાય ! અને એમ માન્યા વગર છુટકો પણ નથી, કારણ કે પચાસ વર્ષના બુઢા સંન્યાસીને સગાંને હાથે પકડાઇ જઇ ઘેર પાછા જવું પડે, તેનો ભય લાગ્યા કરતો હતો ! (૩) સ્વામીજી કહે છે કે ઘેર જઇ પૈસા ટકાને અડવું પડે, તો વૈદિકયંત્રાલય ખોલી પુસ્તકો છપાવી તથા વેચીને અને ફંડ ઉઘરાવીને ભેગા કરેલા દ્રવ્યના ડુંગરાને અડવું પડયું, એતો કંઇજ નહિ કેમ ? અથવા તો પોતાના ઘર સિવાય અનેક પારકે ઘેરથી માગી તથા ધુતી લાવેલા ધનને અડવામાં નવીન વેદભાષ્યના લેખાનુસાર કાંઈ દોષ કે પ્રતિજ્ઞા ભંગ નહિ થતાં હતાં કેમ ? કોઇ સુજ્ઞે સત્ય કહ્યું છે કે—" **પર ઉપદેશ કુશલ બહુતેરે, આપ કરૈં તે નર ન ઘનેરે.**" સ્વામીજી પોતાના માબાપને ખબર આપતાં ગભરાતા હતા, પણ સત્યાર્થપ્રકાશમાં તો એવો ઉપદેશ લખ્યો છે કે—" **मातृमान् पितृमान्** मातृमातरम् । યજુ૦ પ્રથમ માતા મૂર્તિમાન્ પૂજ્ય દેવતા " અર્થાત્ સંતાનોએ તન મન ધનથી સેવા કરી માતાને પ્રસન્ન રાખવી. હિંસા અર્થાત્ તાડના કદી ન કરવી. બીજા પિતા તે તો સત્કર્તવ્ય દેવ, તેમની પણ માતાની પેઠે સેવા કરવી. **मातृदेवो भव पितृदेवो भव आचार्यदेवो भव अतिथि देवो भव ॥** તૈત્તિરીય૦ માતા પિતા આચાર્ય અને અતિથિ એ ચાર મૂર્તિમાન દેવ છે, કે જેમના સંગથી મનુષ્યદેહની ઉત્પત્તિ પાલનપોષણ સત્યશિક્ષા વિદ્યા અને સત્યોપદેશની પ્રાપ્તિ થાય છે. એજ પરમેશ્વરને પ્રાપ્ત થવાની નિસરણી છે, તેમની સેવા ન કરતાં પાષાણાદિ મૂર્તિ પૂજે છે, તે અતિશય વેદ વિરોધી છે." સ્વામીજી મહારાજ ધન્ય છે ! આપનાં માબાપને આ વખતના ખબર બરોબર મળી ગયા હોત, તો તેમનો હરખ માત નહિ ! અને આપનું ઉચ્ચ કુળ ગોત્રમાં જન્મ લેવાનું પણ સર્વ સાધારણને વિદિત થઇ જાત !(૪) એ તો સંસારનો ચાલતો શિરસ્તો છે કે, બાપ પોતાના છોકરાની ચડતી થવાની અભિલાષા રાખે છે અને સદૈવ ચહાય છે કે મારો છોકરો મારૂં નામ રાખે અને કુળની કીર્તિ વધારે. પણ સ્વામી દયાનંદે તો એથી ઉલટા ચાલી પોતાના બાપનું નામ છુપાવ્યુ, જરૂર એમાં કંઇ ગુપ્ત ભેદ છે આપ મહાપુરૂષ બની જઇ માબાપની પરવા નહોતા રાખતા, પણ માબાપ તો તેમના વિયોગે દુઃખી હતાં, સ્વામીજીએ પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યાના ખબર તેમનાં માબાપને મળ્યા હોત; તો તે બાપડાં ઘણાં ખુશી થાત અને પરમેશ્વરનો પાડ માનત. પણ કંઇજ ખબર નહિ મળવાથી અને કંઇ ખબર ન મળે તેવી દયાનંદે ખાસ કાળજી રાખવાથી પુત્રવિરહથી ઝુરતાં એ માબાપે તો ધારી લીધુ હશે કે—"હતો

આ પ્રમાણે આર્યમ્મન્ય દુરાગ્રહી દયાનંદીઓનો નાહનમાં દેડકૂજેતો થયો-શાસ્ત્રાર્થમાં દેખીતો પરાજય થયો. એ તો સ્પષ્ટ જ છે કે સમાજી સિદ્ધાન્તો નાપાયાદાર, કપોલકલ્પિત, વેદશાસ્ત્રથી તદ્દન વિરૂદ્ધ અને તકલેદી છે, અને તેના અનેક વખત ફુરચેફુરચા કરી નાખવામાં આવ્યા છે, આવે છે, અને આવશે જ.

પ્રસન્નવદન છબીલારામ, દીક્ષિત. સુરત

---

## નવનીત* કવલ ૧ લો—આર્યસમાજનું મૂલ.

જે સંસ્થાઓ—ચાહે તો સાંસારિક કે ધાર્મિક કે રાજકીય કે હરકોઇ બીજા પ્રકારની હોય તેઓ, તેઓના સ્થાપનાર મુળ પુરૂષના ગુણ અને સ્વભાવને વારસામાં મેળવે છે; એ સ્વાભાવિકજ છે. માટે કોઇ પણ જાહેર સંસ્થાના ગુણદોષનું વિવેચન કરતાં પહેલાં તે સંસ્થાના સ્થાપનાર મૂળ પુરૂષની સમીક્ષા કરવાનુ સ્વાભાવિક રીતેજ પ્રાપ્ત થાય છે. આર્યસમાજીઓએ પોતેજ એ પ્રમાણે ક્રિસ્ચ્યનમતના મૂળ સ્થાપક જીસસક્રાઇસ્ટની ઇસુપરીક્ષા, મુસલમાનોના મહમદપેગંબરની પરીક્ષા, અને થીયોસોફી તંત્ર વગેરે વિવિધ સંસ્થાઓના પ્રવર્તક અથવા સ્થાપકોની સમીક્ષાને નિમિત્તે ઘણા આગ્રહી અને લડાયક વૃત્તિવાળા લેખો લખેલા છે; તો હવે આર્યસમાજના સ્થાપક અને તેઓના કહેવાતા મહર્ષિ સ્વામીજી શ્રીદયાનંદનો પણ વારો આવે, તો તેથી તેઓએ કોઈ રીતે ખડખડવું જોઇએ નહિ અથવા તો અસંતોષ સેવવો જોઇએ નહિ. प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति અર્થાત્ પ્રાણિમાત્ર પોતાની પ્રકૃતિ ઉપર જાય છે, અને પ્રકૃતિ ઉપર નિગ્રહ રાખવાનો તેઓએ કરેલો પ્રયત્ન કાંઇ પણ કરી શકતો નથી; એ સિદ્ધાન્ત પ્રમાણે જે આર્યસમાજીઓ પોતાને એ સંસ્થાના ધુરંધર માની તેવો અભિમાન બાંધી બેઠા હશે, તેઓ તેમના જાતિ સ્વભાવ પ્રમાણે ક્રોધ અને કલહ માંડીને બેસશે, એ ભવિષ્યની વાત આગળથીજ મારા જાણવામાં છે; તોપણ મારો હેતુ તો કોઇની ગેરવ્યાજબી ખફગી વહોરવાનો કે કોઇને ખોટું લગાડવાનો નથી. પણ આ હડહડતા બુદ્ધિવાદના જમાનામા બુદ્ધિવાદનીજ હિમાયત ઉપરજ ધર્મને નવું રૂપ આપવાને મેદાનમાં નિકળી પડેલા માણસોજ બુદ્ધિ વિરૂદ્ધ અને સત્યની વિરૂદ્ધ કેવી જાહેર પ્રવૃત્તિ કરે છે? તે શાના આર્યસમાજીઓને તથા સનાતનીઓને યથાશક્તિ ખુલ્લું કરી બતાવવાનેજ માટે આ યત્ન છે. પોતાની મતલબથી આમાં ગમે તેવા ભાવનો દુરાગ્રહીઓ મિથ્યા આરોપ કરે તે ઉપર તમારે ધ્યાન આપવાનું કાંઇ કારણ નથી.

આર્યસમાજના સ્વામી શ્રીદયાનંદજીને માટે આર્યસમાજીઓ અને સનાતનીઓની વચ્ચેના વાગ્વિગ્રહમાં સનાતનીઓ તરફથી ઘણી સખ્ત તેમજ મારામારી જેવી પણ દલીલના નિયમ પ્રમાણે વપરાયલી ભાષામા લખાયલું બોલાયલુ છે. મેં પોતે પણ 'બજરંગગીરના સો-

* મુંબઇના વિશ્વવિખ્યાત ગુજરાતી પત્રના તા. ૨૩ મી મે ૧૯૧૫ પાને ૯૦૬, તા. ૧૩ મી જુન ૧૯૧૫ પાને ૧૦૩૮ તથા તા ૨૦ મી જુન ૧૯૧૫ પાને ૧૦૮૪ મે છપાયલો લેખ તેના લેખક શ્રીયુત પ્રમથની ઇચ્છા અને આગ્રહથી અહીં ફરીથી ઉતાર્યા છે.

ટામાં' આર્યસમાજીઓના ભાવ પ્રમાણે પ્રતિભાવ ભજવ્યો છે, તેમના અવાજના જેવોજ મેં પડઘો પાડયો છે, તો પણ મારો આ લેખ માણસજાતિની બુદ્ધિનેજ સંબોધનારો છે. પણ જેઓ માણસના આકારમાં છતાં બુદ્ધિવાદને પોતાના મગજના કાંટાને વશ થઇને વેગળો મૂકશે અને પશુના સ્વભાવને અખ્તીઆર કરી લાતંલાત કે બચકાં ડાચાં નાંખવાની પ્રવૃત્તિ કરશે; તો તેઓના પાંડિત્ય આગળ મારો કે કોઇનો કોઇ પણ ઇલાજ નથી. તેવાઓને માટે તો પ્રજા-પતિના અશ્વને માટે વપરાતાં ડીંડાં અથવા તો મારા સોટાજ છે. માટે જે આર્યસમાજી ભાઇઓ આર્યસમાજને દેશોદય કરી નાંખનારી સંસ્થા સમજી તેમાં જોડાયા હોય, તેઓ સાચો સત્યાર્થ-પ્રકાશ પ્રાપ્ત કરવાને માટે શુદ્ધ અંતઃકરણથી મારા આ લેખોને અવલોકશે અને સ્વતંત્ર બુદ્ધિથી વિચાર કરશે-એટલી બંધુભાવે આશા રાખીને હું પ્રસ્તુત વિષય ઉપર આવું છું:—

(૧) જે કોઇ સંસ્થા પોતાનું બળ કેવળ બુદ્ધિવાદના જોર ઉપર અને માણસ માત્રના એક સરખાપણા ઉપર સ્થાપવાનો દાવો કરતી હોય, તે સંસ્થાએ પોતાના સ્થાપકને महर्षि, परमहंस, परिव्राजकाचार्य, स्वामिश्री વગેરે નામો શા માટે લગાડવાં જોઇએ? કેથોલિક ધર્મને નરમ કરી નાંખનાર અને મહાન પરિવર્તન કરનાર તથા પોપની સત્તાને તોડનાર માર્ટિન લ્યુથર જેવા બુદ્ધિવાદના અને મનુષ્ય માત્રની સમાનતાના સિદ્ધાન્તને યુરોપમાં પ્રવર્તાવનાર વીરનરના નામ સાથે રેવરંડ, હિઝહોલીનેસ, એપોસલ, બિશપ, લોર્ડ આર્ચબીશપ, કે એવાં કોઇ પદવીનાં કે પ્રતિષ્ઠાનાં પુછડાં લગાડવામાં આવ્યાં હતાં? અને હજુ પણ કોઇ લગાડે છે? માર્ટિન લ્યુથરે એવું કરવા દીધું નથી, અને એના અનુયાયીઓએ એવું કર્યુંયે નથી; પણ આર્યસમાજીના સ્વામીશ્રી દયાનંદની પ્રવૃત્તિ અને આર્યસમાજીઓની પોતાની પ્રવૃત્તિ તો તેથી જુદાજ પ્રકારની છે. માર્ટિન લ્યુથરે જે ધર્મપરિવર્તન કર્યું છે તે તેણે આખી ખ્રીસ્તિપ્રજાનાં અજ્ઞાનતિમિરને દૂર કરવાને માટે કર્યું છે, અને તેના કદર કરનારા જનસમુદાયે પણ તેટલાજ માટે તેના વિચારોને આવકાર આપ્યો છે; અને તેને માટે પ્રાણાહુતિ પર્યન્ત બલિદાન પણ આપ્યાં છે

આર્યસમાજીઓના સ્વામીશ્રી દયાનંદે પોતાના જીવતાં જે પરમહંસ પરિવ્રાજકાચાર્ય લખાવાનો અને મહર્ષિમાં ખપવાનો હોંસલો અથવા લોલુપતા દર્શાવી આપી છે, તેના લેખી દાખલાઓ પ્રસિદ્ધ છે. આર્યસમાજીઓએ તો તેથી પણ આગળ વધીને તેઓના સ્વામિશ્રી દયાનંદજીના મહર્ષિપદ અને ભગવાન્ દયાનંદ અને એવાં એવાં ઉપાધિપદોની જ્યાં ત્યાં દુંડી પીટવા માંડી છે આવા પોતાની સંસ્થાના સ્થાપકના અને પોતાની સંસ્થાના આવા હાસ્યાસ્પદ મિથ્યા માનાભિલાષીની પાછળ મરીપીટનાર માણસો અને તેમનો મૂળ નાયક શુદ્ધ સ્વદેશપ્રેમ કે ધર્મભાવનાથી પ્રેરાયલા હતા અથવા પ્રેરાયલા છે; એમ લ્યુથર અને તેના અનુયાયીઓની નિર્માન પ્રવૃત્તિ સાથે સરખાવતાં શ્રીદયાનંદજી અને તેના સમાજીસ્ટો વિષે માનવા નિર્લેપ બુદ્ધિવાળો કોઇ માણસ તૈયાર થશે કે? આ પ્રશ્નના વિચાર બીજી સંસ્થાઓ અને તેઓના આચાર્યો વગેરેની ઠેકડી કરનાર, અને શ્રીદયાનંદને તથા પોતાને માર્ટિન લ્યુથર જોડે સરખાવવાને છાતી કાઢનાર સમાજીષ્ટો, પોતાને માથે પરમેશ્વરને હાજર જાણીને કરશે; તો તેઓને તેમનો બુદ્ધિવાદનો અને મનુષ્ય માત્રની સમાનતાનો વાવટો જમીનદોસ્ત થઇ ધુળમાં રગદોળાતો જણાયા વિના રહેશે નહિ. જો સમાજીસ્ટો અને શ્રીદયાનંદજી-માર્ટિન

પણ જેઓ પારખી શકતા નથી, તેઓને વલ્લભસંપ્રદાયીઓ અને બીજા સના અંધશ્રદ્ધા કરતાં પણ વધારે હાનિકારક અને આંધળી શ્રદ્ધાના ભોગ થઇ પડેલા જગતની આગળ હું જાહેર કરું છું. પરમેશ્વરે જેને એક દાણો પણ બુદ્ધિ આપી હોય, તે તેનો આ સ્થળે ઉપયોગ કરવો અને બુદ્ધિ જેવી ઇશ્વરી બક્ષીસનો અનાદર કરવો નહિ, એવી મારી ખાસ ભાર દેઇને વિનંતી છે.

પલટા ખાવાની પ્રપંચી યુક્તિઓમાં પ્રવીણ અને પ્રસિદ્ધ આર્યસમાજીઓ મુખેખોચરે અને વાણીના છલમાં એમ જણાવી લોકોની આંખમાં ધૂળ નાંખવા માગે છે કે:-"એ તો તેમણે એક પોલીસી વાપરી છે. અને ધર્મના બુરખા નીચે તેઓ દેશોદ્ધારના મહા મહા ચમત્કાર કરી નાંખવાના છે!!!" આવી વાત કહેનારા અને સાંભળનારા એટલે સાંભળીને ખરી માનનારાઓ ઉપર મને કેવળ દયાજ આવે છે. વિચારો, કે આર્યસમાજીઓ અને તેમના અગ્રણીઓ (યુક્તિઓ) પોલીસીઓના પ્રોફેસરો (ઉસ્તાદો) છે, તો પણ તે પોલીસી શા કારણે અને કોની સામે? તેઓ શુદ્ધ સ્વદેશાભિમાન અને રાષ્ટ્રભાવનાવાળી નિખાલસ પોલિટિકલ નેમ અને હિલચાલવાળા હોય, તો તેમાં શું સંતાડવા જેવું છે? કે જેને માટે આવી પલટાખાઉ પોલીસી કરવી પડે? નેશનાલિસ્ટોની પણ છેવટે કોન્ગ્રેસ થઇ અને તેઓ પણ શુદ્ધ નેમવાળા હોવાથી રાષ્ટ્રમાં હયાતી અને હિલચાલ ધરાવે છે. તેમને વીત્યું છે, પણ સમજુ સરકાર મનુષ્યોનાં અંતઃકરણ આખરે પારખી શકે છે, અને રાષ્ટ્રવાદીઓ રાજ્ય અને રાજાને પોતાનાં શિરતાજ યાને શિખર રૂપ સમજે છે. તો પછી પલટા ખાવો એ પોલીસી નહિ, પણ પોલી રીતિ લોકવંચના અને મલિનભાવના અને નૈતિક ધૃતિની શૂન્યતાજ છે! એમ જો આપણે ન સમજીએ તો બુદ્ધિવાદના જમાનામાં આપણો જન્મજ ફોકટ છે.

વળી પોલીસી કોની સામે? શુ નામદાર સરકારને કાંઇનું કાંઇ સમજાવવા આર્યસમાજીઓ આ પલટા ખાય છે? હજારો કર્ણ અને હજારો હાથપગવાળી નામદાર સરકારમાં આર્યસમાજીઓના મુડા સન્યાસીઓ અને નખશિખ સંસારીઓ જેટલી પણ બુદ્ધિ નહિ હોય? સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન જેવી નામદાર સરકાર શુ આર્યસમાજીઓના પલટાથી કે પેંતરાથી, અને તેમાં લો. મા. લાલા લજપતરાય અને એકાન્તવાસી ઉદારચરિત લાલા મુનશીરામ જેવા ભોળા સજ્જનોના સાક્ષી પોકારથી ભોળવાઇ જાય તેમ સંભવે છે? ગમે તે રીતે પણ આર્યસમાજી ભાઇઓના આવા ઉલટા પલટાનો બચાવ થઇ શકે તેમ નથી; અને એ ઉલટા પલટાથી આર્યસમાજની પોકલતા બુદ્ધિવાદના હરકોઇ ઉપાસકને સમજાયા વિના રહે તેમ નથી. અંધશ્રદ્ધાળુ અને ગતાનુગતિક તથા મિથ્યા પક્ષાગ્રહીઓને આ પલટાઓ ચાહે તેવી પોલિસીઓ અને પેંતરા જણાતા હશે, તોપણ હું તો ગાજીવગાડીને ભારતવાસીઓને મારા બંધુ તરીકે ચેતાવવાની મારી ફરજ સમજું છું કે:-'આર્યસમાજ એ નથી પોલિટીકલ, નથી ધાર્મિક કે નથી સોશિયલ સંસ્થા, પણ રાષ્ટ્રભાવનાને નામે સંસારસુધારાને નામે ફાવે તેવા આહાર વિહાર વિચાર અને ઉચ્ચારમાં મોજમજા ઇચ્છનાર મિદ્ધાન્તોરૂપ હડકવાનું કેવળ ઘર છે." એમ તેના અધાપિ લગીના જાહેર સંસ્થા તરીકેના સ્વરૂપ, લક્ષણ, અને ચારિત્ર્ય તથા આચાર અને વિચારની સમસ્ત વાર્તાઉપરથી હરકોઇ બુદ્ધિનો ઉપાસક ખગ અપોરની પેઠે સમજી શકે તેમ છે.

ઉપર પ્રમાણે આર્યસમાજના મૂળમાં શું છે, તે આપને અત્રે સંક્ષેપમાં જણાવું છું. અત્યારે તો ફક્ત **દેશોદયને નામે ધર્મપ્રચારને નામે** આર્યસમાજ માત્ર પોતાને પારકે નાણે ધનપાત્રા બનાવી પોતાની સમાજને બડેખાં બનાવવા વંચના કરે છે કે નહિ? એ પ્રશ્નનો વિચાર કરવા આ બુદ્ધિવાદના જમાનામાં જન્મ્યાનું જેમને કાંઇ પણ સદભિમાન હોય અને જેઓ ચારિત્ર્યના ધોરણને કાંઇ પણ સમજતા હોય, તેઓને સોંપી હાલ વિરમું છું.

આર્યસમાજીઓ તરફથી પોતાના મૂળમાં રહેલી એક ખુબી તરીકે એવો દાવો કરવામાં આવે છે કે:—"આર્યસમાજીઓ અને તેમના સ્વામી દયાનંદ તે ભારતવાસીઓમાં ઐક્ય પ્રસારવાનો પ્રશંસાપાત્ર યત્ન કરનારા છે; અને આ અપૂર્વતા બીજાઓમાં અને બીજા સંપ્રદાયોમાં નથી. જેઓ વિદ્યોપાસકનું નામ ધારણ કરી બુદ્ધિને તિલાંજલિ આપી બેઠા છે, એવા ઘણા નવશિક્ષિત યુવકો અને બાલકો તથા બાલિશ મોટી ઉમરના માણસો આર્યસમાજી અને તેમના બાવાજી ઉપર આફરીન થઇને દયાનંદ અને દયાનંદીઓનો એ દાવો ખરો માની બેસે છે, અને તેનો મરજીમાં આવે તેવો ભાષણોમાં ને લખાણોમાં ઢંઢેરો પીટે છે. એ આ બુદ્ધિવાદના જમાનામાં નભી શકે તેમ નથી. જો શિક્ષણ અને બુદ્ધિવાદના જમાનામાં જન્મ્યાનું સાર્થક કરવું હોય તો મનુષ્યે, આર્યસમાજ તરફથી જે દાવો ઐક્યના પ્રયાસને માટે કરવામાં આવે છે તેને જરીક ધીરજ રાખી બુદ્ધિવાદની કસોટી ઉપર ચઢાવવો જોઇયે.

આર્યસમાજીઓ અને તેમના આદમબાવા દયાનંદ દેશમાં ઐક્ય નથી અને વિવિધ સંપ્રદાયો અને નાતોને લીધે ઐક્ય નથી, એવી એક નપગી વાત ચલાવીને તે ઉપર તેમની પોતાની બડાઇનો ખોટો માંડવો ખડો કરે છે. દેશમાં ઐક્ય નથી એ વાતનો શોધ કાંઇ આર્યસમાજીઓએ નવો કર્યો છે એમ નથી; ઐક્ય નથી એ વાત સર્વે સંપ્રદાયો અને સર્વે નાતોના માણસ જાણતા આવ્યા છે. અને કહેતા આવ્યા છે; પણ જાતો, નાતો અને સંપ્રદાયોના મતભેદને લીધે અનૈક્ય છે અથવા ઐક્ય થઇ શકતુ નથી, એ પાદરીઓએ અને તેમના અજાણે થઇ ગયેલા ચેલા જેવા સુધારકંમન્યોના વદનમાં તણાતા મનુષ્યોએજ પોતાની કપોલકલ્પનાથી ચલાવેલી નપગી વાત છે. લાલાજી શ્રીલજપતરાય જેવા રાજ્યદ્વારી ઉસ્તાદે અને આર્યસમાજીએ પોતાના નિબંધોમાં એક કરતાં વધારે સ્થાને મક્કમપણે જણાવેલું છે કે, જો કે વિવિધ મતો ધર્મના છે અને તેઓમાં પરસ્પર લઢાઇ ચાલે છે, તોપણ તેથી ભારતવર્ષમાં પ્રજાકીય ઐક્ય ભાવના નથી અથવા ઐક્ય ભાવના થઇ શકે તેમ નથી, એમ માનવું એ તદ્દન ખોટું છે. ઇતર રાજ્યદ્વારી વિચારકો અને લેખકોનો પણ એવોજ અભિપ્રાય છે. ફક્ત જેઓ સામાજીક સુધારકો હોવાનો પોતાને માટે દાવો કરે છે એવા માણસોજ પોતાનો મતાંધ અભિપ્રાય એવો કુટયા કરે છે કે, બધાની ખીચડી થયા વિના વિવાહ અને દિવાળીનું જમણ થવાનું નથી. એવી ખીચડીરૂપ પ્રજાઓમાં અને સાક્ષાત સુધારકંમન્યોમાં પોતામાંજ રાજદ્વારી બળ ધૃતિ તથા ઐક્ય કેટલાં છે? તે તેમની લાગણીઓ અને માગણીઓનાં પૃથક્કરણ કરતાં એક ક્ષણમાં સ્પષ્ટ સમજાઇ જાય તેવું છે. રાજદ્વારી ઉન્નતિનું પ્રલોભન પ્રજા આગળ ધરીને તેઓ પોતાનો રોટીબેટીની સવડનો સ્વાર્થજ સાધવાને ડખાડખ કરે છે. રોટીબેટીની આચરણથી ઐક્યમાં કે રાજદ્વારી ઉન્નતિમાં વાંધો આવે છે કે નહિ, એનો ખરો વિચાર તેઓ પોતે કરી શકતા નથી ખાનખાન અને કન્યાદાનની છુટ ભોગવતી કોમોએ વાસ્તવ ઐક્ય અને રાજદ્વારી વાસ્તવ ઉન્નતિ શી પ્રાપ્ત કરી છે, તેનો ભૂતકાળનો ઇતિહાસ વિચાર્યા વિના ઉપરથી ગળ્યા લાગતા સ્વચ્છંદથી જે

મોહ પામી પોતાના તરંગ પ્રમાણે આખી કોમ સમસ્તને તેઓ ખેંચવા ખોટો પ્રયત્ન કરે છે, તે એક વધુ અનૈક્યતું તાજું કારણ છે. અને તે જેટલું તાજું તેટલુંજ અનૈક્યનુ પ્રબળ કારણ છે; તે જેટલું તાજું અનૈક્યનું કારણ છે તેટલુંજ પરમતસહિષ્ણુતા વિનાનું છે. તેઓ આ દેશમાં પ્રવર્ત્તતી સર્વ નાતો અને ધર્મપંથોની ઉપર બળાત્કાર અને છળકપટ કરવા તેમજ ખેંચતાણ કરવામાં પોતે દેશહિત કરે છે-એમ માનવા મનાવવાનો ઢોંગજ કરે છે. તેઓ પોતાનાજ વિચારોને લાડ લડાવી બીજાના વિચારોને પગતળે છુદવા ગુદવા ઇચ્છે છે આ મતાંધતા કોઇ પણ પંથોની મતાંધતા કરતાં અધિક દોષાસ્પદ અને નિંદ્ય છે. આગળ પણ બહિષ્કાર સિવાય બીજું કોઇ હથિયાર વહી જનાર પ્રત્યે જનસમુદાય તરફથી યોજવામાં આવતું નહિ, અને હાલ તો અંગ્રેજી રાજ્ય છે. તેથી વ્યક્તિઓએ પોતાને ફાવતી મંડળી જમાવવી, અને સમુદાયપર જોર કરવું, પણ એ સામેથી પણ તેટલીજ ટક્કર ઉત્પન્ન કરે તો બુમબરાડા પાડવા એ બુદ્ધિવાદ અને ન્યાયમર નથી.

છતા પણ ઐક્ય કરવાને નામે કામ તો અનૈક્યતા ઉપજાવે તેવા કરવામા આવે છે. તેમાં વળી સુધારકમન્યોની આવી તકરારી પ્રવૃતિમા આર્યસમાજીઓ અને તેમના ગુરૂ દયાનંદે તો વળી સર્વ પંથોનો નાશ થઇ કેવળ એકનો આર્યસમાજી ભારત સમસ્ત બની જાય ત્યારેજ ઐક્ય થાય-એવી મતલબની પ્રવૃત્તિ કરે છે; એ તેમની ધર્માંધતા અને અસહિષ્ણુતા કોઇ પણ રીતે ક્ષન્તવ્ય ઠરે તેમ નથી. બીજા મતો અને પંથો એક બીજા પ્રત્યે જે સહિષ્ણુતા વાપરે છે, અને આર્યસમાજે પણ જ્યાં લગી શિંગડા કાઢ્યાં નહોતાં, ત્યા લગી આર્યસમાજ પ્રત્યે જે સહિષ્ણુતા વિવિધ કોમે અને પંથે દર્શાવી હતી, તેટલી પણ સહિષ્ણુતા સમાજીસ્ટોમા નથી; એ સ્વત સિદ્ધ છે તે તેમના સર્વથી વિરૂદ્ધ પડતા આચારવિચારનોજ પરિણામ છે. **સઉ પંથો અને નાતોનો નાશ કરવા ઇચ્છિનારથી કોણ ઐક્ય રાખશે, અને એવા આર્યસમાજથી ઐક્ય સિદ્ધ થવાની આશા તે આકડેથી કેરીનાં ફળની આશા રાખવા બરાબર છે.**

**સઉ પંથો પરસ્પર ભિન્ન છતાં પણ છો ચાલે, સર્વ નાતોનાં બંધન વિવિધ હોવા છતાં પણ ભલે ચાલે, દેશ સમસ્તના કામ માટે આપણે સઉએ એક છિયે.** આ ભાવના અને શિક્ષણથી જે ઉન્નતિ અને ઐક્ય થાય છે, તેને બદલે સઉને મારી ફોડી એક પચકણીનો આરો કરવાની ઇચ્છાવાળો આર્યસમાજ અને તેનામુળ પુરૂષ દયાનંદ જે ઐક્યપ્રવર્ત્તક તરીકે દાવો કરે છે, તે ધુળ ઉપર લીંપણ સિવાય બીજું કાંઇ પણ નથી. એ બુદ્ધિવાદના સાચા સેવકોને તો સાર સમજાય તેવું છે **પ્રમથ.**

## स्वीकार अने समालोचना.

### શ્રીઅબોધધ્વાન્ત માર્ત્તણ્ડ–અથવા દયાનંદ દંડી તુંડ દંડઃ–

અર્થાત્ વેદમંત્રાદિથી ઇશ્વરની સાકારતા, ભગવદાવતાર તથા પ્રતિમાપૂજનાદિનું નિરૂપણ અને નિયોગ, વિધવાવિવાહ વગેરે દયાનંદીય કુતર્કોનું સમૂલ ખંડન નિખિલશાસ્ત્રનિષ્ણાંત પૂજ્યપાદ સ્વામીશ્રી બાલારામ ઉદાસીન પ્રદર્શિત પરિપાટીથી તન્તેવાસી સ્વામીશ્રી આત્મસ્વરૂપ ઉદાસીન વિરચિત હિંદીનું ગુજરાતી ભાષાંતર કરી પ્રકટ કર્તા નારાયણદાસ ગોપાલદાસ, ભગવાન મથુરાવાળા. નાણાવટ–સુરત. મૂલ્ય દશ આના. લોકોને સનાતનવેદધર્મનું ખરૂં ભાન થાય અને કુતર્કીઓની ભ્રમજાળમાં ફસાઇ ધર્મકર્મથી ભ્રષ્ટ થતા બચે, તેટલા માટે આવાં પુસ્તકોનો બહોળો ફેલાવો થવાની ઘણીજ જરૂર છે. આ પુસ્તક હિંદીમાં સને ૧૮૯૨ માં છપાયલું ત્યાર પછી સોળે વર્ષે એટલે ઇ. સ. ૧૯૦૮ માં તેની ગુજરાતીઆવૃત્તિ બહાર પડી છે; પણ હજુ સુધી આ પુસ્તકના વિરૂદ્ધમાં એક અક્ષર પણ લખાયો નથી. આ ગ્રંથમાં (૧) સાધારણ ધર્મનું નિરૂપણ, (૨) ઇશ્વરની સાકા તા અને ઇશ્વરના શ્રીરામકૃષ્ણાદિ અવતારોની સિદ્ધિ (૩) વેદમન્ત્રોથી પ્રતિમાનિર્માણ અને પ્રતિમાપૂજનાદિનું નિરૂપણ, (૪) દયાનંદીય પ્રતિમા નિષેધક વચનોનું સત્યાર્થ નિરૂપણ, (૫) નિયોગ અને વિધવાવિવાહનું સચોટ ખંડન, (૬) ગંગાદિ તીર્થોનું વેદથી મહત્વ પ્રદર્શન અને (૭) શૂદ્રને વેદાધ્યયનનો અભાવ તથા કર્માનુસાર વર્ણવ્યવસ્થાનું ખંડન અને વર્ણાધિકારસિદ્ધિ; એવા સાત મયુખ છે. પ્રમાણો વેદ ઉપનિષદો બ્રાહ્મણગ્રન્થો અને સ્મૃતિ વગેરેમાંથી એવાં તો અસરકારક આપેલાં છે કે યદિ હઠ કદાગ્રહ અને મિથ્યા મમત મૂકી દે, તો દુરાગ્રહી દયાનંદીયો પણ સત્યાર્થપ્રકાશની હોળી કરે ! અને દયાનંદના કપોલકલ્પિત કોશ વ્યાકરણ અને નિરૂક્તથી ઉલટા અને ખોટા વેદભાષ્યને પણ લાત મારીને ઉભા રહે. !!

પુસ્તક એકંદર રીતે ઘણુંજ સારૂં છે અને દયાનંદીયોના દર્પદલનાર્થે તો એક સબળ શસ્ત્ર અને શાસ્ત્રની ગરજ સારે તેવું છે. ગાલ બજાવી જ્યાં ત્યાં પંડિતાઇ બતાવી ઉદ્ધાસ મારનાર મુંબઇ આર્યસમાજના પગારી પંડિત શ્રીબાલકૃષ્ણ શર્માને ચેલેંજ કરીએ છીએ કે, શાસ્ત્રાર્થ કરી જ્યાં ત્યાં દયાનંદનો દિગ્વિજય અને આર્યસમાજની ફતેહ પોકારવા અને તમારા ઘરના છાપામાં ફાવે તેવાં ગીત ગાવા બહુ આતુર રહો છો; તો હવે આ અબોધધ્વાન્તમાર્તંડ ગ્રંથની સમીક્ષા કરી તેમાંના વેદાદિ પ્રમાણોથી સિદ્ધ કરેલા વિષયોનું ખંડન કરી તમારા દયાનંદીય મતનું પ્રતિપાદન કરવા સવેળા બહાર પડો ! અને જાહેરપત્રોમાં શાસ્ત્રાર્થ કરવાની તમારી ઉમેદ બર લાવો !! પણ ગામડા ગામોમાં જઇ શાસ્ત્રાર્થ કરવાની ખોટી ધમાલ કરવાનું તો મૂકી દો !!! ગમે તેને શુદ્ધિ કરાવી હવન કરી જનોઇ પહેરાવી શર્મા વર્મા બનાવી દેવતાઓને नमस्ते ન કહેતાં વર્ણસંકરોને નમસ્તે કહે છે—તેવા લોકોને તે શું કહેવું ?! વેદવિચારથી સ્પષ્ટ સમજાય છે કે, દયાનંદ મહામૂર્ખ અને પ્રચ્છન્ન ચાર્વાક હતો, ને કેવળ નામ માત્રથીજ વેદના ઓઠા નીચે 'મતલબ સાધતો' હતો—એ વગેરે બાબતો પણ આ ગ્રંથમાં સપ્રમાણ સિદ્ધ કરેલી છે. સનાતન હિંદુ ધર્મનાં ગૂઢ રહસ્ય અને આર્યસમાજની પોલ જાણવા ઇચ્છનારાએ તો જરૂર આ પુસ્તક વાંચવું જોઇએ. સર્વ સાધારણની સુગમતાને ખાતર આ પુસ્તકની સસ્તી આવૃત્તિ પ્રસિદ્ધ થવાની ઘણીજ

જરૂર છે, કે જેથી તેનો બહુજ પ્રચાર થઇ ઘણા લોકો છુટથી લાભ લઇ શકે; અને લોકો પકારી મહાત્મા પુરૂષોના ગ્રંથલેખનનો શ્રમ સર્વાંશે સફળ થાય.

સત્યાર્થપ્રકાશસમીક્ષા—વેદવિરૂદ્ધ કપોલકલ્પિત અને ખોટી વાતોના ભંડાર રૂપ અને સર્વ ધર્મ પંથ અને સંપ્રદાયોના નિંદાખાના જેવા દયાનંદના સત્યાર્થપ્રકાશના વિરૂદ્ધમાં ઘણું બોલાયું તથા લખાયું છે. હિંદીમાં પંડિતશ્રી જવાલાપ્રસાદે દયાનંદતિમિરભાસ્કર ગ્રંથ લખ્યો છે તથા લાલા જગન્નાથદાસે સત્યાર્થપ્રકાશસમીક્ષાની ચોપડી લખી છે, ગુજરાતીમાં પણ તેવા પુસ્તક પ્રકટ થવાની જરૂર હતી, તે ગઢસીસા-કચ્છ નિવાસી પંડિત શ્રી કૃષ્ણ મોહનજી જોશી કાર્તાન્તિકે ( બ.ચા બિલ્ડીંગ પ્રીન્સેસ સ્ટ્રીટ પોસ્ટ કાલબા દેવી-મુંબઇથી ) છપાવી બહાર પાડી છે તે ઠીક કર્યું છે. જો કે આમાં સર્વાંશે સમીક્ષા નથી થઇ, તો પણ જેટલે અંશે સમીક્ષા કરી છે તે સચોટ અને અસરકારક છે, જેથી આર્યમન્યો આ સમીક્ષાનો રદીયો ભાગ્યેજ આપી શકે ! કુતર્કી અને દંભી લોકોના દંભ-ફંદ ફેલ ફીતુર પાખંડ છળકપટ અને પ્રપંચો ઉઘાડા પાડી જાહેરપ્રજાને ઠગાતી અને ફસાતી બચાવવી, એ પણ એક ધર્મકાર્યજ છે, અને તે બજાવવા માટે જોશી કાર્તાન્તિકને ધન્યવાદ ઘટે છે. આ ચોપડીનું મૂલ્ય ચાર આના છે, અને તે અમદાવાદમાં મહાજ્યોતિ કાર્યાલયમાંથી મળશે

ધર્મપ્રકાશઃ—ઘણોજ ભારે અને સર્વોત્કૃષ્ટ ગ્રંથ, માસિક મોટાં ૮૦ પૃષ્ઠમાં અમરોધા-કાનપુરથી સનાતનધર્મના મહોપદેશક પંડિતશ્રી કાલુરામજી શાસ્ત્રી પ્રકટ કરે છે. વાર્ષિક મૂલ્ય માત્ર રૂપૈયા ત્રણ છે. સનાતનધર્મના ગૂઢ રહસ્ય ને તત્ત્વો અને આર્યસમાજની પોલ તથા દયાનંદીઓના દંભ જાણવા ઇચ્છનારે તો ધર્મપ્રકાશથી વાચનગૃહ દીપાવવું જ જોઇએ. હૃદયમાંથી અજ્ઞાન ભ્રમ તર્કવિતર્ક વગેરે ઘોર અંધકારને દૂર કરવા માટે ધર્મ-પ્રકાશ-સૂર્યનો ઉજાસ લ્યો ! એ અજવાળાથી આંતર રોગો અળપાઇ જશે, ને ભરાઇ પેઠેલા કુતર્ક અશ્રદ્ધા નાસ્તિકતા સંશયવૃત્તિ વગેરે ઘુવડ અને વાગોળો ભાગી જશે ધર્મ-પ્રકાશથી શ્રદ્ધા ભક્તિ જ્ઞાન અને આત્મનિષ્ઠાનો આવિર્ભાવ થઇ હૃદયકમળ ખીલશે. શ્રમણા બદ્ધતા અને ભ્રાન્તિ પલાયન કરી જઇ સર્વ સદ્ગુણો તથા સદાચારોમાં પ્રીતિ અને પ્રવૃત્તિ થશે. જરાગ્રસ્ત સનાતનધર્મ ધર્મપ્રકાશરૂપી દિવ્ય અર્ક પામી પુન યુવાન-પુષ્ટ થવા લાગ્યો છે. સનાતનધર્મના પરમોત્કૃષ્ટ તત્વનો પ્રકાશ કરતા રહી પંડિત કાલુરામજી શાસ્ત્રી ચિરકાલ પર્યન્ત ધનયશલાભની પ્રાપ્તિ સહિત નીરોગી તંદુરસ્ત અને દીર્ઘ જીવિત રહેવા શ્રીકૃષ્ણકૃપાથી સદ્-ભાગી થાઓ સનાતનધર્મીઓ ઉપર શાસ્ત્રીજીએ ખરે આ મોટો અનુગ્રહ કર્યો છે, પરમેશ્વર તેમનો આ પરિશ્રમ સફળ કરે અને ગ્રંથ નિર્વિઘ્ન સમાપ્ત થાય સ્વામી કુંદનલાલે વેદપ્રકાશ-સમાચાર-મેરઠમાં ધર્મપ્રકાશની સમાલોચના કરવા માંડી છે, પણ ધર્મપ્રકાશના પ્રમાણ અને યુક્તિ એવા તો અકાટ્ય છે કે તેના ખંડનમાં લખવું અસંભવ તો શું પણ અયોગ્ય છે. ધર્મ-પ્રકાશનું ખંડન કરનારજ પોતાની હાસી કરાવી મૂર્ખ બને છે ! અને તો દૃઢ વિશ્વાસ છે કે, ધર્મપ્રકાશનો ઉત્તર લખનાર પુરૂષજ ભૂતલ પર નથી આવા અપૂર્વ અત્યુપયોગી અતિ સસ્તા અને સર્વોત્તમ ગ્રંથ ધર્મપ્રકાશના દરેક સનાતનધર્માનુરાગીએ અવશ્ય ગ્રાહક થવુંજ જોઇએ. ગ્રાહક થવા ઇચ્છનારને અમદાવાદ મહાજ્યોતિ કાર્યાલયમાંથી ધર્મપ્રકાશ મળશે તંત્રી

# श्रीभ्रमभंजन. [ एक अद्‌भुत सद्‌बोधक वृत्तान्त. ]

## प्रकरण ४ थुं.—श्री सिद्धिअंबानां दर्शन.

[ અનુસંધાન સંવત ૧૯૭૦ ના શ્રાવણ માસના પૃષ્ટ ૨૯૮ થી. ]

શ્રીવત્સલાદેવીનો દિવ્ય વેગ અને સ્ફુર્તિ એવાં તો પ્રબલ અને શીઘ્ર હતાં, કે તેમની પાછળ દષ્ટિવૃત્તિથી પણ નભી રહેવું કઠણ પડે તેમ હતું; તેથી મારે એકાગ્રતામાં પણ નિર્નિમેષ દષ્ટિવૃત્તિ રાખીને તેમની પાછળ ગતિ કરવી પડતી હતી. આવા ત્વરાવાળા વેગની પાછળ પેલાં ઉંદરનાં પાંચ બચ્ચાં શી રીતે દોડતાં હશે ? એવી શંકા વાંચનારને સ્વાભાવિક રીતે થાય તેમ છે, પણ શ્રીવત્સલાદેવીની દિવ્યશક્તિ વડે આકર્ષાયેલાં તે પાંચે ઉંદરનાં બચ્ચાં તો તે દેવીની સાથેનેસાથે પવનવેગે ચાલ્યાં કરતાં હતાં. શ્રીવત્સલાદેવી અને પેલાં પાંચ ઉંદરનાં બચ્ચાંની એવી તો શીઘ્ર ગતિ હતી કે દષ્ટિવૃત્તિથી તેમની સાથે રહેનાર હું માર્ગના કોઇ પણ પદાર્થો વગેરેનુ અવલોકન કરી આનંદ પ્રાપ્ત કરી શકતો નહોતો. ફક્ત જેમ મન અને પવનના વેગે ઉડતા પક્ષીની નજરે સામટું આખું ભૂમંડલ દેખાતું જાય પણ કોઇ વસ્તુ માંડીધરાઇને જોઇ શકાય નહિ, તેમ જો કે આગળપાછળની વસ્તુઓ વૃક્ષો ગિરિઓ, અને વ્યક્તિયો વગેરે મારા જોવામાં આવતાં, તોપણ તેમાંના એકેને પણ આંખ માંડી જોવાનો અવકાશ બિલકુલ હતોજ નહિ. તથાપિ એટલું તો જણાતું હતું કે, આપણા આ ભૂમંડલ ઉપર જેમ ચોરાશીલક્ષયોનિ જીવોની છે, તેવીજ વિશાળ અને અનંત સૃષ્ટિ શ્રી ગણપતિના લોકની પણ છે. મારા આ વિચારને ટેકો મળે એવી રીતે શ્રીવત્સલાદેવીએ પેલાં ઉંદરનાં પાંચ બચ્ચાંઓને કહ્યું:—આ શ્રીગણપતિનો લોક અતિ મંગલમય છે, તેમાં તમારો જન્મ એ એક પ્રકારનાં તમારા ઉત્તમ પુણ્યનું ફળ છે. તેમાં પણ તમારાં અધિક ધન્યભાગ્ય છે કે શ્રીસિદ્ધિઅંબાના સાન્નિધ્યમાં તેઓશ્રી તમને તેડાવે છે. શ્રીગણેશના આ અસંખ્ય જીવોવાળા લોકમાં તમારૂં ભાગ્ય ઘણું મોટું છે !

તે ઉંદરનાં બચ્ચાંઓ બોલ્યાં—એમાં અમારૂં ભાગ્ય છે, એ તો અમને સારી પેઠે સમજાય છે, પણ અપરાધીઓનું એવું કાંઇ પુણ્ય નથી તોપણ અમને શ્રીસિદ્ધિઅંબા આ પ્રમાણે પોતાના દર્શન અને સાન્નિધ્યનો લાભ આપવાને બોલાવે છે, એ તો એ પરમકૃપાળુ જનનીશ્રીની દયામયી ઉદારતાજ છે. અમારો સ્વભાવ પણ અળવીતરો છે, તે છતાં અમારા ઉપર આટલી દયા જે ભગવતીશ્રી દર્શાવે છે, તેમના હૃદયનો મૃદુ ભાવ કોણ વર્ણવી શકે ? અમારા જેવા પ્રાણિ તો આ લોકમાં શ્રીગજવદનપ્રભુની સત્તામર્યાદામાં અનંત સંખ્યામાં છે, તેમાં અમારા જેવા તુચ્છ પ્રાણિ પ્રતિ આવી દયા, તે ભગવતીશ્રીની કરૂણાની પરિસીમા અમારે માટે તો ગણાય.

શ્રીવત્સલાદેવી બોલ્યાં—વત્સ ! ભૂલોકમાં જેવી અનેક યોનિયો જન્મની છે, તેમ અહીં પણ ભગવાન્ ગણાધિપતિશ્રીના લોકમાં પણ છે. તેમાં આ પ્રમાણે શ્રીસિદ્ધિ મહાદેવીના કૃપાના કિરણને પાત્ર તમે થયાં, તેથી તમારાં ભાગ્યને સર્વ દેવો પણ વખાણે છે.

ઘણાજ અલ્પ સમયમાં શ્રીમહાગણાધિપતિના નિજ ધામ આગળ શ્રીવત્સલાદેવી તે ઉંદરના બચ્ચાંને લઇને આવ્યાં: શ્રીમન્મહાગણાધિપતિના નિજ પ્રદેશ અને નિજધામની દિવ્યપ્રભા અને શોભા તેમજ માંગલ્ય અને આનંદમય વાતાવરણ સ્પષ્ટ રીતે આશ-

પાશના તેમનાથી ઉતરતા તેમના અધિકૃત દેવોના પ્રદેશ અને ધામોથી જુદાં પડતાં હતાં-અર્થાત્ ચઢિયાતાં જણાતાં હતાં. અહીં સર્વ પુરૂષો તો શ્રીગણેન્દ્ર ભગવાનના જેવાંજ રૂપ અને આકારવાળા તથા વસ્ત્રાલંકારવાળા હતા; તથા બધી સ્ત્રીઓ તે મહાદેવી શ્રીસિદ્ધિઅંબાના જેવીજ હતી. તેથી તેમનામાંથી શ્રીગણેન્દ્રભગવાન્ અને શ્રીસિદ્ધિઆંબા કોણ હશે, તે સમજી શકાય તેમ ન હોતું પ્રથમ તો શ્રીગણેન્દ્રભગવાનના ભુવન આગળ આવતાં તે ભુવનમાંથી એક દિવ્ય સ્ત્રી વ્યક્તિ નિકળી, તેને જોતાંજ મારા મનમાં એમ થયું કે આજ મહાદેવી સિદ્ધિમાતાજી હશે; તેથી તેમને મેં માનમ નમસ્કાર કર્યા. પણ તેમણે શ્રીવત્સલાદેવીને જોતાંજ સ્મિત પૂર્વક કહ્યું કે—"કેમ, તમે આવી પહોંચ્યાં કે ? શ્રી સિદ્ધિ મહાદેવીનાં આ રમકડાં મૂષકના બચ્ચાંઓને પણ લાવ્યાં ખરાં ! હું મહાદેવીશ્રીને ખબર આપું, તેઓ પ્રસન્ન થશે."

આ ઉપરથી મેં જાણ્યુ કે એ દિવ્ય સ્ત્રી વ્યક્તિ તે મહાદેવી શ્રીસિદ્ધિઅંબાની પાસે રહેનાર કોઇ દેવી હશે, અને તે માર અનુમાન ખરૂં હતું. કેમકે શ્રીવત્સલાદેવીએ તે વ્યક્તિને ઉત્તર આપ્યો કે :—" મોદાદેવી ! મહાદેવીશ્રીને શું અજ્ઞાત છે ? તેઓ સર્વજ્ઞ છે. ચાલો આપણે સઉ શ્રીમહાદેવીના સાન્નિધ્યમાં સાથે સાથે જઇએ, અને તેઓશ્રીની પ્રસન્નતામાં ભાગ લેઇએ."

આ સંભાષણથી મેં જાણ્યુ કે, શાસ્ત્રમાં જે मोदप्रमोद् આદિક શ્રીગજાનનભગવાનના પાર્ષદોનાં નામ જણાવેલાં છે, તેમાંના મોદ નામના પાર્ષદની એ દેવી શક્તિ છે. પછી શ્રીમોદાદેવી, શ્રીવત્સલાદેવી અને પેલાં ઉંદરનાં પાંચ બચ્ચાં તે દિવ્ય મહાભુવનમાં પ્રવેશ્યાં. જ્યારથી શ્રીગણેન્દ્રભુવનમાં એ ઉંદરનાં બચ્ચાં પ્રવેશ્યાં, ત્યારથી તેમના ઓજસ તેજ અને શોભામાં કાંઇ અસાધારણ વધારો થયેલો જણાયો. તેમની દિવ્યતામાં આ વધારો થયો તેનુ કારણ એ હતું કે, શ્રીમહાગણેન્દ્રધામની મર્યાદામાં પ્રવેશતાં તે બચ્ચાંઓના શરીરના પરમાણુ વધારે સૂક્ષ્મ અને ઉચ્ચતર પ્રકૃતિનાં બની ગયાં. તેઓ શ્રીમહાદેવીની હજુરમાં ચાલ્યાં, તેમની પાછળ મારી દૃષ્ટિવૃત્તિથી હું પણ તે મંગલમય દિવ્ય ભુવનમાં પ્રવેશ્યો, તેની અંદરની અનેક દિવ્ય રચનાઓ અને શોભાઓ જોતો તેઓની સાથે, શ્રીસિદ્ધિઅંબાના સાન્નિધ્યમાં આવ્યો. શ્રીવત્સલાદેવી તથા શ્રીમોદાદેવીએ શ્રીમહાદેવી સિદ્ધિભગવતીને નમસ્કાર કર્યા તેથીજ શ્રીસિદ્ધિઅંબાને મેં ઓળખ્યાં એમ નહોતું; તે શ્રીમહાદેવીનુ સર્વોપરિ તેજ અને ઐશ્વર્ય તેમની આશપાશ તેમની સહચરીઓ તરીકે બેઠેલી સઘળી દેવીઓના તેજને ઢાંકી રહ્યું હતું. શ્રીગણેન્દ્રલોકેશ્વરી શ્રીગણેશ્વરશક્તિ તરીકે પોતાનો દિવ્ય મણિમય મુકુટ જો કે આ વખતે મહાદેવીશ્રીએ પોતાના મસ્તક ઉપર ધારણ કરેલ નહોતો, અને પોતાની નજીક પડેલા એક પીઠ ઉપર મૂકેલો હતો; તો પણ તેમણે પોતાની સહચરીઓના જેવો સઘળો પોષાક ધારણ કરેલો હોવા છતાં પણ તેમનુ તે લોકેશ્વરી તરીકેનુ ઐશ્વર્ય સર્વ સખીઓમાં નિરાળુ પરખાઇ આવતું હતું. શ્રીવત્સલાદેવી અને મોદાદેવીના નમસ્કાર સ્વીકારી ભગવતી શ્રીમહાસિદ્ધિ અંબાએ પેલાં ઉંદરના બચ્ચાંને અતિ હર્ષ અને પ્રેમની સાથે ઉપાડી લઇને પોતાની આગળ મૂકેલા એક રત્નપાટ ઉપર મૂક્યાં. તે બિચારાં તો શ્રીસિદ્ધિઅંબાના ચરણારવિંદમાંજ જઇને લોટવા લાગ્યાં હતાં અને વિવિધ લોકવાસી યોગીઓ અને ઉપાસકોએ

શુદ્ધભાવથી જે અક્ષત દૂર્વા અને પુષ્પો તે ભગવતીશ્રીના ચરણકમળમાં ચઢાવેલાં હતાં તેજ પોતાના મુખવડે ભક્ષણ કરી પોતાને પુણ્ય અને પવિત્રતાના પુંજરૂપ બનાવવામાં રોકાયાં હતાં. ભગવતીશ્રીના ચરણકમળની પ્રસાદી પ્રાશન કરતાં વાંતજ અપરિમિત પુણ્યનો ઉદય થવાથી તે મહાદેવીશ્રીના અંતઃકરણમાં રહેલો કારુણ્યઉદધિ ઉભરાયો અને ઉપર કહી ગયા તે પ્રમાણે તે લોકજનનીએ પોતાના અભયવરદ કર વડે ઉપાડીઉપાડીને પેલા રત્ન પાટ ઉપર તે ઉંદરનાં બચ્ચાંને મૂકયાઃ અને પોતાના કલ્યાણનિકેતન કરકમળવડે તે બચ્ચાંને પંપાળીને તથા પ્રેમથી મૃ.મેથી લાપટ મારીને બોલ્યાં—" હજુએ તમને દૂર્વા અને અક્ષત કાતરી ખાવાની ટેવ રહી છે કે ? ! "

શ્રીસિદ્ધિઅંબાના આ પ્રેમપૂર્ણ અને લાડ લડાવનાર વચનામૃતથી ઉભરાઇ જતા આહ્લાદથી રોમરોમ જેઓનાં ખડાં થઇ ગયાં છે—એવાં તે ઉંદરનાં બચ્ચાં પાછલા પગપર ઉભાં રહી અંજલી બાંધીને બોલ્યાં—તેમનાં માણિક્યનાં જેવાં લાલ નેત્રોમાંથી ભક્તિના પ્રવાહરૂપ અશ્રુધારા વહેવા લાગી અને તે બોલ્યાંઃ—" હે જનની ! હે લોકેશ્વરી !! માડી તારા ચરણકમલની રજવડે પરમપવિત્ર બનેલા ચોખા વીણી ખાનાર અમે પાપ કરનાર છતાં ઉંદરની યોની પણ આપશ્રીની સત્તામર્યાદામાં પામ્યાં, અને ત્યાં પણ આપશ્રીના ચરણકમલથી પરમ પુનીત એવા વેલાઓનું પ્રાશન કરી આપનો પોતાનોજ અપરાધ કરનાર છતાં અમે આપનાં સુરમુનિપૂજીત ચરણારવિંદમાં ખેંચાઇ આવ્યાં છીએ, અને અહીં પણ આપશ્રીના ચરણપદ્મની પ્રસાદીનો કણ મુખમાં લેતાં આપશ્રીના સર્વાભિષ્ટપ્રદ કરકમળના સ્પર્શ અને આચ્છાદનનો દેવને દુર્લભ એવો આનંદ અમે ભોગવિયે છીએ. અમારાં પોતાનાં તો એવાં કાંઇ પુણ્ય નથી કે જેને પ્રતાપે અમે આપનાં સંતાનની પેઠે આપના પરમ કારુણિક કરકમળવડે આમ પંપોળાઇએ છિયે. એ પુણ્યપ્રતાપ તો આપનાં શ્રીચરણની પ્રસાદીનો છે એ પ્રસાદીનો સ્વાદ કેમ છુટે ?!"

વાત્સલ્યથી પૂર્ણ પણ મંદસ્મિત સહિત શ્રીસિદ્ધિઅંબા બોલ્યા —" મારાં પ્રિય બાળકો તમારા આ કાલાઘેલાં બાલકમુખ જોઇને તમને ખીજવાને પણ મારૂં મન સમર્થ નથી. પણ તમે તમારો આવો પ્રાકૃત સ્વભાવ છોડતાં નથી, તેથી ભગવાન્ શ્રીગણેશ્વરપ્રભુ તમને શિક્ષા કરશે તો ? "

શ્રીવત્સલાદેવી —તો મહાદેવીશ્રી આપ આમના રક્ષણ માટે વચમાં પડજો. પિતાના ક્રોધમાથી માતાજ બચાવવાને માટે આડા હાથ ધરે, એ સઘળા સંસારમાં પ્રસિદ્ધ છે. આપશ્રી આ જીવોના ભક્તિભાવથીજ જીતાઇ ગયાં છો.

પ્રમોદાદેવી વચમા બોલ્યાં—મહાદેવીશ્રીને સર્વ સાધનોમાં ભાવ એજ અત્યંત પ્રિય છે.

મોદાદેવીએ કહ્યું —ભાવો હિ દેવઃ વગેરે શાસ્ત્રના વચનોથી સ્પષ્ટજ છે કે દેવાધિદેવ શ્રીગણાધીશ્વર અને આપણાં મહાદેવીશ્રી બંને ભાવનીજ સાક્ષાત્ મૂર્તિયો છે.

પેલાં ઉંદરનાં બચ્ચાં બોલ્યાંઃ—અમો દુર્બલનું ભાવબલ શું છે ? યોગિઓ અને મુનિયોને પણ ભાવ ઉપજવો ઘણો કઠણ છે, તો અમો પશુઓમાં ભાવ ક્યાંથી હોય ? અમારૂં તે શું ગજું ! અમને દીનહીન શરણાગત જાણીને વિશ્વેશ્વરી દયાર્દ્ર થાય છે, એ તો એઓશ્રીની અનુગ્રહશક્તિનોજ પ્રભાવ છે. અમે તો જે કરિયે છિયે તે અવિવેક અને અમારા જીવસ્વભાવની મનગમતી પ્રવૃત્તિજ છે.

આમોદાદેવી બોલ્યાં:—આમ જ કહીને જીવો અનેક અપરાધથી છુટી જાય છે.

પ્રમોદાદેવી બોલ્યાં—પણ તે કહેવા પ્રમાણે અંતઃકરણ પણ મનિતું હોય તોજ તે સર્વ દોષનું નિવારણ કરવાને સમર્થ છે.

ઉંદરનાં બચ્ચાં બોલ્યાં—માતુશ્રી! અને એ અંતઃકરણજ એવું ધૂતારૂં છે કે તે કહે છે કાંઇ અને માને છે કાંઇ, તથા માને છે કાંઇ અને બોલે છે કાંઇ; જીવસ્વભાવજ એવો છે. તો પણ આવી જીવની ખોડો અમો રંકનાં રક્ષક માતાપિતા શ્રીસિદ્ધિઅંબા અને શ્રી વિનાયકપિતા ધ્યાનમાં ન લેતાં પોતાના શરણ પ્રતિ સહજ પણ અભિમુખ થવાના સકામ કે નિષ્કામ વેગવાળાને તેના બોલ પ્રમાણે ભાવવાળા બનાવે છે—આપ દેવો ભાવવડે શુદ્ધ છો, પણ અમારા જેવા ઉતરતી કોટિના આત્માઓને પોતાના અંતઃકરણમાં રહેલા દોષોનો અનુભવ આ પ્રમાણે સ્વતઃ સિદ્ધ છે. અમો અબળ અને પરાધીન છિયે અને આ જગદંબા શ્રીસિદ્ધિમાતાને શરણે છિયે.

આમોદાદેવી હૃદયનો સંતોષ દર્શવતાં બોલ્યાં—જીવાત્માને પોતાનું ખરૂં સ્વરૂપ સમજાય ત્યારે આ ભાવનાનો ઉદય થાય છે.

પ્રમોદાદેવી અનુમતિ દર્શાવતા બોલ્યા—અને એજ ઇશ્વરનું અને બ્રહ્મતત્ત્વનું સ્વરૂપ સમજવાની શ્રેણીનું પ્રથમ પગથિયું છે.

ઉંદરનાં બચ્ચાં સરલ ભાવે બોલી ઉઠયાં—અને તે પણ આ માતુશ્રી મહાદેવીના અનુગ્રહ સિવાય પ્રાપ્ત કરવું જીવની સત્તામાં નથી. (સજળ નેત્રથી બોલ્યાં) અહો! કરૂણામયી વિશ્વજનનીનો વાત્સલ્યપ્રવાહ!!!

શ્રીસિદ્ધિઅંબા તે ઉંદરનાં બચ્ચાંના આવા પ્રપન્નતાનાં વચનોથી પરાભવ પામીને બોલ્યાં:—"મારાં બાલુડાં! આડાબોલાં! તમે અને તમારા જેવા સર્વ આત્માઓ જે કાંઇ સારૂં કે ખોટું હેય છે, તેની જવાબદારી મારા ઉપર નાંખીને શ્રીવિનાયક ભગવાન્ આગળ નિર્દોષ થઇને બેસો છો. પણ હવે તો મહાપ્રભુશ્રી તમને શિક્ષાજ કરશે!" એ પ્રમાણે બોલીને શ્રીસિદ્ધિઅંબા પોતાની વિશ્વનિયામક હસ્તની આંગળીઓવડે અતિ પ્રેમથી તે બચ્ચાંને થાબડવા લાગ્યાં; અને આગળ પાછળ બેઠેલી સઘળી સહચરી દેવીઓ તથા પાર્ષદ દેવીઓ મલકમલક હસતી પરસ્પર વાતો કરવા લાગી કે—"પોતાના અસામર્થ્યને પણ જીવાત્માઓ ઇશ્વરકોટિને પણ જીતવાનું અમોઘ હથિયાર બનાવે છે! એ શું ઓછું આશ્ચર્ય છે?!"

એટલામાં એક પ્રતિહારી શક્તિએ આવીને મહાદેવી શ્રીસિદ્ધિઅંબાને વિનવ્યાં—શ્રી જગદ્વિનાયક મહાશક્તિનો જય જયકાર! દેવાધિદેવ શ્રીગણાધીશ્વર મહાદેવીશ્રીના આનંદમાં વૃદ્ધિ કરવા હાલજ અત્રે પધારે છે."

શ્રીસિદ્ધિઅંબા અત્યંત હર્ષાવેશથી બોલ્યાં:—"પ્રિય સખી! પણેજ પ્રિય સંદેશ!! અમારા સદ્‌ભાગ્યને અહોધન્ય! પ્રભુશ્રીની સેવા માટે અમે સજ્જ તૈયાર છિયે!" એમ કહી અભ્યુત્થાન અર્પવા શ્રીસિદ્ધિઅંબા ઉભાં થયા, તેની સાથે સર્વ સહચરી દેવીઓ અને શક્તિઓ પણ ઉભી થઇ, એટલામા શ્રીમન્મહાગણાધિપતિ પોતે પધાર્યા. તેમને આસન અર્ઘ્ય પાદ્ય વગેરેથી પૂજને બેસાર્યા. અને પછી હાથ જોડી પાસે ઉભાંરહી શ્રીસિદ્ધિઅંબા બોલ્યાં—"ભગવાન્! કિંકરીના અપાર આનંદમાં વૃદ્ધિ કરવાને આજ્ઞા કરિયે, આપની આ દાસી શી સેવા બજાવે?"

શ્રીગણેશ્વર ભગવાન્ ચારે તરફ આનંદ અને માંગલ્યના મેઘ વર્ષાવતા પ્રસન્નતાથી બોલ્યાઃ—" મહાદેવી ! તમો આ આસન ઉપર મારી પાસે બેસો. એજ મારી મોટામાંમોટી સેવા અને ઉપાસના છે " શ્રીસિદ્ધિ મહાદેવી વિનયપૂર્વક પોતાના ત્રિલોકાધિપતિ પતિની આજ્ઞા પ્રમાણે પાસેનાં દિવ્ય રત્નમય આસન ઉપર બેઠાં. એટલે અત્યંત પ્રસન્નતાથી શ્રીવિનાયક ભગવાન્ બોલ્યાઃ—" દેવી ! આ ( ઉંદરનાં બચ્ચાં પ્રતિ આંગળી કરીને ) આવાં આવાં રમકડા લેઇ રમવાના તમારા આનંદમાં મેં ભંગ તો પાડયો નથીને ? ", આ વખતે તે બચ્ચાંઓ કે જે રત્નપાટ ઉપરથી ઉતરીને શ્રીસિદ્ધિઅંબાના ત્રિલોકપૂજ્ય ચરણકમળ આગળ લપાઇને બેઠાં હતાં, તે ત્યાંથી નિકળી શ્રીવિનાયકભગવાનના ચરણારવિંદમાં દડકદડક જઇને બેઠાં; અને શ્રીસિદ્ધિઅંબાએ સ્વહસ્તે પુજન કરતાં ચઢાવેલા દિવ્ય અક્ષત તથા પુષ્પ પોતાના ખોબામાં લેઇ ખાતાં ખાતાં પાછલે પગે ઉભાં રહીને પોતાની ચંચળતાના પ્રકાશવાળી પણ સ્થિર થયેલી આંખ્યોવડે તે જગન્મંગલ મહામૂર્તિ શ્રીગણેન્દ્રભગવાનનાં દર્શનનો પરમાનંદ લેવા લાગ્યાં. ( અપૂર્ણ. ) સંઘવી.

---

# सनातन विवाहपद्धतिनी श्रेष्ठता.

મદાલસાની સખી કુંડલા પોતાની ભગિનીના વિવાહ પછી સખીપતિને નીચેના ભાવાર્થનો આશીર્વાદ દે છે.

" **ધર્માર્થકામ** " એ ત્રણ પુરૂષાર્થ તમે આપની ધર્મપત્નીની સાથે સાધો. " **धर्मे चार्थे च कामे च नाति चरामि** એ આપની પ્રતિજ્ઞા આપે પાળવી. પુરૂષોએ ધર્માર્થકામ એ ત્રણ પુરૂષાર્થ સ્ત્રી સંગે રહી સાધવા, એ શ્રુતિની વાણી સત્ય છે. માટે આપ માત્ર કામ કે-જે તામસ છે, અને અર્થ કે જે રાજસ છે; તે બે પુરૂષાર્થોને ન ભજતાં ધર્મ કે જે સાત્વિક પુરૂષાર્થ છે, તેને ગ્રહણ કરો—ધર્માચરણ કરો. **ધર્માર્થેજ વિવાહ સંસ્થાનું નિર્માણ થએલ છે*** એ ધ્યાનમાં લઇ સંગોપન કરો. પુત્રપૌત્રસહ ચિરકાળ સુખાનન્દ ને યશ મેળવો."

(૧) સમાજની દરેક વ્યક્તિને ઐહિક અને પારમાર્થિક કલ્યાણ એકજ સાથે આ માનવજીવનમાં સાધવાનાં છે. તે સાધવાને સમાજમાં ભિન્નભિન્ન આદર્શરૂપ જ્ઞાતિબંધનો કાયમ રહેવાથી ઉન્નતિ થાય અને સમાજની અધ્યાત્મ પ્રવીણતા વધે; કે તે બેઉ કાર્ય

---

*વિવાહસંસ્થાના ઉચ્ચ અને દૈવી આદર્શને સ્વર્ગમાંથી ઉતારી પાડી પૃથ્વીની ધુળમાં રગદોળવા મથતા, પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણ કરતા આર્યગન્યો અને ભેભાગુ સુધારકોનો ચેપ, ચંચળ મનના અને શાસ્ત્રવિમુખ ભોળા ભલા સનાતની હિન્દુઓને ન લાગે; તેમજ ધર્મસંગોપનને માટેજ વિવાહસંસ્થા છે, તે સંસ્થાનો આધાર ધર્મ (સાત્વિક વૃત્તિ) જ છે; નિયોગને અને પુનર્લગ્નને તો સ્થાનજ નથી—એમ સપ્રમાણ સમજાવવા સારૂ પુનાથી પ્રસિદ્ધ થતા "મુમુક્ષુ" પત્રમાં પ્રસિદ્ધ થએલા લેખની મદદથી આ લેખ લખાયો છે.

સાધવામે જ્ઞાતિબંધનની જરૂરજ નથી ? એ પ્રશ્નના જવાબમાં સમાજસ્થૈર્ય સંપાદન કરવાને માટે અથવા સમાજના અંતઃકલહથી દૂર રહેવાને અને બાહ્ય પ્રતિકૂલ પરિસ્થિતિ નિભાવવાને જ્ઞાતિસંસ્થા જેવી ઉપયોગી બીજી કોઇ સંસ્થા નથી. મોક્ષ કે જે પરમ પુરૂષાર્થ છે અને તેની સાથે સર્વની એકવાક્યતા છે, તે પરમ પુરૂષાર્થને પ્રાપ્ત કરવાને માટે ધર્મ પાળી અર્થ અને કામને નિયમમાં રાખવાની જરૂર છે; તેમ કરવાને વ્યક્તિના પરસ્પર સંબંધ નિશ્ચિત કરવા જોઇએ; તેમ કરવાને જાતિધર્મ સિવાય બીજો કોઇ પણ ઉપાય નથી. જાતિધર્મ વ્યક્તિના સંબંધ નિશ્ચય કરાવી પરમ પુરૂષાર્થ મોક્ષને પ્રાપ્ત કરાવે છે. મોક્ષ દરેકને ધ્યેય છે અને તે શાશ્વત છે, તે શાશ્વત મોક્ષ મેળવવાના સામાજીક વ્યક્તિનો સાધન રૂપ જાતિધર્મ તે પણ શાશ્વતજ હોવા જોઇએ. જાતિભેદની રચના ત્રિકાલાબાધિત છે અને તેના નિયમોનું અનુસરણ સમાજને હિતકારક છે. ઉપર પ્રમાણે શાશ્વત મોક્ષને પ્રાપ્ત કરવાના સાધન રૂપ જાતિધર્મ તે પણ શાશ્વત છે એમ સિદ્ધ થાય છે; પણ શાશ્વતકૃતિ મનુષ્યની હોજ નહિ એ ન્યાયે જાતિસંસ્થા, ઇશ્વરનિર્મિત છે,: અને શ્રીકૃષ્ણભગવાનનું વચન તેનું પ્રમાણ છે. (ચાતુર્વર્ણ્યં મિતિ) જાતિ સંસ્થા, જાતિધર્મ, અને સમાજસ્થૈર્યનો ટુકો પણ યથાન્યાય વિચાર કરી વિવાહસંસ્થા, કુલધર્મ અને વંશરક્ષણ (Preservation of race ), ની સ્થાપનાનો વિચાર કરીએ. આ સર્વ વિચાર સ્ત્રી અને પુરૂષના પરસ્પર સંબંધમાંજ સમાયલા છે, ટુંકામાં એ સર્વ વિચાર સ્ત્રીપુરૂષના પરસ્પર સંબંધનાજ વિચાર છે; કુટુંબસંસ્થાના વિચાર તે વિચારોના અગભૂત છે. જ્યાં તત્ત્વોમાંથી વ્યક્તિના પરસ્પર સંબધ ઠરાવવામાં આવે છે, ત્યાં સ્ત્રી અને પુરૂષોના પરસ્પર સંબંધ કેવા પ્રકારના હોય છે? અને સ્ત્રી પુરૂષમાં કોના વિશેષ ધર્મ કિયા છે ? તે નિશ્ચય કરીયે.

(૨) હક્કનાં તત્ત્વો ( Right ) પાશ્ચાત્ય જનસમાજમાં પ્રચલિત છે. તે સમાજમાં કેવી અન્ધાધુધી અને ગોટાળા ચાલે છે, તેનું દિગ્દર્શન જ્ઞાતિસંસ્થાને પુષ્ટિ આપે છે. તે તત્વવડે સમાજમાં ભિન્નભિન્ન વર્ગને એકમેક કરીને અને આત્મોન્નતિની વાતને તિલાંજલી આપીને અનર્થજ ઉત્પન્ન કરવામાં આવે છે. વ્યક્તિપ્રધાનનીતિને માનનારી પશ્ચિમની સમાજમાં સ્ત્રી અને પુરૂષો પોતપોતાના હક્કો સિદ્ધ કરવા માટે સદા મથે છે; અને આવી પ્રવૃત્તિથી સમાજની આત્મોન્નતિ તરફ લક્ષ્ય નથી અપાતું એટલુ જ નહિ, પણ સમાજ વિકલતાને પામે છે. આ પ્રમાણે સ્ત્રીઓ અને પુરૂષોના હક્કની સિદ્ધિની તકરારોથી કુટુંબસંસ્થાનો થાંભલા રૂપ સ્ત્રીપુરૂષ વચ્ચેનો પ્રેમ અથવા ઐક્ય નષ્ટ થાય છે; અને તેની સાથે તે સંસ્થાના લયના ચિહ્નો પણ દૃષ્ટિગોચર થાય છે પાશ્ચાત્યસમાજમાં દરસાલ છુટાછેડા અગર લગ્નોચ્છેદ ( divorce ) ની મોટી સંખ્યા ઉપરના કથનનનું સત્ય નિશ્ચિત કરે છે. સફ્રેજીસ્ટમ બાઇઓના ધીંગાણા તો આપણે સાંભળ્યાં છે. હક્કના તત્વો ( Right )નું બીજું ભયંકર પરિણામ સ્ત્રીઓને સ્વોદરપોષણની જવાબદારી વધારે રહે એ છે. અને એથી સ્ત્રી અને પુરૂષ વચ્ચે અસ્વાભાવિક હરિફાઇ-ચઢાઓઢ ઉત્પન્ન થાય છે, ત્યાં વિવાહના કરાર કે વિધિ કરવામાં આવતી નથી. એટલે કુટુંબસંસ્થા પાયા વગરની તો પહેલેથીજ હોય છે. હવે જરા વિચાર કરો કે હક્કના તત્વો ( Right ) પાશ્ચાત્યસમાજમાં કેવું રાક્ષસી કામ કરે છે ? ! હક્કના તત્વોથી સ્ત્રી અને

પુરુષ પરસ્પરના સંબંધમાં અનિષ્ટ સ્વૈરતાજ છે, અને તેનુ પરિણામ પ્રજાનો ક્ષય થાય તે ખુલ્લુ છે. પ્રાચીન ગ્રીક અને રોમન પ્રજાના અંતિમ ઇતિહાસનાં પાનાં તેનો પુરાવો આપે છે. સ્ત્રીપુરુષોના સંબંધમાં હકકનાં તત્વોને લઇને સમાજ કેવી રીતે બગડે છે? તેની કલ્પના હાલના લેભાગુ સુધારકમન્યો કરી શકે તેમ નથી. પણ પાશ્ચાત્ય સમાજ તરફ સૂક્ષ્મ દૃષ્ટિથી તેઓ સાહેબો જોશે, તો ત્યાંના ગડબડગોટા સહજ સમજી શકશે. આવા રાક્ષસી હકકનાં તત્વો લાવીને તો સુધારકોએ દેશની અવનતિ કરી છે અને કરશે, પાશ્ચાત્ય સમાજનું હકના તત્વો ગ્રહણ કરવામાં અર્થ (રાજસ વૃત્તિ) ધ્યેય છે. અને અર્થ જ્યાં ધ્યેય હોય, ત્યાં સમાજશાસન અશક્ય છે. ત્યાંના ગોટાળા અને અનર્થપરંપરાનું ખરૂં કારણ તેઓએ અર્થધ્યેય માનેલો છે એજ છે. અર્થ અને કામને પ્રાધાન્ય, આપવાથીજ હકના પ્રશ્નો ઉપસ્થિત થાય છે; તેની સાથે અહંકાર પુરસ્કાર અને ચડાઓઢ ( હરિફાઇ ) હકકનાં તત્વોનાં સંતાનો આવી મળે છે આવી સ્થિતિમાં કોઇ પણ કાયદાના નિર્બંધથી સમાજશાસન શકય હોતું નથી; માત્ર સમાજશાસનથી સમાજસ્થૈર્ય નિભાવવાને માટે **અનર્થનું કારણ જે અર્થ-ધન તેને ત્યાગીને ધર્મની સ્થાપના કરવી જોઇએ."**

( ૩ ) પાશ્ચાત્યસમાજથી ઉલટીજ આપણી સનાતહિન્દુસમાજની રચના ધર્મના પાયા ઉપર થએલી છે, 'सर्वं धर्मे प्रतिष्ठितम्' ધર્મનું પ્રાધાન્ય હોવાથી અર્થ અને કામ અમુક અંશે નિયમિત કરેલા છે. અને આથી હક નહીં પણ કર્તવ્ય ( Duty ) પ્રાધાન્ય ભોગવે છે. ધર્મને ધ્યેય માનવાથી અર્થ અને કામનો સમૂળ નાશ થતો નથી, તે પ્રમાણે કર્તવ્યને પ્રધાન માનવાથી હકના તત્વો ( Right ) નાશ પામે છે એમ પણ નથી. કર્તવ્યદ્વારા પરોક્ષ રીતે હક પળાયજ છે અને સ્થાવરજંગમાદિ જડ અને ભોગ્ય પદાર્થની સાથે હકના સંબંધ રહેજ છે. બાહ્ય પરિસ્થિતિ નિભાવવાને રાજસવૃત્તિજ ઉપયોગી છે; માટે તેમ કરવાને હક આપવા જોઇએ પરન્તુ આ પ્રમાણે હકથી જે સંબંધ છે તે કેવળ બાહ્ય સંબંધજ છે. સમાજના આતંરિક-સંબંધને માટે કર્તવ્યના તત્વ પાળવામાં આવે છે. જેટલા પ્રમાણમાં વ્યક્તિપરત્વે કર્તવ્યને મુખ્યત્વ આપવામાં આવે તેટલા પ્રમાણમાં સ્વાર્થત્યાગ અને મહકાર્યત્વ પ્રાપ્ત થાય છે. આ રીતે કર્તવ્યના તત્વ આત્મોન્નતિ અને સમાજહિત એમ બે કાર્ય સાધે છે. કર્તવ્યના તત્વોથી જાતિસંસ્થા કેવી રીતે નિર્મિત થઇ છે, અને તેજ તત્વોથી સ્ત્રી પુરુષના પરસ્પર સંબંધ કેવી રીતે નિશ્ચિત થાય છે, તે હવે જોઇએ. સ્ત્રીપુરુષના વિશેષધર્મ એટલે સ્વધર્મ કોના કયા કયા છે તે પહેલાં જોઇએ; કર્તવ્યનાં બે અંગો છે (૧) આત્મ સંબંધી (૨) સમાજસંબંધી, બેઉ પરસ્પર અવ્યવચ્છેદક હોઇ એક બીજામાં સમાઇ જાય છે; અને સ્વધર્મમાં તેનો અંતર્ભાવ થાય છે. આપણા સ્વધર્મ નિશ્ચય થયા પછી, સમાજની દરેક વ્યક્તિએ આત્મોન્નતિ અને સમાજહિત એક સમયાવચ્છેદે સાધવાં જોઇએ; અથવા તો આત્મોન્નતિ અને સમાજહિતને લક્ષ્યબિન્દુ ( goal ) રાખી તે પ્રમાણે સૃષ્ટિમાં વર્તન ચલાવવું, ટુંકમાં સૃષ્ટિક્રમને જ તેવું સ્વરૂપ આપવું જોઇએ. (!. ચરિતાર્થસંપાદન જે નૈસર્ગિક ક્રમ છે અને તે ક્રમના અનુસરણમાં જાતિધર્મનો નિર્બંધ કેંગવેલ છે; તે પહેલોજ જોઇએ. આ તત્વ ઉપર આપણે સ્ત્રીપુરુષનાસંબંધના વિચારનું લક્ષ્ય મૂકીએ. સ્ત્રીપુરુષનો સંયોગ અને તે સંયોગજન્ય અપત્યરૂપી ફળ એ બે વાત નિસર્ગસિદ્ધ છે. ત્યાંથી સ્ત્રીપુરુષના આત્મોન્નતિસાધક અને સમાજહિતકારક પરસ્પરે કર્તવ્ય કોનાં કેવાં જોઇએ ? તેનો હવે આપણે વિચાર કરીએ:—

(૪) પ્રાણિમાત્રમાં સ્ત્રીપુરૂષ મધ્યે પરસ્પર સંયોજક પ્રવૃત્તિ કુદરતીજ છે, અત્યંત ક્ષુદ્ર કીટથી તે શ્રેષ્ઠ મનુષ્ય પર્યન્ત નરમાદાના સંયોગે આ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે; તે સયોજક પ્રવૃત્તિમાં અપત્યોત્પાદનનાં બીજ રહેલાં છે. તેની સાથે અપત્યસંગોપક પ્રવૃત્તિને જોડી દઇ કુદરતે પ્રાણીવંશરક્ષણનુ કાર્ય સાધેલુ છે, અપત્યોત્પાદન અને અપત્યસંગોપક એ બે પ્રવૃત્તિ સર્જ સાધારણ છે; પરન્તુ માનવેતર પ્રાણિયોમાં તે સંબંધ અનિશ્ચિત અને ચંચળ છે. તે પ્રાણિયોમાં સયોજક પ્રવૃત્તિ માત્ર કામેચ્છા પ્રેરિત છે,—પરસ્પરનો સંબધ બીલકુલ નિશ્ચિત નથી. તેઓમાં અપત્ય સંબધ મુખ્યત્વે માતાનોજ છે; તે પણ અલ્પકાળને માટેજ. આવું પ્રાણિયોનું વંશરક્ષણ અથવા એક પ્રાણિને બદલે એક અથવા અનેક પ્રતિનિધિની ઉત્પતિ થાય છે. હવે આપણે માનવીસમાજનો વિચાર કરીએ, મનુષ્યની અત્યંત જંગલી અવસ્થામાં ઇતર પ્રાણિયોના જેવીજ સ્થિતિ હોય છે. પરન્તુ જેમજેમ મનુષ્યજાતિની ઉત્ક્રાન્તિ થતી જાય છે, તેમતેમ પાશવીવૃત્તિ નષ્ટ થતી જાય છે; અને તે થવીજ જોઇએ. પાશવીવૃત્તિમાં તો સ્વૈર કામેચ્છાજ મુખ્ય હોય છે, પરન્તુ માનુષીવૃત્તિમાં તો તેને બદલે પ્રેમમનોવૃત્તિ ઉદ્‌ભૂત થઇ; અને ક્રમ બદલાયો જોકે કામેચ્છા અત્યંત સ્વૈર હોય છે, પણ તે ઇચ્છાને વિશિષ્ટ વ્યક્તિ પરત્વેનો પ્રેમ મર્યાદિત કરે છે, અને આ રીતે સ્ત્રીપુરૂષનો પરસ્પર સબંધ નિશ્ચિત થાય છે. સબંધ થયા પછી અપત્ય વિષયે ઉભયના મનમા વાત્સલ્ય ઉત્પન્ન થાય છે, અને અપત્યના મનમા ઉભય તરફ કૃતજ્ઞતા અને અભિમાન વૃત્તિ ઉદ્‌ભવે છે. આ પ્રમાણે અપત્યસંબધ નિશ્ચિત થયા પછી કુટુંબવ્યવસ્થા અસ્તિત્વમાં આવે છે. આ કુટુંબવ્યવસ્થાના યોગથી વંશસંપાદિત જ્ઞાન અને મનોવૃત્તિ પેઢીદરપેઢી સંક્રાન્ત થઇ શકે છે; અને પછી પેઢી દરપેઢીએ તે જ્ઞાન અને મનોવૃત્તિમાં સુધારોવધારો થાય છે. એ પ્રકારે કુલપરપરા સિદ્ધ થાય છે, અને તે દ્વારા માનવીવંશ અને માનવી સંસ્કૃતિનું રક્ષણ થાય છે, અને અભિવૃદ્ધિ પણ થાય છે. માનવેતર પ્રાણિયોમાં અને માનવીમાં વંશરક્ષણથી એટલોજ ફેર પડે છે કે ઇતર પ્રાણિયોમાં સંસ્કૃતિરક્ષણ થતું નથી, જગતના આદિકાળમાં જે તેમનુ જ્ઞાન હોય છે તેટલુંજ કાયમ રહે છે; તેમાં વૃદ્ધિ અશક્ય છે પણ માનવીમાં એક પેઢીની સંસ્કૃતિ બીજી પેઢીમાં સંક્રાન્ત થાય છે. કારણ કે મનુષ્યમાં માતાપિતા અને અપત્યના સબધ નિશ્ચિત છે, એટલે માનવી વંશરક્ષણનો કુલ આધાર સ્ત્રી પુરૂષના સંબંધની સ્થિરતા ઉપરજ છે.

(૫) સ્ત્રીપુરૂષના પરસ્પર નિશ્ચિત સબંધનું કારણ પરસ્પર પ્રેમ, અને કાર્ય અપત્યવાત્સલ્ય છે; અને તે નિશ્ચિત સંબંધ વ્યક્તિ અને સમાજની સુધારણાનો નિદર્શક છે. પ્રેમમનોવૃત્તિ વ્યક્તિની ઉન્નતિ અને નિશ્ચિત સંબંધ દ્વારા સમાજહિત સાધવા વાળી છે. મનોવૃત્તિ ઉત્કૃષ્ટ થઇ સર્વ સમાજમાં વ્યાપીને સમાજોન્નતિ કરે છે, પણ સમાજને તત્સંબંધી (ઉત્કૃષ્ટવૃત્તિ) નિર્બંધ આવશ્યક છે. પ્રેમવ્યતિરિક્ત સ્ત્રીપુરૂષોનો સયોગ નિષિદ્ધ છે; માટે પ્રેમથીજ સ્ત્રીપુરૂષ સંયુક્ત થવાં જોઇએ—એવો કટાક્ષ ઉત્પન્ન થાય છે. પ્રેમ કે જે અંતઃકરણની વૃત્તિ છે તેને પહેલા તો બાહ્ય સાધનોથી ઓળખી શકાય છે. તે બાહ્ય સાધન એટલે કે પરસ્પરનો નિશ્ચિત સંબંધ ઠરાવી પછી સયોગ થવો જોઇએ—એવો સમાજનો આગ્રહ છે.

પરન્તુ પ્રત્યક્ષ સ્ત્રીપુરૂષ એકબીજાને જોઇ મોહીને નિશ્ચિત સંબંધ સિવાય સંયુક્ત થાય છે તો તેમાં સ્વાભિમાનની દૃષ્ટિનો લોપ થાય છે; તેમજ એ સંબંધ પણ અસ્થિર છે

તેનું કારણ પછી સમજાશે. ઉપર પ્રમાણેના નિશ્ચિત સંબંધનો સમાજ નિર્બંધ કરે છે, તેમાં એક તો સ્વાભિમાનની દૃષ્ટિના લોપ તેમજ અસ્થિર સંબંધને અટકાવવાનું તથા બીજું પણ મહત્વનું પ્રયોજન છે; વ્યક્તિનું જેવું શીલ તેવું સમાજનું શીલ હોય છે. વ્યક્તિને પોતાનું શીલ મુકરર કરવા કેટલાક સદ્ગુણોની હદ બાંધવાની જરૂર છે, કારણ કે અમર્યાદિત સદ્ગુણ વખતે અવગુણનું રૂપ ધારણ કરે છે. જેવી રીતે વ્યક્તિ જેના શીલગુણ મહત્વના હોય છે, તેવા પુરૂષોના ગુણ અમુક હદમાં પાળે છે; તેવીજ રીતે સમાજ પણ પોતાનું શીલ રાખી નિર્બંધ કરે છે. જેટલા પ્રમાણમાં મનુષ્યની સુધારણા થાય છે, તેટલા પ્રમાણમાં તે મનુષ્યની વૃત્તિ ઉદાત્ત થાય છે; માટે ઉદાત્તવૃત્તિ થવી એજ ખરો સુધારો છે, આ રીતે જે મનુષ્ય સંપૂર્ણ રીતે સુધરે છે, તે મનુષ્યની વૃત્તિ પણ સંપૂર્ણ ઉદાત્ત હોય છે; તે વૃત્તિને સ્થિર કરવાને માટે નિર્બંધની જરૂર છે. આ પ્રમાણે ઉચ્ચત્વ પામેલી વૃત્તિ પુનઃ નીચ સ્થિતિપ્રતિ ન જાય તેને માટે પ્રતિબંધ હોય છે, આ રીતે વૃત્તિ સ્થિર થઇ અધિક ઉદાત્ત થવાનો માર્ગ રહે છે; આ રીતે વ્યક્તિસુધારણા એટલે વૃત્તિનું ઉદાત્ત થવું, તે નિર્બંધ અને પ્રતિબંધથી સ્થિર થએલી વૃત્તિ દ્વારા થાય છે. આપણે વ્યક્તિની ઉન્નતિના જે માર્ગનું વૃત્તિ દ્વારા સૂચન કર્યું, તેજ માર્ગ સમાજોન્નતિનો પણ છે. સમાજના નિર્બન્ધ સમાજશીલનિદર્શક છે. વૃત્તિ ઉત્પન્ન થાય તેનું નિર્માણ થાય છે, પરન્તુ નિર્બન્ધ વિના તે સ્થિર થતી નથી, એટલે નિર્બન્ધ તો વૃત્તિના ચાચલ્યને અટકાવી સ્થૈર્ય અને ઉન્નતત્વ વૃત્તિને બક્ષે છે, એટલે નિર્બન્ધવૃત્તિ પોષક છે એમ કહેવામાં દોષારોપ થતો નથી. **નિર્બન્ધાભાવી વૃત્તિ કાયમ ટકી શકતી નથી.** સ્ત્રીપુરૂષનો નિશ્ચિત સંબંધ પ્રેમ અથવા વૃત્તિના અવલંબનથી આવે છે એ ખરૂં; પરન્તુ તે પ્રેમ સ્થિર ક્યાંથી હોય ? નિર્બળ કામેચ્છા અત્યંત સ્વૈર છે અને તેમાંથી ઉત્પન્ન થએલો પ્રેમ સ્થિર ખરો, પરન્તુ પરસ્પરનો સંબંધ નિશ્ચિત અને કાયમ કરવા જેટલી સ્થિરતા તેમાં હોતી નથી. *કામ(તામસી વૃત્તિ)જન્ય પ્રેમ સ્થિર થતો નથી, કારણ કે સ્ત્રી વા પુરૂષ પોતાને જે વ્યક્તિ સાથે સંબંધ થએલો હોય, તેના કરતાં શ્રેષ્ઠ વ્યક્તિ પ્રાપ્ત થાય તો પહેલો સંબંધ છોડી પોતાની કામજન્યવૃત્તિ સંતોષવા સારૂ બીજી વ્યક્તિ સાથે સબંધ બાંધે છે; આવી પરિસ્થિતિમાં સમાજોન્નતિ આકાશકુસુમવત્ છે. (સંબંધની ચાંચલ્યતાને લીધે.) માટે સ્ત્રીપુરૂષના સંબંધ નિશ્ચિત અને સ્થિર રાખવા સારૂ તો તિવ્ર નિર્બન્ધની જરૂર છેજ.

નિર્બન્ધથી પ્રથમ સંબંધ વજ્રલેપ થાય છે. એકલો પ્રેમ અથવા કામી એ પંગુ છે, અને નિર્બન્ધ તેનો ટેકો છે; એટલા માટેજ વિવાહસંસ્કારની યોજના થએલી છે. પરસ્પરનો પ્રેમ નિશ્ચિત રાખવા અને તેઓનો સંબંધ નિશ્ચિત અને કાયમ કરવા અર્થે વિવાહસંસ્કારની યોજના આપણા શાસ્ત્રકારોએ કરી છે. સંસ્કારથી સ્ત્રીપુરૂષ એકમેક પ્રેમબદ્ધ થાય છે, અને નિર્બન્ધથી તે પ્રેમ સ્થિર થાય છે. આ નિર્બન્ધથી વિવાહસંસ્થા

* આ રીતે પશ્ચિમમાં થતા Choice-marriage અગર Court ship થી થતા સંબંધ સ્વૈર અને નિર્બળ કામેચ્છાજન્ય છે, એટલે અસ્થિર હોઇ સમાજોન્નતિને અટકાવકર્તા છે. લગ્નોચ્છેદ (divorce) ના મુકરદમાની સંખ્યાની થતી જતી વૃદ્ધિ અસ્થિર સંબંધની તેમજ નિર્બન્ધાભાવી વૃત્તિના ભયંકર પરિણામની સાક્ષી પુરે છે. ધર્મ (સાત્વિક વૃત્તિ)ના સંગીન પાયા ઉપર રચાયલી સનાતનવિવાહપદ્ધતિજ ઉન્નતિપ્રદ છે.

નિર્માણ થાય છે. વિવાહસંસ્થાથી સ્ત્રીપુરૂષ નિશ્ચિત થઇ તેમનો અપત્ય સંબંધ પણ કાયમ રહે છે; અને તેથી કુટુંબસંસ્થા અસ્તિત્વને પામે છે વિવાહસંસ્થાના યોગે પરસ્પર પ્રેમ અને અપત્ય પ્રેમ એ મનોવૃત્તિ દૃઢ થાય છે અને તે દ્વારા વ્યક્તિની ઉન્નતિ થાય છે; અને તે દ્વારા કુલપરંપરા સિદ્ધ થઇ માનવવંશ અને સંસ્કૃતિના રક્ષણની સાથે સમાજોન્નતિ પણ થાય છે. પાશ્ચાત્ય સમાજમાં પ્રત્યક્ષ સ્ત્રીપુરૂષને દેખીને કોઇ પણ વિધિ કે સંસ્કાર વિના કામજન્યવૃત્તિથી બદ્ધ થએલાં સ્ત્રીપુરૂષનો પ્રેમ અસ્થિર છે, એટલેજ તેઓમાં લગ્નોચ્છેદક ક્રિયાઓ અધિક પ્રમાણમાં થતી શ્રવણ થાય છે પણ આવી અસ્થિર કામજન્ય વૃત્તિથી આપણામાં લગ્ન નથી થતા, પણ ધાર્મિક ( સાત્વિક ) વૃત્તિથી, અને નિર્બન્ધવાળી વૃત્તિથી લગ્ન સંબંધ થાય છે, એટલે તે અધિક સ્થિર અને શાશ્વત છે સુધારકોના શિરોમણિ અને અગ્રણી ગણાતા ન્યાયમૂર્તિ મિ. રાનાડે નીચેના વચનોથી આપણા લગ્નની તારીફ કરે છે. પરન્તુ સુધારકો આવો નિશ્ચિત સંબંધ સમાજના નિર્બન્ધથી રહે છે એવો વિચાર કરી જોવાને પણ જ્ઞાનચક્ષુની દ્યુતિક્ષીણતાને લીધે અસમર્થ છે.

"Marriage, with us is a sacrament, not a contract; consequently once a marriage always a marriage"

—*M G Ranade*

(૬) આ રીતે વિવાહસંસ્થા માનવોન્નતિનુ કેન્દ્ર છે, એટલે તે સમાજને અત્યુપયોગી છે, તેમજ મહત્વવાળી પણ છે તેના અસ્તિત્વનુ મૂળ કારણ પ્રેમમનોવૃત્તિ છે, અને તે એક સંસ્કારને લાગેલી છે, અને તે સંસ્કારનુ પ્રયોજન પ્રેમમનોવૃત્તિને સ્થિર કરવાનુ છે પરન્તુ એ પ્રેમ કેવી રીતે સ્થિર કરવો ? પ્રેમ એજ કાંઇ મુખ્ય ધ્યેય નથી. એટલે તે સ્થિર કરવાને કયા કયા પુરૂષાર્થ સાધવા ? સ્ત્રીપુરૂષોએ વિવાહથી બદ્ધ થઇ પરસ્પર કયા ઉદ્દેશને માટે પ્રેમ કરવો ? આ પ્રશ્નોના ઉત્તર જેનુ જે નૈતિક ધ્યેય હશે તદનુસાર તે દેશે કોઇ કામ, તો કોઇ અર્થ અને કામ, તો કોઇ ધર્મ અર્થ અને કામ ધ્યેય માનતા હશે જેને જે પુરૂષાર્થ સાધવાનો છે તે પુરૂષાર્થને પ્રાધાન્ય દઇ તેનેજ મુખ્ય ઉદ્દેશ ઠરાવી વિવાહ-સંસ્કારને માટે તેઓ તૈયાર થાય છે

તથાપિ વિવાહસંસ્કારની બાબતમાં સમાજનો જે નિર્બન્ધ છે, તે નિર્બન્ધદ્વારા વિવાહનો ઉદ્દેશ ઠરાવી સમાજના જે પુરૂષાર્થ ધ્યેય હોય, તે પુરૂષાર્થની સિદ્ધિ માટે સ્ત્રીપુરૂષોના યુગલને પ્રયત્ન કરવા પ્રેરે, તથા જે પુરૂષાર્થ ધ્યેય રાખવાથી સમાજની ઉત્ક્રાન્તિ થાય તે પુરૂષાર્થનેજ વિવાહસંસ્કારનો મુખ્ય ઉદ્દેશ સમાજ ઠરાવે છે પ્રાથમિક અવસ્થામાં ધ્યેય કામ હતો, ત્યાર પછી જેમ જેમ સમાજની ઉત્ક્રાન્તિ થતી ગઇ, તેમ તેમ સમાજે "કામ"ને ત્યાગી અર્થને ધ્યેય માન્યો, આ પ્રમાણે પૂર્ણ ઉત્ક્રાન્ત સમાજ ધર્મને ધ્યેય માને છે. સમાજનુ અંતિમ ધ્યેય "મોક્ષ" છે, અને તેને માટે ધર્મવ્યવહારને અનુસરવુ જોઇએ ટુંકામાં ધર્મને ધ્યેય માનવાથીજ અંતિમ ધ્યેય મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે વળી અર્થને ધ્યેય માનવાથી "કામ" નથી સધાતો તેમ નથી, તેમજ ધર્મને ધ્યેય માનવાથી "અર્થ" અને "કામ" નથી સધાતા એમ પણ નથી, પરન્તુ મુખ્ય ધ્યેય વ્યતિરિક્ત ( પ્રધાન ) છે અને અન્ય ધ્યેય ગૌણ છે સમાજના જે જે મુખ્ય ધ્યેય હોય તદનુસાર વિવાહનો ઉદ્દેશ ઠરે છે, અને તે ઉદ્દેશયુક્ત [illegible] વ્યક્તિ અને સમાજની ઉન્નતિના ઉદ્દેશના પ્રમાણમાં ઓછાવત્તા મહત્વના

કાર્ય ઘડાય છે. જેવા સ્વરૂપનો ઉદ્દેશ તેજ સ્વરૂપનો પ્રેમ, અને પ્રેમના સ્વરૂપ અનુસાર તેની ઓછીવત્તી સ્થિરતા રહે છે. સંસ્કારનો ઉદ્દેશ કામ હોય, તો કામજન્ય પ્રેમ તામસ હોય છે અને તેનું સ્થૈર્ય અલ્પ હોય, જો ઉદ્દેશ અર્થ હોય તો પ્રેમ રાજસ હોય છે, અને તે પ્રેમની સ્થિરતા પહેલા કરતાં વધારે ટકાઉ હોય છે. જો સંસ્કારનો ઉદ્દેશ ધર્મ હોય તો પ્રેમ +સાત્વિક હોઇ તેનું સ્થૈર્ય કાયમ રહે છે. આ પ્રમાણે સંસ્કારના ઉદ્દેશાનુસાર પ્રેમની સ્થિરતા હોય છે. ઉદ્દેશ કામ હોય તો નિશ્ચિત સંબંધ કાયમ ટકતો નથી, ઉદ્દેશ અર્થ કિંવા આર્થિક અનુકૂલતા હોય તો પહેલાના કરતાં નિશ્ચિત સંબંધ વધારે વખત રહે છે. પણ જો ઉદ્દેશ ધર્મ હોય તો નિશ્ચિત સંબંધ અનંતકાળ સુધી ટકે છે. કુટુંબ સંસ્થા અને કુલપરંપરાનો મુખ્ય આધાર સ્ત્રીપુરૂષનો પરસ્પર પ્રેમ છે, અને પ્રેમનો મુખ્ય આધાર નિશ્ચિત સબંધ છે અને એ બધાનું મૂળ પ્રેમનું સ્વરૂપ અને 'નિશ્ચિત સબંધનું' કાયમપણું છે. ટુંકામાં જે પ્રકારના ઉદ્દેશ તેવા પ્રકારનાં સ્વરૂપ પ્રેમ, નિશ્ચિત સંબંધ, કુટુંબસંસ્થા અને કુલપરંપરા ધારણ કરે છે. ( અપૂર્ણ. ) **પરમાનન્દ શર્મા. રાણપુર.**

---

# જ્ઞાતિમંડન–મીમાંસા.

## ચરણ ૪ થું—કુતર્કજાળખંડન દ્વારા જ્ઞાતિમંડન.

**(૧૨) અનુસંધાનઃ—સંવત ૧૯૭૦ના આશ્વિનમાસના પૃષ્ઠ ૩૮૦ થી.**

વળી સુધારકંમન્યોની એક પાંચમી દલીલ એવી છે કેઃ—

(૫) જ્ઞાતિ તેમજ તેની અંદરનાં તડો—પેટા ભેદને લીધે મનુષ્યના વિચાર સાંકડા થાય છે, અને એની અસર જનસમાજ ઉપર થાય છે, દરેક જ્ઞાતિની દુનિયાં જુદી અને એના પોતાનાજ ક્ષેત્રમા સર્વ જાતની ઉન્નતિનો સમાવેશ થાય છે; આથી ઉદાત્ત કૃત્યતા અને દીર્ઘદૃષ્ટિવાળા નરો વિરલ મળે છે.

જો કે આ દલીલમાં કાંઇક નવું તત્વ છે, તો પણ આ દલીલ ગઇ (૪) ચોથી દલીલના પર્યાય જેવીજ છે. આ દલીલમાં જે પેટા ભેદ અથવા તડોને માથે દોષ મૂકવામાં આવ્યો છે, તે તડોનાં કારણનો અત્રે વિચાર કરવો ખાસ જરૂરનો છે. કેમકે તડોનાં કાર–

---

+ કેટલાંક સ્ત્રીપુરૂષના યુગલ એવાં છે કે અનંત જન્મ સુધી સાથે રહી મોક્ષ પામે છે, આનુ મુખ્ય કારણ "ધર્મ" ધ્યેય હોય છે એટલે હવે સંસ્કાર તેમજ નિયોગ, પુનર્લગ્ન; Court ship વગેરે નિર્બન્ધો અને પ્રતિબન્ધોની કેટલી આવશ્યકતા છે તે વિચારવાન પુરૂષોને સહજ સમજાશે. હાલમાં તો આપણે પાશ્ચાત્યોનું અનુકરણ કરી "ધર્મ" ને મૂકીને અર્થ અને કામને વિવાહનો ઉદ્દેશ માની બેઠા છીએ, તેથીજ આપણી અધોગતિ થઇ છે. માટે સનાતન વિવાહસંસ્થા એ શુદ્ધ સનાતન હિન્દુ ધર્મના રક્ષણને માટે છે, એ વાત દરેક ભારતવાસીએ સર્વદા સ્મરણમાં રાખવી જોઇયે છે.

ણોનો જ્યાં લગી વિવેક પૂર્વક વિચાર કરવામાં ન આવે, ત્યાં લગી સત્ય વસ્તુ સમજાય તેમ નથી, કેમકે કેટલાક સુધારકંમન્યો પોતે ઠગાયલા હોવાથી તેમના પોતાના ખોટા વિચારોથી બીજાઓને અજાણ્યે ઠગે છે; અને કેટલાક તો પોતે પોતાની જાતિની સગવડ અને સ્વાર્થબુદ્ધિને લીધે જાણી જોઇને બીજાને ઠગે છે. તેથી તડોથી થતી હાનિનો દોષ તે તડોનાં ખરાં કારણો ઉપર ઘટિત રીતે મુકવાને બદલે અઘટિત રીતે તે હાનિઓનો દોષ બિચારી જ્ઞાતિ ઉપર અથવા તડોમાં રહેલા જ્ઞાતિતત્વ ઉપર અથવા તો ખાસ તે તડો ઉપર મૂકવાની પ્રવૃત્તિ તે સુધારકંમન્યો કરે છે. તે છતાં પણ એ સુધારકંમન્યોના હુંહાણા રૂપ બુમાટાથી તડો જ્યાં હાનિકારક જણાયાં હશે ત્યાં પણ શમી શકયાં નથી, પણ ઉલટાં વધારે જોર પર આવેલાં જણાય છે. અને તેનું ખરૂં કારણ તો એજ છે કે હાલ સુધારકંમન્યો તેઓના જે સ્વચ્છંદી તરંગોને સુધારો અથવા સુધારાના સિદ્ધાન્તો માની બેઠા છે, તેમાં સર્વ પ્રકારના સુધારા અને વધારાનું મૂળ રહેલું છે-એવા સપનો તો એક રજકણ પણ નથી. પણ તે સુધારકંમન્યોના એ તરંગોમાં અજ્ઞાન અને મિથ્યાભિમાનના ઓઘલા ને ઓઘલા ભરેલા છે.

જ્ઞાતિમાં તડ કયારે પડે છે અને તેનાં શાં કારણો હોય છે ? એ પ્રકૃત પ્રશ્ન ઉપર આપણે હવે આવીએ. જ્ઞાતિની સ્વાભાવિક સ્થિતિ એક એકરાગે વહ્યા જતા શાન્ત અને ક્ષોભ રહિત નદીના પ્રવાહ જેવીજ હોય છે પણ જ્યારે તેના શાન્ત પ્રવાહમાં કોઇ સ્વાર્થી પોતાના સ્વાર્થને માટે અથવા પોતાના સ્વચ્છંદને તૃપ્ત કરવાને માટે તે જ્ઞાતિના નિયમોમાંના કોઇ પણ નિયમને તોડે છે, ત્યારે તે જ્ઞાતિના પ્રવાહમાં ક્ષોભ ઉત્પન્ન થાય છે. આવી રીતે ક્ષોભ ઉત્પન્ન કરનારા માણસો તેઓ કાંઇક આપણા સુધારક હોવાનો દાવો કરનાર જેવાજ હોય છે; તેઓને પોતાની સગવડ અથવા પોતાના મગજના ફાંફાંજ આખી નાતની શાન્તિ અને સગવડ કરતાં વધારે કિમતી જણાય છે. અને આવા માણસોનાજ વિચારો સાંકડા હોય છે, અને તેઓ સુધારકોની પેઠે તડવી બની બેસે છે, ત્યારે તે તડનો ચડસ આગળ હોય છે. તેથી તડો અને તેથી થયેલી સાંકડા વિચારવાળી વૃત્તિ એ જ્ઞાતિની ભાવનાનું સંતાન નથી, પણ જ્ઞાતિભંજક સુધારકંમન્યતાનુંજ સંતાન હોય છે. અને આવા વિચારવાળા સુધારકમન્યો જે ઉદાર કૃત્યવાળા હોવાનો દાવો કે દંભ પોતે કરે છે, તે માત્ર એટલાજ માટે કે, તેઓ જે ઉદ્ધતતા પોતાનો સ્વાર્થ અથવા સ્વચ્છંદ પાર પાડવાના હેતુથી જ્ઞાતિની વહેતી ગંગામાં એટલે શાન્ત અને પવિત્ર પ્રવાહમાં પથ્થર નાંખવામાં વાપરે છે; તે ઉદ્ધતતાને શોભીતો ઉદારતો દેખાવ આપી શકાય.

જ્ઞાતિના વિચારો દેશહિતના સંબંધે કે લોકહિતને સંબંધે સાંકડા હોતા નથી, અને તેથી જનસમાજ ઉપર જ્ઞાતિસંસ્થાની હયાતિથી કોઇ પણ સાંકડા વિચાર થવાની અસર થતીજ નથી.—જેઓ આ વાત સમજતા નથી અથવા આથી ઉલટું માને છે, તેઓને આ ભારતવર્ષની પ્રજાનો કાંઇ પણ અનુભવ નથી અથવા તેઓને કોઇપણ પ્રકારે વિદેશીય વિચારનો એટલો બધો પટ લાગી ગયો હોય છે, કે તેઓને માત્ર નામનાજ હિંદુ અથવા હિંદવાસી કહીએ, તો તેમા કાંઇ પણ ખોટું નથી. જો કે પોળોમાં શેરીઓમાં જુદી જુદી જાતનાં પણ ઘરો હોય છે, તો પણ આપણા દેશીઓમાં પોળનાં પચોનો અને પાડાપાડોશીઓના નાતાનો કેવો સપ ભરેલો સબંધ હોય છે, એ સામાન્ય રીતે આપણા જોવામા શું આવતું નથી ? અને વિવિધ જ્ઞાતિયો વાળાં ગામોમાં પણ આખા ગામ

સંબંધી મમત્વની લાગણી એક સરખી નથી હોતી કે? તેજ પ્રમાણે જેઓ દેશ એ શી વસ્તુ છે, અને દેશ પ્રત્યે આપણી શી ફરજો છે—એ સમજે છે, તેઓ તો ગમે તેવી જુદી જુદી નાતના હોય છે, તો પણ તેઓને દેશ પ્રત્યેથી લાગણીઓમા તથા કહેણીરહેણીમા એક સરખા આગ્રહ અને ઉત્સાહથી મેળ કરતા આપણે નજરે જોઇએ છીયે. દેશ સબધી સમજણુજ જ્યા નથી હોતી, ત્યાંજ આપણા લોકો દેશ સબધી હિલચાલમા ઔદાસિન્ય દર્શાવે છે. આમાં દોષ છે અજ્ઞાનનો, તે દોષ અવળબુદ્ધિ મનુષ્યો બિચારી જ્ઞાતિભાવનાને માથે ચઢાવે છે. દેશહિતૈષીપણામાં કે જગદ્ધિતૈષીપણામા જ્ઞાતિભાવના તો, વ્યક્તિભાવના જેટલી પણ આડે આવતી નથી. જેઓ દેશ શુ અને જગત શુ તે વધારે સારી રીતે સમજવાનો દાવો કરે છે, એવા આપણા સુધારકમન્ય ભાઇઓ પણ પોતાના દેશનુ અને જગતનું હિત કેટલે અધિક અશે ઇચ્છે છે કે સાધે છે? તેમને તેમની પોતાની વ્યક્તિની સુખરૂપતા, કે અનુકૂળતાનો વિચારજ દેશનું કે જગત્નુ કલ્યાણ કરતાં જેટલે અંશે રોકતો જણાય છે, તેટલે અશે તો કોઇને જ્ઞાતિભાવના દેશોપકારમાં કે જગદુપકારમાં બાધ કરતી જણાતી નથી તેમ છતાં પણ પોતાનીજ વ્યક્તિગત સ્વાર્થબુદ્ધિથી પણ જે કદી જ્ઞાતિ–ભાવના કોઇ માણસને પોતાની જ્ઞાતિ ઉપર ઉપકાર કરવાને પ્રેરેછે, તોપણ તેટલે અંશે કાંઇક વ્યક્તિભાવના કરતાં વધારે મોકળું મન થઇને દેશ ઉપર અથવા જગત ઉપર ઉપકાર થાય છે. પણ જ્ઞાતિની ભાવનાને ગરદન મારીને જેઓ દેશહિતની ખાલી મોટી મોટી વાતો કરે છે, તેઓને દેશનું અને જગતનું હિત કરતા કોણ અટકાવે છે? ઉત્તર એ છે કે—એઓ સાહેબની પોતાના પંડની અને પોતાની અલીની સુખ સલામતી અને સગવડનો સાંકડો વિચારજ તેમને દેશહિત અને જગદ્ધિત કરતા વચમાં આડે આવે છે. પણ દિવાના કહેનાર અને દિવાના સાંભળનાર, દેશહિતનું નામ દેઇને તથા જગદ્ધિતનું બહાનુ બતાવીને, બિચારી જ્ઞાતિસંસ્થાને અને જ્ઞાતિભાવનાને માથે સાંકડા વિચારનો દોષ નરાતાર જુઠેજુઠો ઓઢાડે છે. આશ્ચર્ય!!! આવી સુધારકંમન્યતા જેમને હોય તેમની પાસેજ મુબારક હો! જ્યાં સદોષ નિર્દોષનો વિવેક કે ન્યાય નથી, એવી સુધારણાને નામે ચાલતી પ્રતારણાથી સાંકડા વિચાર મટી મોકળા વિચાર શી રીતે થવાનો સભવ છે?

પરન્તુ 'અધ ગોલાંગુલ ન્યાયે' સુધારકંમન્યો ફટાવે છે, અને અજ્ઞાન અથવા તો અર્ધદગ્ધ મનુષ્યો ફટયા કરે છે કેઃ—જ્ઞાતિભાવનાથી માણસનાં મન સાંકડા થઇ જાય છે માટે જ્ઞાતિની સસ્થાઓનો નાશ કરવો એજ-સર્વોત્તમ માર્ગ છે. પણ એ પ્રમાણે ફટનાર અને ફટાવનાર બંનેની બુદ્ધિ વિષે અમને તો શકા ઉપજ્યા વિના રહેતી નથી. માણસ એ સમુદાય બાંધી રહેનાર પ્રાણી છે, તેનું કુદરતી વલણ પોતાને માટે સમુદાય બાંધીને રહેવાનુ છે; અને તે એટલે સુધી છે કે તે પોતાને માટે એક નહિ પણ અનેક હેતુ પ્રમાણે અનેક સમુદાય બાંધીને સમુદાયોના એક અગ તરીકે વિવિધ હક અને જવાબદારીઓ ધારણ કરીને પોતાની જીવનયાત્રા ચલાવ્યા કરે છે. એકજ માણસ અમુક કૌટુંબિક સમુદાયનો એક અગરૂપ હોય છે, તેજ માણસ બીજી અમુક ધાર્મિક સંસ્થાનો અનુયાયી હોય છે; તેજ માણસ ત્રીજી વ્યાપારી મંડળીનો એક આસામી હોય છે; તેજ માણસ ચોથા મિત્રમંડલના આનંદઉત્સવમાં ભાગ લેનાર એક મિત્રજન હોય છે તેજ પ્રમાણે એ માણસ રોટીબેટીના વ્યવહારને માટે એક જ્ઞાતિનો જ્ઞાતિજન પણ હોય છે. એકજ મનુષ્યના સંબંધમા

એ વિવિધ સંસ્થાઓ એ માણસના સામાજિક સ્વભાવનાંજ પરિણામ હોવાથી એકબીજાની ઉપકારક અને મિત્ર હોય છે. છતાં પણ જો એ સંસ્થાઓ વચ્ચે અણબનાવ થાય, તો જાણવું કે તે સંસ્થાઓનો તે સંસ્થાઓ તરીકે દોષ નથી, પણ પેલો માણસજ નાલાયક હોવો જોઇયે, કે જેણે સંસ્થાઓ જેવાં સ્વાભાવિક અનુકૂળતાનાં સાધનને, તેણે પરસ્પર વિક્ષેપનાં સાધન બનાવ્યાં.

બીજો પ્રશ્ન એ વિચારવાનો છે કે, કદી જ્ઞાતિયો ન હોય, તો પણ મનુષ્યજાતિની વ્યક્તિયો પોતપોતાને અનુકૂળ એવા આચાર કે વિચારના ધોરણ ઉપર, તેમજ દેશ, કાળ અને નિમિત્તને ઉદ્દેશીને પોતાને માટે ગોળ (સમુદાય-circle) બનાવ્યા વિના રહેશે કે? કોઇ પણ પ્રજામાં એવા ગોળ નથી? અને જ્યાં એવી કાંઇ પણ જ્ઞાતિ જેવી સંસ્થાઓ નથી,—અરે કોઇ પણ પ્રકારની આડ નથી, એવી બ્રહ્મદેશની પ્રજાની શા બારે મોટી ઉન્નતિ થઇ ગઇ છે? તે આ વર્તમાન સમયનો પ્રત્યક્ષ ઇતિહાસરૂપ પુરાવો વિચારી જોવામાં આવે તો તરતજ સમજાશે કે, જ્ઞાતિસંસ્થાનો અભાવ અથવા સામાજીક છૂટ એ કોઇ પણ પ્રકારે ઉન્નતિની સાથે સંબંધ ધરાવનાર નથી, આહાર અને લગ્નની બાબતમાં જેઓને આડ નથી, ત્યાં પણ યુરોપ જેવા દેશોમાં પૈસો અને પદવી એ કૃત્રિમ મિથ્યાભિમાનના ઐહિક પાયા ઉપર જુદાઇની ભીંત્યો ચણાયા વિના રહી નથી; તેના કરતાં તો ગમે તેવા પણ શૌચ અને ઇન્દ્રિયનિગ્રહના વિવિધ અંશોના પ્રાધાન્યે અથવા ગૌણ્ય ઉપર અર્થાત તારતમ્ય ઉપર જ્ઞાતોએજ પોતાની પવિત્ર વેદીઓ આ ભારતભૂમિમાં રચી છે; અને તે છતાં સર્વ જ્ઞાતો એક બીજા પ્રત્યે વાત્સલ્ય-નિરભિમાન અને બંધુભાવવાળી ભાવના ધરાવે છે—તે કેટલે દરજ્જે ઉચ્ચ આદર્શ ઉપર રહેલું છે? તેનો વિચાર કરવાને તો સાચું આર્ય-લોહીજ સમર્થ થઇ શકે. લેભાગુ તીતીઘોડા જેવી વિદ્યા અને પતંગિયાં જેવાં તર્કથી ગુમાનીં થયેલી ભગજને આ તત્વની છાયા પણ સમજાવી શક્ય નથી. ગમે તેવી સામાજિક છુટવાળી પ્રજા હશે, તોપણ તેમાં આહાર માટે નહિ તો લગ્ન માટે પણ જ્ઞાતોના કરતાં પણ વધારે આર્થિક અને લૌકિક ગર્વ વાળા આડંબરી ગોળ (Circles) હોય છે. તેના કરતાં ગરીબ તવંગર સર્વને જો તેઓનાં ગુણ અને શીલ સારાં હોય, તો એક પંક્તિમાં બંધુભાવે મૂકનાર અને સારે નરતે પ્રસંગે સાથે રાખનાર ભારતવર્ષની જ્ઞાતિની સંસ્થાઓ કેટલી ઉચ્ચ અને દિવ્ય ભાવનાઓ ઉપર દૃઢ સ્થપાયેલી છે; તેનો મર્મ જેઓને સમજાયો નથી, તેઓ આ પવિત્ર દેશમાં જન્મ્યા તે ન જન્મ્યા બરોબરજ છે. તેઓને સાંકડા વિચારો અને મોકળા વિચારો વિષે પાંડિત્ય ડહોળવાનો કાંઇ પણ હક નથી—એવો મારો તો નમ્ર અભિપ્રાય છે, તેમજ પોતાની મરજીમાં આવે તેમ તેઓ વર્તે તેમાં મને તો કંઇ પણ આશ્ચર્ય નથી લાગતું.

તેથી "જ્ઞાતિ તેમજ તેની અંદરનાં તડાં-પેટાભેદોને લીધે મનુષ્યના વિચાર સાંકડા થાય છે અને તેની અસર જનસમાજ ઉપર થાય છે." એ સિદ્ધાન્ત અથવા દલીલ તદ્દન ખોટી છે, અને તે રજ્જુમાં સર્પના ભાસ જેવો મિથ્યાભાસ માત્ર છે. તેવોજ એ સુધારક-મન્યોનો કોલાહલ એક ભ્રાન્તિરૂપજ છે, એ કોલાહલમાં સત્યનો એક પણ અંશ નથી, આ કોલાહલરૂપ આરોપ કેટલો મિથ્યા છે, તે ઉપરની મીમાંસા ઉપરથી વિચારકને તો સાફ સમજાશે. (અપૂર્ણ.) સંઘવી.

॥ ॐ श्रीँ ॥

॥ ॐ श्रीँ श्रीमहाज्योतिःपुरुषसिंहाय नमः ॥

# श्रीमहाज्योतिः

प्रकाश २. अमदावाद, माघ कृष्ण१४—महाशिवरात्रि संवत १९७०. किरण ८.

॥ ॐ श्रीँ ॥ श्रीनृसिंहायनमः ॥

## वृत्तिनी विनंती अने श्रीइष्टनो अद्भुत खेल.

### પદ ૧. ગરબી—રાગ હોરી.

(આવોને નંદલાલ, રમવા આવોને રેઃ—એ રાગ.)

આવો આવો અવિનાશ, માન તજી મુજ પાસે;
કરવા વસંત વિલાસ, હું તલસું તમ આશે. (ધ્રુવ.)

પ્રફુલતરૂવર કુસુમ ભરેલાં,
આપ ચરણ રૂચિ રક્ત બનેલાં,
ઉપજાવે અભિલાષ, પ્રેમજનક શુભ વાસે. આવો૦ ૧

કૃષ્ણ કોકિલ નિજ ગીતો સુણાવે,
અમ સમ વિરહિણી શીષ ધુણાવે,
નાથ વિયોગે નિરાશ, અધર સુકાય નિસાસે. આવો૦ ૨

સમશીતોષ્ણ પવન પણ આવે,
મરણ દશા કરી અમને સતાવે,
પ્રિયદર્શનની પ્યાસ, મજણુ વિયોગ હુતાશે. આવો૦ ૩

સુકૃત આમ્ર શુભ પુષ્પે પન્હોતા,-
નિરખી નિરખી, દશે દિશ જોતાં,
ઉર ધરિને વિશ્વાસ, અલબેલા ! અભિલાષે. આવો૦ ૪

ભૃંગ સુમધુર મધુ ગ્રહી ગુંજે,
મધુર મધુર દ્વિજરવ અતિ કુંજે,
હું કયમ ધરૂં ઉલ્લાસ, કંથ ન દેખું નિવાસે. આવો૦ ૫

વિધવિધ રંગ ગુલાલ ઘટાઓ,
શુભ્ર અબીરની ઓર છટાઓ,
તમ પદરજ વિણ ત્રાસ-ભાસે ભર્યો ચહુ પાસે. આવો૦ ૬

ઘેરો ધરાધર ગજવે ઘેરા,
તે તો સઉ મુજ મન દુઃખ ડેરા,
વનિતા પામે વિનાશ, પતિ વિણ કોણુ તપાસે. આવો૦ ૭

હોય ભલે કદી ઘરઘર વ્હીવા,
દુનિયાં ભરીને કરે કોઈ દીવા,
પણ વિણ સૂર્યપ્રકાશ, પદ્મિની કોણુ વિકાસે. આવો૦ ૮

ભક્તિવીંટી વિષે નાથ ! નગીના,
સાચા સ્નેહી પ્રભુ છો પરણીના,
વિનતી સૂણીને ખાસ, ખેંચાઇ આવ્યા પ્રેમને પાશે.
આવ્યા આવ્યા અવિનાશ, માન તજી મુજ પાસે. ૯

ભેટયા નૃહરિ જવ ભુજ ભરી ભાવે;
પુરૂષ બન્યો, મટી પ્રમદા, હું હાવે,
સખિયો કરે ઉપહાસ, સંઘવી હોરી શું ગાશે ?
આવ્યા આવ્યા અવિનાશ, માન તજી મુજ પાસે. ૧૦

—સંઘવી.

## —તત્ત્વવિવરણ.—

ઉપર લખેલી હોરીમાં જે વિપ્રલંભ શૃંગાર તથા વિયોગને અન્તે પ્રિયા અને પતિનો મેળાપ તથા તે મેળાપનો અદ્‌ભુત રસમય પરિણામ વર્ણવ્યો છે, તેમાં કવિનું કેવું ચમત્કારિક ચાતુર્ય તથા તત્ત્વજ્ઞાન મહદ્ય મનોહર રીતે ગુંથાયલું છે, તે સર્વ પ્રકારના વાચકોને સ્પષ્ટ સમજાય તેટલા માટે કાંઇક વિવરણની અપેક્ષા રહે છેઃ—

આ હોરીમાં ઉત્તમ પ્રકારની સ્વકીયા પતિવ્રતાશિરોમણિ નાયિકા કાવ્ય પક્ષે છે, અને તત્ત્વજ્ઞાનપક્ષે પરમાત્મદર્શનને માટે તન્મતી વૃત્તિ છે. આ બન્નેનો પતિ "અવિનાશ"

એ પદવડે સંબોધવા યોગ્ય છે. પતિવ્રતા સતી શિરોમણિ હમેશ પોતાના પતિને–અમર રહે–એમ ઇચ્છનારી છે. તેથી સારથિ જેમ રથીને "આયુષ્મન્" એવું સંબોધન કરે છે તેમ સતી સ્ત્રી પોતાના પ્રિયતમ પતિને "અવિનાશ" એવું સંબોધન કરે છે તે યથાયોગ્ય છે. તેમજ સતી પત્નીને કદી પણ વૈધવ્ય પતિથી વિચ્છેદ પમાડી શકતું નથી; કારણ કે અનુગમનદ્વારા ( એટલે સતી થઇને પણ ) તે પોતાની સહધર્મિણી તરીકેની પદવીને હમેશ પોતાને હસ્તગત રાખવાની સત્યે પ્રતિજ્ઞાવાળી હોવાથી તે ઇશ્વરકોટિથી પણ પૂજવા યોગ્ય સતી શિરોમણિજ પોતાના આ ક્ષણભંગુર મર્ત્યલોકવાસી પતિને પણ બેધડક "અવિનાશ" એવું સંબોધન લગાડવાના પૂર્ણ અધિકારવાળી છે. તેમજ પોતાના પતિને પરમેશ્વર માનનારી સતીઓ ઇશ્વરવાચક "અવિનાશ" વિશેષણ લગાડે તો તે પણ આપણા સનાતનહિંદુધર્મ પ્રમાણે નિર્વિવાદ છે. બીજી તરફ વૃત્તિ પક્ષે તો પરમાત્માજ વિવક્ષિત હોવાથી "અવિનાશ" એ સંબોધન વિષે કાંઇ વિવરણની જરૂર નથી.

વૃત્તિ તેમજ સતી નાયિકા સ્વકીયા કહે છે કે–હે અવિનાશ આપ માન તજીને મારી પાસ આવો આવો. "આવો આવો" એ પ્રમાણે ક્રિયાપદનું પુનરાવર્ત્તન તે વૃત્તિ તેમજ સ્વકીયાની આતુરતાનું વ્યંજક છે. "માન તજી" એ પદોમાં એવો ભાવ રહેલો છે કે કોઇપણ કારણથી જાણતાં અજાણતાં આપને ન રૂચે એવું કાંઇ મારાથી થયું હોય, અને તેથી આપ રીસાયા હો તો પણ હું આપને મનાવું તેની પણ રાહ જોવાને આપ રહેશો નહિ. કેમકે હું આપનેજ "પરણેલી" આપની સહધર્મિણી છું, અને સતી પતિવ્રતપરાયણા હોવાથી "આ વસંત સમયમાં વિલાસ કરવાને માટે હું આપનીજ આશાએ તલસું છું."

હવે વસંત ઋતુ કામોદ્દીપક હોય છે–તે સંબંધે કવિ ચતુરાઇથી વર્ણન કરે છે.

**(૧) સ્વકીયા નાયિકા પક્ષે અન્વયાર્થ:**—બ્રહ્મતરૂવર એટલે જેના ઉપર કેસુડાંનાં ફુલ થાય છે તે. ખાખરાનો અપર પર્યાય શબ્દ "બ્રહ્મતરૂ" છે. તે ખાખરાનાં સુંદર વૃક્ષો કેસુડાંનાં ફુલથી ભરેલાં છે, અને તે આપના ચરણની પાનીના જેવી સુંદરતા વડે રાતાં છે. તેથી એવું સ્મરણ કરાવે છે કે–આ વસંત—ઋતુરાજ તો આવ્યો પણ આપનાં પગલાં આપણા ઘર તરફ હજુ કેમ ન થયાં? વળી કેસુડાંનાં ફુલો પ્રેમને ઉપજાવનાર સુંદર વાસે કરીને પતિસમાગમનો અભિલાષ ઉપજાવે છે. માટે આપ આવો આવો. ઇત્યાદિ.

વૃત્તિ પક્ષે અન્વયાર્થ:—બ્રહ્મ એટલે વેદ. વેદરૂપી વૃક્ષ, ફુલ એટલે બ્રહ્મજ્ઞાનનાં ભાવિફળને સૂચવનાર–ફલ શ્રુતિનાં વચનોથી–વેદાધ્યયનના સમયરૂપ વસંત ઋતુમાં–ભરપૂર જણાય છે; અને તે વાક્યો આપ પરમાત્માના ચરણ વિષય રૂચિ ઉપજાવનાર અનુરક્ત ભાવવાળાં છે; અને તેથી પરમાત્મવિષયકપ્રેમ ( ભક્તિ )તે શુભ વાસના વડે ઉપજાવે છે, અર્થાત્ જ્ઞાનાભિલાષી બનાવે છે. અભિપ્રાય એ છે કે વૃત્તિને બ્રહ્મજિજ્ઞાસામાં સ્થાપે છે. એવો ધ્વનિતાર્થ છે. ૧.

**(૨) સ્વકીયા પક્ષે અન્વયાર્થ:**—સાહિત્યશાસ્ત્રમાં પતિપત્ની વચ્ચેનો ધર્મમય ઉચ્ચકોટિનો શૃંગાર તેને કૃષ્ણવર્ણનો સ્થાયી ગણેલો છે. તેના જેવા કૃષ્ણ વર્ણનો કોકિલ ( કોયલનો નર ) પક્ષી પોતાની ગીતા ગાયા કરે છે. અર્થાત્ જેમ સાધુ લોકો ગીતાના ગુટકાનો પાઠ કર્યા કરે છે, તેમ વારંવાર કોકિલપક્ષિ પોતાનો કુહુકાર સંભળાવ્યા કરે છે. તે

સાભળીને આપના અસહ્ય વિરહની હ્દયવ્યથાથી મારા જેવી વિયોગિની અબળાઓના માથા ધુણે છે (મસ્તકનું ધુણવુ એ હ્દયની અત્યત વ્યથાનુ સૂચક છે) હે નાથ! આપના વિયોગે હુ નિરાશ થઇ ગઇછુ અને તેથી વારવાર એટલા બધા હ્દયપરિતાપથી ઉષ્ણ થયેલા નિશ્વાસ મૂકાય છે કે જેથી મારો અધર (ઓઠ) સુકાઇ જાય છે

વૃત્તિપક્ષે અન્વયાર્થ—શ્રીકૃષ્ણ પરમાત્મારૂપ કોકિલ તે ગીતામા પણ બ્રહ્મજ્ઞાન અને તેનો મહિમા વર્ણવે છે, પણ તે સાભળીને મારા જેવી આત્મસાક્ષાત્કારને નહિ પામેલી વિરહિણી વૃત્તિના સમજવામા અથવા અનુભવમા નહિ ઉતરવાની તથા બ્રહ્મજ્ઞાનના લોકોત્તર મહિમાથી અતિ મુગ્ધભાવ પામીને મસ્તક ધુણાવે છે અર્થાત્ દોલાયમાન્ થાય છે કેમકે આવી વૃત્તિ તે નાથ એટલે વૃત્તિને ચેતિત કરનાર આત્મા તેના સાક્ષાત્કાર વિના નિરાશ એટલે "અનબ્ધ ભૂમિક્ત્વ" ની સ્થિતિમા હોય છે તેથી તેને "આશા" એટલે દિશા સૂજતી નથી, અને તે નિશ્વાસ નાખતી અધર ને અધર સૂકાયા કરે છે-મોસાયા કરે છે ૨

**(૩) સ્વકીયા પક્ષે અન્વયાર્થ:**—શીત સમયનો પવન તે જડતા ઉત્પન્ન કરનાર હોવાથી તથા ઉષ્ણ સમયનો પવન તે સ્વેદ શૈથિલ્યાદિક ઉપજાવનાર હોવાથી ભોગેચ્છાને પ્રતિકૂલ હોય છે પણ આ તો નહિ ટાઢો અને નહિ ઉનો એવો માફકસર પવન આવે છે તેથી સૂચવાય છે કે વિનાસી વસત આવ્યો પણ આપને વિયોગે મને તો આ વસતવાયુ સુખ આપવાને બદલે મરણની દશા આપે છે અને સતાવે છે કેમકે પ્રિય પતિના દર્શનની હુ તરશી છુ, અને વિયોગના અગ્નિવડે હુ બળુ છુ અર્થાત્ વસત ઋતુમા હુતાશની (હોળી)નું પર્વ આવે છે, પણ અહી તો મારી અત્યારથીજ હોળી થવા બેઠી છે

વૃત્તિ પક્ષે અન્વયાર્થ—જ્યારે જ્ઞાનની ઘેડ બેસતી ન હોય, ત્યારે મનની ચચળતા દૂર કરવાને તથા અતકરણની શુદ્ધિને માટે સાધકે યોગનો આશ્રય લેવો, એ અભિપ્રાયને અનુસરી યોગ કર્યો તેથી શીત પવન એ ચદ્રની નાડી (ઇડા) નો અને ઉષ્ણ પવન એ સૂર્યની નાડી (પિગળા)નો તે બને જેમા સરખા વહે છે-એવી સમશીતોષ્ણ શુશુમ્ણા મા પવન (પ્રાણ) વહે છે, એવી સ્થિતિ કરી પણ આત્માનુ દર્શન નહિ થવાથી **तदा सा मरणावस्था जायते द्विपुटाश्रया** એ હઠયોગના વાક્ય પ્રમાણે ઉભય નાડીને આશ્રય કરી પ્રાણની ગતિ ચાલતી હોવાથી મરણ અવસ્થા તો થઇ-પણ આત્મસાક્ષાત્કાર વિના એ અવસ્થા સતાવનાર જ થઇ પડી છે-એવો ભાવ છે મરણાવસ્થાવાળાને કાઇ દુખ થતુ નથી એ લોક તેમજ શાસ્ત્રમા પ્રસિદ્ધ છે છતા પણ મરણાવસ્થામા પણ મને પરમાત્માના સાક્ષાત્કારની તૃષ્ણા સોસે છે અને હુ પરમાત્માના સાક્ષાત્કાર વિના અગ્નિથી બળતી હોઉ એવી તપાયમાન છુ ૩

**(૪) સ્વકીયા પરત્વે અન્વયાર્થ:**—નવપલ્લવથી શોભિત કરાયલા આમ્રના વૃક્ષો સુદર મ્હોર આવવાથી સુસપન્ન જણાય છે આમ્રના મ્હોરનુ બાણ એ કામદેવના પાચ પુષ્પબાણમા સઉથી અમોઘ અસ્ત્ર ગણાય છે આ બાણ કામદેવે ચઢાવેલુ હોવાથી હવે મારૂ રક્ષણ કરનાર આપ પતિ ઘેર પધારશો એવો વિશ્વાસ ધારણ કરીને હે અનમેના! આપની અભિલાષાથી દશે દિશા તરફ આપને માટે અમે જોતા બેઠા છીએ

વૃત્તિ પરત્વે અન્વયાર્થ—સુકૃત એટલે સત્કર્મ રૂપી આમ્રાઓને શુભફળની આશા ઉપજાવનાર પુષ્કળ મ્હોર આવેલા છે અર્થાત્ પુણ્ય ફળની નિકટતા જણાય છે ખરી પણ

તે નિરખીને તો આપના દર્શન માટેની આતુરતામા ઉલટો વધારો થાય છે, અને તેથી હે અલબેલા! સુદરતાની પરાકાષ્ટા રૂપ પરમાત્માન્! આપ વિષે શ્રદ્ધા રાખીને દર્શનના અભિલાષથી દશે દિશા પ્રત્યે જોતી બેઠી છું. ૪.

**(૫) સ્વકીયા પરત્વે અન્વયાર્થ**—ભૃગ એટલે ભમરાઓ અતિ મિષ્ટ મધને ગ્રહણ કરીને ગુંજારવ કરી રહ્યા છે, તેથી કામદેવના ધનુષ્યની દોરીના ટકાર જેવા અવાજો થાય છે, (કામદેવના ધનુષ્યની દોરી મધમાખીઓની પક્તિની છે) અને કુજેકુજે પક્ષીઓના મધુર સ્વર થઇ રહ્યા છે. અર્થાત્ કામોત્તેજક રચના સર્વત્ર થઇ રહી છે, પણ મારા કથને હુ મારા નિવાસમા જોતી નથી એટલે શી રીતે અતકરણમા ઉલ્લાસ ધરૂ ?

વૃત્તિ પરત્વે અન્વયાર્થ —ભમરાને છ પગ હોય છે, તે ષટ્‌સમ્પત્તિના ભાવને અત્રે ભૃગ શબ્દથી સૂચવ્યો છે, તે ષટ્‌સપત્તિ સમુદાય અતિ મધુર એવા સસ્કારરૂપ મધનું ગ્રહણ કરી કરીને ગુજારવ કરી રહ્યો છે, દ્વિજ એટલે બ્રાહ્મણગ્રન્થોના વાક્યોનો રવ એટલે અવાજ અતકરણને દરેક ખુણેખોચરે ગલી ગલીમા ઘુમી રહ્યો છે પણ જ્યાં લગી પરમાત્મા રૂપ પતિનો મારા પોતાના ઘરમા-દેહદહેરામા સાક્ષાત્કાર થતો નથી ત્યા લગી હુ આનદ ઉલ્લાસ શી રીતે ધરૂ ? ૫.

**(૬) સ્વકીયા પરત્વે અન્વયાર્થ:**—જુદા જુદા રગના ગુલાલની ઘટાઓ ઉડી રહી છે, તેમ અતિ સફેત અબીરની પણ ઓર તરેહની છટાઓ નજરે પડે છે. પણ જ્યાં લગી આપના ચરણારવિદની રજથી મારૂ ઘર પાવન નહિ થશે અર્થાત્ આપ ઘેર નહિ પધારો ત્યા લગી મને ચારે તરફ ત્રાસનોજ ભાસ ભરેલો જણાય છે.

વૃત્તિ પરત્વે અન્વયાર્થ —જ્યોતિષ્મતી વૃત્તિ થવાથી તેજોમય વિવિધ રગની ઘટાઓ જણાય છે, તથા કોઇનાર અબીર જેવુ અતિ શુભ્ર તેજોમય સર્વત્ર જણાય છે પણ જ્યાં લગી હે પરમાત્મન્! આપના ચરણકમલનો સાક્ષાત્કાર થતો નથી ત્યાં લગી મને તો લૌકિક અલૌકિક સર્વ દ્રષ્ય દેખાવામા ચારે તરફ ત્રાસનોજ ભાસ ભરેલો જણાય છે જો કે જ્યોતિષ્મતી વૃત્તિ વગેરે યોગના પ્રતીતિજનક ચમત્કારરૂપ ફળો છે, તો પણ તે સર્વ દ્રષ્ય હોવાથી સઉના દ્રષ્ટા આત્માના સાક્ષાત્કારની અપેક્ષાએ ઉતરતા દરજ્જાના છે, તેથી કેવળ આત્મસ્વરૂપના સાક્ષાત્કાર માટે તલસતા સાધકને એટલેથીજ તૃપ્તિ નથી થતી, પણ એ સાધક તો છેક રસાસ્વાદ લગીની સર્વ અવસ્થાઓને શુદ્ધ સાક્ષાત્કારમા વિઘ્નરૂપજ માને છે. ૬

**(૮) સ્વકીયા પરત્વે અન્વયાર્થ:**-હોળીમાં ઘેરૈયાઓની ઘેરો ઘેરેઘેર ફરે છે અને ઘેરાઓ (મોટા ડફ) બજાવે છે. પણ તે સઘળું મને તો દુખના ડેરારૂપે જણાય છે. આવા વિલાસમય વસતમાં હું આપની વનિતા વિનાશ પામીશ, આપ પતિવિના મારી તપાસ કોણ લે?

વૃત્તિ પરત્વે અન્વયાર્થ:—ઉત્સવરૂપ શુભ સસ્કારોરૂપ ઘેરાઇઆ હૃદયકમળની દરેક પાંખડીરૂપ ઘેરે ઘેર વાદ્ય ગાન કરી રહ્યા છે વિવિધ નાદાનુસધાન થાય છે, તો પણ તે સર્વના દ્રષ્ટા સાક્ષી આપના મુકાબલે મને તો દુખના ડેરારૂપજ જણાય છે કેમકે એ સઘળી અવસ્થાઓમાથી પણ યોગભ્રષ્ટ થવાનો સભવ છે. તેથી જો આપનો સાક્ષાત્કાર નહિ થાય તો મારો પણ વિનાશ થાય તો આપ પતિવિના મારી કોણ તપાસ લે? ૭.

બ્રહ્મચારીઓ માટે વેદ અને બીજાં શાસ્ત્રોનો અભ્યાસ કરવાને શાસ્ત્રમાં બતાવેલી પદ્ધતિ અનુસાર યોજેલાં બ્રાહ્મણ-વિદ્યાલયો (ગુરુકુલો) સ્થાપવાં અને જરૂર જણાય ત્યાં હિંદુ-સમાજના ઇતર વર્ણો માટે તેજ રીતનાં ઘટે તેવાં બીજાં વિદ્યાલયોને ઉત્તેજન આપવું તેમજ તેવાં વિદ્યાલયો સ્થાપવા માટે જોઇતી મદદ આપવી;

(૨) ચાતુર્વર્ણ્યસમાજે અને ખાસ કરીને બ્રાહ્મણવર્ગે યથાઘટિત દાન અને બક્ષિસો આપી વિદ્વાન્ અને પવિત્ર બ્રાહ્મણો-પંડિતો, ઘાટકો અને પુરોહિતોનું-સંરક્ષણ કરવું. જેઓ આ પવિત્ર ફરજ બજાવી શકે એવી વ્યાવહારિક સ્થિતિમાં હોય છતાં તે ફરજ બજાવવામાં કસુર કરે તેઓ સામાજીક તિરસ્કારને પાત્ર થાય.

(૩) હિંદુશાસ્ત્રોને હલકું લગાડનારાં જે વાકયો કે વિચારો યુનિવર્સિટીમાં ચાલતાં પુસ્તકોમાં હોય તેમાંથી તે કાઢી નખાવવા માટે કાયદેસર ઇલાજો લેવા.

(૪) નિશાળોમાં અને પાઠશાળાઓમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને શાસ્ત્રોનો બોધ થાય તથા તે અંદરનું રહસ્ય સમજાય-એવાં પુસ્તકો બંગાળી ભાષામાં તૈયાર કરાવી બહાર પાડવા ગોઠવણ કરવી.

(૫) વિવાહમાં વરપક્ષે "પાન" લેવું નહિ આ નિયમનો ભંગ કરનાર સામાજીક તિરસ્કારને પાત્ર થશે.

(૬) જેમ બાર્હીય (બહારના) બ્રાહ્મણ વર્ગમાં બે ભિન્ન પેટા વિભાગમાં લગ્ન થવાથી કૌલિન્ય ભ્રંશ થતો નથી, પણ તેવો વિવાહ સ્વરૂપ સામાજીક દુષણજ ગણાય છે તેમ વરેણ્ય (બંગાળાના) બ્રાહ્મણ વર્ગના ભિન્ન ભિન્ન વિભાગોમાં પરસ્પરનો વિવાહ સંબંધ.પણ વસ્તુતઃ કાંઇ પણ સામાજીક અવનતિરૂપ ગણાશે નહિ.

(૭) વિદેશથી પાછા આવનાર હિંદુએ (વિદેશમાં) નિષિદ્ધ ખોરાક ખાવાનો દોષ કર્યો હોય તો તે પ્રાયશ્ચિત કર્યા પછી પણ સમાજમાં દાખલ થવાને પાત્ર *નથી*—એવો આ મહાસંમિલનમાં એકઠા થયેલા બંગાળાના જૂદા જૂદા પ્રાંતોના પ્રતિનિધિરૂપ બ્રાહ્મણ પંડિતો અને કુલાચાર્યોનો મત હોવાથી તે અનુસાર ઠરાવવામાં આવે છે કે બીજો નિર્ણય થાય ત્યાંસુધી વિક્રમપુર સમાજે તે પ્રમાણે વર્તવું. અને આ સવાલમાં જે જે બાબતોનો સમાવેશ થાય છે તેઓને શાસ્ત્રાનુસાર નિર્ણય કરવા માટે બંગાલાના જૂદા જૂદા પ્રાંતોના પંડિતોના પ્રતિનિધિઓની સભા આથી મુકરર કરવામાં આવે છે.—તેણે તે બાબતનો નિર્ણય, હવે પછી મહાસંમેલન મળે ત્યારે છેવટના સ્વીકાર માટે રજુ કરવો.

(૮) હિંદુસમાજના બ્રાહ્મણ વ્યતિરિક્ત જ્ઞાતિયોના ધર્મો નક્કી કરવા માટે આ મહાસંમિલન તે તે જ્ઞાતિના અગ્રેસરો સાથે વિચાર કરીને ધર્મના સંરક્ષણ માટે ઉપાયો યોજશે અને તે અમલમાં મુકશે.

(૯) બ્રાહ્મણવર્ણના આચારવિચાર શાસ્ત્રની મર્યાદાનુસાર પુનઃ સ્થાપવા માટે તેમજ દુ.ખી અને પતિત બ્રાહ્મણોની સ્થિતિ સુધારવા માટે ઉપાયો યોજવા.

(૧૦) બ્રાહ્મણ કુટુંબોનાં ગોત્ર પ્રવર (વંશ) અને ઇતિહાસ જાળવી રાખવાને અને તેમની જાતીય વિશુદ્ધિ જાળવી રાખવાને ઉપાયો યોજવા.

(૧૧) હિંદુસમાજના સંરક્ષણ માટે, ધર્મક્રિયાઓના યથાર્થ અનુષ્ઠાન માટે, તેમજ ગામડાઓનુ આરોગ્ય સુધારના માટે ગામડાઓમાં દેવાલયો, ધર્મશાળાઓ, વિદ્યાલયો અને તળાવો બંધાવવાની જરૂર છે.

(૧૨) દરેક વિભાગ માટે બ્રાહ્મણ પંડિતોની મંડળી સ્થાપવી તેમાં સત્તાવીશ કરતાં અધિક સભ્યો ન જોઇએ. જે પંડિતો યથાર્થ ધર્મનિષ્ટ હોય જેઓ ધાર્મિક પ્રશ્નોનો ન્યાયપુરઃસર યથાર્થ જ નિર્ણય આપે અને કદી પણ અયથાર્થ નિર્ણય આપે નહિ એવા હોય, જેઓ પોતાના પુત્રોમાથી વધારે નહિ તો એકને પણ બ્રાહ્મણ પંડિત તરીકે ઉછેરવાનું વચન આપે. અને પોતે આચાર્ય હોય અગર જેમનો શિષ્ય આચાર્ય હોય, તેવા બ્રાહ્મણ પંડિતોમાથી આ સભ્યો પસંદ કરવા. તેમનામાથી એક વર્ષ માટે એકને પ્રમુખ નિમવો, જે મૂર્ધન્ય કહેવાશે, તે બીજીવાર નીમાવાને યોગ્ય રહેશે આ મંડળીનો કોઇ સભ્ય ઉપર ગણાવેલ લક્ષણુથી વિરહિત જણાશે, તો તે સભ્યના પદથી ચ્યુત થશે વર્ણાશ્રમધર્મ જાળવવા માટે તેમજ હિંદુસમાજની પવિત્રતાના સંરક્ષણ માટે મૂર્ધન્ય અને મંડલીએ આપેલા નિર્ણયો શાસ્ત્રાનુસાર અમલમા મુકવામા આવશે સ્થાનિક હિંદુસમાજે દ્રવ્યની મદદથી આ મંડળીના સભ્યોને અગર તેવા સભ્યો થવાને લાયક હોય એવા બ્રાહ્મણ પંડિતોને નિભાવવા હિંદુસમાજના યથાર્થ અંગભૂતે દરેક ધાર્મિક ક્રિયાના કે ઉત્સવના પ્રસંગે આવા પંડિતોની સભા મેળવવી, અને પોતાની શક્તિ અનુસાર તેમને દાનમાનથી સંતોષવા. જેઓ એવું નિમંત્રણ કરવાને અશક્ત હોય, તેમણે આવા પંડિતોના નિભાવ માટે સ્થાનિક બ્રાહ્મણસભાના હસ્તક પોતાની શક્તિ અનુસાર રકમ સોપવી અને મૂર્ધન્ય અને મંડળીએ આવા બ્રાહ્મણ પંડિતોના નિભાવ માટે આવી સત્ક્રિયા કરનારાઓનો સત્કાર કરવો.

(૧૩) ઉપરના નિર્ણયોનો અમલ કરવા માટે અને તે રીતે સામાજીક અંકુશની યોજનાથી ધર્મનું સંરક્ષણ કરવાને ભિન્ન ભિન્ન સ્થળે બ્રાહ્મણ સભાઓ સ્થાપવી, પ્રાંતિક સંમેલનોની યોજના કરવી અને પ્રતિવર્ષ બ્રાહ્મણ મહાસંમિલન ભરવું

જટાશંકર દયારામ વ્યાસ.

*** આ વિષયમાં વર્ણવેલી હિલચાલ ઉપરથી શું સૂચવાય એનો દરેક વિચારવાન્ હિંદુએ વિચાર કરવો જોઇએ છે વિદેશી ભણતરના પ્રવેશ પછી જેમને આ દેશનો કાંઇ પણ અનુભવ નહિ, એવા નવલોહિયા નવશિક્ષિતોએ પોતાને સુધારાના સિદ્ધ માની સુધારણા એટલે શુ અને સુધારણીય શુ એનો કાઇ પણ વિચાર શાન્ત અને ગંભીર મગજથી કર્યા વિના એક પ્રકારની સંક્ષોભક મિથ્યા પ્રવૃત્તિ ઉભી કરી હતી. આ પ્રવૃત્તિ એ કોઇ વિચારપુરસ્સર કરેલી પ્રવૃત્તિ નહોતી, પણ તે એક પ્રકારનો અભિનિવેશનો વેગ માત્ર હતો તથા હાલ પણ છે; એ સુધારકો ગણાઇ ગયેલા માણસોનાં લખાણ અને લક્ષણનો ઇતિહાસ જોતાં હવે દરકોઈ તટસ્થ તથા આ દેશના અનુભવી મનુષ્યને ખુલ્લે ખુલ્લુ સમજાયા વિના રહે તેમ નથી આવા સુધારકો સનાતન હિંદુધર્મની અનુયાયી પ્રજા અને પ્રજાના નેતા બ્રાહ્મણો ઉપર સુધારાની હિલચાલ નહિ કરવાને માટે પ્રમાદનો અથવા ખાઇનગાડુપણાનો દોષ મૂકે છે પણ બ્રાહ્મણવર્ગને હાલ ગમે તેટલો કલિની સત્તાને વશ થયેલો ગણીએ, તો પણ એ બી સીડીના આચાર્યો પાસેથી સર્ટીફીકેટ પામીને બહાર પડેલા સુધારકો કરતા તે વર્ગ ક્રોડગણે અંગે અધિક આર્યપ્રજાના સ્વભાવ ગુણ ધર્મ વધારે સારી રીતે પસપૂર્વથી

જાણનાર હોવાથી તેમજ ચાતુર્વર્ણ્યના ગુરૂ તરીકેની પોતાની જવાબદારી સમજનાર હોવાથી જુની અને નવી પરિસ્થિતિનુ સ્વરૂપ બરોબર અવલોકયા વિના અને સમજ્યા વિના બ્રાહ્મણવર્ગ કોઇપણ પ્રવૃત્તિ આરંભે નહિ એ સ્વાભાવિક તેમજ યથાયોગ્ય છે હવે સુધારાના સ્વરૂપ અને લક્ષણ જણાઇ આવે, એટલો સમય તેના જન્મ પછી વીત્યો છે જો કે કેટલાક બ્રાહ્મણોએ તો એ સુધારાની જન્મોત્તરી પ્રથમથીજ કરી હતી અને તેના ભાવિ પરાક્રમ વર્ણવેલા હતા, પણ નવશિક્ષિત વર્ગ બધોય તે વખતે એ સુધારાનો ભક્ત હતો હવે તો કહેવાતા સુધારકો જેટલાજ વિદ્વાન્ અને કોઈ બાબ તો સુધારકો કરતા પણ અધિક વિદ્વાન્ મનુષ્યો હવે એ જન્મોત્તરીમા વર્ણવેલા ભવિષ્યના ખરાપણાને માન્ય કરતા શીખ્યા છે તેથી હવે આ યોગ્ય સમય હોવાથી બ્રાહ્મણપ્રજાસમુદાયે આ પ્રકારે વિવિધ સ્થળે અને વિવિધ પ્રકારે વર્ણગુરૂ તરીકનો પોતાનો ધર્મ ચોપડી બજાવવાનો ઉપક્રમ માડયોછે ઉપર વર્ણવેલા સમેલનના મન્તવ્યોનુ સ્વરૂપ વિચારતા વિવેકી સજ્જનોને ધર્મસુધારાના સ્વરૂપ વિષે કાઇક દિગ્દર્શન થશે પરમેશ્વર બ્રાહ્મણોના નિષ્કામ પરોપકારી પ્રયાસમા સત્વર સફળતા અર્પો અને ભારતવર્ષીય ચાતુર્વર્ણ્યની સમગ્ર પ્રજામા બ્રહ્મણ્યતા પ્રસરો એજ પ્રાર્થના અમો નિરતર કરીએ છીએ. તત્રી.

# दोषदृष्टि अने द्वेषदृष्टि.

(૪) અનુસંધાન:—ચાલતા વર્ષના પૌષ માસના પૃષ્ઠ ૯૬ થી

વળી કેટલીક સસ્થાઓ એવી છે કે પ્રજાતત્વને પ્રાધાન્ય આપી તે નિરંજ મોટા પ્રલોભન રૂપ વ્યાખ્યાનો અને લેખોથી ભોળી ઉછરતી પ્રજાને પોતાના સનાતન હિંદુધર્મનો ભોગ આપવાને માટે લલચાવે છે, તથા કેટલીક સસ્થાઓ એવી છે કે હિંદુધર્મને પ્રાધાન્ય આપી પ્રજાતત્વ ઉપર પાણી ફેરવે છે, તો આ બન્ને પ્રકારની સસ્થાઓથી સદા વિમિશ્રિત મિજાજની માફક દુર રહેવુ જોઇએ પુરાતન બ્રાહ્મણ સસ્થાએ સનાતન હિંદુધર્મમાં ધર્મ અને પ્રજાતત્વને એક સરખી રીતે જોડેલા છે, તેમા ધર્મ એ આત્મારૂપે રાખેલો છે, અને પ્રજાતત્વને આત્મા સાથે અભિન્નતાને પામેલા મનને રૂપે રાખેલુ છે, અને વર્ણાશ્રમના આચારને વજ્ર જેવા દૃઢ શરીરને રૂપે રાખેલો છે તથા આ ત્રિપુટી વડે સનાતન હિંદુધર્મના અનુયાયીઓને પ્રજાતત્વના મરતળ દ્વારા લૌકિક અભ્યુદયની સિદ્ધિપૂર્વક મોક્ષ માર્ગનુ ઉદ્ઘાટન અને ધર્મની સિદ્ધિદ્વારા અંત:કરણની યથાર્થ શુદ્ધિપૂર્વક જ્ઞાન અને મોક્ષની સિદ્ધિ-એવો એક અદ્વિતીય વ્યૂહ રચેલો છે આ વ્યૂહરૂપ આદર્શને નજર આગળ રાખીને સનાતન હિંદુધર્મની છાયામા આવતા દરેક પથ અને સંપ્રદાયના બુદ્ધિમાન પુરૂષોએ પોતાના ચારિત્ર્ય સાધીને ઇતર સામાન્ય જનસમુદાયને ઉદાહરણ રૂપ થઇ પડવુ જોઇએ તથા એ આ ગંથી કોઇ પણ અરો વિરૂદ્ધ પાતી સસ્થાઓના દોષો જોઇને પોતે જાણવા તથા આપણા બીજા ધર્મબંધુઓને જણાવવા એ હાલના જમાનામા કરવાનુ ખરેખર કર્તવ્ય છે આ કર્તવ્ય બજાવવામા સ્પષ્ટવકતા થવાથી જો કોઇ રોષ ચમને ખોટ લાગે તો તેની દરકાર ન રાખીને [illegible]

નહિ આથી કેટલાક સ્વાર્થીઓ આપણા ઉપર અસાધુતાનો ખોટો આરોપ મૂકશે, તો પણ આપણી સાચી સાધુતા શી છે તે સમજવું અને તેનું રક્ષણ કરવું એ કામ આપણુંજ છે. આપણા સાચા સિદ્ધાન્તો જણાવના, તેનું પ્રતિપાદન કરવું, અને તેની શિથિલતા અથવા સંકરતા ન થાય અને થઈ હોય તો દુર થાય તે પ્રમાણે શુદ્ધબુદ્ધિથી અને નિર્ભયતાથી ખંડન પ્રક્રિયાનો પણ આશ્રય લેવો, અર્થાત્ આપણે દોષદૃષ્ટિનો નાશ કરવો નહિ અને તેને પણ આપણી ગુણદૃષ્ટિના જેટલીજ સતેજ રાખવી. સનાતન હિંદુધર્મની ઉત્તમતા ઇતર ધર્મી વિદ્વાનોએ પણ પોતાના લેખોમા જણાવી છે, તથા ભારતવર્ષની જ્ઞાનસમૃદ્ધિ માટે ઋષિઓ અને બ્રાહ્મણોએ જે મહાન્ તપરૂપ પરિશ્રમ કર્યો છે તેના નિખાલસ રીતે ઘણાં ભારે વખાણ કરેલા છે, તે પ્રો૦ મેક્ષમ્યુલર વગેરે ધુરંધર પંડિતોના લેખો ઉપરથી આપણે જાણી શકીએ છીએ, અને આપણે પણ આપણા પોતાના અનુભવ ઉપરથી જાણીએ છીએ કે સનાતન હિંદુધર્મ એ શુદ્ધ કુંદન સમાન છે તો પછી આપણા સર્વોત્કૃષ્ટ ધર્મનું રક્ષણ કરવામા તથા તેમા સંકરતા અને શિથિલતા થતી અટકાવવાના પ્રયત્નમા આપણે બેધડક રીતે પ્રવૃત્ત થવુ—એમા કોઇપણ પ્રકારની અસાધુતા નથીજ; પરંતુ ખરેખરી આપણી સાધુતાજ છે

અસાધુતા એ દોષદૃષ્ટિમાં નથી—એ હવે દર્શાવવાનો યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે; પરંતુ ખરેખરી રીતે જોતાં અસાધુતા એ તો દોષદૃષ્ટિમા નહિ પણ દ્વેષદૃષ્ટિમા રહેલી છે. તથાપિ કેટલાક મનુષ્યોને સરખી જણાતી વસ્તુઓ વચ્ચે જે તફાવત રહેલો છે, તે સમજવાની શક્તિ જોઇયે તેવી ખીલેલી હોતી નથી, તેથી તેઓ એકને બદલે બીજાને વખાણે કે વખોડે એ સ્વાભાવિક છે. જે કાંઇ શક્તિ દોષદૃષ્ટિમા રહેલી છે તે અમુક વસ્તુ કે વિચારની અંદર રહેલા દોષ જોવાની શક્તિ છે, દોષ જાણવાથી આપણે સાવધ થઇને તે વસ્તુના કે વિચારના સંસર્ગથી વેગળા રહીએ છીએ. પણ તેથી આપણે કાંઇ તે વસ્તુ કે વિચારનો દ્વેષજ કરવો પડે એમ આવશ્યક અથવા અનિવાર્ય થઇ પડતું નથી. અર્થાત્ અમુક બાબતના આપણે આપણી દોષદૃષ્ટિથી દોષ જાણ્યા, એટલે આપણે તેના ઉપર દોષદૃષ્ટિ કરવીજ પડે એવો નિયમ નથી. અલબત, આપણે તે બાબતના દોષ જાણ્યા એટલે આપણે તેના ઉપર રાગબુદ્ધિ કરતાં અટકીએ—એ તો સ્વાભાવિકજ છે, પણ એથી કાંઇ આપણે દ્વેષબુદ્ધિજ તેની ઉપર કરિયે છીએ એમ નિકળતું નથી તેમજ આપણે કોઇ બાબતના દોષ જોઇને તે બાબતનું ખંડન કરીએ તેથી પણ આપણે તેના પ્રત્યે દ્વેષબુદ્ધિ કરવીજ પડે એવો પણ કાંઇ નિયમ નથી. કારણ તે ખંડન કરવામાં આપણો હેતુ આપણા માનવ ભાઇઓને તે બાબતથી સાવધ રહેવાની ચેતવણી આપવાનોજ હોય તો આપણે જે ખંડન કરીએ છીએ, તે આપણા એ ચેતવણીના હેતુ પૂરતુ તથા શુદ્ધબુદ્ધિવાળુ હોય છે. દ્વેષદૃષ્ટિમાં વૈરની વૃત્તિ હોવી જોઇએ, તેવી વૈરવૃત્તિ આપણે કોઇ પ્રત્યે કદી પણ ધારણ કરવી નહિ. એવી વૈરવૃત્તિ વિના જો આપણે દોષદર્શન કરીએ તો તેથી આપણે દ્વેષદૃષ્ટિવાળા થઇ જતા નથી કોઇ કોઇનાર એવુ પણ બને છે કે દોષદૃષ્ટિમાંથી કેટલાંક મનુષ્યોને દ્વેષદૃષ્ટિ પણ ઉત્પન્ન થાય છે, પણ તેટલા ઉપરથી દોષદૃષ્ટિનોજ ત્યાગ કરી દેવો અને ભોટ બનીને જ્યાં ત્યાં લોટી પડવાને સભ્યતા અને મિલનસારપણું સમજતા શીખવું એ તો મંદબુદ્ધિ અને અવિવેકજ છે. જમવાથી અજીર્ણ થાય છે, એ વાત ખરી છે, તેથી જમવુંજ નહિ અને ભૂખ્યા મરી જવુ—એવો સાર કાઢનાર જેમ મૂર્ખ ગણાય છે, તેજ પ્રમાણે દ્વેષદૃષ્ટિ

થઇ જવાના ભયથી જે દોષ'ષ્ટિને કાઢી નાંખવાનો ઉપદેશ ગ્રહણ કરે છે તે માણસ પણ મંદમતિ છે—એમાં કાંઇ સદેહ નથી. અમુક નિયમ પ્રમાણે અથવા અમુક વિધિથી જમનારને કાંઈ પણ અજીર્ણ થતું નથી, પણ ઉલટાં બળ અને આરોગ્ય પ્રાપ્ત થાય છે. તેજ પ્રમાણે દોષદષ્ટિથી તો નિર્દોષ વસ્તુ અથવા વિચારનું ગ્રહણ કરી શકાય છે, અને દોષથી દુર રહેવાય છે; દોષદષ્ટિની સાથે રહેવાથી ગુણદષ્ટિ પણ વિવેકરૂપ બની જાય છે. આપણી સસ્કૃત ભાષામાં પડિતનો પર્યાય શબ્દ "દોષજ્ઞ" છે જે ગુણનું સ્વરૂપ યથાર્થ રીતે જાણવા ઇચ્છતો હોય તેણે દોષોનુ સ્વરૂપ પણ યથાર્થ જાણવું જોઇયે. જે માણસની દોષદષ્ટિ કેળવાયલી નથી હોતી, તે માણસ ખરા ગુણોને જાણી શકતો નથી, પણ ગુણાભાસથી ઠગાય છે. માટે દોષદષ્ટિ ત્યજવાની નથી, પણ તેને કેળવીને ઉપયોગમા લેવી જોઇયે

પણ કેટલાક માણસોને ગુણને પણ દોષરૂપે જોવાનો સ્વભાવ પડી જાય છે. આવો સ્વભાવ તે તો હાનિકારકજ છે, એમાં કાંઇ શકા નથી. આવી દોષ'ષ્ટિના જેટલીજ હાનિકારક ગુણદષ્ટિ છે, કારણ કે એ ગુણ'ષ્ટિ તે દોષોને પણ ગુણરૂપેજ જોનારી છે. આવી ગુણદષ્ટિવાળો માણસ ધીમે ધીમે સર્વ દોષો અથવા દુર્ગુણોને પણ ગુણરૂપે જોઇને પૂજનારો થાય છે; અને ક્રમે કરીને તે દોષરૂપ અથવા દુર્ગુણ રૂપ તે પોતેજ થઇ જાય છે, દોષ અને ગુણ બન્નેને જાણી શકે એવી દષ્ટિ તે-વિવેકદષ્ટિ-પ્રાપ્ત કરી અને દોષનો ત્યાગ અને ગુણનુ ગ્રહણ કરે તેજ કલ્યાણને પામે છે. બાકી કેવળ ગુણબુદ્ધિથી-નામની ખોટી સાધુતાથી તો અશ્રેયજ છે એમ સનાતન હિંદુધર્મના સજ્જનોએ જાણવું. इति शिवम्.

संघवी.

---

# श्रीयोगसंघः

## ( निर्जर गुर्जर भाषा टीकोपेतः )

### द्वितियं प्रयाणम् ( पूर्व सूत्रनम् )

( ૧૨ ) અનુસંધાનઃ—ચાલતા વર્ષના માર્ગશીર્ષ માસના પૃષ્ઠ ૫૩ થી.

मूळ श्लोकः—

**साधको योगविद्यायां गुरुत्वं नैव धारयेत ।**
**सिद्धानामधिकारःस्याद्गुरुत्वे धर्मसंमते ॥ ३ ॥**

योगयात्रा टीकाः—

प्रथम द्वितीय श्लोकयोर्लक्ष्मीभूतं तत्वमास्मिँस्तृतीये श्लोके ग्रन्थकारो विवृणोति—साधक इति ॥

योगविद्यायां साधको गुरुत्वं नैव धारयेत् । धर्मसंमते गुरुत्वे सिद्धानामधिकारस्यादित्यन्वयः ॥

साधको योगाभ्यास दशायां वर्त्तमानः, न तु स्वायत्तीकृत योगसिद्धान्ताक्रियारहस्यः। योगविद्येति कथने योगकलान्तर्भावोऽपि । गुरुत्वं गुरुभावं दैशिकत्व मुपदेष्टृत्वम् । नै वेत्येव कारेण कदाचिदपि नेति विवक्षा। धारयेद्गृह्णीयात् । सिद्धाना योगविद्याकलात्मकशास्त्रपारंगतानाम् । अधिकारो योग्यता। गुरुत्वे शिक्षकत्वे । धर्मेण संमतं धर्मसंमतं तस्मिन्धर्मसंमते ॥

शिष्यत्वेऽधिकार ज्ञापकं लक्षणं गत श्लोक उल्लिखितमधुना ग्रन्थकृता गुरुत्वे कस्याधिकारस्यादित्य प्रश्नस्योत्तररूपं वक्तव्यं सुस्पष्टतयोच्यते। सिद्धसाङ्गोपाङ्गयोगस्यैव गुरुत्वेऽधिकारो नान्यस्य। यतो योगस्तु साधकदशास्थात्र प्राप्तस्तस्या पूर्णज्ञानत्वात्कदाचिद्रोगादिदोष संभवादथवा संभूते रोगाद्यभ्यास प्रत्यूहे तत्परिहारोपायेषु तस्यानुभवाभावाद्धानिरेवस्यात् । साधकेनाऽपि गुरुत्वग्रहणेऽस्याद्वितीयप्रयाणस्यादिम श्लोकोक्तं योगविद्यायाः प्रकाशे कृते स्वाभ्यासस्य निर्वीर्यत्वापत्तेरनर्थ एव स्यात्। सिद्धाऽपि सम्यक्शिष्य परीक्षणादृते यस्य कस्यचिदुपदेशं न वितरन्ति तदा कुतः साधकाः।स्यादिति विध्यर्थ क्रियापद संभवमात्रार्थ द्योतकम्। योग्य शिष्य प्राप्तौ योगविद्याया रक्षणार्थमेव गुरुत्वं सिद्धै स्वीक्रियते न तु मानपूजाख्यात्यादि प्राप्त्यर्थ मितिभावः। तत्राऽपि तद्गुरुत्वेन धर्मसंमतत्वेन भाव्यम्। वर्णाश्रमव्यवस्था पूर्वक मेव गुरुत्वं धर्मसमतं स्यादन्यथा वर्णाश्रममर्यादोच्छेदकारणं गुरुत्वं न संमतं ग्रन्थकृतः। शूद्राद्यधमवर्णस्य गुरुत्वं ब्राह्मणाद्युच्चवर्णस्य शिष्यत्वं न रोचते ग्रन्थकृते। योगस्याऽपि महर्षिपरम्परा प्राप्तत्वात् ॥ तां परम्परामुपेक्ष्य प्रवृत्तो योगसम्प्रदायस्तु तान्त्रिक तयाऽवैदिकत्व दूषितो नाद्रियते तत्वविद्भिरित्यलम् ॥ ३ ॥

યોગતીર્થ ટીકા:—

પહેલા અને બીજા શ્લોકના લક્ષ્યરૂપ તત્વને આ ત્રીજા શ્લોકમા ગ્રંથકાર ખુલ્લુ કરે છે—

યોગવિદ્યામા સાધકે ગુરૂપણુ ધારણ કરવુ નહિજ ધર્મસમત ગુરૂપણામા સિદ્ધોનો અધિકાર હોય—એ પ્રમાણે આ ત્રીજા શ્લોકનો અન્વય છે

સાધક એટલે જે યોગનો અભ્યાસ કરવાની દશામા હોય છે તેવો મનુષ્ય, પણ જેણે (યોગનો પૂર્ણ અભ્યાસ કરીને) યોગના સિદ્ધાન્ત ક્રિયા અને રહસ્ય પોતાના કબજામા લીધા છે એવો મનુષ્ય નહિ (જેણે પૂર્ણ અભ્યાસને અંતે યોગના સિદ્ધાન્ત ક્રિયા અને રહસ્ય પોતાને હસ્તગત કર્યા છે તે તો સિદ્ધ પુરૂષ કહેવાય છે તેઓ તો બીજાને યોગ શિખવનાર ગુરૂ થઇ શકે ) યોગવિદ્યા એમ કહેવામા યોગકળાનો પણ અતર્ભાવ થાય છે ગુરૂત્વ એટલે ગુરૂપણું ગુરૂભાવ દૈશિકપણુ ઉપદેષ્ટાપણું નહિ જ એમ કહેવામા જે જ છે તેથી એમ કહેવા ધારેલુ છે કે કદાચિત્ પણ નહિ ધારણ કરે એટલે ગ્રહણ કરે સિદ્ધોનો — એટલે યોગવિદ્યાકળાત્મક શાસ્ત્રનો પાર પામેલાનો અધિકાર એટલે યોગ્યતા ગુરૂત્વે એટલે ગુરૂપણામા—શિક્ષકપણા વિષે ધર્મવડે સમત તે ધર્મસમત

શિષ્યત્વ વિષે અધિકારને જણાવનાર લક્ષણો ગયા શ્લોકમા ઉલ્લેખ કરવામા આવ્યો છે, હવે ગુરૂપણા વિષે કોનો અધિકાર હોય એવા આ પ્રશ્નના ઉત્તરરૂપે જે કહેવા યોગ્ય છે તે ગ્રથકારવડે સુસ્પષ્ટતાથી કહેવાય છે જેને સાગોપાગ યોગ સિદ્ધ થયો છે એવા પુરુષનોજ ગુરૂપણાને વિષે અધિકાર છે, બીજા કોઇનો પણ અધિકાર નથી કારણકે યોગ તો સાધકદશાવાળા શિખાઉની પાસેથી ન જ ગ્રહણ કરવો, કેમકે તેના અધુરા જ્ઞાનથી કોઇવાર રોગાદિ દોષ થવાના સભવે છે, અથવા તો જો કદી યોગાભ્યાસમા વિઘ્નરૂપ રોગાદિક ઉત્પન્ન થયો હોય તો તે નિવારણ કરવાના ઉપાયનો અનુભવ તે શીખાઉને હોતો નથી, તેથી હાનિજ થાય અને તે સાધક પણ જો ગુરૂપણું લઇ બેસે તો આ બીજા પ્રયાણના પ્રથમ શ્લોકમા કહેલુ છે તે પ્રમાણે યોગવિદ્યાને ગુપ્ત રાખવાને બદલે યોગવિદ્યાનો પ્રકાશ થઇ જાય તેનો પોતાનો અભ્યાસ નિર્વીર્ય થઇ પડવાનો તેથી અનર્થજ થવાનો (વળી ગુરૂપણાની ઉપાધિ વહોરવાથી શિખાઉના પોતાના અભ્યાસમા જ અડચણ આવવાની) સિદ્ધો પણ શિષ્યની બરોબર પરીક્ષા કર્યા વિના જેને તેને યોગનો ઉપદેશ આપતા નથી, તો સાધકો તો આપે જ કેમ? 'અધિકાર હોય એમા હોય એવુ વિધ્યર્થ ક્રિયાપદ સભવ માનનો જ અર્થ સૂચવે છે (પરતુ સર્વ કોઇ સિદ્ધોએ નિરપેક્ષ રીત્યે એ અધિકાર વાપરવો જ એવો અર્થ લેવાતો નથી) જ્યારે યોગ્ય શિષ્યની પ્રાપ્તિ થાય ત્યારે યોગવિદ્યાના રક્ષણને અર્થેજ સિદ્ધો ગુરૂપદ સ્વીકારે છે, પણ તેઓ કાઇ માનપૂજા અને ખ્યાતિ વગેરેની પ્રાપ્તિ માટે ગુરૂપદ સ્વીકારતા નથી–એવો અત્રે કહેવાનો ભાવ છે તેમા પણ તે ગુરૂપણું તે ધર્મ સમત હોવુ જોઇએ વર્ણાશ્રમની વ્યવસ્થાપૂર્વકજ જે ગુરૂપણું છે તે ધર્મસમત હોય, નહિ તો વર્ણાશ્રમમર્યાદાનો ઉચ્છેદ કરનારૂ ગુરૂત્વ તે ગ્રન્થકારને માન્ય નથી શૂદ્રાદિ અધમ વર્ણનુ ગુરૂત્વ અને બ્રાહ્મણાદિ ઉચ્ચવર્ણનુ શિષ્યત્વ ગ્રથકારને રૂચતુ નથી કેમકે યોગ પણ મહર્ષિ પરપરાથી પ્રાપ્ત છે તે પરપરાની ઉપેક્ષા કરીને જે યોગ સપ્રદાય પ્રવૃત્ત થયો છે તે તાન્ત્રિક હોવાથી તેમાં અવૈદિકપણાનુ દૂષણ છે, તેથી તત્ત્વવિદ્ પુરૂષો તેને આદર આપતા નથી–એટલુ કહેવુ પૂરતું છે

(આ સ્થળે એટલુ સૂચવવુ યોગ્ય છે કે—જો સાધક ગુરૂ તરીકે બીજાને યોગનુ શિક્ષણ આપે નહિ, પણ પોતાના ગુરૂશ્રીની આજ્ઞાથી પોતાના નાના ગુરૂ ભાઇઓને પોતાને જેટલુ યથાર્થ આવડતુ હોય તેટલામાથી શીખવે, અથવા તો તેઓના યોગાભ્યાસ ઉપર દેખરેખ રાખે તો તેમા કઇ બાધ જેવુ નથી કેમકે આવે પ્રસગે આખર જવાબદારી ગુરૂશ્રી ઉપર જ છે

વળી કોઇપણ વિદ્યા જ્યા લગી બ્રાહ્મણાદિ વર્ણાનુક્રમે ઉચ્ચવર્ણના ગુરૂ મળે ત્યા લગી સમાન અથવા અધમ વર્ણના મનુષ્યો પાસેથી ન શીખવી એ સામાન્ય નિયમ આ યોગ વિદ્યાના સબધમા પણ છે તોપણ જો વિદ્યાનો લોપ થતો હોય તો ગમે તેની પાસેથી પણ વિદ્યા શીખવી એ કાઇ ખોટુ નથી તોપણ તે વિદ્યા શીખનારે તે વિદ્યા જ માત્ર શીખવી, પણ તે શીખવનારના ધર્મ, નીતિ વગેરે વિપરીત હોય, તો તેનો સ્પર્શ આપણને ન થાય તેવી સાવધતા અને દૃઢતા રાખવી જોઇએ વિદ્યા શીખતા કોઇપણ જાતની અવિદ્યા આવે નહિ એ બાબત જાગતા રહેવુ જોઇએ]

(અપૂર્ણ)

સંઘવી.

# શ્રીશ્રેયઃસર્વસ્વ.

## અથવા

## શ્રીમન્નૃસિંહાચાર્ય ચરિતામૃત.

(૪) અનુસંધાનઃ-ચાલતા વર્ષના પૌષ માસના પૃષ્ઠ ૮૯ થી.

હવે પ્રસંગવશાત્ **અદૃષ્ટવિશેષજન્ય** તનુઓ વિષે વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે. અદષ્ટનો અર્થ સાધારણ રીતે એજ છે કે નહિ દેખવામાં આવેલું તે. આ સંસારમાં પ્રાણી માત્ર જે કાંઇ કર્મ કરે છે તેનાં બે પ્રકારનાં ફળ થાય છે. એક તો જે ફળ પ્રત્યક્ષ દેખાય છે તે; અને બીજું ફળ જે પ્રત્યક્ષ તે વખતે દેખાતું નથી પણ કાલાન્તરે આલોકમાં કે ઇતર લોકમાં જે ફળ પ્રાપ્ત થવાનુંજ છે તે. આ બીજા પ્રકારનાં કર્મફળ તે અદષ્ટવિશેષ કહેવાય છે. તેથી અદષ્ટવિશેષજન્ય તનુઓ એટલે એવી તનુઓ કે જેઓની ઉત્પત્તિ -કોઇ અમુક (ખાસ) અદષ્ટકર્મફળોને લીધે થયેલી છે. પણ એ "અદષ્ટકર્મ કોનાં ?" એ પ્રશ્નના વિચારને લઇને નીચે પ્રમાણે વ્યવસ્થા હોવી સંભવે છેઃ—

(૧) એ અદષ્ટ ફલવાળાં કર્મો ચહાય તો અદષ્ટવિશેષજન્ય વ્યક્તિનાં પોતાનાંજ હોય.

(૨) એ અદષ્ટફળવાળાં કર્મો ચહાય તો ઇતર સંસારી જીવસમુદાયનાં હોય.

(૩) એ અદષ્ટફળવાળાં કર્મો ચહાય તો જે લીલાતનુના સંકેતોને અથવા અવતાર-કૃત્યોને પાર પાડવામાં થોડે કે ઘણે અંશે તે અદષ્ટવિશેષજન્ય વ્યક્તિ સહાયરૂપ અથવા નિમિત્તરૂપ થવાની હોય તે લીલાતનુવાળી વ્યક્તિનાં હોય.

(૪) અથવા તો ઉપર કહ્યાં તે ત્રણે પ્રકારનાં અદષ્ટફળવાળાં કર્મોના સમ્મુચ્ચયથી તે અદષ્ટવિશેષજન્ય વ્યક્તિનું પ્રાકટ્ય થયું હોય.

આ અદષ્ટવિશેષજન્ય તનુઓ સંબંધી વિષયનો વિચાર અત્રે માત્ર પ્રસંગવશાત્ પ્રાપ્ત થયેલો છે, મુખ્ય પ્રતિપાદ્ય વિષય તરીકે પ્રાપ્ત થયો નથી; તેથી સંક્ષેપમાં અત્રે એટલુંજ જણાવવું યોગ્ય છે કે-" યદ્યપિ એક કે બીજી રીતે મીમાંસા કરતાં, પૂર્વોક્ત અંક (૩) માં જણાવ્યા પ્રમાણે ઉપર કહ્યાં તે ત્રણે પ્રકારનાં અદષ્ટ ફળવાળાં કર્મોના સમ્મુચ્ચયથી જ તે તે અદષ્ટવિશેષજન્ય તનુ પ્રાગટ્ય થયું હોય છે, તોપણ **પ્રાધાન્યદૃષ્ટિથી** તે અમુક લીલા તનુનુંજ અદષ્ટવિશેષજન્ય તનુ કહેવાય છે.

અદષ્ટવિશેષજન્યતનુ જે લીલાવિગ્રહ અથવા લીલાતનુનું અદષ્ટવિશેષજન્યતનુ હોય છે, તેના અવતાર કૃત્યના વિવિધ સંકેતોને પાર પાડવામાં સાધનરૂપે તે લીલાવિગ્રહની લીલાની રંગભૂમિમાં આપણને દર્શન દે છે. એક એક લીલાવિગ્રહને માટે કોઈ કોઈવાર એક કે એક કરતાં વધારે અદષ્ટવિશેષજન્ય તનુ હોય છે, અને કોઇવાર એક પણ હોતું નથી. વળી ઇશકોટિમાંથી એકનો લીલાવિગ્રહ તે બીજી ઇશકોટિના લીલાતનુને અર્થે અદષ્ટવિશેષજન્યતનુ હોય છે. ઉદાહરણ તરીકે શ્રીરામાવતારરૂપ શ્રીવિષ્ણુના લીલાતનુના અદષ્ટવિશેષજન્યતનુરૂપે શ્રીહનુમાનજી છે, પણ બીજી તરફ દૃષ્ટિ નાંખતાં તે શ્રીરૂદ્ર ભગવાનનું લીલાતનુ છે.

આ વિશ્વ પરસ્પર કર્મનિબદ્ધ છે, અને વિશ્વ એ વૈચિત્ર્યની પરકાષ્ઠા છે. તેથીજ

શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમુખેજ શ્રીભગવદ્ગીતામાં સ્પષ્ટમાં સ્પષ્ટ રીતે પ્રસિદ્ધ કર્યું છે કે:–**गहना कर्मणो गतिः** અર્થાત્ કર્મની ગતિ ગહન છે; અને તેથી અદષ્ટવિશેષજન્યતનુઓ સંબંધી મીમાંસા અને સૂક્ષ્મ ભેદો એટલા બધા છે કે શાસ્ત્રકારોએ પણ "અદષ્ટવિશેષજન્ય" એ વિશેષણમાં **"વિશેષ"** એવો અનેક વિચારગ્રાહી શબ્દ યોજેલો છે, માટે આ સ્થળે તો વાચકવર્ગને સામાન્ય રીતે અર્થ સમજાય એટલા પૂરતુંજ વિવેચન અદષ્ટવિશેષજન્યતનુના સંબંધમાં કરી કૃતાર્થતા માનવામાં આવે છે.

હવે ઇશ્વરની વિભૂતિરૂપ વ્યક્તિઓ અને પદાર્થો વિષે કાંઇક ઇસારો કરીને પ્રકૃત વિશ્વપાવન ચરિત્ર આલેખવાનું કાર્ય આરંભાશે. પરમેશ્વરના ઐશ્વર્યનો પાર નથી તેથી તેમની વિભૂતિનો પણ પાર નથી પરંતુ મનુષ્યના સમજવામાં પરમેશ્વરની વિભૂતિનો કાંઇક પણ ખ્યાલ આવે તેથી શ્રીમુખે શ્રીમદ્ભગવદ્ગીતામાં વિભૂતિયોગના અધ્યાય દશમામાં વિભૂતિરૂપ વ્યક્તિઓ અને પદાર્થો વર્ણવેલા છે. પરંતુ તે પણ દિગ્દર્શન માત્રજ છે, એમ દર્શાવવાને માટે શ્રીમુખે કહેલું છે કે:—

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवाऽव गच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ गीता अ. १० श्लोक ४१**

જે કાંઇ શ્રી એટલે શોભા, લક્ષ્મી વગેરે ભગદૈશ્વર્યયુક્ત અથવા બલશક્તિ વગેરેથી મહાન્ હોય, તે તે સર્વ જડ ચેતન સ્થાવર જંગમ વ્યક્તિ અને જાતિ માત્રને તું હે અર્જુન! મારા તેજના અંશથી ઉપજેલું જાણ અર્થાત્ એ સર્વ મારી વિભૂતિરૂપ છે.

પરમેશ્વર સર્વવ્યાપક છે, તેથી જડચેતન સ્થાવર જંગમ સર્વમાં છે, અને તેથી તેઓશ્રીની વિભૂતિ પણ તે સર્વમાં શ્રી તથા શક્તિ અને મહત્વ વગેરેના તારતમ્યે કરીને વિચારનારને દૃષ્ટિગોચાર થયા વિના રહેતી નથી.

લીલાતનુ, અદૃષ્ટવિશેષજન્યતનુ, અને વિભૂતિ એમાં અનુક્રમે ઐશ્વર્યનું ઓછું ઓછું પ્રમાણ હોય છે. લીલાતનુ એ ઇશ્વરની આ દૃષ્ય જગતમાં સર્વોપરિ અભિવ્યક્તિ છે. આ ત્રણે પ્રકારની અભિવ્યક્તિયોથી સામાન્ય અથવા વિશેષ રીતે આ વિશ્વમર્યાદાનું યથોચિત સ્થાપન અને સંરક્ષણ કરાય અર્થાત્ જગતનું હિત સધાય છે.

ઉપર જણાવી ગયા તે શ્રીપરમેશ્વરની બાહ્ય અને સર્વસંવેદ્ય અથવા બહુસંવેદ્ય અભિવ્યક્તિના સંબંધમાં વપરાતા ત્રણ (લીલાવિગ્રહ, અદષ્ટવિશેષજન્ય અને વિભૂતિ) પારિભાષિક શબ્દો છે તેના ભાવાર્થ માત્ર સમજાય એટલા પૂરતું વિવેચન અત્રે કર્યું છે, કેમકે આ વિશ્વપાવનચરિત્રના લોકોત્તર નાયક પરમાત્મસ્વરૂપ **શ્રીમન્નૃસિંહાચાર્ય ભગવાનની** લીલાના દિગ્દર્શન માત્રરૂપ આ મારા પ્રયત્નનો આશય સમજવાને યત્ન કરનાર પ્રામાણિક અને ન્યાયી સજ્જનોને ઉક્ત ત્રણ પારિભાષિક શબ્દોના અર્થ તથા ભાવ ઉપર આ દિવ્ય ચરિત્રના વાચન પ્રસંગે નિરંતર પોતાનું ધ્યાન રાખવું એ અતિ ઉપયોગી થઇ પડશે, એવું મારૂં નમ્રપણે માનવું છે. તેમજ મારા સાધકબંધુઓને પોતાના જ્ઞેયધ્યેય તારણતરણ આચાર્યશ્રીના મહિમાનું રહસ્ય વધારે સુદૃઢ રીતે જાણવા અથવા જણાવવાને પણ આટલી પૂર્વપીઠિકાની આવશ્યકતા છે. (અપૂર્ણ.)

**इति श्रीश्रेयःसर्वस्व उद्घाटनम् ॥**

સંઘવી.

# आर्यसंसारमां स्त्रीनुं स्थान शुं ?

**(૨) અનુસંધાન:—ચાલતા વર્ષના પૌષ માસના પૃષ્ઠ ૯૪ થી.**

ઉપર પ્રમાણે આર્યસંસારમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને કર્તવ્ય સંબંધી તથા પ્રાચીન કાળમાં તેમનું આર્યગૃહસ્થાશ્રમમાં શું સ્થાન હતું, તે વિષે મનુ મહારાજના વચનોનો ઉહાપોહ કરતાં આ બાબત આપણા લક્ષમાં ઉતરી છે, સંસારીઓના કલ્યાણાર્થે ધર્મશાસ્ત્રો રચનારા મહર્ષિયોએ સ્ત્રીઓને કાંઇજ પરતંત્રાધીન બનાવેલી નથી, પરંતુ પિતા પતિ કે પુત્રની સંમતિથી સંસારવ્યવહારનો આ સુખેથી ચલાવવાની ગૃહકાર્યભાર વહેવાની સૂચના આર્યસ્ત્રીને કરેલી છે. વળી ગૃહતંત્ર વિશેષ ભાગે સ્વબુદ્ધિ અનુસાર ચલાવવાની સત્તા તેમને આપવાની સાથે પુરુષોએ તેમને અનન્ય પૂજ્ય અને આદરણીય માનવાનું ઠરાવેલું છે, અને વિશેષ કરીને સંસારસુખ તથા વૈભવ સ્ત્રીની પ્રસન્નતા ઉપરજ અવલંબી રહ્યાનું પણ જણાવેલું છે જ.

હવે વર્તમાન સમયે આર્યસ્ત્રીઓની એ પ્રાચીન પ્રતિષ્ઠા કેમ ઉતરી પડી અને તેમાં વાસ્તવિક રીતે કોણ દોષ પાત્ર છે તેનો વિચાર કરવાનો મુદ્દો ઉભો થાય છે.

અલબત્ત એ વિશે કરી મત્ય છે કે પૌરાણિક કાળમાં તેમજ સંસ્કૃત સાહિત્યના ઉત્કર્ષ કાળમાં એટલે ઠેઠ ઇસવીસનની છઠ્ઠી સાતમી સદી પર્યંત આર્યસ્ત્રીઓની જે પ્રતિષ્ઠા જે ગૌરવ જે કર્તવ્યનિષ્ઠા, ગૃહરાજ્ઞીની જે ઉચ્ચ સ્થિતિ આપણે આર્યસંસાર અવલોકીએ છીએ, તેમાંતે સર્વ વર્તમાન સમયે કાંતો અતિ આછાં અને કદાચિત્ આગળ વધી કહીએ તો પ્રાયશઃ નહિવત્ જણાય છે. આથી સ્વભાવિક એ પ્રશ્ન થશે, કે આમ થવાનું કારણ શું ? અનેક વિદ્યા અને લલિતકલાઓમાં જે નિપુણતા અને ગૃહરાજ્યભારની વ્યવસ્થામાં જે ઉન્નત સ્થાન, આર્યસ્ત્રીઓ ધરાવતી હતી, તેમાંથી તેઓ શાથી પદભ્રષ્ટ થઇ ? **माता परमको गुरु * नास्ति मातृ समो गुरु"×** આદિ વચનોથી ઉપલક્ષિત ઉચ્ચ અધિષ્ઠાન આર્યસંસારમાં પ્રાપ્ત કરનારી કુલભૂષણ આર્યમાતાઓ અહુના માનવા-મનાવવામાં આવે છે, તેમ અજ્ઞાનમય નિકૃષ્ટ સ્થાને પહોંચનારી અને લોહશૃંખલા પેરે બંધનકારી અને અકારી કેમ થઈ પડી ?

*ધર્મશાસ્ત્રનો મૂળ હેતુ નહી સમજનારા તેમજ તેનું યથાર્થ અવલોકન કરવાનો* શ્રમ પણ નહી લેવનારા કેટલાક અવકના રાકાળીઓ અને કેટલાક વિભ્રાન્ત કુતર્ક સેવીઓ આનો એવો ઉત્તર આપે છે કે—"તમારા પુરૂષપક્ષપાતી-રે બ્રાહ્મણપક્ષપાતી સ્મૃતિ રીઓએજ સ્ત્રીના અધિકાર અને શિક્ષણ ઉપર મુકેલા અઘટિત શાસ્ત્રપ્રતિબંધનુંજ આ પરિણામ છે ! એ સંકુચિત દૃષ્ટિવાળા તમારા મહાશય મહર્ષિઓએજ સ્ત્રીઓને વેદના અધ્યયન માટે અનધિકારિણી ગણાવી, એટલુંજ નહી પણ ૐકાર સહિત મંત્રજાપ કે વેદવિહિત કર્મ માટે અપાત્ર ઠરાવી, વિદ્યાવિમુખ બનાવી, તેનાં જ આવાં અનિષ્ટ કડવાં ફળ તમારે ચાખવાં પડે છે.

જે ભારતવર્ષમાં **विद्ययामृतमश्नुते, विद्ययाविन्दतेऽमृतम्** આદિ ભગવતી શ્રુતિના, તેમજ **नास्ति विद्यासमचक्षु, विद्याप्रशंसा, विद्यारूप कुरूपाणाम,** આદિ નીતિના

* મહાભારત આદિપર્વ અધ્યાય ૧૯૫ શ્લોક ૧૬,
× મહાભારત અનુશાસનપર્વ અધ્યાય ૧૦ શ્લોક ૬૫

કરનારા દ્વિજ કુમાર અને દ્વિજ કુમારીઓને વેદાધ્યયન અને વેદવિહિત કર્મનો અધિકાર હતો. દ્વિજ કુમારને માટે ઉપવીત ધરવાનો વિધિ જ્યારે અત્યંત આવશ્યક હોવાનું અને અમુક નિશ્ચિત કાળ પર્યંત એ વિધિની ઉપેક્ષા કરતા તે દ્વિજ કુમારને વ્રાત્ય ગણવાનું ઠરાવેલુ હતુ, ત્યારે દ્વિજ કુમારીને માટે ઉપવીતનો વિધિ ઐચ્છિક હોવાથી તેના અભાવે તેમને વ્રાત્ય ગણવામાં આવતી નહતી.

હવે પ્રથમ દ્વિજ સ્ત્રીના વેદાધિકારનું પ્રમાણ દર્શાવનારૂ પારસ્કર ગૃહ્યસૂત્રનું નીચેનું વચન વિચારો —स्त्रिय उपनीता अनुपनीताश्च ॥

સ્ત્રીઓ બે પ્રકારની છે, (૧) ઉપવીત ધારણ કરનારી અને (૨) ઉપવીત ધારણ નહિ કરનારી. આ વચન વિચારતા સમજાશે કે, વેદાધ્યયનની પાત્રતા માટે ઉપવીત આવશ્યક હોવાથી પહેલી પંક્તિની ઉપવીત સ્ત્રીઓ એ અધિકાર મળતો ત્યારે તેઓ વેદ ક્યાં અને કોની પાસે ભણતી, એવી સહજ ઉઠતી શંકા નિવારવા માટે હારિત મુનિનું નિમ્ન વચન વિચારવા જેવુ છે —द्विविधा स्त्रियो ब्रह्मवादिन्य सद्योवध्वश्च । तत्र ब्रह्मवादिनीना मुपनयनमग्नीन्धन वेदाध्ययन स्वगृहे भिक्षाचर्या इति ॥

**ભાવાર્થ:**—સ્ત્રીઓ બે પ્રકારની છે (૧) બ્રહ્મવાદિની જેવી વાચકની ગાર્ગી, અને (૨) સદ્યોવધુ–વેદાદિ નહિ ભણતા તરતની પરણી તરત આવતા પતિધર્મમાં સયુક્ત થનારી. બ્રહ્મવાદિનીને ઉપનયન અગ્નિનુ ઉપાસન, વેદાધ્યયન અને ભિક્ષાચરણ સ્વગૃહમાં જ છે.

આ વચનની વિશેષ સ્ફોટપૂર્વક અર્થ યમસ્મૃતિના નીચેના શ્લોકથી થાય છે —

पुराकल्पे कुमारीणां मौञ्जि बन्धन मिष्यते ।
अध्यापनं च वेदानां सावित्री वचनं तथा ॥
पिता पितृव्यो भ्राता वा नैनाम ध्यापयेत् परः ।
स्वगृहे चैव कन्यायाः भैक्ष्यचर्या विधीयते ॥

એ કલ્પમાં કુમારીઓને ઉપવીત અપાતુ હતુ ઉપનયન સસ્કાર કરાવ્યા પછી તેમને વેદનુ અધ્યયન કરાવાતુ અને ગાયત્રીનો ઉપદેશ દેવાતો હતો. તેમને આ શિક્ષણ તેમના પિતા કાકા કે ભ્રાતાએ આપવું અને અન્ય પુરુષે તેમને એ શિક્ષણ આપવું નહી, તથા સ્વગૃહમાં જ રહીને તેમણે ભિક્ષાચરણ કરવું એમ ઠરાવેલુ હતુ.

આ વચનોથી કુમારીઓને વેદાધ્યયનનો અધિકાર હોવાનુ અને પિતા આદિ વૃદ્ધ વિદ્વાનના હસ્ત સ્વગૃહમાંજ તેની વ્યવસ્થા કરાયાનુ સુસિદ્ધ થાય છે પરંતુ કુમાર કરતા કુમારીની વિલક્ષણ સાંસારિક અવસ્થિતિ હોવાથી માતાપિતાના કરતા ભિન્ન એવા પતિના કુળમાં નિવાસ કરવાને, અન્ય ત્રણ આશ્રમોના ઉપકારક ગૃહસ્થાશ્રમનો નિર્વાહ કરવાને વિશેષે કરી નિર્માયની–સરજાયલી હોવાથી સંક્ષેપમાં કેટલેક અંશે સ્ત્રીઓના કર્માધિકાર અને અધિકાર ભિન્ન હોવાથી તેમને માટે ઉપનયન વિધિ અને તે સાથે અનુગત વેદાધ્યયનનો અધિકાર ઐચ્છિક ઠરાવેલો હતો પરંતુ આમ વ્યવસ્થા સ્થાપવામાં, સ્ત્રીઓને પરલોક પ્રાપ્તિમાં વેદાધ્યયન, અગ્નિનું ઉપાસન, આદિના અભાવે, અન્ય કોઇ રીતની અડચણ ન નડે તે માટે પતિસેવાને ગુરુકુળનિવાસ અને ગૃહકાર્યને અગ્નિના ઉપાસન સમાન ઠરાવ્યુ

જુઓ ( મનુસ્મૃતિ-અધ્યાય ૯, શ્લોક ૬૭ ) એટલુંજ નહી પણ

**अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।**
**दाराधीन स्त था स्वर्गः पितृणा मात्मनश्चह ॥**

પુત્ર (શ્રાદ્ધ કર્મ, વૃષોત્સર્ગ, આદિ ક્રિયાઓથી પુ નામના નર્કમાંથી તારનાર પુત્ર)ની ઉત્પત્તિ, ધર્મકાર્યો ( અગ્નિહોત્રાદિ, પંચમહાયજ્ઞાદિ,) ઉત્તમ પ્રકૃતિની સેવા, ઉત્તમ રતિ, અને પિતૃઓની તથા પોતાની સ્વર્ગ ગતિ આ બધા કર્મ સ્ત્રીને આધીન ઠરાવી ગૃહસ્થાશ્રમી પુરુષો સ્ત્રીનીજ સહાયના સ્થાનો નિયમ સ્થાપી તથા સ્વહસ્તે ઉચિત પુરુષાર્થ કરવાને તેમને સ્વતંત્ર ઠરાવવા અને પતિના પુણ્ય કર્મમાં, નહિ કે પાપકર્મમાં તેમને સહભાગિની ઠરાવી અને તેમના પાપ કર્મમાં, નહિ કે પુણ્યકર્મમાં પતીને સહભાગી ઠરાવી, ઉપવીત અને વેદાધિકારના અનિચ્છ વિધિનો લાભ નહિ લેવા ઇચ્છનારી, પરંતુ પતિ સેવામાં અનુરક્ત અને અનન્ય સતીભાવથી ગૃહસ્થાશ્રમને નિભાવનારી, આર્યસ્ત્રીને સ્વર્ગાદિ માટે પાત્ર કે સ્વર્ગમાં પણ પૂજ્ય ગણેલી છે આજ ઉદ્દેશથી ભગવાન મનુ કહે છે કે—

**पति शुश्रुषते येन तेन स्वर्गे महीयते ॥ मनु, अ. ५ श्लोक. १५५.**

**પતિની સેવા કરવાથી સ્ત્રી સ્વર્ગલોકમાં પણ પૂજાય છે.**

દ્વિજ સ્ત્રીના વેદાધિકાર સબંધમાં આટલો ઉહાપોહ માર્ગદર્શક થશે તોયે તે ઘણુંજ છે જ્યાં વેદાધિકાર સિદ્ધ થાય છે ત્યાં વ્યવહારિક વિદ્યાકળાનો તેમને અધિકાર હોવાનું સિદ્ધ કરવાની જરૂર રહેતી નથી હવે આ સર્વ અધિકારથી તેઓ ભ્રષ્ટ ક્યારથી થઈ તેના સમયનો નિર્ણય સતત શૃંખલાબદ્ધ ઇતિહાસના અભાવે કરી શકાય એમ નથી પરંતુ તે સબંધમાં એવું સહજ અનુમાન થઇ શકે છે કે, કાળબળ, લોકસ્થિતિ, દેશપરિસ્થિતિ, આચારસંપન્નતા, આદિ અનેક સમાજોન્નતિસાધક વિચારણીય અંગોનો દીર્ઘ વિમર્શ કરનારા સ્મૃતિકારોને ષોડશ સંસ્કારથી હીન તેમજ વ્યાવહારિક વિદ્યાક્ષેત્રથી બહુધા પરાઙ્‌મુખ સ્ત્રીઓ જણાતા ઉપર દર્શાવેલી મર્યાદાઓ મૂકવી પડી હશે આમ અપાત્રતા સ્ત્રીઓએ વહોરી લીધી અને તેઓ અજ્ઞાન ગર્તમાં સરી તે માટે અલબત્ત તેમના વડીલજનો કેટલેક અંશે દોષપાત્ર ગણી શકાય ખરા, પરંતુ મોટે ભાગે એ વૃદ્ધજનો જ્યાં યથાર્થ શિક્ષાદાન, અને વાસ્તવ ધર્માચારસંપન્ન કરી નહીં શકાય, એવી સ્થિતિમાં આવી પડયા, ક્રમેક્રમે વધુને વધુ જ્ઞાનહીન અને કર્તવ્યવિમુખ થતા ગયા ત્યાં કોણ કોનો દોષ કાઢી શકશે? જ્યાં વેદાધિકાર ધરાવનારા ક્ષત્રિય અને વૈશ્ય પુરુષો પણ પ્રાયશ વ્રાત્ય થયા, બ્રહ્મવેત્તા બ્રાહ્મણો ઘણે અંશે બ્રહ્મબંધુ, સદસદ્‌વસ્તુવિવેકહીન, લોભી અને શિથિલ આચારવાન થવા સાથે તેમના કુમારો સતત વિદ્યાભ્યાસ છોડી દઇ ભોગવિલાસ, વિત્તોપાર્જન આદિના વ્યામોહમાં ફસ્યા ત્યાં તેમની કુમારીઓ–ભવિષ્યની સ્ત્રીઓ વિદ્યાભ્યાસથી વિમુખ થતી જાય એમાં શી નવાઇ? આથી સાહજિક સંકોચ અને ગાઢ ગ્લાનિ સાથે એમ કહી શકાશે ખરું કે દેશકાલનું પરિબળ થતાં પૂર્વકાલના જીવન ક્ષેત્રની મર્યાદાઓ નવનવી પ્રજાઓના સંસર્ગ અને આસંગોથી બદલાતા, સમાજ અને રાજ્યની પરિસ્થિતિઓએ અનેક વાવઘટનાઓથી નવું સ્વરૂપ ધારણ કરતા, સ્ત્રીઓ ત્યાંરે પોતાની યોગ્યતા ટકાવવા ચુસ્ત દઢ આગ્રહી ન રહી એટલે આવું અનિષ્ટ અને અત્યંત શોચનિય પરિણામ આવ્યું છે એમ તો કહી નહીંજ શકાય કે, સ્ત્રીઓએ પોતાની યોગ્યતા ટકાવવા તનતોડ પ્રયાસ કર્યા છતાં એ તેમના

એ પ્રયાસો પુરૂષોએ કરવાના લીધા નહી હાનની મતાભિમાની પાશ્ચાત્ય સ્ત્રીઓના જેવું ઉચ્છૃંખલ વર્તન આર્યસ્ત્રીઓ કરે એ મબનિત નહતુ, પરતુ જો સ્ત્રીઓએ પોતાની યોગ્યતા જાગૃતી રાખવા સામ આદિ મૃદ પણ આગ્રહી પ્રયાસ કર્યો હોત, તો તે પૂર્વની ઉચ્ચ સ્થિતિએથી ઉતરી પડતજ નહિ પુરૂષો કઈ સ્ત્રીઓની ઉન્નતિના વિરોધી નહતા સ્ત્રીઓને વિદ્યાવિમુખ રાખવામા કે તેમની ઉન્નતિના માર્ગમા નાહક અવરોધ નાખવામા તેમના પોતાનાજ કલ્યાણનો રે આગળ વધીને કહીએ તો ભવિષ્યની સતતિના હરેક હિતને અત્યત હાનિ આવે, એ વાત ન સમજવા જેટલા તેઓ હિતશત્રુ મૂર્ખા હોય, એ સભવતુ નથી અને ધારો કે એ વાત તેઓ ન સમજ્યા અને કહેવાય છે તેમ, અનિષ્ટ અવરોધ-પ્રતિબંધથી સ્ત્રીની ઉન્નતિનો બાધ કર્યો તો આપોઆપજ એ ફલિત થાય છે કે, તેવા પુરૂષો ક્ષુદ્ર મતિના અને સંકુચિત બુદ્ધિવાળા હશે, એમને તેઓ જેટલા જોરશોરથી આપણે તેમને દોષપાત્ર કરાવવા મથીએ છીએ તેટલાજ તેઓ દોષ કરતા દયાને પાત્ર વિશેષ ઠરે છે, કારણ તેમ થયલુ હોવાનુ માનીએ તો તેમની કન્યા સતતિ અભણ રહેવાની સાથે તરસાજ તેમની કુમારસતતિ પણ પ્રાયશ વિદ્યાભ્યાસથી રહિત થઇ, અને વર્ણાશ્રમ અતિ શિથિલ થવા સાથે કાઇક સકરતાએ પ્રવેશ કર્યો-એ કાઇ તેમને જેવો તેવો ફટકો લાગ્યો નથી (અપૂર્ણ)

અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. મુંબાઇ.

---

# उंदरोनोबुद्धिवैभव अने ते उपरथी लेवानो सार.

---

આ જમાનામા બુદ્ધિને અસાધારણ માન આપતા લોકો શીખ્યા છે, તે ઉપરથી એમ સમજાય છે કે વસ્તુત હિતકારક એવી બુદ્ધિનો આ જમાનામા અભાવ છે. જે વસ્તુનો દુકાળ પડે છે તે વસ્તુ મોઘી ગણાય છે અને તે વસ્તુની કિંમત હદ કરતા વધારે ગણાય છે આગળના સમયમા વસ્તુત જેને હિતાવહ બુદ્ધિ કહી શકાય તેવી બુદ્ધિવાળા ઋષિયો, મુનિયો, અને વિદ્વાનો ઘણા હતા એટલુજ નહિ પણ તે સમયે બુદ્ધિનો એટલો સુગાળ હતો કે બુદ્ધિમાનો પણ પોતાની બુદ્ધિને લીધે પોતાને મોઘા અથવા ગુમાની બનાવતા નહિ, પણ પોતાની બુદ્ધિને એવી સસ્તી બનાવીને પરમ ઉદાર શ્રીમતોની પેઠે પોતાની બુદ્ધિનો લાભ ગરીબ પણ બદલાની આશા રાખ્યા વિના જનસમાજના હિતને માટે વર્ષાદના જળની પેઠે અને સૂર્યના પ્રકાશની પેઠે આપ્યા કરતા તે સમયે બુદ્ધિનો મહિમા તેની યોગ્ય હદમા ગણાતો હતો, અને કેમ, અનુભવી, આસ્તિક અને શ્રદ્ધાવાન પુરૂષોની સત્પાત્રતાને જેટલુ માન મળતુ, તેટલુ કેવળ બુદ્ધિને કદી પણ મળતુ નહોતુ પણ તે સમય હાલ ફરી ગયેલો જણાય છે, અને ટૂંકી મતિના મનુષ્યોનો સમુદાય વધીને બુદ્ધિનો ઝળકારો હદ ઉપરાત વધારે માન પામવા અને પૂજાવા લાગ્યો છે પરિણામ એ આવ્યો છે કે **परण्डोऽपिद्रुमायते** અર્થાત્ થોડી ઘણી બુદ્ધિવાળાઓનો પણ ઉજડ ગામમાં એરંડો **પ્રધાન** ગણાય એવો મિથ્યાભિમાનનો સમય આ જમાનામા આવ્યો છે આ બધુ ધ્યાનમા લેતા જે નવા જમાનાના બાળકો હોવાનો દાવો રાખે છે, તેવા નવશિક્ષિતોએ જાણવુ જોઇએ કે તેમનો જમાનો બુદ્ધિવૈભવની વૃદ્ધિનો અથવા બુદ્ધિના સુગાળનો અથવા બુદ્ધિની છતનો નથી, પણ બુદ્ધિના દુકાળનો અથવા તો બુદ્ધિની અછતનો છે,

કેટલાક માણુસો તો એનજ સમજે છે કે માણસની શ્રેષ્ટતા બીજા બધા પશુઓ વગેરે કરતા માણસની વિશેષ બુદ્ધિ ઉપર આધાર રાખે છે, પણ આ બાબત જ્યારે આપણે જરાક ઉંડા ઉતરીને વિચાર કરીએ છીએ ત્યારે મનુષ્યજાતિનો આ ઘમંડ કાંઈ મજબૂત પાયા ઉપર હોય એમ જણાતુ નથી માણસ કરતા પણ કેટલીક બાબતોમા તો ઇતર જીવો ઘણાજ ચઢિયાતા છે, અને તે એટના બધા કે માણસ પણ તેમના જેવા ચાર્યો કરી શકે તેમ નથી મધમાખી જે મધ બનાવે છે, તેવુ મધ ખાંડના અને ગોળના કારખાના તથા તથા વિવિધ મીઠાઇઓના કારખાના કરીને ઘમંડ રાખનાર માણસ જાતિ કદી પણ બનાવી શકે તેમ છે? સુતર અને રેશમ તથા ઉનની કાપડની અને જાતનાતની મીનો કરનાર માણસ જાતિ શુ રેશમનો કીડો જે રીતે રેશમનો તાર બનાવે છે તેવુ બનાવી શકે તેમ છે? કાનુમાછની જે સુ ચ્ચાત મોતીઓ બનાવે છે તેના મોતી રચના વિવિધ કારખાના કરી ધાતી કરનાર માણસ જાતિ ની પણ બનાવી શકે તેમ છે? ટોર્પિડો માછલી પોતાની આસપાસના જળને ભીજાવી પોતાની અંદર રહેના વિજળીના પ્રવાહથી પોતાના પ્રતિપક્ષીઓને હડાવે છે, તેના કરતા વિજળીના જ્ઞાનથી પોતાને ભાગ્યશાળી માનનાર માણસજાતિએ વસ્તુત શો વિશેષ ચમત્કાર કર્યો છે? માણસની હાજતો વધી અને તે હાજતોની સાથે પરાધીનતા પણ વધી છે, તેથી માણસજાતિએ કરાવેલુ બુદ્ધિવૈભવનુ પ્રદર્શન તે [illegible] છે પરમેશ્વરના ઘરના ઉંમરામા આવ્યા છતા પાછા વાળનારનીજ ગરજ સારે છે અને તે વિશેષ કલ્યાણની સિદ્ધિને બદલે અકલ્યાણ પ્રત્યેનો વેગ આપે છે

વસ્તુત વિચાર કરતા જગતમા કુદરતનો મહિમા સમજનાર અને વર્ણવનાર શ્રી મુનિવર્ય માર્કંડેય કહે છે તે પ્રમાણે—**ज्ञान च यन्मनुष्याणां तत्तेषाम्मृगपक्षिणाम्** । અર્થાત્ જે જ્ઞાન મનુષ્યને છે, તેજ જ્ઞાન પશુ પક્ષી આદિક જીવોને પણ છે આ વાત ઘણેખરે ભાગે ખરી છે એમ આપણને વિચાર કરતા સમજાય તેમ છે અને તે સમજાયા પછી માણસના સુરદુર્લભ જન્મનો મહિમા કાંઈ એટલા બુદ્ધિવિભવ માટેજ નથી, પણ માનવ-જન્મ બુદ્ધિ કરતા પણ કોઈ અધિક ઉચ્ચતમ સિદ્ધિને માટે છે–એવો ઇસારો આપણને આપણા અંતર્યામી તરફથી થયા વિના રહેતો નથી

મનુષ્યથી ઇતર પ્રાણીઓમા જે બુદ્ધિવિભવ આપણા જોવામા આવે છે, તેનો એક રિક નમુનો આપણને આપણા ઘરમા જ રહેનાર આપણા કુટુંબવર્ગ જેવા અને આપણને ઘણીનાર રંજાડનાર ઉંદરભાઈમા દષ્ટિગોચર થાય છે. આપણા પૂર્વજોને પ્રાણીઓના સ્વભાવ ગુણ વગેરેનો એટલો સૂક્ષ્મ અનુભવ હતો, કે તેઓએ પ્રાણીઓના જે નામ પાડયા છે, તેમા પણ તે ગુણ અને સ્વભાવ વગેરેનુ સૂચન રહેલુ હોય છે ઉંદરને આપણા પૂર્વજોએ મૂષક અથવા મુષક એવુ નામ આપેલુ છે, અને આપણી સંસ્કૃત ભાષામા **મૂષ્** અથવા **મુષ** ધાતુનો અર્થ ' ચોરવુ ' એવો થાય છે તેથી ઉંદરમા તસ્કરવિદ્યા અથવા ચોરી કરવાની કુશળતા અસાધારણ છે– એ આપણા પૂર્વજો બહુ સારી રીતે જાણતા હતા–એમ આપાતત સિદ્ધ થાય છે

ચોરી તથા દોગાઇ વગેરે કરવામા સંપ, સંકેત અને ધૂર્તતા વગેરેની પણ જરૂર પડે એ ખુ દેખુ તુ છે, અને તે બધુએ ઉંદરોમા હોય છે, અને પોલીટિકલ અથવા રાજનૈતિક હિલચાલોને જ સર્વસ્વ માનીને બેઠેલા મનુષ્યોએ ( organising power ) સંકેત

યુક્ત વ્યવસ્થાપકશક્તિમા જ તથા છળભેદમય રાજનીતિ (Diplomacy) મા જ માનવજન્મની સફળતા માનવાની નથી ચોરી અને દેગાઇના કામમા અને પોતાનુ ધાર્યું કરવામા ઉદરો એના કુશળ હોય છે કે જેમ ચોરલોકને પણ આપણા ગુજરાતીઓ 'મામા' કહે છે, તેમ "ઉદરોને પણ ઉદરમામા કહે છે

ઉદરોમા છુપી રીતે પોતાના સ્વાર્થ સાધવાની બુદ્ધિ કેટલી તીવ્ર હોય છે, તેનો ખ્યાલ-તેઓ ઉચામા ઉચી વસ્તુઓ ઉપર ચઢીને અર્થાત્ છેક ઝાડ અને શીંગ તથા અભરાઇઓ ઉપરની ચીજો પણ ખાઈ જાય છે અથવા કાતરી નાખે છે તથા જમીન નીચે થઇને જવા આવવાની સરગો ખોદે છે તે ઉપરથી આવે તેમ છે વળી તેઓની માણસને ભૂતથાપ દેવાની શક્તિ તેઓ માણસના શરીરને પણ કરડી ખાય છે તે વખતે ઘણી અદ્ભુત રીતે દર્શાવે છે માણસના પગે હાથે કે બીજે કોઇપણ અગે ઉદર કરડે છે ત્યારે તે કરડે છે અને ફુકતો જાય છે, તેથી તે ઘણો કરડે છે ત્યા લગી ઉઘતો માણસ જાગી જતો નથી, તેથી આ તો ઉદરની પેઠે ફુકી ફુકીને કાની ખાય એવો માલુમ છે-' એવુ ઉદાહરણરૂપ કથન પ્રચલિત થયુ છે રાજનીતિવાળા મીસફાસીઆ માણસોનો બુદ્ધિવિભવ આ ઉંદરમામાના બુદ્ધિવિભવનો પિતાઈ જ છે આવી હુંશિયારીથી મનુષ્ય જે પોતાના જન્મની કૃતાર્થતા માને તો તે ઘઇ ઉદર કરતા વધારે આગળ વધેલો નથી જ

વળી શાળામા ચાલતી જુની ઇંગ્રેજી ચોપડીઓમા ઉદરોએ ગોળમગોળ ઇંડા આખા અણીસુધ ચોરેના તે વિષેનો એક પાઠ હતો, અને હાલ પણ ચાલતી શાળાઓની વાચનમાળામા કદી એવો પાઠ હશે-એક જણને ત્યાથી મરઘીના ઇડા ચોરાઇ જતા જણાયાં, તે ઉપરથી તેણે તે ચોરનારને પકડી પાડવાને નજર રાખતા રહેવાનો નિશ્ચય કર્યો તેને પ્રથમ કદી પણ શક આવ્યોજ નહિ કે-આ ઇંડા આખાને આખા ઉદર લેઇ જતા હશે કેમકે જો કદી ઉદરો એ ઇંડાને ખાઇ જતા હોય, તો ત્યા તે ઇંડા ફોડી નાખ્યાની કે ભાગી નાખ્યાની નિશાની હોય, પણ ત્યા તેની કાઇપણ નિશાની નહોતી તે ઇંડાના રસના ડાઘા કે તેના કાચલાના કડકા ત્યા પડેલા નહોતા રોજ નજર રાખતા રાખતા છેવટે પકડાઇ ગયુ કે તે ઇડાઓ તો ઉદરજ લઇ જતા હતા ઉદરો તે ઇડા આખા અણીસુધ એવી રીતે લેઇ જતા હતા કે-એક કરેતા વધારે ઉદરો મળી એ ઇંડાઓની ચોરી કરતા એક ઉદર ચોરવાના ઇડાની આગળપાછળ વીટાઇ વળતો અને તે ઇંડાને પોતાની પકડમા લઇને પડી રહેતો પછી તે ઉદરને બીજા એક કે બે ઉદરો પુછડીથી કે બીજા કાઇ અગથી પકડીને ઇડા સુધા ખેચી જતા આ પ્રમાણે તેઓ ઘણા ઇડા લેઇ ગયેલા એમ સમજવામા આ યુ આ વાત ઉપરથી ઉદરોમા એક બીજાની સાથે હળીમળીને સકેત પૂર્વક કામ કરવાની શક્તિ તેમના સાધન અને સામગ્રીના પ્રમાણમા માણસજાતિ કરતા કોઇ પણ રીતે ઓછી નથી એમ આપણને સમજ્યા વિના રહેતુ નથી

તે ઉપરાત હાલમાજ ઉદરોની ચાલાકી અને હોશીઆરીનો એ અજાયબ જેવો દાખલો આપણા ગુજરાત પ્રાન્તમાજ જોવામા આવ્યો છે આ ગઈ દિવાળી પછી ગુજરાતના કેટલાક ભાગમા ઉદરોએ મોટો કેર વર્તાવ્યો છે આપણા શાસ્ત્રકારો દેશને માથે પડતી પાચ પ્રકારની આપત્તિઓ ગણાવે છે—

अतिवृष्टिरनावृष्टिर्मूषकाः शलभाः शुकाः ।
स्वचक्रं परचक्रं च पंचैता इतयः स्मृताः ॥

ભાવાર્થ:—અસત વર્ષાદ, મિનકુન વર્ષાદ ન થાય તે, ઉદરડા તીડ અને સુડાઓ, પોતાના દેશના રાજ્યથી થએલો ક્ષોભ અને પરમુલક તરફથી આવેની ચડાઇ-એ પાચ પ્રકારની આપત્તિઓ સ્મૃતિમા કહેલી છે

પૂર્વોક્ત પાચ પ્રકારની આપત્તિયો પૈકી ઉદરડાની ઉપાધિ રેવાકાંઠામા આવેના લુણા વાડા સસ્થાનમા આ વર્ષે એટલી બધી વધી પડી હતી કે બધા ખેતરોમા પાકેલું અનાજ બધુ ઉભુ ને ઉભુ ઉદરડાઓ ખાઇ ગયા હતા એટલુજ નહિ પણ તળાવોમા વાવેના શીગોડા પણ તેઓ ખાઇ ગયા હતા હવે શિગોડા તળાવની વચ્ચે પાણીમા થાય છે, અને તેનુ વાવેતર કરનાર ભોઇ વગેરે જાતિના લોકો પણ કમરે તુમડા બાધીને તે શિગોડાની માવજત કરવાને તથા લેવાને માટે તરીને જાય છે આવા પાણી વચ્ચે સુરક્ષિત રહેના શિગોડા પશુ ઉદરો શી રીતે ખાઇ ગયા, એનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે તેથી ખેતરોના અનાજની સાથે જ્યારે તળાવ વચ્ચેના શિગોડા પણ ખવાઇ ગયા, ત્યારે લોકોના મનમા એવો ખ્યાલ આવ્યો કે પાણીમા પણ કોઇ એવી જાતના પ્રાણી ઉત્પન્ન થયા હશે કે જે શીગોડાને પણ ખાઇ જતા હશે આથી તે બાબતની લોકોએ તપાસ કરવા માડી તે પછી પ્રયત્ન કરતા અને ચોકસી રાખતા જણાઈ આવ્યુ કે તે ખાઇ જનાર ઉદરડાજ હતા તપાસતા તપાસતા ઉદરડાઓ જે યુક્તિથી તે તળાવ વચ્ચેના શીગોડા ખાઇ જતા હતા, તે લોકોના જોવામા આવ્યુ નાના નાના લાકડાનો એક કકડો આગના પગમા અને એક કકડો પાછના પગમા પકડીને ઉદરડાઓ પાણીની સપાટી ઉપર તરતા તરતા તળાવ વચ્ચે ઉગેની શિગોડા તરફ જતા હતા, અને તેને લાગેના શિગોડા ખાઇ જતા હતા આગના પગની પાસે છાતી આગળ લાકડુ રાખી તે આગના પગનો ઉપયોગ હાથવતી આપણે તરીએ છીએ તેમ ઉદરો કરતા હતા અને પોતાને ધારેલી દિશામા તરીને જતા હતા આ પ્રમાણે તેઓ પાણી વચ્ચે ઉગેના શિગોડા ખાઇને સહીસલામત તળાવની બહાર પાછા આવી તે ખેતરોમા તેમજ કરેલા દરમા તેઓ પેસી જતા હતા ઉદરોનો આ બુદ્ધિપ્રભાવ જોઈ આપણને શુ એમ નથી સમજાતુ કે ઇતર જીવોમા પણ આપણા માણસોના જેવોજ બુદ્ધિવિભવ છે માટે જ્યા લગી આપણે આપણી માણસાઇ આપણા બુદ્ધિવિભવ ઉપરજ ગણીશુ, ત્યા લગી આપણે ઇતર જીવોની પક્તિ કરતા આપણે આગળ વધવાના નથી પણ પ્રાણી માત્રને શરીરસાધન અને બુદ્ધિનો પ્રકાશ આપનાર કોઇ પરમાત્મસત્તા વિષે વિચાર કરવામા જ જો આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરીએ, અને આ સસારમા વસતા અનેક નાના મોટા અને અમન સબળ પ્રાણીઓને એક પરમેશ્વરના અને કુદરતના સતાનો ગણી આપણા ભાઇઓ તરીકે તેઓનો દ્રોહ કરવાનુ છોડી સર્વત્ર ન્યાય અને શાન્તિનું રાજ્ય આપણે સ્થાપીએ નહિ ત્યા લગી આપણે ચાહે તો કાતુમાછલીની પેઠે સપત્તિ ઉપજાવીએ, કે કોળિઆની પેઠે બારીક કાપડો બનાવવાની કારીગરી કરીએ, કે મધમાખીઓની પેઠે ખાવાપીવાના અમૃત જેવા પદાર્થો બનાવીએ, કે મેના અને બુલબુલના જેવા કંઠથી મધુર ગાન કરીએ, કે આ ઉદરડાઓની પેઠે કુદીને દરડના જેવા ગજનીતિજ્ઞ સરમારી દરમારી સુતરડાઓ થઇએ, કે ઉદરડાઓની પેઠે તુબડા નાખી, વહાણ કે આગબોટો બાધી મહાજનમા પ્રવાસ કરીએ, અને બીજી અનેક વિદ્યા કળાઓ પ્રાપ્ત કરી બુદ્ધિવિભવનો એન ખનખને દેખાડીએ, તોપણ આપણે જાનવર પશુ પક્ષી મૃગાદિક કરતા અને કીટાદિક જતુઓ કરતા કાઇ પણ ઉંચે ચઢતી પદવીએ પહોચ્યા નથી,

પણ જ્યાં ત્યાં બુદ્ધિના બાગમાં બેઠા બેઠા બગાસાં જ ખાઇએ છીએ. ત્યાં લગી આપણો માનવજન્મ સફળ થયો નથી. આ વિશ્વના જીવમાત્ર પ્રત્યે બંધુભાવ અને આ વિશ્વના જીવનરૂપ વિશ્વેશ્વર પ્રત્યે પૂજ્યભાવ પૂર્વક પ્રાપ્ત કરેલ ઐક્યને આપણે હમેશને માટે સિદ્ધ કરીએ ત્યારેજ આપણા માનવજન્મની કૃતકૃત્યતા છે.

**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः। જેનાથી અધિક લાભ બીજા કોઇ નથી.**

શ. શા. વર્મા.

# મોજશોખી સુધારો અને દેશોન્નતિ.

(૩) અનુસંધાનઃ—ચાલતા વર્ષના કાર્તિક માસના પૃષ્ટ ૨૪ થી.

સુધારકોનો નંબર પહેલાનો એક સામાન્ય અને સર્વવ્યાપી સિદ્ધાન્ત વ્યક્તિની સગવડનો અને સ્વતંત્રતાનો છે, તેનુ પોલ અને પાખંડ કેવું છે–તેનુ દિગ્દર્શન ગયા અંકમાં મેં કરાવ્યું છે. વળી સુધારકોના એજ સિદ્ધાન્તના પાટવી પુત્ર જેવોજ એક તેમનો નંબર બીજા રૂપ ગણાય તેવો બીજો સિદ્ધાન્ત છે, તે વિષે હવે ચર્ચા કરવાનુ ક્રમે કરીને ઉપસ્થિત થાય છે.

( ૨ ) **येन केन प्रकारेण प्रसिद्धः पुरुषो भवेत्** અર્થાત્ ગમે તેવું ઉંધુંચતું કરીને પણ લોકમાં આગળ પડવું, હલામણુ કરવી, અને **"શ્રીભામિનીભૂષણ" ગ્રંથમાં** પહેલા અલંકારમાં આવેલી પેલા નવીનતા કરવાની તાલાવેલી વાળા હજામભાઇની પેઠે પોતાના માન ખાટવાના હેતુથી મિથ્યા પ્રવૃત્તિ કરવી. પછી તેનો પરિણામ પોતાને અથવા બીજા લોકોને અને જનસમાજને હાનિ થવામાં આવે તેની પણ તેમને દરકારજ નહિ; તેમને સત્તાવાળા પુરૂષો બોલાવે અને માન આપે, એટલે હલકીને હવાલદારે બોલાવી હોય તેમ ખીલીને સુધારાને નામે/કુધારાનો ફેલાવો કરવામાં વધારે ને વધારે પોરસ દર્શાવે. આમાં પણ વિચાર કરવામાં કે આચાર કરવામાં જરીક પણ પોતાને શ્રમ ન પડે અને બધું સગવડથી થઈ જાય, અર્થાત્ બિન જોખમે જસ મળે એવી પ્રવૃત્તિજ તેઓ પસંદ કરવાના.

સુધારકંમન્યોનો આ બીજો સિદ્ધાન્ત તે તેમના પહેલા સિદ્ધાન્ત કરતાં પણ અધિક હાનિ કરનારો છે, અને તે સુધારક વર્ગમાં દાખલ થતી વ્યક્તિયોની નિર્માલ્યતા અને બુદ્ધિશૂન્યતા અથવા વિપરીત બુદ્ધિને સૂચવનાર છે.

સુધારકોનો પ્રથમ સિદ્ધાન્ત તો તેમને પોતાનેજ તેમણે લોકોને દેખાડવા માંડેલા દેશોન્નતિના ઉદ્દેશથી વિમુખ રાખનાર છે; પણ આ દ્વિતીય સિદ્ધાન્ત તો આખા દેશને જ દેશની ઉન્નતિથી વિમુખ બનાવનાર છે, એટલુંજ નહિ પણ આખા દેશને એવી અવનતિના ખાડામાં ઝીકાવનારો. છે કે જેથી આ દેશની પ્રજાનો આલોક તો બગડે એટલુજ નહિ, પણ પ્રજા પોતાના પરલોકના કલ્યાણથી પણ ભ્રષ્ટ થાય.

સુધારકોના પહેલા સિદ્ધાન્તથી તેમનો સુધારો "મોજશોખી સુધારો" કહેવાય તેમ છે, અને તેમના આ બીજા સિદ્ધાન્તથી તેમનો સુધારો "માનભૂખ્યો સુધારો કહેવાય" તેમ છે. "**મોજશોખી અને માનભૂખ્યો સુધારો**" જો કે દેશોન્નતિનો લાડવો આ

દેશનાં નવશિક્ષિત ઉછરતાં મનુષ્યને બતાવે છે, તોપણ તે સુધારાથી જે હાનિ થઇ છે, થાય છે અને જો આજ પ્રમાણે ચાલુ રહેશે તો ભવિષ્યમાં થશે-એ વાત દરેક ઉછરતા વિદ્યાર્થીએ અને ઇતર યુવકોએ ધ્યાનમાં રાખવાની છે.

માનભૂખ્યાં માણસો અને તેમાં પણ વિના શ્રમે કે વિના જોખમે જેઓ માન ખાટવાની ભૂખથી પ્રેરાયલાં છે એવાં માણસો આ સંસારમાં શો અનર્થ ન કરે ? અને તેમાં પણ તેઓના પોતાના મોજશોખના ભાસકા ભેગા ભળે, ત્યારે તો તે સુધારો નીચમાં નીચ સ્વાર્થી સંક્ષોભનું રૂપ પકડે એમાં કાંઇ નવાઇ જેવું નથી.

આ સંબંધમાં આગળ વિવેચન ચલાવતાં પહેલાં હું એમ કહેવા માગતો નથી કે સુધારાના લશ્કરમાં બધાએ એકેએક એવા મોજશોખી અને માનભૂખ્યા સુધારકો છે. કોઇ કોઇ નિખાલસ દિલથી કામ કરનારા ભલા પુરુષો પણ તેમાં હશે, પણ તેઓ ભલા હોવાની સાથે ખરો માર્ગ તો ભૂલેલાજ છે, એમ કહેતાં મને કોઇ પણ પ્રકારનો સંકોચ વસ્તુસ્થિતિ અને વસ્તુગતિ જોતાં થતો નથી-તે હું ખુલ્લા દિલથી જણાવવા માગું છું.

હવે સુધારાનો માનભૂખ્યો સ્વભાવ કેવે પ્રકારે છે તેનું વર્ણન કરીએ. સુધારો આવ્યો ત્યારે તેની સાથે વ્યાખ્યાન અથવા પાશ્ચાત્ય સ્વરૂપવાળું હથિયાર લેઇને આવ્યો, અને તેણે આપણાં નાતજાતનાં પંચમાં બેસી તોડજોડ કરવાની રીતને ખોરંડે નાખીને એક બહારવટીઆ જેવી પ્રકૃતિ સ્વીકારીને પોતાનું બળવાખોર લશ્કર વધારવાની તજવીજ કરવા માંડી. પંચની અંદરની ચર્ચામાં જે મર્યાદા, આગળ પાછળના અનુભવ, અને ખાનગીપણાની જે વાડયો હતી તેની ભાષણોમાં કાંઇ પણ જરૂર પડે તેમ નહોતું. પંચની ચર્ચા તો એક કુટુંબી મોભાદાર સ્ત્રી જેવી હતી. અને સુધારાવાળાઓની ભાષણીઆ ચર્ચા એક સામાન્યા ગણિકાના જેવી સર્વ કોઇને માટે ખુલી હતી. તેમાં નાચ ઉપર કાબુ રાખનાર સારંગીવાળાની જગોએ બેસાડેલો પ્રમુખ તે પણ સુધારાવાળાનોજ હતો, અને ભાષણ પદ્ધતિરૂપ ગણિકાના બેસુરાપણાનો ઢાંકપીછોડો કરી તેને ઓપનાર પણ હતો. અને તબલચીને સ્થાને સુધારાની પાછળ તાળોટા ( Claps ) કુટનાર અર્થાત્ તાળીઓ વગાડી વાહવાહ કરનાર પણ સુધારાના ધરનાજ હતા. આગળ ચર્ચવામાં આવ્યું છે તેમ વિષય વ્યક્તિસ્વાતંત્ર્ય અને સગવડનાં ગાયન વાજો હતો. નવી કેળવણી ગોટપિટના ડિમાકમાં ફસેલો અને "માસ્તર" સંબોધનથી ફુલાઇ છાતી કાઢનાર વર્ગ શ્રોતા હતો. નાત અને પંચની સંસ્થાઓમાં આવી મોહિની નહોતી. સુધારકવર્ગ હજુ તો બોલતાં શીખે છે, હજુ તો સુધારક વર્ગની શ્રવણમનનની અવસ્થા ચાલે છે, માટે એ સુધારકો કહે છે તે પ્રમાણે કોઇ કરતા કેમ નથી-એવો સવાલ ઉઠાવનાર કોઇ આગળ આવે તેવી બ્હીક નહોતી. આવી અંધાધુંધની આડેઓમાં સુધારો માત્ર ભાષણોનાં જોરથી જળહળતો હતો. આજે તો આજન્મ દુર્ગારામ મહેતાજીએ આવો ઝપાટો માર્યો અને કાલે તો રા. સા. મહીપતરામજીએ તેવો ઝપાટો માર્યો છે, અને પરમદિને તો રા. બા. ભોળાનાથભાઇએ કેવો ધર્મોપદેશમાં કર્મોપદેશ કર્યો અને કપોળવર્યશ્રી કરસનદાસે અદ્ભુત પરાક્રમ કર્યું-વગેરે વગેરે ધામધુમની નોબતો વાગતી હતી. તેથી ભાષણ કરવાં, છાપામાં લખવાં અને વાદવાદની વર્તાની ઝડીઓ પડાવવી-માન મેળવવું એ સુધારકવર્ગનું મહાન પ્રોત્સાહન અને ઉદ્દીપન હતું. સારા નરસા ગણાવાને કે

ચલુ છે. અને પાછળથી રાજકીય હીલચાલની ઉત્પત્તિ થવાથી અને કોન્ગ્રેસના આકારમાં તેનો પરિણામ થવાથી એ ભાષણો કરવા સાંભળવાનો ઉન્માદ વધારે હષ્ટપુષ્ટ થયો એ સર્વ કોઇના જાણવામાં છે સુધારો જે અદ્યાપિ લગી એકનપેરો અને એકનોએક લાડકવાયો છોકરો હતો, તેનો મોટો ઓરમાઇ ભાઈ રાજકીય હમેનો રૂનાન જે દેશવટે ગયેલો હતો તે પાછો આવ્યો, અને પોતાના પાટલી પર ઉપર બિરાજવા લાગ્યો ત્યારે પેલા લાડકવાયા સુધારાભાઇમાં કેટલો માલ છે તે જણાવા લાગ્યો. દેશની પ્રજાના રિવાજોને, ધર્મની લાગણીઓને, પ્રજાના વિવિધ પેટા ભાગોની રૂઢિયોને દુભવવાની પ્રવૃત્તિથી દૂર રહેવાની જરૂર રાજકીય પ્રશ્નરૂપ પાટલીને જણાઇ. તોપણ પોતાના મિથ્યાભિમાનને તૃપ્ત કરવા સુધારાભાઇ પાટલી કુમારશ્રીનો દરબાર ( Congress ) ખલાસ થયા પછી તેના તેજ મંડપમાં પોતાનું પોકળ ગવણું કરી પોતાનો મનગમાડો કરીને પોતાના મિથ્યાભિમાનને તૃપ્ત કરવાનો ખેલ હજુ લગી ભજવ્યા કરે છે હવે સુધારાભાઇની મોટાઇ જમીનદોસ્ત થવા આવી છે, તોપણ ભાષણો કરવા અને સભાઓ ભરવી તથા મિશનરીઓની પદ્ધતિ પ્રમાણે લોકોમા પરોપકારી તરીકે પોતાની ઓળખાણ કરવાને માટે નાના મોટા ફંડો કરી ઉપરથી લોકસેવાની પણ અંદરથી પોતાનુ મહાજન વધારવાની સંસ્થાઓ કરી ઉપરથી નમ્રતા અને અંદરથી બડાઇ મારવાની પ્રવૃત્તિ એ સુધારાભાઇની મનોવૃત્તિમા મહત્વાકાંક્ષારૂપે જડ ઘાલીને બેઠી છે. બનતા લગી કાંઇ પણ વિના કર્યે માન ખાટવુ, અથવા અયોગ્ય કરીને પણ માન ખાટવું, અથવા પરોપકાર અને દયાને નામે લોકોની વંચના કરી, કે લાગવગ કે બનપ્રીતથી દાબ કરી થોડુ ઘણુ કરીને રાઇનો પહાડ કરી બતાવવો—એ સુધારાભાઇનો ઇલમ યાને જાદુ છે. પણ જનસમાજ હવે એ ઇલમમા ક્યા ક્યા પેચ છે, તે સમજવા લાગ્યો છે, અને સુધારામા પોતાનુ કેટલુ હિત છે, તે સ્પષ્ટ ઉઘાડુ પડવા લાગ્યું છે—

સુધારકોના અગ્રેસરો ગણાતા અનેક મોભાદાર માણસોએ પોતાને વર્તન કરવાનો પ્રસંગ આવ્યે એક કે બીજા કારણને લીધે સુધારાના સિદ્ધાન્તોનુ ધોળે દહાડે ખુન કર્યું છે, આથી અમે એ લોકોનો કોઇ પણ પ્રકારે દોષ કાઢતા નથી. પણ તે સુધારાના સિદ્ધાન્તો પોતેજ એવા દોષથી ભરેલા હતા કે તે સિદ્ધાન્તોનો તેમના અનુયાયીઓના અગ્રેસરોથીજ ઘાત થવો યોગ્ય હતો, અને તે પ્રમાણે થયો છે આ કેવળ કુદરતી અને ઇશ્વરી ન્યાયના ધોરણ પ્રમાણેજ બન્યુ છે. આ મુદ્દા ઉપર જો કોઈપણ સુધારક મને તેવા દાખલાઓમાંનો એક પણ બેઠું પ્રત્યાખ્યાન કરશે, તો તે જ દાખલાની હકીકત ઉપરથી મારૂ આ કથન હું સિદ્ધ કરી આપવા તૈયાર છુ. પણ મારા સામા પક્ષના કોઇપણ ગૃહસ્થની જાતને લગતી ચર્ચા કરવી મને ઠીક નહિ લાગવાથી હુ અત્રે દાખલા સાથે દલીલોમા ઉતરતો નથી

વળી જેઓએ દુરાગ્રહ પૂર્વક સુધારાનુ પકડેલુ પૂછડુ છોડયુ નથી અને છોડતા નથી તેઓના સબંધમાં કેવા અનિષ્ટ પરિણામ થયા છે અને થાય છે, તે પણ હવે ઉઘાડુ પડી ગયુ છે.

આમ છતા પણ સુધારામા નામ કઢાવવાથી નિરંકુશી મગરૂર અને માનનો અભખરો કોઇપણ રીતે વિના શ્રમે અને વિના જોખમે પૂરો પડે છે—એવી માન્યતા ટૂંકી મતિવાળા કેટલાક નવશિક્ષિતોની હોય છે, તેથી તેઓ ટપ દઇને સુધારાવાળા બનીને ઉભા રહે છે.

વક્તા તરીકે અને લેખક તરીકે માન ખાટવાને પણ જેટલી મોરલીયલ રેફોર્મેશન

એટલે સંસારસુધારાક્ષેત્રમાં સરળતાઈ અને બિન જોખમદારી છે, તેથી મજા મોઈ પણ વિષય ઉપર ભાષણ કરવામાં નથી પોલીટિક્સ એટલે રાજકીય વિષયમાં નિખાલસ હૃદયથી ભાષણ કરવામાં અને જેવું હોય તેવું કહી રાજ્યની અને પ્રજાની સાચી સેવા બજાવવામાં પણ હાલ જ્યારે કાયદાઓની ચુગાન ચારે તરફ ખડી છે, તેના સમયમાં દવાલીરતા તો વાડી રાંડને નાતરા કરાવવામાંજ દર્શાવવાના ભાગોમાં વાપરવાની બિના જોખમે તાળીઓના ગડગડાટ સાથે પ્રશંસાના વરસાદનો પરસાદ મેળવી શકાય છે! આવા સમયના દાનવીરતાના ભાવરો વ્યભિચારથી ઉપજેલા બાળકોને ઉછેરવાના સ્થાનો સ્થાપવાના ઉઘરાણા માટે ભરવામાં આવે તો તેમાં જોખમ નહિ અને જશના પોટલેપોટલા! આવા સમયમાં જાતિભેદ તોડી બિલાડા કુતરાની પેઠે જેમ તેમ ખાવાપીવા માટે ભાષણો કરવામાં આવે તો બિના જોખમે નામાંકિતપણું! વિદેશમાં જઈ ચેન ઉડાવવાને અને વિદેશીપણું શીખી આવવાને બાપના અથવા પારકા બીજી બાજુના પૈસા જેઓ પાણીમાં નાખે છે, એવા ખીસાતરવાળા માણસોની પાસેથી આભારી મેળવવાના બિનજોખમી રસ્તો તે પાત્ર કુપાત્ર જોયા વિના સહુને માટે વિલાયતના દરવાજા ખુલ્લા કરવાની હિમાયતના ભાષણોમાંજ રહેલો છે રાજદ્વારી હિલચાલમાં પણ તેઓએ રસ્તો શોધી કાઢી રાજાનું અને પ્રજાનું મનેનું હિત ન બગડે અને પોતાને માઈ શ્રમ કે જોખમ વેઠવું ન પડે—એવો રસ્તો નામ કીર્તિ મળવાનો અને માન ખાટવાનો સુધારક લોકોએ શોધી કાઢ્યો છે! સુધારકોની આ પ્રવૃત્તિથી પ્રજામાં નકામો મક્ષોભ (Agitation) થાય છે, અને સમય અને શક્તિનો ઘણો ખરો ભાગ ખરા કર્તવ્યમાં યોજવાને બદલે નકામી હલચલમાં જાય છે આનો પરિણામ જોતાં દેશની નિર્ધનતા, ખોટી હુશીઆરી બિના શ્રમે ધન અને માન મેળવવાની અભિલાષા તથા ખોટા વેશો કાઢીને કૃતાર્થતા માનવાની તથા આત્મશ્લાઘના ગોળો ગવવાના મૈત્રાની ખુનામાં બુરી ટેવની ઉત્પત્તિમાં આવ્યો છે તથા 'રૂપિયો વખણાય' એ નીચમાં નીચ વૃત્તિનું અનુકરણ કરતા દેખાદેખીથી શીખાય છે મોજશોખ, ધન અને માન એ પ્રજાના લક્ષ બિન્દુ થતા જાય છે આત્મભોગ, શ્રમ અને નિસ્પૃહતાને દેશવટો દેવાતો જાય છે આવા સુધારાથી દેશમાં હાનિકારક હનામણ અને અનર્થ સિવાય બીજુ કાંઇ થતું નથી અને થવાનું પણ નથી

મોજશોખી અને માનભૂખ્યો સુધારો એ હાલના પ્રજા બૂહને તોડીને તેને તન્નકીય ઉત્કૃષ્ટ વગેરે ઉન્નતિમાં લઈ જવા માગે છે એ સુધારો એના બધી આ એની જેવો કારીગર છે કે પ્રજાના બૂહરૂપ શરીરનો સર્વોત્તમ લાગીનો ઘડી આપવાને બદલે પ્રજાના શરીરનેજ કાપવા છોલવા અને ઘડવાને હથોડા મારી અને ગરબી બહુને બેઠો છે સુધારઓએ વિધવાવિવાહની છુટ- છુટક વ્યક્તિઓના દાખલા ઉપરથી જરૂર જણાઈ, એટલે આ દેશમાં એકએક નાત નાતરા કરે તોજ દેશના હિત અને ઉન્નતિમાં પગલું આગળ ભરાય નહિ કર ન બગાય, સુધારકોને છુગાઈવાયા પ્રમાણે લાડકાગતિકારની જરૂર પડી કે બધી જાતિઓને ભાગીતોડી એક લાડવો ન થાય, ત્યાંલગી દેશહિતમાં એક પગલું આગળ ચલાય નહિ ઇત્યાદિ—કેટલી અપમહત્વની બેવકૂફી ભરેલી દલીલો અને હિલચાલો કરી પ્રજાબૂહમાં ક્ષોભ અને કંપ કરનાર તો આ "સુધારાસુર" કાળનેમિ રાક્ષસ જ છે એકતાની ભાવનાને બદલે પ્રજાના શરીરને તોડી તેના માંસનો લાડવો કરવાનો ધંધો લઈ બેસવામાંજ દેશના હિત અને હિતની સિદ્ધિરૂપ દેશોન્નતિનું સાધન

માનવામા આવે છે-એમા સુધારાસુરની ભેળભાવે થતી ભુનને બદલે હવે તો અજ્ઞાનતી દુરાગ્રહ ગણાય તેમ થતું જાય છે, અને પ્રજાવર્ગ તેના સામે જે બળ અને સમય ખર્ચે તેથી જે નાસ્તર કર્ત્તવ્યમા વિનમ થાય છે, તેને માટે સુધારોજ દોર પાત્ર છે કુપાત્ર માણસ કુટુ સમજ શકો-તે પ્રમાણે સસારસુધારાનુ પાણીઆરાના મુનશીપણુ સપને બદલે કુસપ, સમાજશક્તિનો બ ને પક્ષનો દુરાગ્રહ, બહુમત સ્વીકારને બદલે બડખોરપણું, નિરભિમાનને બદલે મિથ્યા તુમાખ વગેરેનુ ઉપજાવે છે, અને કુટુબ સ્વાર્ગ તો ખુશામત અને બાયનાપણાનો વેર સુવાંગે ભજવે છે-એ હવે પ્રજાના સમજવામા આવતુ જાય છે સોધામા સોધી રીતે દેશસેવાની દિક્ષાની પદ્ધતિ સુધારકોએ શોધી કાઢી છે-અને તે જાણી જોઇનેજ કરવામા આવતી આત્મવચના તથા વિશેષે કરીને લોકવચના છે એમ કહેવાનો વખત હવે આવી પડેલ્યો છે

ઉપર જણાવી ગયા છીએ કે માનભંગો સુધારો મોજશોખી સુધારા કરતા પણ વધારે અનર્થ કરનારો છે, એના ઉદાહરણ તરીકે હુ ગુજરાતીપંચના ગઇ દિવાળીના અકમા પ્રોફેસર જેગાનાથ ચમનલાલ સાખીનાના લખેલ ના " What India Needs ? " એ વિષયમા પ્રો આડેકર ગજરે દર્શાવેલ વિચારોને સારા વિચારી મધુઓને આવશ્ય કરાવને હુ જાહેર રીતે વિનાવવા માગુ છુ — ૧ ( અપૂર્ણ )

રતિલાલ મનસુખરામ પટેલ.

# श्रीमहाशिवरात्रिनी कथानुं औपासन रहस्य.

**પદ્ય. ગરબી-( ઓધવજી સદેશો કહેજો શ્યામને:—એ રાગ. )**

શિવ શિવ શિવ શિવ શિવરાત્રે સભારીએ, એ જીવ મટિ શિવ થાવા સહજ ઉપાય જો,
વશિ વશિ વશિ વશિ થઇ વિષયો સગ નિવારિયે, તો જીવભાવ ટળી શિવભાવ સધાય જો શિવ૦ ૧

ભવાટવીમાં વિષયભૂતો વ્યાધ આ, જીવ વિષયમૃગ પાસે પડતો તેહ જો,
શિમારના સામા પડતા તરૂએ ચઢ્યો, નિશા નિરાશા થાતા ભયથી એહ જો. શિવ૦ ૨

સંચિત સરવર પર કો મૃગ આવી મળે, ઉરે લાલસા એવી ધરિને જોય જો,
અડચણ કરતા પત્રાદિક તોડી તીને, રહ્યો નાખતો મર્મ ન જાણે કોય જો શિવ૦ ૩

તે તો મન શ્રીવૃક્ષ, તળે શિવનું હતું-લિંગ નુમ તેથી શિવપૂજન સુપુણ્ય જો,
પ્રતિ પ્રહરે રજનીમા ગર્ભવતી મૃગી, ચારે આવી તેને ન હણી, ધન્ય જો શિવ૦ ૪

આર્ત્ત તથા જીજ્ઞાસુ, અર્થી, જ્ઞાનિ એ, ચાર પ્રકારનિ ભક્તિ મૃગી નિર્દોષ જો,
પરોક્ષ જ્ઞાન સુગર્ભવડે ગરવી દિસે, તે નવ હણતા ભર્યા પુણ્યના કોષ જો શિવ૦ ૫

વચન દીધા હરણીએ પાછા આવશુ, પ્રેમી ગર્ભ અમો બનવા આર જો,
જીવવા દીધી એ ચારેને-એ વતે, અણધાર્યું પણ પ્રકટ્યુ પુણ્ય અપાર જો. શિવ૦ ૬

હિમ ઉગે પડિ વ્યાઘ ગિરે કુતની ઝડી, વાગ હરણી આરી થઇ નિજ સ્વરૂપ જો,
એ પાપે ચઢિ વિમાન શિવ સાન્નિધ્યમા, કેનામે ચાલ્યા ફળ એહ અનૂપ જો શિવ૦ ૭

આમગે મૃગશીર્ષ તણા તારા ઝગે, અદ્યાપિ પગ આપે છે શે ધન જો,
જાણ્યે આ અજાણ્યે પણ ભક્તિ સુકર્મનો, અનેક ગુણ ઉપજે છે મધુગ સ્વાદ જો શિવ૦ ૮

એમ જાણઅજાણે પણ વિષય વિસારતા, સધરી ! સાચો સિદ્ધ થશે ઉપવાસ* જો
દૂર વિલાસ ભગે ઉપવાસ તો મગે, આખર નર હર રૂપ થવાશે ખાસ જો શિવ૦ ૯

સંઘવી.

---

## —ઉપરના કાવ્યનુ વિવરણ—

કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડોની અપેક્ષાએ આ રહસ્ય તે ઔપાસન રહસ્ય એટલે ઉપાસના સંબંધી રહસ્ય છે. ઉપાસનાકાંડ એ કર્મકાંડ અને જ્ઞાનકાંડ એ બન્ને કાંડોની મધ્યનુ કાંડ હોવાથી સાધકોને ઘણો ભાગે ઉપયોગી થાય એવુ છે ઉપાસનાકાંડમા પ્રવેશેલા પુરૂષને પાછળના કર્મકાંડના સંબંધમા ઘણું સમજવામા આવે છે તેમજ આગળના જ્ઞાનકાંડના સંબંધમા પણ તેને ઘણી દૃઢ પ્રતીતિ થાય છે તેથી આ ઔપાસન રહસ્ય આ મહાશિવરાત્રિ નિમિત્તે આ માસના અંકમા આપ્યુ છે

ઉપાસનામા જપ એ સર્વથી પ્રથમ ઉપયોગી પગથીઉં છે, અને પુન પુન કોઇ મંત્રનુ આવર્તન કરવુ તે જપ કહેવાય છે તેથીજ " શિવ શિવ શિવ શિવ " એમ ચારવાર આ કવિતાના આરંભ પદમાં ઉચ્ચારેલુ છે અર્થાત્ જપયજ્ઞથી શિવનું સ્મરણ કરી ઉપાસના કરવી એ જીવ મટીને શિવ થવાનો સહજ એટલે સ્વાભાવિક ઉપાય છે **यज्ञानां जपयज्ञोऽस्मि** એ શ્રી ગીતા વાક્યમા જણાવેલુ છે, તેનોજ આ અનુગત ભાવ છે પરતુ એકના જપ જ કર્યા કરે પણ મનના ભાવ ઉપર જરીક પણ લક્ષ ન આપે, અથવા તો તેથી પણ સુરૂ એવુ કરે કે " મુખમે રામ મગન મે છુરી, બગત ભયે પર દાનત બુરી " તો તેવા મનુષ્યને જ્ઞાન કે મોક્ષનો અધિકારજ પ્રાપ્ત નથી થતો તેથી જપયજ્ઞની સાથે અર્થાત્ " શિવ શિવ ' એવા નામમંત્રના જપયજ્ઞની સાથે વશિ વશિ વશિ વશિ અર્થાત્ ઇન્દ્રિયોને અને મનને વશ રાખનારા થઇને સર્વ વિષયનો ત્યાગ કરીએ, તો જીવભાવ ટાળીને શિવભાવને પામી શકાય અર્થાત્ શ્રીઇશ્વરસ્મરણરૂપ ઉપાસના કરવી અને તેની સાથે મન અને ઇન્દ્રિયોને વશ રાખી વિષયો વિષે ત્યાગબુદ્ધિ રાખવી, અર્થાત્ વિષયોનો ત્યાગ પણ કરવો ૧

મહાશિવરાત્રીની જે કથા શ્રીબ્રહ્મવૈવર્તક પુરાણમા આપેલી છે, તે જો કે ઘણી સાદી છે તોપણ તેમા સર્વને સામાન્ય રીતે ઉપયોગી થઇ પડે, એવો ઉપાસનાનો સાધનક્રમ એક ઘણા સરસ ઉદાહરણથી દર્શાવ્યો છે આવી કથાઓના સાદાપણાથી તેઓને તુચ્છ સમજનાર પ્રાણીઓની સમજ ઉપર પડદાના પાપના થર બાઝેલા હોય છે, તેવી ખાસ પોતે જાણે વેદના અને શાસ્ત્રના પિતરાઈ હોય, તેમ આવી સાર્વજનિક ઉપયોગની કથાઓનુ તેવા મિથ્યા જ્ઞાનના આડંબરથી અને વિદ્વત્તાના ગુમાનથી તેવા પ્રાણીઓ હાસ્ય કરે છે

---

*ઉપ=પાસે, વાસ=રહેવાસ, અર્થાત સમીપવાસ.

॥ ॐ श्री ॥

ॐ श्री श्रीमहाज्योतिःपुरुषसिंहाय नमः॥




प्रकाश ३. ] अहमदावाद, चैत्र कृष्ण १४ संवत १९७२ शाके १८३८. [ किरण ६.

॥ ॐ श्रीँ श्रीमन्त्रासिंहायनमः ॥

## श्रीइष्ट प्रत्ये धर्मरक्षार्थ प्रार्थना.

પદ્ય ૧. સૌરાષ્ટ્રની એક દેશી. (... આવોને જેસલરાયઃ—એ લય.

માયાપતિ હે મહેશ, આપ કેશ જે આદેશ, તેનો દેવા ઉપદેશ,
 મારા ઉરમાં ઉદ્દેશ, પ્રભુજી પાડો પાર;
 કહું કળિની સામે રણે ચઢિયોરે,
 કાઢું આપ તણે બળે હડિયારે હેજી.—[ટેક.]
વેદ આપનું સ્વરૂપ, તેને કરતા વિરૂપ, ભ્રષ્ટ ભ્રમેલાના ભૂપ,
 બોદે કુબુદ્ધિના કૂપ, વિશ્વેશ કીજે વ્હાર;
 વક્ર જડ એ વંચક સામે ભિડિયોરે,
 એક આપને આશરે અડિયોરે હેજી. માયાપતિ૦—૧.
સ્મૃતિમાંથી લે કુબુદ્ધ, ઋષિયોને કહે અશુદ્ધ, ખરૂં કહેતાં થાય ક્રુદ્ધ,
 તે શું આરંભ્યું છે યુદ્ધ, હું તમ હથિયાર;
 તમ સબળ આયુધે છું પકડિયોરે,
 છકેલાને ખવાડું છકડિયોરે હેજી. માયાપતિ૦—૨.
પુરાણોને દેતા ગાળ, તમ શિરે આપે આળ, કળિકાળના એ બાળ,
 તેને ચાંપવા પાતાળ, હું થયો છું તૈયાર;

સ્થાપી આપ પ્રત્યે મેં આંખડિયોરે,
હું છું આપના ચરણમાં પડિયોરે હેજી. માયાપતિ૦—૩.
ખાનપાનમાં તો શ્વાન, બની ફરતાં હેવાન, વંઠી જાવા લાગ્યાં તાન,
વળી ધરતાં ગુમાન, વિધાનો વેઠી ભાર;
તેની સામે લીધી મેં લાકડિયોરે,
ઓથ આપની તેથી જ ભડિયોરે હેજી. માયાપતિ૦—૪.
સમજે દેશમાં ન લેશ, ઉપદેશે રાંધે પેંશ, ધર્મ રોળી ચોળે મેશ,
તેને મ્હોંચાડવા પેશ, પ્રેરો છો આણી પ્યાર;
મ્હારી સાથે તું રહે ધણી ઘડિયોરે,
તો ન બાપજી! મ્હેરૂં બંગડિયોરે હેજી. માયાપતિ૦—૫.
દામ ચામ ને દમામ, ટેક તજેછે તમામ, તને ભૂલી વહે વામ,
મન માને કાઢું નામ, ગમ વિનાના ગમાર;
તેની ખોલવા બેઠા આંખડિયોરે,
આપ સ્હાયે ઉછાહ, સાંપડિયોરે હેજી. માયાપતિ૦—૬.
સાચો સનાતનધર્મ, શિષ્ટાચારનો સુમર્મ, રક્ષી સ્થાપવાને શર્મ,
કરયું સંઘવીએ વર્મ, તમારી કૃપા સાર;—
તેથી દરિયો પીવાય, ગણી દડિયોરે,
વિશ્વ વદને અસાય જેમ વડિયોરે હેજી. માયાપતિ૦—૭.

સંઘવી.

—०—

## —असत्याग्रही दयानंदीयोनुं हडहडतुं जुठाणुं—

વૈદિકયંત્રાલય ચાલુ થતાંજ સ્વામી દયાનંદે સંસ્કૃતવાકયપ્રબોધ નામે પુસ્તક રચી પરેભવહેવું પોતાના પ્રેસમાં છપાવ્યું. તેમાં ભૂલોનો ભંડાર ભરેલો હોવાથી આર્યભન્યો અને આર્યસમાજી પંડિતમન્યો તથા ઉપદેશક સંન્યાસીઓ વગેરેએ એવો કોલાહલ મચાવી દીધો છે કેઃ—"એ પુસ્તક છપાયું તેમાં લેખક અને પ્રુફરીડર પંડિતોની ભૂલ છે તેઓએ ધાર્યું તેમ લખ્યું અને છપાવ્યું છે, તેમાં સ્વામીજીની કંઇ કસુર, નથી. તેથી તેઓશ્રીની વિદ્વતા અને શાનસ પજનાને માટે કંઇપણ શક લાવવા જેવું નથી." આ બાબતનો દોષારોપ ખાસ કરી પંડિતશ્રી ભીમસેનશર્મા ઉપર પણ થયેલો હોવાથી તેમણે બ્રાહ્મણસર્વસ્વ એપ્રીલ ૧૯૧૫ના અંકમાં वेद और आर्यसमाज શિર્ષક લેખમાં સવિસ્તર ખુલાસો છાપેલો છે, તે નીચે પ્રમાણે—"સંસ્કૃત વ્યાકરણાદિથી વિરૂદ્ધ એવી સ્વામી દયાનંદની સેંકડો ભૂલો મંશોધકો વિશેષે કરીને સુધાર્યા કરતા હતા, એ વાતની પુષ્ટિ માટે નીચે લખેલું માત્ર એકજ ઉદાહરણ બસ થશે. વિક્રમાર્ક ૧૯૩૬માં સ્વામી દયાનંદ પંચનદાદિ પ્રદેશમાંથી ભ્રમણ કરી કાશીપુરીમાં પાછા આવ્યા, તે વખતે તેમનું વૈદિકયંત્રાલય સ્થાપન થયું, એ સમયે સ્વામીજીની પાસે એક પંડિત ભીમસેન શર્માજ સંશોધક અને લેખક હતા; તેમણે પણ આગળથી કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે સ્વામીજી પાસે લખવાવાંચવા સંબંધીનું સર્વ કામ છોડી દીધું હતું, કોઇ પુસ્તક સુધારતા

પણ નહોતા. કિન્તુ પંડિત ભીમસેન શર્મા ન્યાયદર્શનાદિ ભણવા લાગ્યા હતા, એ અરસામાં સ્વામીજીએ સંસ્કૃત વ્યાકરણાદિના જ્ઞાનથી શન્ય બે મનુષ્યોને લેખક રાખ્યા હતા. વૈદિક યંત્રાલયનો આરંભ થતાંજ પહેલવહેલું નિજ પ્રેસમાં સ્વામીજીએ "સંસ્કૃતવાક્યપ્રબોધ" નામે પુસ્તક બનાવી છપાવ્યું, એની કાપી અને પ્રુફ બધું સ્વામીજીએ પોતેજ સુધાર્યું હતું; પુસ્તક છપાઇ ગયા પછી સ્વામીજી કાશીથી ચાલ્યા ગયા હતા. પુસ્તકને પ્રકટ થયે ૧૦-૧૫ દિવસ થતામાં તો કાશીનાં વર્તમાનપત્રમાં સંસ્કૃતવાક્યપ્રબોધની ભૂલો છપાઇ ગઇ, ત્યારપછી પંડિત અમ્બિકાદત્ત વ્યાસના કોઇ શિષ્યને નામે અબોધ-નિવારણ પુસ્તક છપાયું, જેમાં સ્વામીજીના સંસ્કૃતવાક્યપ્રબોધની અનેક અશુદ્ધિયો છાપવામાં આવી. એ પુસ્તક સ્વામીજીએ જોયું પણ ખરૂં! પરંતુ કંઇ પણ સમાધાન કર્યું કે કરાવ્યું નહિ, કારણ કે વ્યાકરણની વાસ્તવિક અશુદ્ધિયોનું સમાધાન થઇ શકતુંજ નથી; એટલા માટે **मौनं सर्वार्थ साधनम्** અને **સબસે બડીચુપ** એ મહામંત્રનું અવલંબન કરી સ્વામીજી મુગા રહ્યા. પછી વૈદિકયંત્રાલય પ્રયાગ લેઇ જવામાં આવ્યું ત્યારે આર્યસમાજના સાપ્તાહિક અધિવેશન વખતે એક માણસ અબોધનિવારણ પુસ્તક લાવી આર્યસમાજમાં બોલ્યો કેઃ-"દેખો! આમાં સ્વામી દયાનંદજીને કેવા મૂર્ખા બનાવ્યા છે? જો એ વાત સત્ય છે તો એવા માણસે રચેલાં સર્વ પુસ્તકો અને કરેલા સર્વ ઉપદેશો અજ્ઞાનગ્રસ્ત કેમ નહિ? અને જો એ પુસ્તકના લેખ ખોટા છે, તો એનું યથોચિત ખંડન કેમ કરવામાં નથી આવ્યું?!" એ વખતે આર્યસમાજ મંદિરમાં પંડિત ભીમસેન શર્મા તથા પરોપકારિણી સભાના એક સભ્ય આગ્રાવાળા પંડિત સુંદરલાલ, વગેરે ઘણા લોકો હાજર હતા. અબોધનિવારણ પુસ્તકનો વૃત્તાંત સાંભળી એક સમાજીએ પંડિત ભીમસેન શર્મા તરફ ઇસારો કરી કહ્યું કેઃ-'એ સર્વ દોષ એ લોકોનો છે, સ્વામીજીનો કંઇ દોષ નથી.' તે ઉપર પંડિત ભીમસેનશર્માએ તત્કાળ સહુના સામે સાફ કહ્યું કેઃ-"એવી તો અનેક અશુદ્ધિયોના સેંકડો દોષ અમે લોકોએ અત્યાર સુધી સ્વામીજીનાં પુસ્તકોમાં આવતા ટાળ્યા છે, આમાં અમારો કંઇ પણ દોષ નથી, આ સંસ્કૃતવાક્યપ્રબોધ પુસ્તક લખાતું કે છપાતું અમે બિલકુલ જોયું નથી, કેવળ સ્વામીજીએ પોતેજ લખ્યું સુધાર્યું અને છપાવ્યું હતું, અમને બતાવ્યું હોત તો આવી આવી મોટી ભૂલો કદાપિ રહેવા ન પામત; એથી અમારો જરાયે દોષ નથી." આ સત્ય પણ અપ્રિય ઉત્તર નહિ રૂચવાથી પંડિત સુંદરલાલ વગેરે સઘળા આર્યસમાજી, પંડિત ભીમસેન શર્માપર નારાજ-અપ્રસન્ન થયા. તે વખતે સ્વામીજી જીવતા હતા, રાજપુતાના તરફ કોઇ શહેરમાં હતા, ત્યાં આ સર્વ હકીકત લખવામાં આવી. આર્યસમાજીઓના મનમાં તો એમ પણ આવ્યું હતું કે, આ માણસ અમારા પરમમાન્યવર સ્વામીજીનો સેવક થઇને પણ તેઓશ્રીને અબોધ અજ્ઞ અને મૂર્ખા ઠરાવે છે; માટે એવા માણસને તો કાઢી મૂકવા જોઇએ. એવાજ વિચારનો પત્ર પણ સ્વામીજી પર મોકલ્યો હતો, પણ સ્વામીજીએ તેનો શો જવાબ આપ્યો એ કંઇ જણાયું નથી! પણ ત્યાર પછી એ વાત એમને એમ દબાવી દેવામાં આવી અને પંડિત સુંદરલાલદિ સ્વામીજીના ભક્તોએ પંડિત ભીમસેન શર્માપર કંઇ પણ અપ્રસન્નતા દેખાડી નહિ."

હવે સદ્વિવેકી વાચકો ધ્યાન આપશે, તો આ ઘટનાનું તાત્પર્ય યથાર્થ સમજી શકશે કેઃ—સ્વામીજીની હયાતીમાં એમના વિરૂદ્ધ લખાયલાં અને છપાયલાં સર્વ પુસ્તકોના ઉત્તર ઘટે તેવા, સ્વામીજીએ પોતાના અથવા તો બીજા કોઇના નામે અવસ્ય છપાવ્યા હતા;

પરંતુ, એક અબોધનિવારણનો જ ઉત્તર કેમ ન છપાવ્યો? તથા પ્રયાગ આર્યસમાજમાં સંસ્કૃતવાક્યપ્રબોધની ભૂલોનો બધો દોષ પંડિત ભીમસેનશર્માએ સ્વામીદયાનંદને માથે મેલ્યો હતો, ત્યારે જો એ ખોટો હતો, તો મિથ્યા દોષ દેનાર પંડિત ભીમસેન શર્માનો દંડ કેમ ન કર્યો કે ન કરાવ્યો? અને એમ પણ ન કર્યું, તો પોતાના બચાવ માટે નોટીસ તો છપાવવી હતી કેઃ—સુધારનારા અને છાપનારાની ગફલતથી સંસ્કૃતવાક્યપ્રબોધમાં ભૂલો છપાઇ ગઇ છે!—એવી નોટીસ કેમ ન છપાવી? આ બધી વાતોનો સાર અને સત્ય ઉત્તર તો એજ હોઇ શકે છે કે—સ્વામીદયાનંદને પોતાને જ્ઞાન-બોધ ન હોવાથી વ્યાકરણની પ્રસિદ્ધ પ્રસિદ્ધ ભૂલોનું કંઇ સમાધાન નહિ દેખાયુ, એથી એનુ સમાધાન ન છપાવ્યું. પંડિત ભીમસેન શર્માએ સત્ય કહ્યું હતું, મિથ્યા દોષ નહોતો લગાડયો, અને તેથીજ તેમને કંઇ કહી કે કરી ન શક્યાથી સ્વયં ચુપ થઇ ગયા. એ સુધારનાર અને છાપનાર કોઇ અન્ય નહોતું, પણ સ્વામીજીએ પોતેજ સુધાર્યું તથા છાપ્યું હતું; તેથી કરીને અબોધનિવારણ દ્વારા થયેલી માનહાનિ અને ફજેતીનું કંઇ પણ નિરાકરણ કરી ન શક્યાથી ચુપ બેસી રહી મુગેમોઢે સર્વ સહન કરી લીધુ. એકવાર વૈદિકયંત્રાલય પ્રયાગની પ્રબંધકારિણી સમિતિમાં સ્વામીજીના ગત થયા પછી ફરીથી પુસ્તક છપાવતી વખતે સવાલ ઉઠયો કે, સંસ્કૃતવાક્ય પ્રબોધમાં વાસ્તવિક અશુદ્ધિયો છે કે નહિ? ત્યારે પંડિતોએ કહ્યું કે, ખઇ જોતાં ભૂલો તો છે, ત્યારે સર્વાનુમતિથી સુધારા કરવામાં આવ્યા. એ સર્વ ભૂલો સંસ્કૃતવાક્યપ્રબોધમાં હવે નથી, કે જે અબોધનિવારણ પુસ્તકમાં ૩૮ વર્ષથી અત્યાર સુધી છપાયા કરી છે. હવે કહેવાની મતલબ એ છે કે, આટલા સ્પષ્ટ ખુલાસા પરથી સુનો તો સમજી લેશેજ કેઃ—**સ્વામીદયાનંદને સસ્કૃત વ્યાકરણાદિનું બરોબર જ્ઞાન નહોતુ.** કિન્તુ લેખક સંશોધક પંડિતોએ એમના ગ્રંથોને યથાસંભવ શુદ્ધ કરી દીધા છે; તો પણ કંઇ કંઇ ભૂલો રહી ગઇ છે, **એ સર્વ અશુદ્ધિયો સ્વામીદયાનંદની છે, સંશોધક પંડિતોને દોષ દેવો**—એ તો લાલા મુન્શીરામ વગેરે આર્યંમન્યો અને પંડિતંમન્યોનું **અજ્ઞાન અને કૃતઘ્નતા દોષ છે.** એક તો આર્યસમાજમા સંસ્કૃતના જ્ઞાતા અને વેદપાઠી વિદ્વાન બ્રાહ્મણ પંડિતોજ વિરલા છે! અને જે છે તે ગુણકર્મસ્વભાવથી વર્ણવ્યવસ્થાની હિમાયત કરી પંડિત અને વિદ્વાનમાં ખપનારા અંગ્રેજી ઉર્દુ પઢેલા સંસ્કૃતનો અક્ષર નહિ જાણનારા મરહુમ પંડિત લેખરામ અને વિદ્યમાન લાલા મુન્શીરામજી જેવાઓ જ છે. બીજા પંડિત ભીમસેન શર્મા, પંડિત અખિલાનંદ કૈવિરત્ન અને તેવાજ ઋષિસંતાનો સંસ્કૃતજ્ઞાતા હોઇ સાચી વાત કહે છે, તે કુપમંડુપોને ગમતી નથી અને મિથ્યા પ્રલાપો કરી જૂઠાણાંના ઝાડ ઉભાં કરે છે; પણ હવે તેમના દંભ અને પ્રપંચ ઉઘાડા પડી જવાથી મિથ્યા પંડિતાઇનાં પોગળ વેરાઇ જવા લાગ્યાં છે, અને અંતે તો सत्यमेवजयतेनानृतम् પ્રમાણે થવા બેઠું છે અને થશેજ. જુઠાણું અને દગલબાજી હવે જગમાં નહિ નભે.

તંત્રી.

## सनातनधर्मरहस्यबोधकविषयो--२. પુરાણોમાં દેવોની નિન્દા છે?

હરિહરના અભેદ વિષે ગયા કાર્તિકના અંકમાં ૨૯ થી ૩૭ મા પૃષ્ઠ સુધીમાં વિવેચન કરેલુ છે, અને અત્યારે **પુરાણોમાં પરસ્પર દેવોની નિન્દા** કરેલી કહેવાય છે, તેનું સમાધાન કરવાની જરૂર પડી છે. પદ્મપુરાણમાં લખ્યુ છે કેઃ—विष्णुदर्शनमात्रेण शिवद्रोहः प्रजायते। शिवद्रोहान्नसन्देहो नरकं याति दारुणम्॥ तस्माद्विष्णु

नामापि न वक्तव्यं कदाचन ॥ અર્થ:—વિષ્ણુના દર્શન માત્રથીજ શિવનો દ્રોહ થાય છે, અને એ તો નિસંદેહ છે કે શિવદ્રોહથી મનુષ્ય નરકગામી થાય છે; એટલા માટે વિષ્ણુનું નામ પણ કદાપિ નહિ લેવું જોઇયે.

કુતર્કી વેદવિરોધી પાખંડી દયાનંદીયો તો આવાં પુરાણવાકયોથી શ્રીસનાતનધર્મની નિંદા કરવામાં પાછું વાળીને જોવાના જ નહિ ! પણ ખેદની વાત તો એ છે કે, શૈવ વૈષ્ણવોના સાંપ્રદાયિક ઝગડામા મિથ્યાભિમાની દુરાગ્રહી અને મમતી શૈવો ત્રિલોકીનાથ ભગવાન શ્રીવિષ્ણુ અને તેમના ઉપાસક વૈષ્ણવોના સંબંધમાં ફાવે તેમ બકતા રહી એ અજ્ઞાનવશવર્ત્તી જીવો પાપભાગી થાય અને સનાતનધર્મની હાનિ કરે; એ તદ્દન અનુચિત અને અહિતકર હોવાથી સંક્ષેપમાં આવું સમાધાન કરીએ છીએ કે—પુરાણોમાં એવાં હજારો વચન એકદેશી વિચારવાળા ભેદદર્શી અલ્પમતિ માણસોને પોતાના પરંપરાગત ઉપાસ્ય દેવમાં અટલ અને અનન્ય ભક્તિ કરવા માટે કહેવામાં આવેલા છે. તત્વજ્ઞાનની દૃષ્ટિએ તો શિવ અને વિષ્ણુ એક જ પરમેશ્વરનાં નામરૂપ માત્ર ભેદથી શક્તિ વિશેષ છે-એ વિચાર ઉચ્ચકોટિનો છે, પણ એવા ઉંચા વિચારોના મર્મ સમજવાના અધિકારી બધા નથી હોતા, પણ થોડા જ માણુસ હોય છે. પદ્મપુરાણનો ઉક્ત લેખ ઉચ્ચકોટીના સર્વદેશી અભેદવાદી વિચારવાળાઓને માટે નથી. અધિકારીઓના ભેદથી કર્ત્તવ્યકર્મોના પણ અનેક જૂદા જૂદા પ્રકાર શક્ત્યાનુસાર ઠરાવવામા આવ્યા છે; તે વિષે એક લૌકિક દૃષ્ટાંત લઇએ—એક સાધારણ માણુસ કલેક્ટર યા જજ સાહેબનો અર્દલી છે, એનું કર્ત્તવ્ય છે કે એ પોતાના સ્વામીને જ સહુથી મોટા હાકેમ માને, અને તેમને બરોબર સંતોષ પમાડવાથી જ તે કૃતાર્થ થઇ શકે છે. એ સાધારણ માણુસ પોતાના સ્વામીથી ભિન્ન હાકેમની સેવાનો વિચાર જ કરશે, તો પોતાના સ્વામીની સેવા ઉઠાવવા કે આજ્ઞા પાળવામાં જરૂર ખામી આવશે; અને તેથી તેના સાહેબની કૃપાદૃષ્ટિ તેના પર શીઘ્ર એટલા માટે નહિ થાય, કે જેમ વગર કારણે એ પહેલા સાહેબની સેવા અટલ ભક્તિ અને અનન્ય ચિત્તથી ન કરી શકયો; તો પછી મારી તહેનાત પણ બરાબર નહિ ઉઠાવવાનો-એવું બીજો સાહેબ પણ સમજી લે છે. જેથી એની તો તેના પર કૃપાદૃષ્ટિ રહેશે જ નહિ, અને પોતાના સાહેબની સેવા બજાવવામાં બેદરકાર રહેવાથી તેમની પણ તેના પર ખફા મરજી રહેવાની; એથી તે બાપડાને જે દુ:ખો પડવાનાં એ જ એને માટે નરક છે

આ દૃષ્ટાંતને અનુસરી એવા માણુસને કોઇ આવાં અર્થવાદ વાકય કહી શકે છે કે—अन्यदर्शन मात्रेण स्वामिद्रोहः प्रजायते । स्वामिद्रोहान्नसन्देहो दुःखमाप्नोति दारुणम् ॥ तस्माद्वाअन्य नामापि ना वक्तव्यं कदाचन ॥

મતલબ કે—સાધારણ માણુસ પોતાના સ્વામીનો અનન્યભક્ત હોવાથી કલ્યાણને પ્રાપ્ત થઇ શકે છે, તેમ ઘણા સ્વામીઓની સેવાર્થે ચેષ્ટા કરવાથી તેની અભિષ્ટ સિદ્ધિ થઇ શકતી નથી. જેમ અહીં અન્ય સ્વામીની નિંદાનો હેતુજ નથી, પણ અલ્પમતિ ઉપાસક સેવકને અનન્ય ભક્ત થવાથીજ ઇષ્ટસિદ્ધિ થાય છે—એ તેને બતાવી આપવાનો જ વક્તાનો અભિપ્રાય છે. તેવીજ રીતે જે માણુસ મૂળથી શિવોપાસક છે, તેને અનન્ય ભક્ત બનાવવા સારૂજ પદ્મપુરાણનો પૂર્વોક્ત અર્થવાદ છે. અહીં વિષ્ણુના દર્શન માત્રથીજ શિવનો દ્રોહ થઇ જાય છે, એવો અક્ષરાર્થ લેવો અપેક્ષિત નથી, પરંતુ અન્ય ઉપાસ્યની તરફ ચિત્ત જવા

આવથીજ પોતાના પ્રાચીન ઉપાસ્યની ભક્તિમાં ખલેલ પડી જાય છે, એથી ઉપાસકની ઇષ્ટ સિદ્ધિમાં બાધ આવવો એજ એક પ્રકારના દુઃખ વિશેષનું નરક હોવું—એવો અભિપ્રાયાર્થ લેવો અપેક્ષિત છે. આથી અન્ય ઉપાસ્યનું નામ પણ ન લેવું જોઇએ અર્થાત્ અન્યમાં ચિત્તવૃત્તિ કરની ન જોઇએ, અને અન્ય ઉપાસ્યનું દર્શન કરવા કે નામ લેવાનો અવસર આવી પડ્યો હોય; તો પોતાના ઉપાસ્ય દેવનેજ અન્ય નામ રૂપથી દેખે કે કહે, ત્યારે અનન્યભક્તિમાં બાધ નહિ આવે. ઉચ્ચકોટિના વિચારવાળા માણસ ચહાય તે નામરૂપથી ચહાય ત્યારે ગમે તે દેવની ભક્તિ ઉપાસના કરે, એમને માટે આ કથન નથી; અથવા એમ કહો કે જેઓ પહેલેથીજ પંચાયતન ( સૂર્ય, ગણેશ, વિષ્ણુ, શિવ, શક્તિ ) દેવતાને માને છે અને પૂજે છે, અથવા યથાવસર રામનવમી જન્માષ્ટમી શિવરાત્રિ ગણેશચતુર્થી નવરાત્રિ વગેરે સમયે સદાથી એ દેવોની પૂજા ભક્તિ અને વ્રતાદિ કરે છે; એમને માટે પણ પદ્મપુરાણનો ઉપરોક્ત અર્થવાદ નથી.

આવા વિચાર વેદમાં પણ પહેલેથી ચાલ્યા આવે છે, જે ગોત્રવાળા બ્રાહ્મણના પરંપરાથી જે વેદ અને જે શાખા ચાલી આવે છે, તે ત્યાગી અન્ય વેદ વા અન્ય શાખા બોલી જાણીબુઝીને તદનુસાર કામ કરવાથી તેને દોષ લાગે છે; એટલા માટે પોતાની પરંપરાથી ચાલી આવતી વેદશાખાનો ત્યાગ ન કરવો. અને જેઓ પહેલે પરંપરાથી બે વેદોનું પઠનપાઠન કરતા આવ્યાથી દ્વિવેદી ત્રિવેદી કે ચાતુર્વેદી કહેવાય એ ત્રણ કે ચાર વેદોનું પઠનપાઠન કરતા આવ્યા છે; તેમને એ દોષ નથી લાગતો. કોઇ કહે કે તો પછી નવું કંઇ નહિ કરી શકવાથી વેદાધ્યયન વા ઉપાસનાદિમાં મનુષ્ય ઉન્નતિ કરી શકશે નહિ. તો સુપ્રસિદ્ધ વિશ્વવિખ્યાત રામોપાસક ગોસ્વામી શ્રી તુલસીદાસનું જ ઉદાહરણ લ્યો ! શ્રી તુલસીદાસજી રામોપાસક તો હતા જ અને અન્ય નામરૂપ દેવોના વિરોધી પણ નહોતા, આ અનન્ય ભક્તિથી તેમણે કેવી ઉન્નતિ કરી એ જગતમાં સારી પેઠે જાણીતું છે. અનન્યભક્ત ન હોત, તો તુલસીદાસ કદાપિ આવી ઉન્નતિ કરવા પામત નહિ, આથી તો અનન્યભક્ત થવું આવશ્યક છે. તે વિષે મનુસ્મૃતિમાં મહર્ષિમનુજી કહે છે કેઃ—

> येनास्य पितरो याता येन याताः पितामहाः ।
> तेन यायात्सतां मार्गं तेन गच्छन्नरिष्यते ॥ मनु० अ० ४ श्लोक. १७८

અર્થઃ—વેદશાખાધ્યયન વા દેવોપાસનાદિના જે માર્ગે બાપદાદા વગેરે ચાલ્યા આવતા હોય, એજ સન્માર્ગે પુત્રાદિ લોક ચાલે, તો કોઇ પ્રકારનું દુઃખ ન થાય. વળી પદ્મપુરાણમાં તો બ્રહ્મા અને શિવની નિન્દા પણ લખી છે—

> यस्तु नारायणं देवं ब्रह्मरुद्रादि दैवतैः । समं सर्वैर्निरीक्षेत सपाखण्डी भवेत्सदा ॥
> किमत्र बहुनोक्तेन ब्राह्मणायेऽप्य वैष्णवाः। नस्प्रष्टव्या नद्रष्टव्या नवक्तव्याःकथंचन॥
> वासुदेवं परित्यज्य योऽन्यं देवमुपासते । तृषितो जाह्नवीं तीरे कूपं खनति दुर्मतिः॥

અર્થઃ—જે લોક કહે છે કે બ્રહ્મા અને શિવાદિ અન્ય દેવતા નારાયણના સમાન છે, તેઓ પાખંડી છે. (૧) તે અને જેઓ વિષ્ણુની ભક્તિ નહિ કરતાં બ્રહ્માદિ દેવોનાજ ઉપાસક છે, તો પણ તેઓ બોલવા જોવા અને સ્પર્શ કરવા યોગ્ય નથી. (૨) વિષ્ણુને છોડીને અન્યદેવની ઉપાસના કરનારા તો ગંગા કાંઠે તરસ્યા બેસી રહી કુવો ખોદી રહેનારાના જેવા મૂર્ખ—દુર્મતિ છે. (૩)

આ સર્વ કથન પરંપરાથી વિષ્ણુભક્ત છે, તેમને અનન્ય ભક્ત થવાની દઢતાને માટે છે. પ્રત્યેક ઉપાસક પોતપોતાના ઉપાસ્ય દેવને અન્યોથી મોટા દેખે, તો એથી કંઇ બીજા દેવોની નિંદા અપેક્ષિત નથી; પણ તે પોતાના ઉપાસ્યમાં ભક્તિભાવ વધારવાને કાજે છે. એથી જ કહ્યું છે કે:—પોતાના ઉપાસ્ય દેવ નારાયણના ભક્ત અન્ય દેવોને નારાયણ તુલ્ય ન માને, પણ નારાયણને સઉથી મોટા માને; ત્યારે જ એની ભક્તિ અધિક વધશે. વિષ્ણુભક્ત વૈષ્ણવજન અન્ય દેવોપાસક શૈવાદિ સાથે અન્ય દેવોપાસનાદિની મહિમા સાંભળવા જાણવા માટે સત્સંગ ન કરે–એજ અભિપ્રાય સ્પર્શ ન કરવા આદિનો છે. પરંતુ એમ કંઈ નથી કે લૌકિકવ્યવહારમાં આપ લે કરવા વાસ્તે પણ કોઇને ન મળે! અર્થાત્ લેવડદેવડ આદિ વ્યવહારને સારૂ તથા સાર્વજનિક દેશોદ્ધારક કામો માટે સઉની સાથે મળવું જોઇયે. એમતો એ વાત સંસારી વ્યવહારમાં પણ પ્રચલિત છેકે, દરેક માણસ પોતાના ગુરૂ અધ્યાપક આચાર્ય વા સ્વામીને સઉથી મોટા માને છે, અને એમ કર્યા વગર પોતાના ગુરૂ આદિમાં પૂર્ણ શ્રદ્ધા ન થવાથી અધિક સેવા શુશ્રૂષા થઇ શકતી નથી; અને એવું થયા વિના યથેષ્ટ ઉપકારોપકારક ભાવ થઈ શકતો નથી. તથા જેમ પ્રત્યેક સતી સ્ત્રીનો સર્વોપરિ ઇષ્ટદેવ ઇશ્વર તુલ્ય પતિ હોય છે, ભલે તે પતિ મૂર્ખ રોગી દરિદ્રી કે કુરૂપી વગેરે હોવાથી અન્ય પુરૂષોની અપેક્ષાએ નિંદિત પણ હોય, તથાપિ એઓની સતી પત્નીને માટે તો એજ સર્વથી મોટો શ્રેષ્ઠ અને પૂજ્ય છે. જેમ અહીં લોકમાં પોતપોતાના પરમમાન્ય ગુરુ આદિને કે પોતપોતાના પતિને સઉથી શ્રેષ્ઠ અને પૂજ્ય માનવાનો હેતુ અન્ય ગુરુઓ કે અન્ય સતી સ્ત્રીઓના પતિયોની નિન્દા કરવાનો હોતો નથી. અને અન્ય કોઇની કંઇ પણ નિંદા પ્રતીત કરાવનારાં વાક્યોનો હેતુ પણ જેમ પોતાના ગુરુ આદિ કે પોતાના પતિની સ્તુતિને માટે હોય છે, તેમજ નારાયણાદિ દેવોને સઉથી મોટા કહેવા માનવાનો અભિપ્રાય પણ અન્યોની નિંદા કરવા કે તુચ્છતા દેખાડવાને માટે નથી. અને नब्रह्मण्या० ઇત્યાદિ વાક્યથી અન્ય દેવોપાસકોની નિંદા દેખાડવી ઇષ્ટ નહિ, કિન્તુ વિષ્ણુભક્તોની પ્રશંસાદ્વારા વિષ્ણુભક્તિની સ્તુતિ માત્ર દેખાડવી જ અભીષ્ટ છે.

वासुदेवंपरित्यज्य॰ ઇત્યાદિ કથનનો સ્પષ્ટજ અભિપ્રાય છે કે, જે લોકો પહેલેથી વાસુદેવ વિષ્ણુ ભગવાનના ભક્ત છે, તેઓ જો વિષ્ણુ ભગવાનની ભક્તિ ઉપાસના કરવી છોડી દેઇ અન્ય દેવોની ઉપાસના કરે છે; તો જાણો કે તેઓ તૃષિત હોવા છતાંપિ ઉપસ્થિત ઉત્તમ ગંગાજલ ન પીતાં કુવો ખોદી પાણી પીવા ચાહાય છે. અર્થાત્ વાસુદેવની ઉપાસનાથી થનારાં ઇષ્ટ ફલ સુગમ હોવા છતાંપિ કષ્ટસાધ્ય અન્ય દેવતાની ઉપાસનાથી થનાર ઇષ્ટ ફળને માટે શ્રમ કરે છે માટે તે મૂર્ખ છે, પરંતુ આનો હેતુ એવો નથી કે, અન્ય શિવાદિ દેવોની ઉપાસનાજ કોઇ ન કરે, કે કરતા હોય તે છોડી દે; અર્થાત્ અહીંતો અભિપ્રાય એ છે કે, વિષ્ણુના ઉપાસક વિષ્ણુને છોડી અન્યદેવની ઉપાસના ન કરે, પણ વિષ્ણુની ઉપાસના કરતા રહી અન્યદેવની ઉપાસના કરી શકે તો ભલે કરે. અથવા એમજ કહોને કે વાસુદેવની પહેલેથી ઉપસ્થિત ઉપાસનાના પરિત્યાગનો નિંદાર્થવાદ કહેવામાં આવ્યો છે, પણ અન્ય દેવોપાસનાની નિન્દા કે નિષેધ કરવાનો અભિપ્રાય ઉક્ત પ્રમાણનો બિલકુલ છેજ નહિ. એજ પ્રમાણે વિતમાન શિવોપાસનાના પરિત્યાગના નિંદાર્થવાદમાં પણ એજ પૂર્વોક્ત પ્રમાણ નીચેનો શ્લોક થઇ શકે છે.

शम्भुदेवं परित्यज्य योऽन्यं देवमुपासते । तृषितो जाह्नवीतीरे कूपंखनतिमन्दधीः ।

આનો હેતુ પણ ઉપસ્થિત શિવોપાસનાના પરિત્યાગનો નિંદાર્થવાદ થશે, કિન્તુ અન્ય દેવોપાસનાનો નિષેધ કરવાનો અભિપ્રાય તો નથી જ; આથી કરીને કોઇ પણ દેવની નિંદા ઉક્ત પ્રમાણોથી સિદ્ધ થતી નથી.

भवव्रत धरायेच येचतान्समनुव्रताः । तेपाखण्डरताश्रेयाः सच्छास्त्र परिपंथिनः ॥
मुमुक्षवोघोररूपान् हित्वाभूतपती नथ । नारायणकलाः शान्ताभजन्तिनह्यसूयवः ॥

અર્થ:—જે શિવભક્ત છે અને જે એ ભક્તોના અનુગામી છે, એ સહુ પાખંડી અને સાચા શાસ્ત્રોના શત્રુ છે અને જેઓ મુમુક્ષુ છે તેઓ ભયંકર વેષવાળા ભૂતોના સ્વામી મહાદેવને છોડીને નારાયણની શાન્તકલાઓનુ પૂજન કરે.

એતો અમે લખીજ ચૂક્યા છીએ કે, જે કાંઇ પોતાના ઇષ્ટદેવની સ્તુતિ માટે અન્યના ઉપાસકોની તુચ્છતા બતાવવામાં આવે છે, તેનો અભિપ્રાય અન્ય દેવોપાસકની નિંદાપર નહોતાં પોતાના ઇષ્ટદેવની પ્રશંસાપરક અભિપ્રાય હોય છે. એમ તો વેદમાં લખ્યા પ્રમાણે— "यातेरुद्र शिवातनूरघोरापापकाशिनी ।" હે રૂદ્ર! જે તમારૂં અઘોર શાંત કલ્યાણકારી સ્વરૂપ છે, એથી અમારૂ કલ્યાણ કરો. આ મંત્રમાં શિવજીનાં ઘોર અને અઘોર બે પ્રકારનાં સ્વરૂપ દેખાડયાં છે, એમાંથી પાપીઓને દંડ દેવા માટે શિવજીનું ઘોર એટલે ભયંકર સ્વરૂપ માનવામાં આવ્યું; અને મુમુક્ષુ ઉપાસક ભક્તોને માટે અઘોર નામ અત્યંત શાંત સ્વરૂપ માનવામાં આવ્યું છે. આથી શિવજીનુ ભૂતપતિ ઘોર સ્વરૂપ મુમુક્ષુ સાત્વિક ભક્તોનો ઉપાસ્ય હોવાનું વેદાભિપ્રાયથી પણ નથી, કિન્તુ અસુર રાક્ષસાદિ પ્રકૃતિવાળા મનુષ્યાદિ એવા ઘોર સ્વરૂપની ઉપાસના કરી શકે છે. અને શ્રીમદ્ ભગવદ્ગીતામા પણ કહ્યું છે કે—

रुद्राणां शंकरश्चास्मि । वृष्णीनां वासुदेवोऽस्मि ॥ गीता० अ० १०.

અર્થ:—જે પરમેશ્વર વૃષ્ણિકુલમાં વાસુદેવ નામરૂપે પ્રકટ થયા, જે ઇક્ષ્વાકુવંશમાં રામ નામે પ્રકટ થયા, તે જ બહુવિધ રૂદ્રોમાં શંકર સ્વરૂપે પ્રકટ થાય છે. એટલા માટે શિવનું જે અતિશાંત અઘોર સ્વરૂપ છે, તે જ નારાયણની શાંતકલા છે. તેની ઉપાસના મુમુક્ષુ લોકોએ કરવી જોઇએ; આથી શિવની નિંદા તો ન નિકળી પણ મુમુક્ષુઓને માટે દેવતાઓના ઘોર રૂપોની ઉપાસનાનો નિષેધ કરવામાં આવ્યો એતો ઠીક જ છે. શિવજીનાં જ ઘોર અઘોર બે પ્રકારનાં સ્વરૂપ હોવાની એકલી જ વાત નથી, પણ વિષ્ણુભગવાનનાં પણ ઘોર અઘોર બે પ્રકારનાં સ્વરૂપ શાસ્ત્રસમ્મત છે. આમાંથી વિષ્ણુભક્ત મુમુક્ષુ લોકો વિષ્ણુના અઘોર અને શાંત રામકૃષ્ણાદિ સ્વરૂપોની ઉપાસના વા ધ્યાન કરે છે, અને ભગવાનના ઘોર ભયંકર નૃસિંહાદિ સ્વરૂપની આરાધના શત્રુસંહારાદિ અભિચાર કર્મોમાં થાય છે, કેમકે નૃસિંહ સ્વરૂપને ભીષણ-ભયંકર કહ્યુ છે, એથી વિષ્ણુનું એ ઘોર સ્વરૂપ છે. તથા માર્કંડેય પુરાણમા લખ્યા મુજબ દેવી-શક્તિએ રક્તબીજાદિ અસુરોના વિધ્વંસાર્થ મુંડમાળાવિભૂષિત મહાભયંકર ઘોરસ્વરૂપ ધારણ કર્યું હતું, અને દેવી શક્તિ-માતાનાં અનેક શાન્તરૂપ પણ છે. આથી શક્તિ પણ ઘોર અઘોર બે સ્વરૂપવાળી છે. એટલા માટે મોક્ષાદિ સંબધી શાન્તિ ચાહનારા ઉપાસક ભક્તોએ સર્વ દેવોના અઘોર શાન્ત સ્વરૂપોનીજ ઉપાસના કરવી જોઇએ, અને શત્રુઓનો વિધ્વંસ કરવા સારૂ સર્વ દેવોના ઘોર સ્વરૂપોની પણ આ-

રાધના કરવી એ અનુચિત નથી. પુરાણાદિ શાસ્ત્રોની વાતોના મર્મ સમજવા માટે અટલ ભક્તિ અને દૃઢ શ્રદ્ધા જોઇએ, તે હોય તો સર્વ ભેદ આપોઆપ સમજાઇ જાય છે. પણ કુતર્કો અને શંકાઓ કરી છિદ્રો અને દોષો જોવાની કુમતિ રાખનારા અબોધ પામર જીવોથી તો કાંઇ કળાતું કે સમજાતું નથી; પણ અજ્ઞાનાંધકાર છવાઇ જવાથી તેમનાં ચક્ષુ મીંચાયલાં જ રહે છે. વેદધર્મોદ્ધારક હોવાનો દોમ કરનારા પણ વાસ્તવમાં તો વેદના વિરોધી અને વેદનિંદક હોઇ નાસ્તિકના પદને પામેલા, છળપ્રપંચપરાયણ, મિથ્યાભાષણરત, લોકવંચક પાખંડી ને દંભી દયાનંદીયો યાને આર્યસમાજીઓ અસત્યાનુરાગી દુરાગ્રહી જડ વંક બનીને જ આવા પ્રકારની ડખલો અને ઝગડા ઉભા કરે છે; તેના નિવારણ માટે જ આવાં સમાધાન અને ખુલાસા લખવાની પ્રવૃત્તિ છે. જેથી ભોળાભલા સનાતનધર્માનુયાયીઓની શંકાનું સમાધાન થઇ જાય અને તેઓ સ્વધર્મ પાલનમાં દૃઢ રહે! પરમકૃપાળુ પરમાત્મા આ હેતુ પાર પાડો!!

ब्रजवल्लभनन्दन गुप्त.

---

# मनोरंजक शास्त्रार्थ.

## गुरुकुल–वेदिपर सनातनधर्मनो डंको.

વસ્તુતઃ આ એક અપૂર્વ ઘટના થઇ છે. આ ઘટનાનું વિશેષ મહત્ત્વ તો ત્યારે વધશે, કે જ્યારે ધર્માનુરાગી સજ્જન આનું પરિણામ એ અવલોકશે, કે " ખાસ પાર્ટીના પ્રધાન ગુરૂકુલ કાંગડીની વેદિ ઉપર ' ખાસ પ્રતિવાદીના મુખથી " જન્મસિદ્ધ વર્ણ વ્યવસ્થા " નો સિદ્ધાંત પ્રસ્ફુટ થઇ ગયો છે. આ સનાતનધર્મનું એક વિલક્ષણ મહત્વ છે કે, વિચાર સ્રોતમાં પડ્યા છતાં અનેક પ્રતિવાદીઓને એની ગંભીરતામાં નિમગ્ન થવું પડેજ છે! અનેક મત અને સમાજ આજ રીતે શિર નમાવી નિમગ્ન થઇ ગયાં અને થતાં જાય છે!! પરંતુ શ્રીસનાતનધર્મનો ત્રિકાલાબાધ્ય અટલ સત્ય સિદ્ધાન્ત નિર્ભ્રાન્ત રૂપમાં સુસ્થિર છે!!! અસ્તુ. હવે અમે વાચકોનું ઔત્સુક્ય વિશેષ ન વધારતાં " **શાસ્ત્રાર્થની મનોરંજક ઘટના** " નો સંક્ષેપ પણ સ્પષ્ટ ઉલ્લેખ આરંભીએ છીએ.

હમેશની પેઠે હોલીપર આ વખતે પણ ગુરૂકુલ કાંગડીનો વાર્ષિક મહોત્સવ હતો. નવીન વાત આ સમયે એ હતી કે, ઉક્ત મહોત્સવ વખતે " वैदिक वर्णव्यवस्था " પર ખુલ્લું શાસ્ત્રાર્થનું ચેલેંજ આપેલું હતું. નોટિસમાં એ ચેલેંજ વાંચીને હરિદ્વારની 'વિદ્વત્સમિતિ' શાસ્ત્રાર્થ માટે તૈયાર થઇ, અને ગુરુકુલના મુખ્યાધિષ્ઠાતા **શ્રીયુત લાલા મુન્શીરામજીની** સાથે ઉક્ત વિદ્વત્સમિતિના મંત્રીનો શાસ્ત્રાર્થના નિયમ આદિના સંબંધમાં પત્રવ્યવહાર ચાલુ થયો. આ પત્રવ્યવહાર અતિ શિષ્ટતાથી પ્રાયઃ વીસ દિવસ પર્યંત ચાલ્યો. મુખ્ય ૭ પત્રો અત્રેથી ગયા અને તેના ઉત્તરમાં તેટલાજ ત્યાંથી આવ્યા. આ પત્રવ્યવહાર પણ બહુ મનોરંજક છે, કિન્તુ સ્થાનાભાવથી આ સમયે અમે તેને અવિકલ પ્રસિદ્ધ કરી શકતા નથી, પણ આવશ્યકતા જણાતાં આગળ કદી પ્રકટ કરીશું; પરંતુ ઉભયાનુમતે જે નિયમ સ્થિર થયા તેનો સાર નીચે પ્રમાણે છે

(क) વિદ્વત્સમિતિની સુગમતાને સારૂ દિવસ ફેરવીને ૧૯ મી માર્ચને સ્થાને ૧૭ મી માર્ચ પ્રાતઃકાલમાં ૮॥ વાગે વિચાર સ્થિર થયો. તેને માટે સમિતિ તરફથી ધન્યવાદ આપવામાં આવ્યો.

(ख) શાસ્ત્રાર્થ સમયે:મધ્યસ્થ રૂપથી સભાપતિ કોઇ નિયત થયો ન હોતો, પરસ્પરના સમય આદિમાં અનિયમ ન થવા દેવા માટે તથા અસભ્યપણું ન થવા દેવા માટે, સર્વ નિયન્ત્રણા ગુરૂકુલના મુખ્યાધિષ્ઠાતાને આધીન રાખવામાં આવી હતી.

(ग) શાસ્ત્રાર્થમાં નિયમ એ થયો કે, પ્રથમ ૧૦ મિનિટ સનાતનધર્મ તરફથી જન્મસિદ્ધ વર્ણવ્યવસ્થાની સ્થાપના થાય, પછી ૧૦ મિનિટ આર્યસમાજ તરફથી તેનું ખંડન અને પોતાની સ્થાપના થાય. આગળ ક્રમથી ૯-૭ મિનિટ ૩-૩ વખત બેઉ પક્ષવાળા પોતાના મતનું સ્થાપન અને સામાનું ખંડન કરે. પુનઃ આગળ ૧૦ મિનિટ સનાતન ધર્મ તરફથી ઉપસંહાર અને અન્તમાં ૧૦ મિનિટ આર્યસમાજ તરફથી અંતિમ વક્તવ્ય થાય. (વાદ સમયે કૃપાપૂર્વક ગુરૂકુલના મુખ્યાધિષ્ઠાતાજીએ બેઉ બાજુને એક સમય વધારી આપ્યો હતો, અને અન્તમાં ૧૦ મિનિટને સ્થાને ૧૪ મિનિટ આપવામાં આવી હતી.)

(घ) બેઉ તરફના પક્ષ પ્રતિપક્ષોના વ્યાખ્યાનને આનુપૂર્વી લેખબદ્ધ કરવા માટે ગુરૂકુલ તરફથી ચાર બ્રહ્મચારી નિયત કરવામાં આવ્યા હતા અને આ લેખની યથાર્થતા (સત્યતા) પર સાક્ષીરૂપે કોઇ સંસ્કૃતજ્ઞ આપ્ત વિદ્વાનના હસ્તાક્ષર (સહી) કરાવવાનું નક્કી થયું હતું. શાસ્ત્રાર્થ સમયે લાલા મુન્શીરામજીએ એ હસ્તાક્ષર કાર્ય માટે પં. શ્રી આર્યમુનિજીને નિયુક્ત કર્યા હતા, બાદ અંતમાં પ્રાર્થના કર્યા છતાં તે સમયે આર્યમુનિજીએ હસ્તાક્ષર ન* કર્યા. ગુરૂકુલના મુખ્યાધિષ્ઠાતાજીએ કહ્યું કે, અમે નોટોની બે પ્રતો તૈયાર કરાવી છે, હસ્તાક્ષર થયા બાદ આપને એક મોકલી આપવામાં આવશે. (તે પ્રત અદ્યાવધિ અમને મળી નથી, તેમજ તેમના પત્રથી માલુમ પડ્યું છે કે, આજ સુધી તે પર હસ્તાક્ષર પણ થયા નથી. અસ્તુ.) વિદ્વત્સમિતિ તરફથી પણ કેટલાએક વિદ્વાનો બેઉ તરફની નોટો બરાબર લેતા હતા, તેનાજ આધારે વર્તમાનમાં આ વૃત્તાન્ત આપવામાં આવે છે.

---

* આર્યમુનિજી પંડિત છે. શાસ્ત્રાર્થમાં કયો પક્ષ બળવાન્ અને કયો નિર્બળ છે, એ તેમના ધ્યાનમાં આવીજ ગયું છે; જેથી હસ્તાક્ષર કર્યા નથી અને કરતા પણ નથી, પરંતુ તેથી સત્ય કાંઇ ગુપ્ત રહેવાનું નથી. વેદોના સબળ પ્રમાણોથી જન્મસિદ્ધવર્ણવ્યવસ્થા સુસિદ્ધ થઇ ગઇ છે, છતાં આર્યસમાજીઓ દુરાગ્રહ વશ થઈ ન માને તો હવે ઉપાય નથી. જો કે એક પ્રકારથી ઉપાય થઇ શકે તેમ છે, પરંતુ તે વાત સમાજ કબુલજ કરતી નથી. આ વખતે જો કોઇ મધ્યસ્થ હોત તો સમાજ જરૂર હારી જાત; અને પછીથી તેને બોલવાનુંજ રહેત નહિ. પરંતુ તે પ્રસંગજ તેઓ ટાળે છે-આવવા દેતાજ નથી. "સત્યનું ગ્રહણ ને અસત્યનો ત્યાગ" એ તેમનો નિયમ છે ખરો! પરંતુ તે તો માત્ર પુસ્તકોમાં છાપવાનો અને મોઢે બોલવાનો છે; આચારમાં મુકવાનો નથી. વેદપ્રમાણથી જન્મસિદ્ધ વર્ણવ્યવસ્થા સિદ્ધ થઇ છે, છતાં ગુણકર્મનું પુછડું ન મુકે, તો તેને શું કહી કે કરી શકાય? સમાજ ગમે તેમ કરે, પરંતુ આ શાસ્ત્રાર્થપરથી ઘણાના મનનું તો સમાધાન થશેજ. સનાતનધર્મનોજ સિદ્ધાન્ત સારભૂત ને માલ છે. અસ્તુ.

(૯૦)-પ્રમાણુની બાબતનો નિર્ણય અન્ત સુધી થયો નહોતો. વિદ્વત્સમિતિ તરફથી પૂછવામાં આવ્યું હતું કે:-" પ્રમાણ ક્યા ક્યા ગ્રંથ માનવામાં આવશે ? " તેના જવાબમાં ગુરૂકુલ તરફથી ઋક, યજુ, સામ અને અથર્વ નામથી પ્રસિદ્ધ ચારે સહિતાઓનાં નામ લેવામાં આવ્યાં હતાં. વિદ્વત્સમિતિ તરફથી એ વાત માન્ય કરવામાં આવી હતી. વાદકાલમાં બેઉ પક્ષના સાધનબાધન કેવલ મંત્રભાગનાજ આધારપર છે એ વાત વારંવાર દઢતાથી જાહેર કરવામાં આવી હતી. પણ ગુરૂકુલ તરફથી એવો વાંધો લાવવામાં આવતો હતો કે, જ્યારે સનાતનધર્મમાં બ્રાહ્મણ, સ્મૃતિ, પુરાણ આદિ સર્વ વેદથી અવિરૂદ્ધ અને પ્રમાણભૂત માનવામાં આવે છે, તો તે પક્ષના સાધનનો આધાર એ સર્વપર કેમ ન હોય ? સમિતિએ જવાબ આપ્યો કઃ-વાદકાલમાં બેઉ પક્ષના પ્રમાણો એકરૂપ રહેવાથી સામંજસ્ય થાય છે. જ્યારે મંત્રભાગ બેઉને અવિશંક માન્ય છે, તો બીજાં પ્રમાણો તરફ જવાની શી જરૂર ? શાસ્ત્રાર્થ વૈદિક વર્ણવ્યવસ્થાપર છે. તેમાં એજ નિશ્ચય થવો જોઇએ કે, વેદમાં કેવી વર્ણવ્યવસ્થા સિદ્ધ છે; એ વિચારમાં ગ્રંથાન્તરોનું પ્રયોજન શું ? બીજું વાદનો સમય ન્યૂન છે, બધાં પ્રમાણો સાથે લેવાથી પરસ્પર શંકાને શંકાજ થતી રહેશે, અને નિર્ણય કાંઇ પણ આવશે નહિ; તેથી ઉચિત એજ છે કે, કેવલ વેદોનેજ આધાર માની વિચાર કરવામાં આવે કે જેથી કાંઇક નિર્ણય પણ થઇ શકે. ત્રીજું વેદથી અવિરૂદ્ધ હોવાના કારણે જો સ્મૃતિ પુરાણાદિના આધારપર અમારા પક્ષની પરીક્ષા થઇ શકશે, તો શ્રી સ્વામી દયાનંદજીના ગ્રંથોના આધારપર આપના મતની પણ પરીક્ષા કેમ ન થઇ શકે ? આપ પણ શ્રી સ્વામીજીના ગ્રંથોને વેદથી અધિક પ્રમાણભૂત માનો છો; તો પછી એને વાદમાં ન આવવા દેના કેમ ઇચ્છો છો ? અસ્તુ. આ વાતપર કેટલાએક પત્રોમાં વાદવિવાદ ચાલતો રહ્યો. વિદ્વત્સમિતિના છેલ્લા પત્રનો ઉત્તર ગુરૂકુલ તરફથી કાંઇ મળી ન શક્યો, અને સમયપર આવવાને માટે તેમણે સૂચના કરી દીધી.

તદનુસાર ફાલ્ગુન શુદ્ધ ૧૩, તા. ૧૭ મી માર્ચને રોજ પ્રમાણ પુસ્તકોની પેટીઓ બેલગાડીમાં ભરી પ્રાતઃકાલમાંજ વિદ્વત્સમિતિના ઘણા વિદ્વાનો ગુરૂકુલ તરફ ચાલી નીકળ્યા. ઋષિકુલના પ્રધાનાધ્યાપક સાહિત્યાચાર્ય શાલગ્રામશાસ્ત્રી પંડિત કૃપારામજી પ્રભૃતિ અનેક વિદ્વન્વૃન્દ ઉક્ત સમિતિમાં હતો. અંબાલાથી સનાતનધર્મના સુયોગ્ય ઉપદેશક પંડિત તારાચન્દ્રશાસ્ત્રી પણ પધાર્યા હતા. નિયત સમયે ૮ાા વાગ્યા પહેલાંજ ગુરૂકુલ કાંગડીના પંડાલમાં ( મોટા સમિયાણામાં ) આ વિદ્વાનમંડલી દાખલ થઇ ગઇ હતી. પંડાલમાં મુખ્ય વેદિ (પ્લેટફૉર્મ) સામે પશ્ચિમ તરફ બીજી એક વેદિ અમારે માટે બનાવેલી હતી, એનું પ્રવેશદ્વાર વગેરે સર્વ જુદું હતું; દ્વારપર સ્વાગત માટે યોગ્ય સજ્જન ઉપસ્થિત હતા. હરિદ્વાર આદિના ઘણા પંડિતો, વિદ્યાર્થીઓ આદિ જોવા માટે ત્યાં હાજર હતા, આર્યસમાજનાં તો ઘણાં માણસો એકત્ર થએલાં હતાંજ ! અમે પહોંચી જઇ અમારી વેદિપર અમારાં પુસ્તક વગેરેનો પ્રબંધ કર્યો, અને સર્વ યથાસ્થાને બેઠા. ગુરૂકુલની વેદિ ઉપર મુખ્યાધિષ્ઠાતા સ્નાતક તથા પ્રોફેસરો ઉપરાંત શ્રી સ્વામી આર્યમુનીજી, સ્વામી પુર્ણાનંદજી સ્વામી સત્યાનંદજી, શ્રીપાદ દામોદર શાતવલેકરજી; આદિ આર્યસમાજના યોગ્ય વિદ્વાન્ ઉપદેશક પણ ઉપસ્થિત થયા હતા. સર્વ સભા જોવા લાયક હતી.

નક્કી કરેલા સમયથી કાંઇક પછી શ્રીયુત દામોદર શાતવલેકરજીનો નિબંધ પુરો થતાં શ્રીયુત લાલા મુન્શીરામજીએ શાસ્ત્રાર્થનો આરંભ કરવાની સૂચના કરી; અને પોતે પરસ્પર

થએલ પત્રવ્યવહારને પુર્વોક્ત સાર સભળાવ્યો. જયશબ્દ, તાલીઓ આદિનો નિષેધ કરી નિયમબદ્ધ કાર્યપ્રણાલી ચલાવવાને સૂચના કરી પ્રમાણોના સબધમા પોતે કહ્યુ કે, એ પ્રશ્નનો પરસ્પર ખુલાસો થયો નથી, તેથી હુ બેઉ પક્ષવાલાને એમજ કહીશ કે, તે પોતપોતાની ઇચ્છા પ્રમાણે "પ્રમાણો" ભલે આપે. પરતુ એટલો તો અનુરોધ કરૂ છુ કે, વિચાર્યવિષય વર્ણવ્યવસ્થાની બાહારની કોઇ વાત ન બોલે હુ કેવલ સમયની સૂચનાને માટે ૧ મિનિટ પહેલાં ઘટડી વગાડયા કરીશ, તે સમય પુર્ણ થતાં વક્તા બેસી નહિ જાય ત્યાં સુધી બરાબર વાગતી રહેશે, બેઉ પક્ષના વિષયને લખવા માટે ચાર યોગ્ય વ્યક્તિઓ નક્કી કરેલ છે, હસ્તાક્ષરને માટે હુ શ્રી પડિત આર્યમુનિજીને નીમું છુ. ઇત્યાદિ. ત્યારબાદ કાર્યારભ થયો, પ્રથમ વિદ્વત્સમિતિ તરફથી પડિતશ્રી ગિરધર શર્માજી ચતુર્વેદી વ્યાકરણાચાર્ય, ન્યાયશાસ્ત્રી, વિદ્યાનિધિએ ૧૦ મિનિટમા જન્મસિદ્ધ વર્ણવ્યવસ્થા-સિદ્ધાન્તની સ્થાપના કરી; જેનો સારાશ આ પ્રમાણે છે—

"સર્જ્જનગણ' વર્ણવ્યવસ્થા પરજ અમારા ધર્મનુ અવલમ્બન છે, તેજ કારણથી આજ કરોડો વર્ષથી આ ધર્મ અને જાતિ જીવતાં છે. જન્મથી વર્ણવ્યવસ્થા થવી બરોબર પ્રચલિત છે તેથી કોઇ પ્રમાણની આવશ્યકતા તો નથી, કિન્તુ કેટલાએક કાળથી એવો વિચાર ઉઠયો છે, કે ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થા માનવી જોઇએ, એજ વિપ્રતિપત્તિના આધારપર આજના વિચારનો આરભ છે. સર્વથી પ્રથમ હુ આપ લોકોનુ ધ્યાન એ આવશ્યક રહસ્ય તરફ ખેચુ છુ કે, ત્રણે દ્વિજ વર્ણનાં વેદ અને લોકમા પ્રસિદ્ધ નામ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય અપત્યપ્રત્યયાન્ત છે, તેની અપત્યપ્રત્યયાન્તતા (વ શપર પરા) બતાવી રહી છે કે, બ્રાહ્મણત્વાદિ અપત્યતાપર અવલમ્બિત છે અર્થાત્ બ્રાહ્મણનો બાલકજ બ્રાહ્મણ થઇ શકે છે, ક્ષત્રિયનો પુત્રજ ક્ષત્રિય અને વૈશ્યનો અપત્યજ વૈશ્ય થઇ શકે છે. બીજુ અમે લોકો સદા અમારા કૌશિક, ભારદ્વાજ, ભાર્ગવ, આદિ ગોત્ર બોલીને બતાવ્યા કરીએ છીએ કે, અમે વિશ્વામિત્ર, ભારદ્વાજ, ભૃગુ આદિના સંતાનોમાંના છીએ, અને અભિમાન કરીએ છીએ કે, ભારદ્વાજ આદિનું રૂધિર આજ પણ અમારા શરીરમા પ્રવાહિત છે ગુણકર્મથી વર્ણવ્યવસ્થા હોત, તો એ અભિમાનનો અમારો કાંઇ હક આજે હોત નહિ, અમે કોના વશમા છીએ, તે અમે આજે જાણી પણ ન શકત હવે શબ્દ પ્રમાણ તરફ ચાલીએ, આજ વૈદિક વર્ણવ્યવસ્થાપર શાસ્ત્રાર્થ છે, તેથી મારી અભિલાષા છે કે, આજ કેવલ વેદમત્રોના આધાર પરજ એ વિચાર કરવામાં આવે, જેથી સ્પષ્ટ થાય કે વેદ વર્ણવ્યવસ્થા કેવા પ્રકારથી માને છે.

હુ મારા પક્ષને દૃઢ કરવાને વેદમંત્રનાજ પ્રમાણ આપીશ, પ્રથમ તો પુરૂષસૂક્તનોજ મત્ર જુઓ, જે અત્યંત પ્રસિદ્ધ છે, અને ઋક, યજુ, અથર્વ, ત્રણે વેદોમા કાંઇક પાઠ ભેદથી આવ્યો છે.

ब्राह्मणोऽस्य मुखमासीद्‌बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥ पुरुषसूक्त.

આ મત્રના ચોથા પાદમા પગથી શૂદ્રોની ઉત્પત્તિ 'अजायत' શબ્દથી સ્પષ્ટ લખી છે. તેને અનુરોધથી પહેલા ત્રણ પાદોમાં કાર્ય અને કારણના અભેદથી નિર્દેશ માની

' મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા ' ઇત્યાદિ અર્થોજ માનવા જોઇએ. મીમાંસાના સન્દિગ્ધાર્થ નિરૂપણાધિકરણન્યાયમાં પણ એ બતાવ્યું છે કે, આગળના ઉપસંહાર વાક્યના અનુરોધથી પૂર્વના વાક્યની વ્યવસ્થા કરી લેવી જોઇએ. શાસ્રાન્તરમાં (કૃષ્ણ યજુર્વેદમાં) જે આના સમાનાર્થક મંત્ર છે, તેમાં ઉત્પત્તિ સ્પષ્ટ લખી છે.

प्रजापतिरकामयत, प्रजायेयेति, स मुखतस्त्रिवृतं निरमिमीत, तमग्निर्देवता अन्वसृज्यत, गायत्री छन्दो, रथन्तरं साम, ब्राह्मणो मनुष्याणाम्, अजः पशूनाम् तस्मात्ते मुख्याः मुखतो ह्यसृज्यन्त ' (तैत्तिरीय संहिता ७ का. १ प्रपा. १० अनु.)

અહીં અગ્નિદેવતા, ગાયત્રીછન્દ, રથન્તર સામ, બ્રાહ્મણ અને અજ (બકરા)ની ઉત્પત્તિ મુખથી સ્પષ્ટ શબ્દોમાં કહી છે, આગળ બીજા વર્ણોની પણ બાહુ આદિથી ઉત્પત્તિ લખી છે; તો આ સર્વ શ્રુતિઓથી બ્રાહ્મણાદિકની ઉત્પત્તિ સ્પષ્ટ સિદ્ધ થાય છે. ઉત્પત્તિથી અર્થાત્ જન્મથીજ બ્રાહ્મણ તે બ્રાહ્મણ અને ક્ષત્રિય તે ક્ષત્રિય થાય છે. ઇશ્વરે વર્ણને ભિન્ન ભિન્ન પેદા કર્યા છે, તે ગુણકર્મથી નથી બનતું. બીજી શ્રુતિઓ પણ બ્રાહ્મણને ઉત્પત્તિ સિદ્ધ બતાવે છે. જેમકે અથર્વવેદ કાંડ ૧૯ અનુવાક ૩ સૂક્ત ૨૨ કા૦ ૨૧ નો મંત્ર છે કે—

ब्रह्मज्येष्ठा संभृता वीर्याणि ब्रह्माग्रे ज्येष्ठं दिवमाततान ।
भूतानां ब्रह्मा प्रथमोऽथजज्ञे तनार्हति ब्रह्मणास्पर्द्धितुं कः ॥

અર્થાત—બ્રાહ્મણનું વીર્ય સર્વથી જ્યેષ્ઠ (ઉત્કૃષ્ટ) છે, બ્રાહ્મણ યજ્ઞ દ્વારા દ્યુલોકને વિસ્તીર્ણ કરે છે,-ભૂતોમાં બ્રાહ્મણજ સર્વથી પ્રથમ ઉત્પન્ન થયો; એ બ્રાહ્મણની સાથે કોણ સ્પર્ધા કરી શકે તેમ છે ? અહીં પણ બ્રાહ્મણને સર્વથી પ્રથમ ઉત્પન્ન કહીને બ્રાહ્મણત્વાદિ જાતિ ઉત્પત્તિ સિદ્ધ બતાવી છે. તેમજ અથર્વ કાંડ. ૪ અનુ. ૨ સૂક્ત ૬ નો પ્રથમ મંત્ર છે કે—

*ब्राह्मणो जज्ञे प्रथमो दशशीर्षो दशास्यः ।
स सोमं प्रथमः पपौ स चकारारसं विषम् ॥

અત્ર બ્રાહ્મણની ઉત્પત્તિ તો પ્રથમ બતાવી જ છે, પણ 'દશશીર્ષ' અને 'દશાસ્ય' એ બેઉ બ્રાહ્મણનાં વિશેષણો વિચારણીય છે. મારા વિચારે તો આનો અભિપ્રાય એ છે કે, બ્રાહ્મણજાતિ દશશીર્ષ સ્થાનીય છે, અર્થાત્ જેમ પ્રથમ મસ્તક ઉત્પન્ન થઇ તેનાથી સર્વ શરીર ઉત્પન્ન થાય છે; તેમ બ્રાહ્મણોમાં દશ ઋષિ, જે ગોત્ર નિબંધોમાં સુપ્રસિદ્ધ છે. **જમદગ્નિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, અત્રિ, કશ્યપ, વસિષ્ઠ, ભૃગુ, અંગિરા, અગસ્ત્ય;** એ સર્વથી પ્રથમ ઉત્પન્ન થયા, અને તેમનાથી સર્વ બ્રાહ્મણ ઉત્પન્ન થયા; એજ પ્રમાણે ચાર વેદ અને ૭ વેદાંગ બ્રાહ્મણોના મુખમાં બિરાજે છે, તેથી

* જો કે આ મંત્રનો અર્થ ભાષ્યકાર સાયણાચાર્યે તક્ષક, સર્પ વગેરેપર કર્યો છે. પણ વૈદિક મંત્ર અતિ ગંભીર અર્થ અને કષ્ટક આશયોને ક્રોડીકૃત કર્યા કરે છે; તેથી સ્પષ્ટ અક્ષરોથી પ્રસ્ફુરિત પ્રકૃત અર્થ કરવામાં કાંઇ બાધ નથી. અને આર્યસમાજવાળા દશ મસ્તકના સર્પ આદિને પ્રકૃતિ વિરુદ્ધ હોવાનું કહી માનતા નથી, તેથી તેમના તરફ તો - એજ અર્થ થવો જોઇએ.

તે દશાસ્ય કહેવાય છે. તેજ બ્રાહ્મણ પ્રથમ સોમપાન કરે છે, અને પોતાના પ્રભાવથી વિષને પણ નિર્વીર્ય કરી નાખે છે, તેથી ૧૯ મંત્રપ્રવર્તક ઋષિયોની સંતતિ થવું અને વેદવેદાંગનું અધ્યયન કરવું એ બે બ્રાહ્મણ પ્રયોજક થયાં; કેવલ ગુણ કર્મ નહિ. વળી સાંભળો ! પિતામાતા પ્રશસ્ત થવાથીજ પુત્રનું પ્રશસ્ત થવું જન્મ સિદ્ધવર્ણવ્યવસ્થાનો મૂલ સિદ્ધાન્ત છે; તે શ્રુતિમાં સ્પષ્ટ છે.

ब्राह्मणमद्यविदेयं पितृमन्तं पैतृमत्यम् ऋषिमर्षेयम्, शुक्लयजु० अ० ७-४६

અત્ર પિતૃમાન્ શબ્દ બુદ્ધિમાન્ આદિ શબ્દોની પેઠે પ્રશંસાના અર્થમાં છે, તેમાં મતુપ્ પ્રત્યય માનવાનો છે, કારણ કે પિતાવિના તો કોઇ હોતોજ નથી. ત્યારે જેના પિતા અને પિતામહ અર્થાત્ પિતૃકુલ પ્રશસ્ત છે, તેનેજ આ શ્રુતિએ બ્રાહ્મણ કહેલો છે. તો પછી કેવળ ગુણકર્મના અનુરોધથી ગમે તેના પુત્રને બ્રાહ્મણ બનાવી દેવાનું શ્રુતિ અનુસાર ક્યાં રહ્યું ?! એજ પ્રમાણે રાજસૂયયજ્ઞમાં રાજાનો અભિષેક કરતાં અધ્વર્યુ મંત્ર ભણે છે કે—

'इममुमुष्य पुत्र ममुष्यै पुत्रम् ( यजु. अ. ९ )

અર્થાત્ આ અમુક પિતા ને અમુક માતાનો પુત્ર છે કહો ! પિતામાતાના નામ નિર્દેશની શી જરૂર પડી ? અત્ર તો ગુણકર્મ ન દેખાડતા માતાપિતાજ× બતાવ્યાં, આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, જેનું માતૃ અને પિતૃ કુલ શુદ્ધ હોય, તેજ તે તે વર્ણના યજ્ઞાદિ કર્મમાં અધિકારી થાય છે. તેમજ બીજુ પણ જુઓ, કે પિતાદિના કર્માનુસારજ પુત્રાદિ કર્મ કરે, એ શ્રુતિ સિદ્ધ છે.

अनुमन्नस्यौकसो हुवे ते विभर्ति नरम् । यंते पूर्वं पिताहुवे ।(ऋ.१मं.३०सू.९मंत्र )
येनानः पूर्वे पितरः पदज्ञा अर्चन्तोऽङ्गिरसो गा अविन्दन् (ऋ.१मं.६२सू. २ मंत्र)

આ મંત્રોમાં જેમ અમારા પિતા, પિતામહાદિ, અમુક દેવતાઓનું આવાહન અર્ચન કરતા હતા તેમ અમે પણ કરીએ છીએ, એવું બતાવ્યું છે. વર્ણ વ્યવસ્થાનો મૂળ સિદ્ધાન્ત પણ તેજ છે, કે જે જેનો કુલક્રમાગત ધર્મ છે, તેનુંજ તે અનુષ્ઠાન કરે. વર્ણવિભાગથી કર્મવિભાગ છે, કર્મથી વર્ણ બનતા નથી. સજ્જનો આ સબંધી ઘણાં પ્રમાણ આપી શકાય તેમ છે, પણ સમયની અલ્પતાને લીધે મે જે થોડાં પ્રમાણો આપની સેવામાં રજુ કર્યા છે; તેથી જ જન્મસિદ્ધવર્ણવ્યવસ્થામાં હવે કોઇ સંદેહ રહેશે નહિ. હવે હું અંતમાં એટલુ નિવેદન કરૂં છું કે, બીજા પક્ષ તરફથી જો મારાં પ્રમાણોનો અર્થાન્તર કરવામાં આવે, તો તેમણે એ પણ દેખાડવાની જરૂર પડશે, કે મારા કરેલા અર્થ શાથી અપ્રમાણ છે ? અને તેઓ જે અર્થ કરે તે શાથી માનનીય છે ? અને એ વાતની વ્યવસ્થા પણ અવશ્ય કરવીજ પડશે કે, જ્યારે વેદ સંહિતા માત્રજ સ્વતઃ પ્રમાણ છે, તો તેના અર્થનો નિર્ણય અમારે શી રીતે કરવો ? એ વ્યવસ્થાને માટે પણ હું બીજા પક્ષપર જ રાખું છું. આ સિદ્ધાન્તની સ્થાપનાનો ત્યાં આવેલા માણસોપર બહુજ અધિક અને સારો પ્રભાવ પડ્યો. ત્યાર બાદ

× લગ્ન વખતે પણ ગોર વરકન્યાના માતાપિતા અને તેમની ૩-૪ પેઢીના પૂર્વજોનાં નામોનો તથા ગોત્ર જ્ઞાતિનો ઉચ્ચાર કરે છે, પણ તેમનાં ગુણકર્મની ગાથા નથી ગવાતી ! તે પણ ગુણકર્મથી જાતિ માનનારે લક્ષમાં લેવું ઘટે છે.

ગુરૂકુલ તરફથી ત્યાંના પ્રોફેસર સ્નાતક લાલા ઇન્દ્રચન્દ્ર વેદાલંકાર પોતાના પક્ષનું સમર્થન કરવા ઉભા થયા, તેમના કથનનો સાર નીચે પ્રમાણે છે—

વર્ણવ્યવસ્થાના આશ્રયપર જાતિ સ્થિર રહી એ ઠીક છે, પણ જ્યારથી વર્ણવ્યવસ્થાનું યથાવત્ પાલન થતું ન રહ્યું, અને તેને જન્મની સાથે જોડી દીધી; ત્યારથીજ જાતિની અવનતિજ થઇ છે. પંડિતજીએ જન્મસિદ્ધ વર્ણવ્યવસ્થાને પ્રચલિત કહી છે, તે પ્રચલિત કોઇ યુક્તિ નથી; પ્રચલિત તો સુરાપાનાદિ પણ છે. જાતિ અને વર્ણ શબ્દના અર્થમાં કાંઇ ભેદ છે કે નહિ ? એ કંઇ કહેવામાં આવ્યુ નથી. વર્ણ શબ્દનો એક અર્થ ગુણ ( રૂપ ) પણ છે, વર્ણ શબ્દના એ અર્થનો આ વર્ણ સાથે કાંઇ સંબંધ છે કે નહિ ? એ પણ બતાવવાની જરૂર હતી. વર્ણ શબ્દના અર્થથીજ બ્રાહ્મણાદિમાં ગુણ સંબન્ધ સિદ્ધ થઇ જાય છે, બ્રાહ્મણાદિ શબ્દમાં અપત્યપ્રત્યય અવશ્ય છે, પણ કયા શબ્દથી છે ? બ્રહ્મ શબ્દથી અપત્ય પ્રત્યય થઇ બ્રાહ્મણ શબ્દ સિદ્ધ થાય છે, તેથી બ્રાહ્મણનો પુત્ર બ્રાહ્મણજ હોય એ વાત ક્યાંથી નીકળી ? હું પંડિતજીને ચેલેંજ કરૂં છું કે, તે બ્રાહ્મણ આદિ શબ્દોથી બ્રાહ્મણનો અપત્ય બ્રાહ્મણજ થાય છે-એ વાત સ્પષ્ટ સિદ્ધ કરે. હવે પ્રમાણોનું વિવેચન કરીએ— " ब्राह्मणोऽस्यमुखमासीत् " મંત્રમાં મીમાંસાના કોઇ ન્યાયથી પંડિતજીએ 'अजायत ' અર્થ કર્યો છે. પણ હું કહું છુ કે, વેદ સ્વતઃ પ્રમાણ છે, વેદના અર્થમાં મીમાંસાદિની સહાયતાની કંઇ જરૂર નથી, વેદનો અર્થ વેદનેજ પૂછવો જોઇએ ' કહેવા વાળાથીજ તેના વાક્યના અર્થનો ઠીક નિર્ણય થાય છે. હવે વેદનેજ પૂછીએ, કે ત્યાં શું અર્થ છે ? એનો પહેલો મંત્ર છે કે " मुखं किमस्यासीत् किं बाहू किमूरुपादा उच्यते " અર્થાત્ એનુ મુખ શું છે હાથ શું છે ? ઊરૂ અને પાદ શું છે ? આ પ્રશ્નનો ઉત્તર જો એમ આપવામાં આવે, કે ' મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા તો પ્રશ્નાનુકૂલ ઉત્તર મળતો નથી; પ્રશ્ન મુખનો છે, બ્રાહ્મણનો નથી. આ તો ' आम्रान्पृष्टः कोविदारानाचष्टे ' થાય છે. આથી પ્રકૃત મન્ત્રનો અર્થ એજ છે કે-' મનુષ્યજાતિમાં જે મુખની સમાન છે, તે બ્રાહ્મણ છે.' આથી ઉત્પત્તિ સિદ્ધતા આવતી નથી. પ્રસ્તુત મુખની સદૃશ જે ઉત્કૃષ્ટ હશે, જેમાં વિદ્યા વગેરે ગુણ હશે, તેજ બ્રાહ્મણ કહેવાશે. અન્ય પણ જે પ્રમાણો કહેવામાં આવ્યાં છે, તેનો અર્થ એજ છે કે, બ્રાહ્મણો શ્રેષ્ઠ હતા; તે ઠીક છે. વિદ્યા આદિ ગુણ હોવાથી બ્રાહ્મણ સર્વથી શ્રેષ્ઠ છે ' ये ज्येष्ठं ब्राह्म वेदु. युष्मद् क्षत्रम् अजरं ते अस्तु ' ઇત્યાદિ શ્રુતિમાં પણ એજ વાત છે, વેદની વ્યાખ્ બ્રાહ્મણ ગ્રંથોને અનુકૂલ માનવી જોઇએ, તે બ્રાહ્મણ હમારે પણ અનુકૂલ છે, ગોપથ બ્ ્ણમાં લખ્યું છે કે- ' व्रतेन ब्राह्मणो संशितो भवति अविच्छिन्नो भवति । ' ઇત્યાદિ . અર્થાત્ ઉત્તમ કર્મથીજ બ્રાહ્મણ થાય છે, તેથી ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થાજ સિ ન સિદ્ધ છે,

### પંડિત શ્રી ગિરિધરશર્માજી ( બીજીવાર.)

ન્યાયદર્શનકાર ગૌતમમુનિએ વાદની મર્યાદા નિયત કરી-છે, કે બેઉ પક્ષવાળા પોત-પોતાના પક્ષની સ્થાપના અને બીજાનું ખંડન કરે. પણ અમારા પ્રિય ચિરંજીવી ઇન્દ્રજી સ્નાતકે તો ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થાની સ્થાપના કરવામાં એક પણ પ્રમાણ આપ્યું નહિ અને કેવલ મેં આપેલાં પ્રમાણોપર આક્ષેપ માત્ર કર્યા છે. પોતાના પક્ષના સ્થાપન વિનાનું સામા પક્ષનું ખંડન એ તો વિતંડા કહેવાય ! પછી વાદ ક્યાં રહ્યો ? વર્ણ અને જાતિ

શબ્દનો અર્થ તથા તેના ભેદ પુછવા એ તો વિષયાન્તર છે, આમાં તો અર્થાન્તરરૂપ નિગ્રહ સ્થાન આવી જાય છે. વર્ણ શબ્દનો અર્થ ગુણ છે. તેથીજ આપ ગુણનો સંબંધ બ્રાહ્મણાદિમાં લાવો છો, અને તેના પરિવર્તનની આશા કરો છો. પણ હું કહું છું કે, વર્ણ શબ્દનો અર્થ અક્ષર પણ છે (તેમ રંગ પણ છે.) તેનો સંબંધ બ્રાહ્મણાદિમાં કેમ માનતા નથી? એવું હોવાથી તો એક અક્ષર બીજા અક્ષરના રૂપમાં કદી જતો નથી, अ કયારેય પણ इ અથવા क થતો નથી. એ રીતે બ્રાહ્મણાદિનું પણ કદી પરિવર્તન થતું નથી—એજ સિદ્ધ થાય છે. આપે સુરાપાન પણ પ્રચલિત બતાવ્યું છે, પરંતુ લક્ષ્યમાં રાખવું જોઇએ છે કે સુરાપાન પ્રશંસાની સાથે ખુલ્લું જાહેર પ્રચલિત નથી. એવાં કર્મ કરનારાઓ તરફ તો તેમનો પોતાનો આત્મા પણ ધૃણા કરે છે; અને લોકોમાં નિંદાય પણ છે. વર્ણવ્યવસ્થાની પ્રચલિતતામાં બહુ ભેદ છે, એથી પોતાનો કબજો બતાવવા માટે પ્રચલિતતા પણ અવશ્ય એક યુક્તિ છે. બ્રાહ્મણ આદિ શબ્દોમાં અપત્યપ્રત્યય માનીને પણ આપે શંકા ઉઠાવી છે, અને મને ચેલેંજ કર્યું છે, તે બીલકુલ નિસ્સાર છે. ધ્યાન આપો ! કે બ્રહ્મ, ક્ષત્ર અને વિશ શબ્દ પણ ત્રણે વર્ણના વાચક છે. 'यत्र, ब्रह्म च क्षत्रं चोभे' इत्यादि શ્રુતિમાં બ્રહ્મ, ક્ષત્ર શબ્દનો અર્થ બ્રાહ્મણ ક્ષત્રિય છે, તેજ બ્રાહ્મણાદિ વાચક બ્રહ્માદિ શબ્દો અપત્યપ્રત્યય થઇ બ્રાહ્મણાદિ શબ્દ બને છે; અને તે પણ તેના સમાનાર્થકજ રહે છે. એથી સ્પષ્ટ સિદ્ધ થાય છે, કે જેનો સ્વયં પણ બ્રહ્મ અર્થાત્ જ્ઞાનથી સંબંધ છે. અને જે બ્રહ્મ અર્થાત્ બ્રાહ્મણનો પુત્ર પણ છે, તેજ બ્રાહ્મણ થશે. સ્વયં પણ ક્ષત્ર ક્ષત્ ત્રાણકર્તા અને ક્ષત્રિયનો પુત્ર છે, તેજ ક્ષત્રિય થાય છે, શું હજુપણ જન્મથી વર્ણવ્યવસ્થા સિદ્ધ ન થઇ? આપ કહો છો, કે વેદના અર્થમાં બીજા શાસ્ત્રની આવશ્યકતા નથી. માટે વેદનો અર્થ વેદથીજ પુછો. હું કહું છું કે આપ અંગો વિના અગ્નિશબ્દનો અર્થ તો કરો ! વેદ એ કેમ બતાવી શકશે, કે અગ્નિશબ્દનો અર્થ પ્રજવલિત પાવક છે? એને માટે તો આપને અવશ્ય વ્યાકરણના વ્યવહારનું શરણું લેવુંજ પડશે! તો પછી મીમાંસાનો તિરસ્કાર આપ કેવી રીતે કરી શકો છો? ब्राह्मणोऽस्यमुखमासीत्ना અર્થમાં આપે પ્રશ્ન અને ઉત્તરની અસમજસતા બતાવી છે, તે પણ યોગ્ય નથી, मुखं किमस्यासीत् ઇત્યાદિ વાક્યદ્વારા મુખાદિના લક્ષણના પ્રશ્ન છે. લક્ષણ બે પ્રકારનાં હોય છે, (૧) સ્વરૂપ લક્ષણ (૨) તટસ્થ લક્ષણ; તટસ્થ લક્ષણ કાર્યકારણ આદિ દ્વારાજ થાય છે. જેમ વેદાન્તસૂત્રમાં अथातोब्रह्म जिज्ञासा કહીને जन्माद्यस्ययतः સૂત્રદ્વારા આ સંસારના જન્માદિનું જે કારણ છે, તેજ બ્રહ્મ છે–એ તટસ્થ લક્ષણ કહ્યું. અહીં એ શંકા કદી પણ ન થઇ શકે, કે બ્રહ્મના પ્રસંગમાં સંસારનો વિચાર કેમ કર્યો ?, સંસારનીજ કારણતા દ્વારા બ્રહ્મનો પરિચય કરાવ્યો છે–એ સર્વ કોઇ બુદ્ધિમાન સમજી લે છે; એજ પ્રમાણે અહીં પણ મુખ, ઊરૂ, આદિના લક્ષણનો પ્રશ્ન હતો. જેમાંથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા છે તે પુરૂષનું મુખ છે; એ પ્રમાણે કાર્યદ્વારા પરિચય આપતાં તેનો ઉત્તર આપ્યો, આમાં અસમંજસ શું ? આપે મંત્રનો જે અર્થ કર્યો છે કે:—' આ મનુષ્યસમાજનું મુખ બ્રાહ્મણ છે' તે બીલકુલ ઠીક હોઇ શકતું નથી; કારણકે આ પુરૂષસૂક્તના મંત્રમાં સર્વત્ર પુરૂષની અનુવૃત્તિ છે, अस्य, तस्य, ततः આદિ શબ્દોથી પુરૂષજ લેવાય છે. ત્યારે તો 'छंदांसिजज्ञिरे तस्मात्' આ મંત્રમાં પુરૂષ-ઇશ્વર-થી વેદ પ્રકટ થયા, એ અર્થ થાય છે, પણ જો આપ અત્રે अस्य નો અર્થ મનુષ્યસમાજ કરશો, તો ત્યાં પણ મનુષ્યસમાજે વેદ બનાવ્યા

એવો અર્થ થશે, પણ મનુષ્યસમાજનો અહીં કાંઇ પ્રસંગજ નથી; તો અસ્યનો અર્થ મનુષ્યસમાજ કેમ કરી શકાય? પુરુષના મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા, એજ અર્થ યુક્તિયુક્ત છે. મારા બીજાં પ્રમાણોપર તો આપે કાંઇ કહ્યુ નથી. બ્રાહ્મણની શ્રેષ્ઠતાનાં પ્રમાણો મેં આપ્યાં નથી, મેં કેટલાએક મંત્રોથી બ્રાહ્મણાદિનો જન્મ સિદ્ધ કરી બતાવ્યો છે, બ્રાહ્મણોના ગોત્રપ્રવર્તક ઋષિઓ સુધીના વિચારો મંત્રમાં બતાવ્યા છે. આપના પક્ષની પુષ્ટિમાં પણ આપે પ્રમાણ આપવાં જોઇએ છે.

## સ્નાતક લાલા ઇન્દ્રચન્દ્રજી વેદાલંકાર (બીજીવાર)

પંડિતજી મોટા હોવાથી મારે માન્ય છે, તે મને વિતંડાવાદિ કહે, અગર નિગ્રહસ્થાનમાં લેઇ જાય કે મૂર્ખ કહે; એને માટે હું કાંઇ પણ કહીશ નહિ પણ ધન્યવાદજ આપીશ એ વિતંડાઆદિ શબ્દ તેમણે વ્યર્થજ કહેલા છે, એવા શબ્દોથી કાંઇ ફલ નથી. તેમનુ પુરૂષસૂક્તનું પ્રમાણ પ્રધાન હતું, તેનુ મેં યથાર્થ વિવેચન કર્યું; પંડિતજીએ એનો કોઇ સંતોષપ્રદ ઉત્તર આપ્યો નહિ. આપની અર્થકલ્પનામા પ્રમાણ શુ? આપ કહો છો કે, બ્રાહ્મણ ઉત્પન્ન થાય છે, હું પણ કહું છુ કે, હા! બ્રાહ્મણ ઉત્પન્ન થાય છે. બ્રાહ્મણનું ઉત્પન્ન થવું તો સર્વ કોઇ માને છે, ઝગડો તો 'યોનિ' અથવા 'ગુણકર્મ' પર છે. હું કહું છું કે 'ગુણકર્મથી'જ ઉત્પન્ન થાય છે. હવે 'अजायत'નો અર્થ પણ ઠીક થઇ ગયો. બ્રાહ્મણ ગ્રંથનું પ્રમાણ મેં આપ્યુ હતુ, એનો ઉત્તર પંડિતજીએ કાંઇ પણ આપ્યો નથી. આપ વ્યાકરણમીમાંસા આદિની સહાયતાની આવશ્યક્તા બતાવો છો, તો પંડિતજી! હું પૂછું છુ કે, જો મીમાંસા અને વ્યાકરણ અમને વેદવિરૂદ્ધ લઇ જાય, તો તે અમારે પ્રમાણ શી રીતે થઇ શકે? વેદમા પ્રશ્ન અને ઉત્તરની સંગતિ જે પ્રણાણે રહે, તેજ પ્રમાણે અર્થ કરવો જોઇએ. આર્યસમાજના પક્ષમાં હું પ્રમાણ આપુ છું—

अहमेव स्वयमिदं वदामि जुष्टं देवेभिरुत मानुषेभिः ।
यं कामये तं तमुग्रं कृणोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधाम् ॥
(ऋग्वेद. मं. १० अ. १० सू. १२५ मंत्र. ५)

આ મત્રના વાક્ ઋષિ છે વેદ વાણી કહે છે કે—હુંજ બ્રાહ્મણ બનાવું છું. અને આનો પણ અર્થ તો કરો! આ મંત્ર નિરૂક્તમા પણ આવેલો છે.

कारुरहं ततो भिषगुपलप्रक्षिणी नना । नानाधियो वसूयवोनुगा इव तस्थिम ॥

આપના સાયણાચાર્યજી આનો અર્થ કરે છે-ઋષિ કહે છે કે હુ કારૂ અર્થાત્ વેદસૂક્તોનો કર્તા છુ, અને પુત્ર ભિષક્ (વૈદ્ય) છે, તથા છોકરી ઉપલપ્રક્ષિણી અર્થાત્ પત્થર તોડનારી (સલાટ) છે. જ્યારે એકજ કુટુંબમા આવા સર્વ પ્રકારનાં કામ થાય છે, તો જન્મથી વર્ણ વ્યવસ્થા ક્યા રહી? આપે બ્રહ્મશબ્દથી બ્રાહ્મણ બતાવ્યો છે, પણ હું કહુ છું કે, શુ બ્રહ્મશબ્દ કેવળ જાતિવાચક છે? શું બીજો એનો અર્થજ નથી? વળી આપના બ્રહ્મપુરાણમાં અધ્યાય ૨૨૩ શ્લોક ૧૬-૧૭માં લખ્યુ છે કે—

वैश्यकर्म च यो विप्रो लोभ मोह व्यपाश्रयः
ब्राह्मण्यं दुर्लभं प्राप्य करोत्यल्पमतिः सदा ॥१६॥
स द्विजो वैश्यतामेति वैश्यो वा शूद्रतामियात् ।
स्वधर्मात्प्रच्युतो विप्रस्ततः शूद्रत्वमाप्नुयात् ॥१७॥

ડામ દેવા બેસે છે! આવાજ અન્યાય કે હાનિયો આ જગતમાં દરેક રાજ્યોમાં અજ્ઞાન કે દુષ્ટ અધિકારી વ્યક્તિયોથી પણ થાય છે, તેથી અરાજકતાનો ઉપદેશ કરવો જેટલો રાક્ષસી અને ગેરવ્યાજબી છે તેજ પ્રમાણે "જ્ઞાતિ" સંસ્થાનો ઉચ્છેદ કરવાનો ઉપદેશ પણ રાક્ષસી અને ભયંકર અનર્થ ઉપજાવનાર છે. માટે પ્રતિપક્ષીએ અદ્યાપિ લગી જે દલીલ અથવા ખડખડાટ જ્ઞાતિસત્તા સામે કર્યો છે, તેમાં કાંઇ પણ વજુદ નથી. પરંતુ પ્રતિપક્ષીને ચૂંક કયાં આવે છે? તે જોતાં તો હવે તેના નીચેના કથન ઉપરથી પકડાઇ આવે છે.

પ્રતિપક્ષી કહે છે કે—"જનસંઘ સામાન્ય રીત્યે જુના વિચારનો હોય છે, અને તેથી દેખરેખ રાખવાની વૃત્તિ નવિન પ્રકૃતિની પ્રગતિથી હમેશ વિરૂદ્ધ હોય છે, જેમ જ્યાં એનું જોર ત્યાં સ્વતન્ત્ર વિચાર અને વર્ત્તન સ્વતન્ત્રતા સંભવતાંજ નથી." વાચકવીર! પ્રતિપક્ષીની ખરી ચૂંક અત્રેજ પકડાઇ આવે છે! પ્રતિપક્ષીને નવીન પદ્ધતિ અને તેની પ્રગતિ ગમે છે, તે પ્રમાણે કરતાં "જ્ઞાતિ" એઓ સાહેબની આડે આવે છે, એ મોટામાં મોટી ચૂંક એમના પેટમાં આવે છે- પ્રતિપક્ષી જે 'નવીન પદ્ધતિ" અને "પ્રગતિ' જેવા સંસ્કૃત શબ્દો વાપરે છે તે "વિધવા પુનર્લગ્ન" (રાંડેલીને નાતરે દેવી) તેના જેવા જ 'ગંદવાડ" ઉપર ઢાંકેલી રાખના જેવા છે. "નવીન પદ્ધતિ" એટલે "મરજી આવે તેમ વળી જવું, વંઠી જવું, અથવા વટલી જવું." અને 'પ્રગતિ' એટલે "ગમે તેમ આગળ વધવું પછી તે ખાડામાં કે ભઠ્ઠીમાં ગમે ત્યાં પડાય! તો પણ આંખે પાટા બાંધીને ધસ્યા કરવું." આ સિવાય બીજો કોઇ અર્થ પ્રતિપક્ષીના શબ્દાડંબરમાંથી નિકળી શકે એમ નથી, એ હું છાતી ઠોકીને સાબીત કરવા તૈયાર છું

"નવીન પદ્ધતિ" જો સારી હોય તો તેની પ્રગતિને "જ્ઞાતિ" કયી બાબતમાં આડી આવી અથવા વિરૂદ્ધ પડી તે કોઇ બતાવી આપે, તો હું તેનો ખરો અંતઃકરણ પૂર્વક આભાર માનીશ. પશ્ચિમની જુની સંસ્થાઓએ "નવીન સત્યો"ની સાથે અમુક કર્યું કે તમુક કર્યું અને જુલમ ગુજાર્યો કે બલાત્કાર વાપર્યો હોય, તે બાબતનો જબાબ દેવાને માટે હું બંધાયલો નથી. પણ આ ભરતવર્ષનો જનસમાજ અને તેની અંદરની જ્ઞાતિઓ કે જેઓ સનાતન હિંદુધર્મ વડે અથવા તેની છાયાવડે પણ સંસ્કારી થઇ છે, તેના પંચો કોઇ પણ રીત્યે નવીન સારી બાબતની વિરૂદ્ધ અથવા સામે વલણ ધરાવનાર હોતાં નથી, એટલે તે જ્ઞાતિયો કોઇવાર પણ 'નવીન પદ્ધતિ' ની કોઈ સારી બાબત સામે કદી પણ વિરૂદ્ધ થઇ બળાત્કાર વાપરતી નથી. પરંતુ આજકાલ "નવીન પદ્ધતિ" ને નામે ચાલતાં તોફાન સેતાનો સામે તો સ્વસંરક્ષણના નિયમ પ્રમાણે જ્ઞાતિયો થાય છે-તેમાં શું ખોટું છે?

હાલ 'નવીન પદ્ધતિ" ને નામે મુખ્ય ગણાતો એવો બાલલગ્નનિષેધ તે પણ જ્ઞાતિયો તેના યોગ્ય અંશે સ્વીકારે છે, અને તેની અયોગ્યતાની સીમા અથવા આગળ આવતા જ્ઞાતિયો અટકે છે અથવા વાંધો લે છે, અથવા નાપસંદગી બતાવે છે. છોકરાઓને મોટા કરવાની બાબત નાતો પસંદ કરે છે, અને ડોસો ગમે તેટલો કુંવારો રહે અથવા કુંવારો મરે, તો પણ તેને કોઇ નાતબહાર મૂકતું નથી, કે નાત તેનો દંડ કરતી નથી. પણ તેમ બાલલગ્નનો નિષેધ છોકરીઓને કુંવારી રાખી યુરોપીય જારજ વૃદ્ધિ ( Bastardism ) ને ઉત્તેજન આપવાની આગેળ આગળથી "નાત" નો વાંધો શરૂ થાય છે, તે વ્યાજબી છે.—એમ સુધરેલા કહેવાનાના કવિતા અને યુરોપીય ભયંકર કુમારીજનતાના સ્વરૂપ ઉપરથી વિચાર કરનાર નીતિતત્વજ્ઞ મનુષ્યોને ખાતરી થયા વિના રહે તેમ નથી.

વરની યોગ્યતા જોઇ કન્યા દેવી અને કન્યાવિક્રય ન કરવો અને પલ્લુ પણ અમુક હદ ઉપરાંત નજ આપવું, વગેરે બાબતોને "જ્ઞાતિયો" ટેકોજ આપે છે. પણ પસંદગીનું બહોળું ક્ષેત્ર મેળવવાનું બહાનું કરી જેઓ નીતિના નાશનું છિંડું ઉઘાડવા માગે છે, અથવા તો "નાત"ના બંધારણનેજ જેઓ નાશ કરવા માગે છે; તેઓની સામે 'જ્ઞાતિ" પોતાનાં તીક્ષ્ણ હથિયારો વાપરે, તો તેમાં ગેરવ્યાજબી શું છે ?

"વિધવાપુનર્લગ્ન" જેવી કદી બાબતમાં પણ ભૂલથી કે મોહથી જે જ્ઞાતિયોએ એ વાતને ગ્રાહ્ય માની છે, જ્ઞાતિયોએ તે અધમતાના દ્વારને પણ અંગીકાર કર્યું છે; તોપણ તેની સાથે સર્વ પવિત્ર ક્રિયામાં તો પુનર્ભૂનો અધિકાર પોતાની જ્ઞાતિમાં નીચોજ ગણેલો છે. અર્થાત્ નાતરાની ઓરત કરતાં પરણેતર પત્ની સર્વ પવિત્ર કાર્યોમાં—ગોરણી વગેરે તરીકે પૂજનમાં વધારે યોગ્યજ ગણી છે, અને નાતરાની સ્ત્રીનો એવાં પવિત્ર અને માંગલિક કાર્યમાં અનાદર કર્યો છે. તે પણ નીતિના ઉચ્ચ આદર્શને અનુસાર છે. તેમજ "વિધવા-પુનર્લગ્ન" ના રિવાજવાળી જ્ઞાતિયો તે પાપમય અધમ રિવાજ નહિ સ્વીકારતી જ્ઞાતિયો પ્રત્યે માનની અથવા પૂજ્યતાની નજરે જુએ છે, તે પણ નીતિના ઉચ્ચ આદર્શ અને તે માટે અપાતા ભોગ માટે માનની લાગણીના માણસાઇ ભરેલા ગુણોને અનુરૂપજ છે. સુધારક-મન્યો અને આર્ય મન્યોને થવું છે તો **શર્મા વર્મા** અને **ગુપ્ત,** પણ લક્ષણ અને આચરણ તો હેવાન જેવાં સ્વીકારવાં અને પ્રસારવાં છે. જો તેમને કોઇ રોકટોક તો પછી "**મિયાં ખેતરમાંથી બાજરીયાં ચોરે અને પાછા મિયાપણી કરી આંખ્યો બતાવી બીવરાવવા આવે.**" એમની આખ્યોમાં કોઇ ખીલો ઘોચી ફોડી નાંખે તો તેમાં ગેર-વ્યાજબી શું ? એવી નવી કયી સારી બાબત સ્વીકારવામાં જ્ઞાતિ આડી આવે છે—તે મને કોઇ બતાવશો ? જે ભણ્યાગણ્યા કહેવાતા લુચ્ચાલફંગાઓને બહેદ ફાટી જવું છે તેમ-નોજ એવો પોકાર છે કે "જ્ઞાતિ" નવીન પદ્ધતિની પ્રગતિની સામે આવે છે.

પૃથ્વી સૂર્યની આગળપાછળ ફરે છે, એવી સત્ય વાતો કહેવાથી સૉક્રેટીસ કે ગેલે-લિયોને ગમે તેમ યુરોપમાં સહન કરવું પડ્યું હશે, પણ અહીંતો જો કોઇ એમ કહે અથવા સાબીત કરવા માગે કે:—આખું બ્રહ્માણ્ડ એકલા "**તાજમહેલ**" ના છાપરાની આગળપાછળ ભમે છે, તો પણ "જ્ઞાતિ" તેનો કદી પણ બહિષ્કાર કરતી જણાઇ નથી. ઇતિહાસનાં પાનાં સત્યયુગ લગી ફેરવી જુઓ, પણ તેવો બળાત્કાર જ્ઞાતિએ ભારતવર્ષમાં કદી પણ કર્યો નથી. પણ નીતિ-ઉચ્ચ આદર્શ પ્રતિ જેથી સહજ પણ અવહેલન થાય, એવી પ્રવૃતિ તો 'જ્ઞાતિ" આ "દેવભૂમિ"માં કદી પણ પસંદ કરશેજ નહિ.-અને ત્યા લગીજ આ 'ભારતભૂમિ" વિના રાજ્યસત્તાએ પણ દિવ્ય સામ્રાજ્યના મુકુટવાળી છે, ત્યાંજ લગી આ પરમેશ્વરપ્રિયા "ભરતવસુંધરા" વિના શસ્ત્રે અમોઘ અસ્ત્રશસ્ત્ર વાળી છે, અને ત્યાંજ લગી વિના કોડીએ પણ કુબેરને પણ પોતાનો યાચક બનાવવાને આ "આર્ય-ભૂમિ" તે સાક્ષાત્ શ્રી મહાલક્ષ્મીની મૂર્ત્તિ છે.

અર્થાત્—જેઓ "જ્ઞાતિ"ને કોઇ પણ નવીન પદ્ધતિની સારી બાબતના અંગીકાર અને પ્રગતિની વિરોધી કહીને વગોવે છે, એઓ આ એક બાબતે કાતો "દિવાના" છે, અથવા તો પક્કા અવલ નબરના બદમાશો છે; કે જેઓને સ્વતંત્રતાના પવિત્ર નામ નીચે પોતાના નઠારામાં નઠારા હવસોને સંતોષવાના દરવાજા ખોલી નાંખવા છે. સભ્યતાનો દંભ કરનાર

ધુર્ત્ત લોકો ભલે મને ગાળો દેનાર કહે, પણ મારા આ શબ્દો સિવાય બીજા કોઇ શબ્દો એવા જ્ઞાતિભંજકોને માટે બંધબેસતા આવે તેમ નથી.

આ વાત તો ખુલ્લી છે કે, જ્યાં મર્યાદાસત્તા હોય, ત્યાં અયોગ્ય સ્વતંત્રતાવાળા વિચાર કે વર્ત્તન ચાલે જ નહિ. મર્યાદા એવી વસ્તુ છે કે, તે સર્વને યોગ્ય સ્વતંત્રતાવાળા વિચારો અને વર્ત્તન કરવા દે છે. પણ અયોગ્ય સ્વાતંત્ર્યને ભગવતી શ્રીમર્યાદાદેવી કદી પણ લાડ લડાવતી નથી. લોકદડ ઉચ્છૃંખલોને માટે તૈયાર જ છે, પછી ભલે તેમાં ગમે તેવો પરિણામ આવે; તોપણ સર્વજ્ઞ, સર્વશક્તિમતી, અને સર્વવ્યાપક મર્યાદાદેવી એવા ઉચ્છૃંખલોથી ડરતી નથી. પ્રસ્તુત. દલીલ કરનાર વરઘોડો કોર્ટ ચઢવાનો ડર દેખાડે છે, પણ શ્રીમર્યાદાદેવી વરઘોડો કોર્ટે ચઢે તેથી પણ ડરતી નથી એવો વરઘોડો ઘણાએ સુધારકંમન્યો કોર્ટે લેઇ ગયા પણ હશે, અને સુધારકંમન્ય અધિકારીઓએ તેમના લાભમાં ફેસલા પણ આપ્યા હશે, તો પણ એવા ઉચ્છૃંખલોના હાથ જગદંબા શ્રીમર્યાદાદેવીના ખડ્ગપ્રહારથી બાણાસુરના હજારો હાથની માફક હેઠા જ પડેલા છે—તે લૉ રિપોર્ટો અને પાછલા ઇતિહાસનાં પાના પુકારીને કહે છે.

હવે પ્રસ્તુત સાતમી દલીલ કરનાર ધૂર્ત સભ્યતાથી શાણપત કરે છે કે-ઘણીકવાર વરઘોડો કોર્ટે ચઢવાથી—"× સમય પૈસા અને શક્તિ જેનો સદ્માર્ગે ઉપયોગ થવો જોઇએ, તે આવી રીતે નકામાં વપરાય છે." અહો ધૂર્ત્તતા ! ? મર્યાદાની રક્ષા અને ઉચ્છૃંખલોને શિક્ષા કરવામાં જે પૈસા શક્તિ અને સમયનો જે ઉપયોગ થાય, તેનાથી ચઢતો તો નહિ, પણ તેના જેટલો જ બીજા કયા સન્માર્ગે ઉપયોગ કરવાનો એ બુદ્ધિનિધાન ( ! ) દલીલ કરનાર ધારે છે, તે જ્યાંલગી તેની તરફથી જણાવવામાં આવે નહિ, ત્યાંલગી તો તેની દલીલને ધૂર્ત્તતા સિવાય બીજું કાંઇ પણ હું કહી શકું તેમ નથી કેમકે મર્યાદારક્ષા જેવો સન્માર્ગ તો ધન, વિદ્યા, રાજ્ય કે સ્વર્ગ કે મોક્ષનો પણ નથી. કેમકે એ સર્વની પ્રાપ્તિ કરવાને માટે પણ મર્યાદારક્ષાની જરૂર છે, અને એ સર્વ પ્રાપ્ત કર્યા પછી પણ તે ધન, વિદ્યા અને રાજ્યને પણ મર્યાદારક્ષાની સેવામા યોજવાનાં છે

વળી જેઓ પોતાના વહેવા, વકવા અને વટલવાના તરગમાં આવી જઇને જ્ઞાતિની મર્યાદાને તેઓની ઉન્મત્તતામાં તોડવાને ઇચ્છે, અને બંડખોર પ્રવૃત્તિ ચલાવે, અને તેથી જો મર્યાદારક્ષકવર્ગ મર્યાદારક્ષા કરવા શસ્ત્ર ઉગામે, અને તેથી કોઇ તેવોજ સુધારક અમલદારની હુંફે બંડખોર બડેમિયા વરઘોડો કોર્ટે લેઇ જાય, તો તેથી કોર્ટમાં સમય શક્તિ અને પૈસાનો વ્યય થાય તો તેને માટે "નાત" નો દોષ નથી પણ જે માણસ, એક કે થોડી વ્યક્તિયોને માટે આખી નાતના શાન્ત પ્રવાહને ખલેલ પહોંચાડે છે, તેજ માણસ અથવા માણસો પૈસા સમય અને શક્તિનો અસન્માર્ગે વ્યય કરાવનાર પ્રત્યક્ષ કારણ છે, તે અસદ્માર્ગે થતા વ્યયનો સર્વ અપરાધ તો એવા બંડખોર પાપીઓને અને પ્રપંચીઓને શિર છે, તેમ છતા વળી ઉલટો ચોર કોટવાળને દડવાની વાતો કરે છે! તે કોઇ મૂર્ખજ માને. એટલુજ નહિ પણ સુધારાને નામે જે ડહોળાણથી સમયાદિનો મિથ્યા વ્યય થાય છે તેનું પણ સર્વ પાપ એ સુધારકમન્યોનેજ માથે છે. (અપૂર્ણ) સંઘવી

# श्रीश्रेयसर्वस्व अथवा श्रीमन्नृसिंहाचार्यचरितामृत.

**( ૧૦ ) અનુસંધાનઃ—સંવત ૧૯૭૦ ના ભાદ્રપદ માસના પૃષ્ઠ ૩૩૩ થી.**

પ્રાણબહેન એ દેવબહેનથી નાનાં બહેન હતાં, તેમનું લગ્ન કડોદ ગામમાં જ થયેલું હતું અને તેમનું ઘર માત્ર બે ઘરને જ અંતરે હતું; તે આખુ ફળિયુ અદ્યાપિ લગી નાગર ફળિયાને નામેજ પ્રસિદ્ધ છે. નાગરોની વસતિ જ્યાં જ્યાં જોવામાં આવે છે. ત્યાં ત્યાં ઘણું કરીને તેઓ એકજથેજ વસતા જોવામાં આવે છે. પ્રાણબહેનના પતિ સુપ્રતિષ્ઠિત પુરૂષ હતા, માંડવીના રાજ્ય તરફથી તેમને દેસાઇગિરી મળેલી હતી; વીશ સિપાઇ અને એક સવાર તેમના તાબામાં રહેતા હતા. તેમને બે પુત્રી અને એક પુત્ર મળી ત્રણ સંતાન હતાં, તેમાં પુત્રનું નામ શ્રી ઉમેદરામજી હતું તેમના પુત્ર શ્રી કેશવલાલભાઇ જે હાલ કડોદમાં હયાત છે, તેમનાથી જુના શ્રેયઃસાધકોમાંના ઘણા ખરા જાણીતા છે; અને તેમના નાનાભાઇ શ્રી દોલતરામજી તો એક ઉચ્ચકોટિના દિવ્ય સદ્‌ગુણો ધરાવનાર શ્રેયઃસાધક હતા, અને શ્રીમન્નસિંહાચાર્યજી વિષે તેઓએ ગુરૂબુદ્ધિ સ્થાપેલી હતી.

દેવબહેન પ્રાણબહેનને ઘેર આવ્યા ત્યારે પ્રાણબહેન રસોડામા હતાં; તેમને સંબોધીને દેવબહેને કહ્યું:-પ્રાણબહેન ! તમે સઉ કુશળ તો છો ?

પ્રાણબહેન બોલ્યાં:-કોણ, મોટી બહેન ? ! હા. તમે કુશળ છો ?

દેવબહેન બોલ્યાં-હા, બહેન !

પ્રાણબહેને પૂછ્યું:-તમે વિશલનગરથી કયારે આવ્યાં ? ત્યાં સઉ કુશળ છે ?

દેવબહેન સહર્ષ બોલ્યાં-હા, બહેન ! હું હમણાજ આવી, ત્યાંની બધી વાતો આપણે પછી નિરાંતે કરીશું; પણ સઉથી પહેલી તો વધામણીની વાત કહું તે સાંભળો.

પ્રાણબહેને આશ્ચર્ય સાથે કહ્યું-બહેન ! વધામણી શેની ?

એ પ્રમાણે કહેતાં પ્રાણબહેન રસોડામાથી બહાર આવીને ઉભાં, તેમને દેવબહેને હસતા મુખે કહ્યું:-વધામણી એ છે કે, ગઇ રાત્રે મોટી ફલોદમા આપણા ભાઇનું લગ્ન થયું.

પ્રાણબહેને અધિક આશ્ચર્યમા પૂછ્યું-મોટી બહેન, શું કહો છો ?

દેવબહેને ઉત્તર વાળ્યો-તેઓ સર્વ વરકન્યા લેઇ અત્રે આશરે એકાદ કલાકમાં આવશે માટે તમે સઉ ઘરેણાં લુગડાં પહેરી સવેળા તૈયાર થાવ; સઉને જમવાનું ત્યાં છે માટે જે તૈયાર થયું હોય, તે દેસાઇજીને જલદી જમાડીને તમે જેમ બને તેમ તાકીદે ત્યાં આવો.

પ્રાણબ્હેને આશ્ચર્યચકિત થઇ ફરી પૂછ્યું:-મોટી બ્હેન ! અરે, આ શું સાચી વાત છે ? ! કન્યા કયાંની ?

દેવબ્હેન ઉતાવળમાં બોલ્યાં- બધું વિગતવાર પછી કહીશ, ઇશ્વરેચ્છા આગળ કાંઇ કઠિન નથી. લંકાની લાડી ને ઘોઘાના વર જેવું થયું છે. હું વિસનગર ગઇ હતી, ત્યાંથી ખબર મળી કે નારદીપુરમાં એક કન્યા છે. ત્યાં જઈ બધું નક્કી કરીને, કન્યા તથા તેનાં માતાપિતાને લેઇને, તથા અમદાવાદથી ગોર ઉમીઆશંકરને પણ લેઇને, બારોબાર ફલોદ મુકામ કરી, લગ્નવિધિ કરાવી, અને કાંઇ કલેશ ન થાય માટે અત્રે આવી ભાભીના મનનું સમાધાન કરી, તમારી પાસે આવી છું. તો હવે તમે ઝટ પરવારીને વહેલાં આવો,

પળ પણ વાર કરો નહિ. હજુ તો વરકન્યાને પું'ખાવવાની ગોઠવણ કરવાની છે; અને જો પરવારીને દેસાઇજી પાંચ માણસ લેઇ પાદર સુધી સામા જાય, તો આપણા ગામની અને ઘરની શોભા છે, હું પાંચ ઘેર હમણાંજ નોતરાં દેઇ આવું છુ પણ પોંખણાંનાં સાધન માટે કેમ કરીશું ?

પ્રાણબ્હેન બોલ્યાં:–તે બધું મારા ઘરમાથી મળી આવશે, એકે એક વાતું હું મારી સાથે લેતી આવીશ.

એટલે તરત દેવબ્હેન ત્યાંથી નિકળી પોતાના ભાઇના પિત્રાઇભાઇ શ્રી સંપતરામજી ત્રીજા ઘરમાં રહેતા હતા ત્યાં ગયાં. શ્રી સંપતરામજીનાં પત્ની ઇચ્છાગૌરી બહુ સુશીલ હતાં, તેમને દેવબ્હેને કહ્યું—આજે તમારે સર્વેને અમારે ત્યાં જમવાનું છે.

ઇચ્છાગૌરી બોલ્યાં:–કોણ ? દેવબ્હેન ! ? તમે ક્યારે આવ્યાં ? અને જમવાનું શાનું ?

દેવબ્હેને કહ્યું:–હું આજેજ અત્યારે આવી. તમારા દિયરનું ફરી બીજી વારનું લગ્ન થયું; અને વરકન્યા હમણાંજ આવશે, માટે તમે ઝટપટ લુગડાંઘરેણાં પહેરીને તૈયાર થઇને આવો; વરકન્યાને તમારા ભાગ્યશાળી હાથે પોંખવાનાં છે. જો ગોટાભાઇ આપણા દેસાઇજીની સાથે પાદર લગી સામા જાય તો બહુ સારૂ માટે ભાભી ! તમે તેમને કહેજો. હું બીજા નોતરા દેવાં દેવરાવવા છે તેથી જાઉંછુ, પણ તમે ઝટ પરવારીને ત્યાં આવો.

ભલાં ઇચ્છાગૌરીએ કહ્યુઃ- અમે આવીએ છીએ, તમે જાવ, કામ ઘણું હશે; પણ કાંઇ ફિકર કરશો નહિ, અમે તો આ આવ્યાં જાણજો.

પછી દેવબહેન બીજા સગાંવહાલાંને ત્યાં નોતરાં કરીને શુકલને બોલાવીને પરનાતના ઓળખીતાપારખીતા સ્નેહીઓને ત્યાં નોતરાં કરાવ્યાં, તથા બીજી જે જે કાંઇ ગોઠવણ કરાવવાની હતી તે પણ દેવબહેને કરાવી દીધી.

નળી કન્યા તરફનાં જે માણસો આવવાનાં હતાં, તેમને ઉતરવાને માટે દેવબહેને સામેની બાજુએ તેમની જ જ્ઞાતિના એક સદ્‌ગૃહસ્થ મજમુનદાર બહેચરલાલ વ્યાસનું એક ઘર ખાલી હતું તેમાં ગોઠવણ કરાવી. તેમાં રસોઇ માટે વાસણકુસણ તથા ગોદડાં બિછાનાં વગેરેની સોઇ પણ યથાયોગ્ય રીતે કરાવી.

પણે પ્રાણબહેને પોતાના પતિ નિત્યકર્મથી પરવાર્યા એટલે તેમને બધી હકીકત કહી, અને ગભરાઇને કહ્યુ કે—આટલા થોડા સમયમાં વરકન્યાની સામે જવાની તૈયારી વગેરે શી રીતે થઇ શકશે ? દેસાઇજીએ કહ્યુ કોઇ રીતે ગભરાયા વિના કરવાનાં કામ કરવા જ માંડો, એટલે યોગ્ય સમયે સર્વ બની આવશે; અને જે કામ બીજાઓની મદદથી થઇ શકે, તે કામમાં યોગ્ય માણસોને યોજું છું, એટલે બધુ કામ એકસાથે બની આવશે, અને સાજનું તૈયાર કરો વરકન્યાના સામે જઇને વાજતે-ગાજતે તેડી લાવીશું. તમારે કરવાનું કામ હોય તે તમે કરવા માંડો.

પ્રાણબહેને દેસાઇજીને કહ્યુ;—સહુથી પહેલુ આપ જમી લ્યો, એટલે અમે બીજાં કામમાં લાગીએ. રસોઇ તૈયાર છે, અમારે તો સહુને આજે ત્યાં જમવાનું છે.

દેસાઇજી પ્રસન્ન થઇને જમવા બેઠા અને શ્રીદુર્લભરામજીનાં આ બીજીવારનાં લગ્ન સંબંધી સવિસ્તર હકીકત જાણતાં તે બોલી ઉઠયા કે-દેવબહેને તો અનેક મરદથી પણ ન બને તેવું કામ કર્યુ છે. સેંકડો ગાઉ બળદની ગાડીએ મુસાફરી કરી અજાણ્યા મુલકમાં

નંદીનાળાં ઓળંગી, ચોરલૂટારાનો ભય માથે ઉઠાવી, ખાવાપીવાનું પણ દુઃખ વેઠી આ સંબંધ જોડવામાં દેવબહેને જે અગમચેતી કુશલતા અને મરદાઈથી કામ લીધું છે, તે કાંઇ સાધારણ નથી. મોટી ઉચ્ચ કુલની કન્યા જોવામાં પણ બહુ બુદ્ધિ અને વિવેક વાપર્યો છે!

દેસાઇજીએ જમી ઉઠીને પોતાના જમાદારને તથા સિપાઇને મોકલી વરકન્યાનું સામૈયું કરવાની સઘળી તૈયારી કરી, સાજનવાજન મેળવી ગામને પાદર વડ તળે બિછાત કરાવીને મુકામ નાખ્યો, અને પ્રાણબહેન પુંખણાંનાં સાધન લેઇ દેવબહેન પાસે ગયાં, અને ઇચ્છાગૌરી પણ ત્યાં પૂંખવાને માટે હાજર થયાં.

ભાગોળે દેસાઇજી સાથે ગામના સર્વ પટેલ, શેઠીઆ, બ્રાહ્મણ વગેરે પ્રતિષ્ઠિત સજ્જનો સામૈયું કરવા ભેળા થયા હતા. દેસાઇજીનાં પોતાનાં વાહનો, શેઠીઆ પટેલીઆનાં વાહનો તથા બીજી વહેલો અને માફાઓ પણ તૈયાર હતા; તેમાં સહુને પોતપોતાની યોગ્યતા પ્રમાણે બેસાડીને લાવ્યા હતા, તેવામાં વરકન્યાના માફાના બળદોની ઘુઘરમાળનો ઘોષ કાને પડયો. સહુ જોવાને ઉત્કંઠાથી ઉભા થયા, અને થોડાક સમયમાં વરકન્યાનો માફો અને તેમની સાથેના બીજા માફાઓ જેમાં બૈરાં ગીત ગાતાં બેઠાં હતાં તે આવી પહોચ્યા.

દેસાઇજી અને તેમની સાથેના સંભાવિત સજ્જનોએ આ વરકન્યાનું સ્વાગત કર્યું અને તેમનો માફો થોભાવ્યો. તેઓ સર્વે ફલોદથી તાપમાં દડમજલ ચાલ્યા આવ્યા હતા; તેમને જળપાન વગેરે કરાવ્યાં; અને વૃક્ષની શીતલ છાયામાં થોડીકવાર શાન્તિ પામવા કહ્યું. વરકન્યાના માફાની સાથે એકંદર સાત ગાડી ફલોદની અને બે ગાડી સુતરથી ઉમેદબહેનના કુટુંબને લેઇને આવેલી તે મળીને બધી નવ ગાડીઓ હતી. તે સર્વને જોઇને દેસાઇજી ઘણો હર્ષ પામ્યા. ઉમેદબહેન પાણુ શ્રીદુર્લભરામજીનાં બહેન થાય, તે સુરતમાં હતાં, તેમને પણ તેડવાને ફલોદ આવતાં વાત દેવબહેને ગાડીઓ મોકલી હતી, તેથી તે પણ આ માંગલિક પ્રસંગે આવી પહોચ્યાં હતાં. વડની છાયા નીચે સહુએ પરસ્પર મળ્યા, જળપાન કર્યું અને થોડીવાર વિશ્રામ લીધો; એટલામાં તો ગામમાં વાત ફેલાઇ કે ભાણાભાઇ બીજી વારનું લગ્ન કરીને આવ્યા છે, તે ગામના લોકોની ત્યાં આગળ એક મેદની જામી. માંડવીમાં શ્રીદુર્લભરામજીનું મોશાળ થાય, અને કડોર એ માંડવી રાજ્યનું એક મુખ્ય ગામ તેથી ગામમાં સહુ શ્રીદુર્લભરામજીને ભાણાભાઇ કહેતા. સર્વે આનંદ અને આશ્ચર્યથી અત્રે જોવાને આવેલા હતા. મોટા સમારંભથી વાજતેગાજતે વરકન્યાનું સામૈયું કરવામાં આવ્યું. ગામમાં પણ લોકો ઠેરેઠેર જોવાને એકઠા થયા હતા. વરકન્યાનો માફો નાગરફળિયાને નાકે આવ્યો. નાગરફળિયાને એક પડખે શ્રીરામચંદ્રજીનું અને બીજી બાજુ શ્રીજગદંબાનું મંદિર છે. ત્યાં માફો ઉભો રાખી શ્રીવારાહીમાતાને અને પછી શ્રીરામચંદ્રજીને ભેટ ધરી વરકન્યા પગે લાગ્યાં. પછી વરકન્યા ઘર આગળ આવ્યાં, તે સમયે વાદ્યંત્રનાનાદ અને વર તથા કન્યાપક્ષનાં બૈરાંઓનાં માંગલિક ગીતથી સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો હતો.

વડીલ સૌભાગ્યવંતા શ્રી ઇચ્છાગૌરી ભાભીએ મોડ બાંધી વરકન્યાને ઘરમાં પ્રવેશતાં પહેલાં વિધિપૂર્વક પોંખ્યાં. વરકન્યા ઘરમાં પ્રવેશ કરી પ્રથમ દેવને અને પછી વડીલ જનોને પગે લાગ્યાં, સર્વેએ શુભાશિસ આપી. બ્રાહ્મણોનો સત્કાર કરીને તેઓના આશીર્વાદ ગ્રહણ કર્યા. આ સમયે ઉદાર દુર્લભગૌરી પણ માંગલિક વસ્ત્રાલંકાર ધારણ કરી ત્યાં ઉભાં ઉભાં કાંઇક વિચારગ્રસ્ત મનથી આ બધું જોતાં હતાં. તેમનાં તથા વરકન્યાનાં ઘૃતપાત્રમાં

પ્રથમ વિધિપૂર્વક મુખદર્શન કરાવવામાં આવ્યા હતાં હવે જ્યારે સર્વ વડીલને પગે લાગી વરકન્યા વિશાળ મનવાળાં દુર્લભગૌરી આગળ આવ્યાં, ત્યારે દેવબહેને નવવધૂને સંબોધીને કહ્યું:—જુઓ ભાગ્યશાળી ભાભી! આજથી આ ઘરમાં તમારૂં નામ મહાલક્ષ્મી રાખ્યું છે. (દુર્લભગૌરી તરફ આંગળી કરીને કહ્યું) જુઓ જે તમારી સમક્ષ ઉભાં છે, તે આ તમારા મોટાં બહેન અને ઘરનાં કુલ સત્તાધિકારી છે, તેમને તમે પગે લાગો અને સદા તમે એમને પોતાનાં વડીલ બહેન તરીકે પૂજ્ય ગણજો, અને તેમની આજ્ઞામાં રહેજો; પરમેશ્વર તમારૂં શુભ કરશે અને તમે સાક્ષાત્ પરમેશ્વરની પ્રાપ્તિ કરશો, વિશ્વમાં તમારી સત્કીર્તિ વિસ્તરશે. મહાલક્ષ્મી કેવળ નિરભિમાની અને શુદ્ધ સત્વગુણી હતાં, તે પોતાનાં સપત્ની દુર્લભગૌરીને મૌનપૂર્વક પણ કૃપાની યાચના કરતી ભાવવાળી મુખમુદ્રાથી સરલ અંતઃકરણથી નીચાં નમી તેમનાં ચરણ પકડીને પગે લાગ્યાં. એકદમ પ્રેમ અને વત્સલભાવથી વિવેકમૂર્ત્તિ ઉદારચરિત દુર્લભગૌરીએ મહાલક્ષ્મીનો હાથ પકડી લીધો. અને તેમને છાતી સાથે દાબી ઘણી પ્રીતિથી ભેટી પડી બોલ્યા — બહેન! તમારૂં ઇશ્વર સારૂં કરો! સંપ ત્યાં જ૫.

દેવબહેને દુર્લભગૌરીને કહ્યું—મોટા ભાભી! એ હજુ બાલક છે, અને ગામડાંનાં છે, તેમનાંમાં શહેરનાં છોકરા જેવી ચાલાકી નહિ; પણ તેના બદલામાં તે નિખાલસ ભોળાં પ્રેમી શ્રદ્ધાળુ સારાં અને મહેનતુ છે. તમે એમને હરેક કામમાં શાન્તપણે દોરતાં રહેશો, ધીમેધીમે શીખવતાં રહેશો, અને મમતાપૂર્વક શીખામણ આપતાં રહેશો, તો તમને અરધી વિશ્રાન્તિ તો મળશે જ.

દુર્લભગૌરીએ શુદ્ધભાવથી કહ્યું—પૂજ્ય બહેન! એ બાબતની આપ કોઇ પ્રકારે ફિકર રાખશો નહિ.

આ વાર્તાલાપ વખતે પોતાની પ્રથમ પત્નીનો ભાવ કેવો છે? તેનું શ્રીદુર્લભરામજી લક્ષપૂર્વક નિરીક્ષણ કરતા હતા; તેમણે પોતાની પત્નીમાં કાંઇ પણ ક્લેશનો લેશ જોયો નહિ, ત્યારે તે પોતાના અંતઃકરણમાં ઘણા પ્રસન્ન થયા, અને દેવબહેનની સમાધાન કરવાની શક્તિ વિષે ઘણુંજ આશ્ચર્ય પામ્યા.

આ પ્રસંગે આવેલા સદ્ગૃહસ્થોનું સન્માન કરવાને માટે પોતે શ્રીદુર્લભરામજી લજ્જાને લીધે સંકોચાયા. તેથી દેસાઇજીએ યાજ્ઞિક કુટુંબના વડીલ સંપતરામજીએ કહ્યું કે—આપ વડીલ તરીકે સઉને શ્રીફળ પાન વગેરે આપો. તેથી તે પ્રમાણે સિપાઇઓએ પાનસોપારી શ્રીફળ પાન વગેરે રજુ કર્યા તે સંપતરામભાઇએ સર્વને યથાયોગ્ય વહેંચી સન્માન કર્યું. એટલે સઉ પોતપોતાને ઘેર વિદાય થયા. સ્ત્રીવર્ગમાં ઇચ્છાભાભીએ, પ્રાણબહેને અને ઉમેદબહેને સર્વેને ખારેકો તથા સોપારીઓ વહેંચી એટલે સ્ત્રીઓ પણ પોતપોતાને ઘેર ગઇ

પછી શ્રીદુર્લભરામજી ઘરના પાછલા ભાગમાં ખુલ્લા વાડા (કંપૌન્ડ) માં ગયા, તેમના મનનો વિચાર જાણી દુર્લભગૌરી પણ તેમની પાછળપાછળ ગયાં; હવે કોઇ વડીલ ત્યાં પાસે હાજર નહોતું. દુર્લભગૌરી પોતાના સ્રીસ્વભાવ પ્રમાણે હર્ષનાં અશ્રુથી પૂર્ણ નેત્રવડે પોતાના પતિની મુખમુદ્રાનું અવલોકન કરવા લાગ્યાં. તે સાચાં પ્રેમી અને નિષ્કપટ પતિવ્રતા પોતાના પતિને માંગલિક શુભેચ્છા ભરેલું અભિનંદન આપવાને ઇચ્છતાં હતાં, પણ તેમના અંતઃકરણમાં પોતાના પતિપ્રત્યેનો જે પૂજ્યભાવ અને મર્યાદા હતાં, તેથી તે એક પણ શબ્દ ઉચ્ચારી શક્યાં નહિ; પણ પોતાનાં પ્રેમથી ઉભરાતા ચક્ષુવડે પોતાના પતિ પ્રતિ

તેમના ભાવી શુભ અને માંગલ્યના આશીર્વાદનો સદ્‌ભાવ વર્ણવતાં મૌનપૂર્વક ઉભાં રહ્યા. તેમની પવિત્ર અને દ્રવીભાવ પામેલી મુખમુદ્રા જોઇને શ્રીદુર્લભરામજીનું તેમનું પોતાનું અંતઃકરણ દ્રવીત થયું. પોતાની ધર્મપત્નીની પ્રત્યે સત્પતિને યોગ્ય માર્દવ અને દયાથી બોલ્યા કેઃ—જે પ્રારબ્ધયોગ ઇશ્વરેચ્છાથી નિર્માણ થયેલા હોય છે, તે ટાળવા કોઇ સમર્થ નથી, પણ મારી તમને એટલીજ સલાહ છે કે, જેવા પ્રેમભાવથી તમે આજદિન સુધી વર્ત્તન રાખ્યું છે; તેવું નિરંતર હવે પછી પણ રાખશો. તમારૂં જે પ્રધાનપદ છે, તે હમેશને માટે તમારૂં જ છે; અને નવા માણસને પણ જે વસ્ત્રાલંકાર વગેરે આપવામાં આવશે, તે પણ તમારે હસ્તે આપવામાં આવશે; કોઇ પણ રીતે તમારો મહિમા ઓછો થશે નહિ, આ મારૂં સત્ય વચન માનજો.

પતિએ આ પ્રમાણે સંભાષણ શરૂ કર્યું, એટલે દુલભગૌરીનો પ્રૌઢા તરીકેનો સ્વભાવ આગળ વધ્યો અને તેમણે પોતાના પતિના ચરણકમળે મસ્તક નમાવીને વિનયયુક્ત સંકોચ પામતાં કહ્યુંઃ—સ્વામિન્! મને જે અશ્રુ આવેલાં છે, તે આ માંગલિક પ્રસંગે આપની પ્રત્યેના મારા પૂજ્યભાવે ઉપજાવેલા હર્ષને લીધે જ છે. મારા પ્રધાનપદ કે મારા મહિમાની મને કશી પણ ચિન્તા નથી, આપ જેવા સત્પતિ જેને શિરે ગાજે છે, તેવી અબળાને કશી પણ ચિન્તા હોવી સંભવતી નથી; મોટી બહેને પણ મને આપની પેઠે જ ઘણાં અભયવચનો આપ્યાં છે. જે ઇચ્છાથી આપણે સહુએ આ પ્રસંગ સાધ્યો છે, તે ઇચ્છા આપણાં કુળદેવતાની કૃપાથી અને પરમેશ્વરના આશીર્વાદથી સફળ થાવ–એજ મારી પરમેશ્વર પ્રતિ ખરા અંતઃકરણપૂર્વક યાચના છે. આપણે સાક્ષાત્ મહેશ્વરના લીલા–અવતારનાં માતાપિતા થઇશું. મને ઘણીવાર એવાં સ્વપ્નાં આવતાં, પણ તે કીડીના મ્હોડામાં કોળા જેવી વાત જણાય, તેથી હું આપને કે કોઇને તે કહેતી નહોતી. પણ દેવબહેનનો અને મારો પરતો મળતો આવ્યો છે, તેથી આપ બને વધુવરનો સદા જયજયકાર થાવ! આપની અનુચરી તરીકે તેમાં મારા ભાગ્યનો પણ પાર નથી!! પરમેશ્વર કરતાં પણ પતિ અધિક મોટા છે, માટે મારી તો, ફક્ત એટલી જ યાચના છે કે મારા પ્રત્યે આપની દયા સદા જેવી છે તેવી બની રહે. (અપૂર્ણ.) સંઘવી.

## श्रीभ्रमभंजन.–( एक अद्‌भुत सद्‌बोधक वृतान्त. )

### પ્રકરણ ૫ મું. શ્રીસિદ્ધિવિનાયકનો અનુગ્રહ અને ગુરૂકૃપા.

(૬)અનુસન્ધાન ચાલતા વર્ષના માર્ગશીર્ષ માસના પૃષ્ઠ ૫૫ થી.

પ્રણયપૂર્વક મંદહાસ્યથી શ્રીસિદ્ધિઅંબા શ્રીગણેન્દ્રભગવાનની પ્રસન્નતામાં વધારો કરતાં બોલ્યાં.—આ રમકડાંથી રમવાના મારા આનંદમાં ભાગ લેવા આપશ્રી પોતે પધાર્યા, તેથી મારો આનંદ અનેકગણો થઇને ઘણોજ વૃદ્ધિ પામ્યો છે.

શ્રીમહાગણેશ્વર સ્મિતપૂર્વક બોલ્યાઃ–પ્રિય મહાદવિ! આનંદમાં ભાગ પડવાથી આનંદ તો અડધો થઇ જવો જોઇયે, તેને બદલે તમારો આનંદ અનેક ગુણિત થયો એ તો આશ્ચર્યની વાત છે!

શ્રીસિદ્ધિઅંબા પણ તેવીજ રીતે પ્રણયસ્મિતથી બોલ્યાં:—એ આશ્ચર્ય આપશ્રીમા પોતામાંજ છે; દરેક માંગલિક કાર્યમા આપશ્રીની સ્થાપના થયા પછી સર્વત્ર સર્વ લોકનો આનંદ અનેક ગણો વધતો જ જાય છે. એવી વિલક્ષણતા આપશ્રીના ચરણારવિંદમાં જ છે. ભવતુ ! પણ પ્રભુ ! જુઓને આ અળવીતરાં બાળમૂષક પાછાં આપશ્રીના ચરણકમળમાં મે અર્પણ કરેલ પ્રણયાર્ધ્યના દૂર્વા કુસુમ અને અક્ષતને ખાઇ જવા લાગ્યા, તેમનો આવો સ્વભાવ મને ગમતો નથી; એમને મારે કરવું શું ?

શ્રીગણેન્દ્ર ભગવાન હસતાં હસતાં બોલ્યા.—પ્રાણવલ્લભે ! તમે તો એ દૂર્વાક્ષતાદિક મને અર્પણ કરી ચૂક્યાં, તેથી તે વિષે કાંઈ ખોટું લાગે તો મને લાગે; તમને એમાં ગમવા ન ગમવાનું કાંઇ રહેતું નથી !

શ્રીસિદ્ધિમહાદેવી આગ્રહથી બોલ્યાં:—મારા અર્પેલા પ્રેમાંજલિના પૂજનદ્રવ્યને આ પ્રમાણે આ ઉંદરડા કરે, તો મને ખોટું કેમ ન લાગે ? મારાં અર્પેલાં પૂજનદ્રવ્ય મારા આપશ્રી પ્રત્યેના પ્રેમની પેઠેજ નિરંતર આપના ચરણમાં વિદ્યમાન રહે, એવી તૃષ્ણા મને કેમ ન થાય ?

શ્રીગણેન્દ્રભગવાન સાવધ મુખ રાખીને બોલ્યા —નિ સંશય, થાય જ ! એ તો તમારા વિશુદ્ધ અનુરાગને અનુરૂપજ છે.

શ્રીસિદ્ધિમહાદેવી લાગણી દર્શાવતા બોલ્યાં —તો પછી, ભગવાન્ ! આ ભંજવાડીઆં મૂષક બાળને શા માટે શિક્ષા ન કરવી ? જીવમાત્રને તેના કર્મ પ્રમાણે ફળ મળે, એવો આપનો સ્થાપેલો નિયમ શું વૃથા જાય ? પછી આખું જગત્ ઉલટસુલટ જ થઇ જાય તો !

શ્રીગણાધિપતિ પ્રણયાધીનપણે બોલ્યા —પ્રિયતમા ! હું અને તમે કાંઇ જુદાં છિયે ? જેમ તમને યોગ્ય લાગે તેમ કરો તમે જે કરશો તે મારે કબુલ છે.

સંપૂર્ણ અધિકાર શ્રી સિદ્ધિઅંબાના હાથમા આવેલો જોઇ પેલાં ભક્તિનિમગ્ન ઉંદરનાં બચ્ચાં બોલ્યાં:—હે માતાપિતા જ્યારે અમને શિક્ષાજ થવાની છે, તો અમારી પણ વિનંતી એકવાર આપે સાંભળવી જોઇએ.

શ્રીસિદ્ધિપરમેશ્વરી બોલ્યાં—બોલો, બોલો, તમારૂં પણ જે કહેવાનું હોય તે કહી દો. નિયમથી વિરૂદ્ધ તો કાંઇ પણ થશે જ નહિ.

દીનભાવે તે ઉંદરના બચ્ચાં બોલ્યાં —માતાજી ! જે સ્વાભાવિક પ્રેમથી આપે આ પ્રભુશ્રીના ચરણકમળમાં દૂર્વાદિક અર્પણ કરેલાં છે, તેવાજ સ્વાભાવિક પ્રેમથી અમે એ પવિત્ર પદાર્થોનું ભક્ષણ કરિયે છીએ. આપને જેમ એ અર્પણ કરવાથી આનંદ થાય છે, તેમ અમને એ ભક્ષણ કરવાથી આનંદ, પવિત્રતા અને તૃપ્તિનું ભાન થાય છે; કેમકે એ પવિત્ર પદાર્થો આપના પવિત્ર કરકમળથી આ પ્રભુશ્રીના જગન્મંગલ ચરણકમળમાં અર્પણ કરાયલા છે.

આ આર્તસ્વરથી કરાયલી વિનતી સાંભળીને શ્રીસિદ્ધિમહાદેવી તો વિચારમાં પડી ગયાં; અને શું કરવું, તેની ગુંચવણમાં પડી શ્રીગણેશ્વર મહાપ્રભુના સુસ્મિત પ્રસન્નમુખ તરફ જોઇ રહ્યાં.!

શ્રીગણેન્દ્રભગવાન્ મમતાપૂર્વક મહાદેવી પ્રતિ પ્રેમદૃષ્ટિથી જોઇ બોલ્યા:—પ્રિયમહાદેવી ! વસ્તુત તમે તે હું જ છું, અને હું પોતે તે તમેજ.છો. તો એ દૃષ્ટિથી જુઓ અને તમને જે યોગ્ય લાગે તે કરો.

શ્રી સિદ્ધિદેવી બોલ્યાં:—તો પણ પ્રભુ! મારાથી સ્વતંત્ર મત બાંધી શકાતો નથી, અને કાંઇ પણ ક્રિયા સ્વતંત્ર રીતે થઇ શકતી નથી; માટે આપશ્રી આમાં જે યોગ્ય જણાય તે કરો. પણ મારા કે આપશ્રીના સંસર્ગમાં આવેલી હરેક વસ્તુને આમ આ છોવો કાતરી ખાય, એ તો મને ગમતું નથી. એમનો આ સ્વભાવ તો સારો નહિ! પ્રભુ!

શ્રીગણેન્દ્રભગવાન્ કરૂણાના સાગરરૂપભાવથી બોલ્યા:—એ તો ખરી વાત, પણ એક તો એમનો એવો સ્વભાવ અને બીજો તેમનો અંતઃકરણનો ભાવ-એ બે બાબતો ધ્યાનમાં લેવી જોઇએ; અને તે બંને પ્રમાણે તેમને જે શાસન થવું ઘટે તે કરવું જોઇએ. પ્રાણીને તેના કર્મ પ્રમાણે જ ફળ થવું જોઇયે:

એ પ્રમાણે કહીને શ્રીમહાગણાધિપતિએ અત્યંત પ્રસન્નતા અને ગંભીરતાપૂર્વક તે ઉંદરનાં બચ્ચાંઓનાં શિર ઉપર પોતાનો વરદહસ્ત મૂકીને કહ્યું:—"તમારો જાતિ સ્વભાવ જ જે તે વસ્તુને કાતર કાતર કરવાનો છે, તે સારો નથી, તો પણ અમારી વિશ્વવ્યવસ્થાના નિયમાનુસાર તમારો તે સ્વભાવ રચાયો છે; તેમાં તમારો ભાવ ઘણો જ ઉચ્ચ છે તો જે સારૂં નથી તેને શિક્ષા કરવી, અને જે ઉચ્ચ છે તેને સત્ફલ આપવું એ જ વાસ્તવ ન્યાય છે. તેથી તમારાં મૂષકનાં તનુ દૂર થઇ જાય અને તમને અમારા પાર્ષદના જેવાં અમને મળતાં શરીર થાય તો ઉચિત થાય." આટલાં જ વચન બોલી શ્રીગણેન્દ્રમહાપ્રભુએ તે ઉંદરનાં બચ્ચાં પ્રતિ પોતાની પ્રસાદમયી અનુગ્રાહક દૃષ્ટિનો દિવ્યપ્રવાહ નાખ્યો; તેની સાથે જ તે પાંચે બચ્ચાંનાં ઉંદરના જેવાં શરીર એક પલમાં અળપાઇ ગયાં અને તેમને શ્રીમોદપ્રમોદાદિક જેવાં શરીરો પ્રાપ્ત થયાં. તેઓ મુકટકુંડલાદિક દિવ્ય અલંકારયુક્ત તથા શુભ્ર દિવ્યાંબરયુક્ત ગજવદન પુરૂષો થયા, અને તેઓ શ્રીસિદ્ધિઅંબાના અને શ્રીગણેન્દ્ર ભગવાનના ચરણકમળમાં પોતાનાં મુકુટમંડિત મસ્તક નમાવી સ્તુતિ કરવા લાગ્યા. તેઓના ઉપર શ્રીગણાધિપતિના ધામના સર્વ નિવાસીઓએ દિવ્યપુષ્પ અને દિવ્ય ચંદનની વૃષ્ટિ કરી.

આ અત્યંત આનંદજનક તેમ જ સુબોધપ્રદ દેખાવ જોઇને મને જે હર્ષ આનંદ અને આશ્ચર્ય થયું હતું, તેનું વર્ણન પૂરેપૂરું કરવાને માટે હું કદી સમર્થ થાઉં તેમ નથી; તેમ જ હું તે મારા પ્રથમનાજ યોગપ્રવાસનું દર્શન હોવાથી મનોલય અને વાસનાક્ષય થતાં લગી ભૂલવાનો પણ નથી. હું મારા મનથી આ બધું મારી દૃષ્ટિવૃત્તિથી જોતો હતો, અને પરમકૃપાળુ શ્રીસિદ્ધિમહાદેવી અને મંગલમૂર્ત્તિ શ્રીમન્મહાગણાધિપતિને હાથ જોડી પરમભક્તિથી નમસ્કાર કરતો હતો, આશ્ચર્ય અને આનંદના સાગરમાં ઝીલતો હતો. તેવામાં મારી પ્રત્યે શ્રી ગણેન્દ્ર ભગવાનની પાછળ ઉભેલો એક વિકટ મુખવાળો ગજવદન પુરૂષ આવીને મને કહેવા લાગ્યો:—હે બાલસાધક! તું હવે તારી દૃષ્ટિવૃત્તિથી પાછો જા; તારા યોગીશ્વર સદ્‌ગુરૂના સંકેત પ્રમાણે તારે આ શ્રીગણેશલોકમાં વિચરવાની સમયમર્યાદા પૂર્ણ થવા આવી છે. આ લોકના સમગ્ર ક્ષેત્રપાલોનો હું અધિપતિ છુ, તેથી યોગના સાધકો અને સિદ્ધો પ્રત્યેના અમારા ધર્મ પ્રમાણે હું તને ચેતાવું છું કે, તું અત્રે કે આ લોકમાંથી પાછો જતાં માર્ગમાં કોઇ આશ્ચર્ય જોવા વધારે થોભીશ નહિ; નિકર મર્યાદાનો સમય વીતતાં આ લોકના ક્ષેત્રપાલો તને વિઘ્ન કરશે. માટે હવે સત્વર તું મૃત્યુલોકમાં જઇ તારા શરીરમાં પ્રવેશ કર નિકર કોઇ વિઘ્નથી તું પાછો જઇ નહિ શકે તો, અથવા જો તને પાછા નિજકાયામાં પ્રવેશ કરતાં વિલંબ થશે તો, તારાં કુટુંબીઓ તારા શરીરને

મૃતદેહ જાણી દાહ કરી દેશે તથા પરમકલેશ પામશે તુ સમજે છે કે તુ દષ્ટિશક્તિથી અત્રે આવ્યો છે, પણ તે તારી ભૂલ છે, તારો સૂક્ષ્મદેહ તારા સ્થૂળ શરીરમાથી છુટો પડી અહીં આવેલો છે તું જલદી પાછો ફર, સાધક ! તારા આચાર્ય ભગવાન્ તારૂં રક્ષણ કરો, હવે તુ એક પલ પણ અત્રે થોભીશ નહિ

"હું આપને નમન કરૂં છુ ' એટલું હું બોલતો હતો એટલામા તો તે ગજવદન પુરૂપ મારી પ્રતે પૂઠ ફરવીને ચાલ્યો ગયો મને ભય અને કંપ થયો તોપણ શ્રીસિદ્ધિઅબાને અને શ્રીગણેશ્વર ભગવાનને નમસ્કાર કરીને તરત પાછા ફરવા સકલ્પ કર્યો શ્રી સિદ્ધિવિનાયકયુગલસ્વરૂપે મને પ્રસન્નમુખે આશીર્વાદ અર્પ્યો કે—"નિર્વિઘ્નમસ્તુ, સિદ્ધિરસ્તુ" તેથી મને મારી સલામતી બાબતે કઇંક ધીરજ આવી પણ ત્યાંથી પાછા ફરવાના મકલ્પાનુસાર યત્ન કરતા કેમ જવુ, તે સમજાય નહિ તો પણ જેમ કોઇ વિમાની પોતાના અવતરણ છત્ર ( પેરાચ્યુટ ) ને લેઇ એકદમ વિમાનમાથી પડતુ નાખે તેમ મે પાછા મૃત્યુલોકમા આવવા ઝપલાવ્યુ તે વખતે હું કેટલા અથાગ વેગથી નીચે પડતો હતો, તેનો ખ્યાલ હે વાચકબન્ધુ ! હું તમને આપી શકતો નથી, તે વખતે મારૂં અતઃકરણ અત્યત ભયભીત થઇ ગયુ હતું એટલામા નીચે દષ્ટિ જતા શ્વેત હિમાલયપહાડોના અનેક શિખરો જણાવા લાગ્યા, મારો ભય વધતો ગયો,—કે આ પહાડ કે તેના એમદ શિખર ઉપર પછડાઈ માગ કડકેકડકા થઇ જશે, અગર ક્ષુદાઈને મારો લોચો થઇ જશે ભયમાને ભયમા હતો, એટલામા હિમાલયની એક ખીણમા હું જમીનપર ઉતર્યો, પણ હું કાંઇ પછડાયો નહિ કે મને કાંઇ વાગ્યુ નહિ જેમ એક રૂનુ ઝીણું પુમડુ ધીમેથી જમીન ઉપર ઉતરે, તેમ હું પણ ત્યા ઉતર્યો, પણ તેથી મારા ભયની શાન્તિ થઇ નહિ કેમકે જ્યા મારૂં સ્થૂલ શરીર હતું ત્યાં મારે ઘેર હવે મારે શી રીતે જવુ ?—તેની ચિન્તા અને ભયથી મારૂં અતઃકરણ ફડફડતું હતું મને આ વખતે અનુભવથી સમજાયુ કે સ્થૂલ શરીર વિષે મારા અતરમા કેટલો બધો દેહાધ્યાસ હતો વેદાન્તની વાતો કરતો, ત્યારે બીજા જ્ઞાનીમા ગણાતા ગૃહસ્થો અને ત્યાગીઓની પેઠે હું પણ મોટા જીવનમુક્ત પુરૂષોની પેઠે તડાકા મારી વાતો કરતો પણ તે વાતોડીઆ જ્ઞાન નીચે કેટલુ પોલ છુપાયલુ હોય છે, તેનો મને સ્વત અનુભવ આ વખતે થયો જેઓ વાસ્તવ જ્ઞાનને વેદાન્ત દ્વારા પામેના હોય, તેમને તો મારા નમસ્કાર છે પણ બ્રહ્મસૂત્ર ગીતા, અને ભાષ્ય તથા બીજા નાના મોટા વેદાન્તના પ્રક્રિયાગ્રથો વાચી ભગવા કે પીળાં ધારણ કરીને મઠમાં કે ઘરમા બેઠેબેઠે તડાકા મારનારા પ્રત્યે તો મને ઘણીજ દયાની લાગણી થાય છે, કેમકે તેવા સર્વ સજ્જનોનુ પોલ મને આ પ્રસગે સમજાયુ હતુ મારા પોતાના સ્થૂળ શરીર પ્રત્યે જવાની સૂઝ ન પડે, અને બીજે કાંઇ સ્થળે પણ ગતિ કરવાની ગમ ન પડે, એવી દશામા પ્રેત અથવા પિશાચદશામા જીવોની શી દશા થતી હશે, તેમની અતરિયાલ દશામા તેમના મનની કેવી ધડકતી દશા રહેતી હશે ? તેનો ખ્યાલ આ પ્રસગે મને પ્રત્યક્ષ જેવો સમજાયો મને ઘણી મુઝવણ થઇ, એટલામાં મને મારા સદ્ગુરૂ શ્રીમન્નસિંહાચાર્યજીની દિવ્યમૂર્તિ જણાઇ, તેઓશ્રીનું હસતું અને કૃપાથી ભરેલુ વદનકમળ જોઇને મને ધૈર્ય આવ્યુ, તેઓશ્રીએ પોતાના અભયવર આપતા હાથથી ઇસારો કરી મને કહ્યુ— ભાઇ ! મારી તરફ ચાલ્યા આવો, ગભરાશો નહિ"

મારા કૃપાળુ ગુરૂશ્રીની આજ્ઞા પ્રમાણે તેઓશ્રી તરફ જ મે ચાલવા માડયુ. પ્રથમ

કરતાં દોડા તો પણ ઘણાજ વેગથી હું મારા ગુરૂશ્રી પ્રત્યે ખેંચાતો જતો હોઉં, એમ મને જણાયું, તેઓશ્રીનું મુખ મારી પ્રત્યે હતું, એનીજ રીતે હવે મારો પ્રવાસ ચાલતો હતો. છેવટે મેં જે મેડામા પદ્માસન માંડી યોગનો ક્રમ આરંભ્યો હતો, તે મેડામાં હું આવ્યો, કે તરતજ મારા ગુરૂશ્રીનું સ્વરૂપ અંતર્ધાન થઇ ગયું. મારા સ્થૂળ શરીર આગળ હું આવ્યો, મેં જેવું પદ્માસન ક્રમના આરંભમાં વાળ્યું હતું, તેવાજ આસનથી મારૂં શરીર બેઠેલું હતું. મારૂં શરીર જોતાં મને ધીરજ આવી, અને તેમાં પ્રવેશવાના સંકલ્પની સાથે જાણે મને કોઇ અદૃશ્યસત્તા તેમાં પેસવા ધકેલતી હોય, તેમ મને વેગ મળતાંની સાથે મને મારૂં સ્થૂળ શરીર ભિન્ન જણાતું બંધ થયું, અને હું સ્થૂળ શરીરની સાથે એકાધ્યાસ પામી નેત્ર ઉઘાડી જોવા લાગ્યો: તો જેમ સ્વપ્નામાંથી જાગેલ મનુષ્ય પોતાની આસપાસની જાગ્રત્સૃષ્ટિ જેવી હોય તેવી દેખે, તેજ પ્રમાણે હું મારા યોગક્રમમાંથી ઉત્થાન પામ્યો. આશ્ચર્ય અને સંભ્રમની અસર સૂક્ષ્મ શરીરપર થયેલી હતી, તેજ અસર મને મારા સ્થૂળ શરીરમાં પણ અનુભવાતી હતી. છાતી ધડકતી હતી અને ચકિત અવસ્થાથી નેત્રનું મટમટવું ઘણા ક્ષણો લગી સ્તબ્ધ થઇ જતું હતું. પછી સ્વસ્થતા પામીને મે મારા ગુરૂશ્રીનુ ધ્યાન કરીને તેઓને નમસ્કાર કરીને તથા શ્રીસિદ્ધિવિનાયકનુ સ્મરણ કરીને મારા યોગક્રમને વિસર્જન કર્યો; અને પછી મારા ઘરના બીજા ભાગમાં ગયો. ત્યાં પણ મારાં માતુશ્રીએ મારા ચહેરા ઉપરથી કહ્યું કે, ભાઇ! આજે તું કેમ કાંઇ ગભરાયલા અને હરખાયલા જેવો જણાય છે ? મેં મૌન ગ્રહી રાખ્યું, અને બીજાં કામમા જોડાયો. ( અપૂર્ણ ) સંઘવી.

# દ્વિજવર્ગને અમૂલ્ય આભૂષણ ગ્રહણ કરવા આમંત્રણ.

## ❀✻स्वामी दयानंदे रचेलुं 'असल' सत्यार्थप्रकाशः—✻❀

પ્રથમાવૃત્તિ સન ૧૮૭૫ મા કાશીમા સ્ટારપ્રેસમા રાજા જયકૃષ્ણદાસે છપાવી પ્રસિદ્ધ કરેલુ હતું. કે જેમા સ્વર્ગવાસી દેવતા, માંસથી હવન, મૃતક પિતૃઓનુ શ્રાદ્ધ, માંસના પિંડ દેવા, ખેત-સાંઢ વગેરે નરપશુઓને મારવા તથા ગોવધ કરવો, એવી એવી વાતો લખેલી હોઇ જેને સ્વામીશ્રી દયાનંદજી પોતાના આર્યસમાજનો વૈદિકધર્મ માનતા હતા જે વાંચવાથી આર્યસમાજની ધાર્મિક દશાનો પત્તો લાગી જાય છે અસલ સત્યાર્થપ્રકાશની નકલેનકલ True copy કાનો માત્રા અક્ષર શબ્દ લીટી અને પૃષ્ઠ સઘળુ બરાબર મૂળ પ્રત પ્રમાણેજ છાપેલુ હોવાથી અસલ સત્યાર્થપ્રકાશ આબેહુબ જોઇ લ્યો! છપાવનારે કિંચિત પણ સુધારોવધારો કે વધઘટ કરેલ નથી તેનુ મુલ્ય પણ અસલ પ્રમાણેજ રૂ ૩) ત્રણ રૂપૈયા છે પરંતુ **ધર્મપ્રકાશ** અને **મહાજ્યોતિ** ના ગ્રાહકોને તો તે **ઉપહાર** મળે છે એટલે કે લાગત ખરચનો રૂ. ૧) એક તથા વી પી પોસ્ટેજના ચાર આના મળી **રૂપૈયા સવાનુ વી. પી.** મોકલવામા આવે છે તૈયાર છે! તાકીદે મગાવો!! આવો અવસર ફરીને નહી મળે ભાઇ!!! જુજ નકલો છે, માટે વહેલા તે પહેલા! વિચાર કરવા રહેશો, તો રહી જશો!!

આર્યસમાજે પોતાના સ્વામીજી દયાનંદના ગત થયા પછી ઘણું તેમ કાપકુપ અને મનગમતા સુધારાવધારા ફેરફાર અને વધઘટ કરીને 'નવું સત્યાર્થપ્રકાશ' તૈયાર કરી લીધુ છે, અને તેને સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી વિરચિત તરીકે ચલાવે છે આવા કપટ પાખંડ પ્રપંચ કરતા રહી 'સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ' કરવાની ડાહી ડાહી જૂઠી વાતો કરી લોકવંચના કરે છે માટે સાચ ને જૂઠ તથા અસલ ને નકલના ભેદ ઓળખવા સારુ સુગમ પડે માટે લોકહિતાર્થે અસલ સત્યાર્થપ્રકાશ પ્રકટ કર્યું છે, તેનો અવશ્ય લાભ લેવા ચુકવુ નહિ વળી સનાતનધર્મના ગૂઢ રહસ્ય અને તત્વો તથા આર્યસમાજની પોલ, સત્યાર્થપ્રકાશની વાહિયાત વાતોનુ પોગળ વગેરે જાણવા ઇચ્છા હો, તો "ધર્મપ્રકાશ" માસિકપત્રના પણ જરૂર ગ્રાહક થાઓ! જાડા સફેદ ચીકણા કાગળ, સફાઇદાર છપાઇ, સુંદર ટાઇપની છાપ મોટા ૮૦ પૃષ્ઠ, છતા વાર્ષિક મૂલ્ય લગભગ ૧૦૦૦ પૃષ્ઠના પોસ્ટેજ સાથે રૂ ૩) ત્રણ રૂપૈયા લેવાય છે કાગળના વધીને ત્રણ ગણા ભાવ થઇ ગયા છે, તેથી પરાણે ખરચ પુરો થાય તેમ છે, તો પણ અમરોધા (કાનપુર)ના પંડિતશ્રી કાલુરામજીશાસ્ત્રી સનાતનધર્મના બચાવ માટે સાહસ ખેડી પ્રકટ કરે છે તો ગ્રાહક થઇ જરૂર લાભ લો ને ઉત્તેજન આપો!

એજન્ટ:—"મહાજ્યોતિ:કાર્યાલય" ટંકશાલ સામે ખજુરીની પોળ-અમદાવાદ.




प्रकाश ३.] अहमदाबाद, वैशाख कृष्ण १४ संवत १९७२ शाके १८३८. [किरण ७.

## विरहीवृत्तिनो पति साथे मेलाप.

પદ ૧. ગરબી.-(ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મોરી ચુંદડી:-એ રાગ.)

મારા કામણગારા શ્યામ, શીદ મુખ સંતાડો ?
એમી સંતાકુકડી આમ, નાથ ! ન રંજાડો. (ધ્રુવ.)
આપ વિના હું અબલા કેરો, કોઇ ન પૂરણ કામરે;
આપ વિયોગી આ વનિતાનો, ક્યાંયે નથિ વિશ્રામ. શીદ મુખ સંતાડો ?—૧
નાદ સ્વાદમાં હું નવ રાચું, સ્પર્શે હર્ષ ન થાયરે;
જ્યોતિ મોતીથી નવ મોહું, રસવશ રૂચિ ન કસાય. શીદ મુખ સંતાડો ?—૨
ગંધે અંધ નથી હું સ્વામિન, વિષય સકળ વિષ જેવારે;
તમ દર્શન વિણ દિલડું ન રાચે, મોહ તણા જોઈ મેવા. શીદ મુખ સંતાડો ?—૩
અજવસ્ત્ર અલબેલા પ્રેરે, તેમાં પ્રભુ શો પાડરે ?
એકર રમાડી લિયો ઉત્સંગે, તોજ પુરાયે લાડ. શીદ મુખ સંતાડો ?—૪
ઓઠે રહી આપો છો વિધવિધ, આપ મને ઉપહારરે;
તે જોઈ પૂર્ણ પ્રતીતિ મુજને, સમર્થ છો ભરથાર. શીદ મુખ સંતાડો ?—૫
ગુપ્ત રહીને ગુણિયલ મુજને, પ્રણયવચન સંભળાવોરે;
તે સુણી કયમ કોગટ હું ફુલું, પ્રભુ ! પ્રત્યક્ષજ થાઓ. શીદ મુખ સંતાડો ?—૬
માયાનો અંધારો પડદો, આપે નાખ્યો આડોરે;
અભેદ કોટ હું કો વિધ ભેદું ?—યુક્તિ મને દેખાડો. શીદ મુખ સંતાડો ?—૭
આપ મુને દેખો મોહનવર, તમને હું નવ દેખુંરે;

પ્રિયા પ્રિતમના એ નાતાનું, શેમાં ગણવું લેખું ? શીદ મુખ સંતારો ?—૮
ઠીક ! હઠીલા હરજી ! શું મુજ આગળ કદિ નહિ આવોરે ?
લગ્ન તણા હક પૂરા કરવા, કયાં જઈ માંડું દાવો ? શીદ મુખ સંતારો ?—૯
નરપતિ હરપતિના પણ પતિ છે, સદ્‌ગુરુ નરહરિરાયરે;
તેમની આગલ દાખલ દાવો, કીધો લેવા ન્યાય. શીદ મુખ સંતારો ?—૧૦
માયા કેરા અભેદ્ય કોટે, મનરૂપ છિદ્ર ત્રિણેરૂરે;
તે દેખાડ્યું સદ્‌ગુરુરાયે, ત્યાંથી નજર હું પ્રેરૂં. શીદ મુખ સંતારો ?—૧૧
દ્વાર ખુલ્લું એ પતિયે રાખ્યું, મુજ નિકટે, નથિ દૂરરે;
તો પણ ગુરુગમ વિણ ગભરાતી, નવ લહિ નાથ હજૂર. શીદ મુખ સંતારો ?—૧૨
ગુરૂગમથી અનછિદ્રે જોતાં, માયાનો પટ ભેદીરે;
દૃષ્ટિ જતાં મનમોહન નિરખ્યા, આપોઆપ અભેદી. ધન્ય ઘડી દહાડો !—૧૩
માયાનો જે વજ્ર કોટ તે, પરપોટા સમ ફૂટયોરે;
એકમેક હું હરિવર શું થઇ, પ્રેમ ખજાનો લૂટયો. ધન્ય ઘડી દહાડો !—૧૪
જેહ પ્રેમના પૂર વિષે, અગજગ સઉ વસ્તુ વિલાઇરે;
સંઘવિ ! એ સ્થિતિ વેદ ન વર્ણે, તો હું શકીશ શું ગાઇ ? આંક વલ્યો આડો !–૧૫

સંઘવી.

---

# श्रीश्रेयःसर्वस्व अथवा श्रीमन्नृसिंहाचार्य चरितामृत.

**(૧૧)અનુસંધાનઃ—ચાલતા વર્ષના ગયા (ચૈત્ર) માસના પૃષ્ઠ ૧૮૯ થી.**

આ પ્રમાણે સંભાષણ થઇ પતિપત્નીના અંતઃકરણનો એક બીજાને અધિક સાક્ષાત્કાર થયો, બંને સંતુષ્ટ થયાં. પછી તરતજ શ્રી દુર્લભરામજી પોતાના બીજા કર્ત્તવ્યમાં જોડાયા, અને દુર્લભગૌરી સર્વને માટે થતી રસોઇની તાકીદ કરાવવાના કામમાં રોકાયાં. કેમકે, સાંજે પાંચ વાગ્યે તો સઉ જમવાને આવવાનાં હતાં; તે પહેલાં તો રસોઇ તૈયાર થઇજ જવી જોઇએ. તેજ પ્રમાણે દુર્લભગૌરીએ સઘળી રસોઇ વગેરે તૈયાર કરાવ્યું; અને છ વાગ્યા પહેલાં તો સર્વે જમનારાઓની પંગત આનંદપૂર્વક જમવાને બેઠી. સર્વેને જમણથી સંતોષ અને આનંદ થયો. અને આટલાં બધાં સંભાવિત સગાંવહાલાંનો જથો, તથા શ્રી· દુર્લભરામજીનો વભો વગેરે જોઇને નારદીપરથી આવેલા કન્યાપક્ષને તેમાં કન્યાના માતા· પિતાને ઘણીજ નિરાંત અને સંતોષ થયો.

આ માંગલિક પ્રસંગે કન્યાનાં માતાપિતા વગેરેને દેવબહેને તહીં આવેલાં શ્રીદુર્લભ-રામજીનાં સગાંવહાલાં વગેરેનું પરસ્પર ઓળખાણ કરાવ્યું. કન્યાની સાથે તેમના પિતા શ્રી છત્રજીતરામજી આવ્યા હતા, તેમના પિતાનું નામ શ્રી નિર્ભયરામજી હતું; તેઓ પોતાના ગામમાં સારા પ્રતિષ્ઠિત પુરૂષ ગણાતા. તેમને જે જમીન હતી, તેમાં કેટલીક જમીન પોતે સ્વતંત્ર ખેડાવતા અને કેટલીક જમીન અરધ ભાગે ખેડાવતા. જે અનાજ આવતું તેમાંથી પોતાના કુટુંબનો નિર્વાહ થતો, અને તે ઉપરાંત વધતું તે અનાજ વેચવાથી જે રકમ આવતી તેની ખેડુત વગેરેમાં ધીરધાર કરવાથી જે ધન સંચય થતો તેમાંથી કુટુંબમાં·

આવતા સારા માઠા પ્રસંગે વ્યય કરવામાં આવતો. શ્રી દુર્લભરામજીનાં પત્નીનુ નામ સ્યાં-બાઇ હતું, અને સ્વભાવે પણ તે બાઇ સાક્ષાત્ દયાની મૂર્તિ હતાં તે ઘણાંજ પ્રેમાળ અને નિર્મલ અંતઃકરણનાં હતાં. આ માતાપિતાનાં પુત્રી શ્રીમહાકોરબાઇ તે અમારા તારણ તરણ આચાર્ય શ્રીમન્નૃસિંહાચાર્યજીના લીલાતનુનાં માતુશ્રીપદને માટે નિર્માણ થયાં હતાં. તેમનેજ શ્રીમહાલક્ષ્મી એવું અપર નામ આપીને દેવબહેને ભાભી એવું સંબોધન આપ્યું હતું. આ શ્રીમહાલક્ષ્મી ઉપરાંત શ્રી દુર્લભરામજીને બે પુત્ર હતા. તેમાં છગનલાલજી જ્યેષ્ઠ અને મગનલાલજી કનિષ્ઠ હતા.

કન્યાના માતાપિતાને પ્રથમ દેવબહેને શ્રી દુર્લભરામજીના પિતરાઇ વર્ગનું ઓળખાણ તો કરાવ્યુંજ હતું. પછી તેમણે સુરતથી તેડાવેલાં સગાંનુ ઓળખાણ કરાવ્યું, અને માંડવીથી તેડાવેલાં પોતાનાં મોશાળ પક્ષના સગાંઓનું પણ ઓળખાણ કરાવ્યું. ત્યાર બાદ શ્રીદયામાને દેવબહેને પોતાનાં મોટાં ભાભી શ્રી દુર્લભગૌરીનું ઓળખાણ કરાવ્યું, તે વખતે વિવેકી સતી દુર્લભગૌરી શ્રીદયામાને ઘણા પૂજ્યભાવથી માતનિવિશેષ ગણી પગે લાગ્યાં. દયામાને પણ તેમના ઉપર પોતાની પેટની દીકરી સમાન ઉમળકો આવ્યો અને વત્સલતાથી તેમનાં નેત્રમાં પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. દયામાએ તેમને આશીર્વાદ આપ્યો કે:-બહેન, પરમેશ્વર તમારૂં સદા ભલુ કરો અને તમને સદા પ્રભુ સદ્બુદ્ધિ આપો, અને તમારા કુળની કીર્તિ વધારો બહેન અમને તો હવે નિરાંત વળી. જુઓ, અહીં આવતાં વીસ બાવીસ દિવસનો રસ્તો એટલે અમને તો લંકા જેટલું આ છેટે લાગે છે. વળી અમને ગામડાગામમાં રાખી ત્યાં લગ્ન કરાવ્યું, તે વખતે કોઇ નાતનુ કે સગું મનુષ્ય સરખું દેખવામાં આવ્યું નહિ, તેથી અમારા મનમા તો એટલો બધો ભય લાગ્યો અને વસવસો ઉપજ્યો કે આ બાઇએ (દેવબેહેને) ઠગી કરીને અમને અહીં ફસાવ્યાં. પણ અમારી સાથે જે ઉમીઆસંકરગોર હતા, તે અમારા ગામમાંજ પરણેલા હતા, અને તેમનું સાસરૂં અમારા પાડોશમાંજ હતું, તે અમને ધીરજ આપતા, તેથી અમે વિશ્વાસ રાખતા પણ આજે અમને ટાઢક વળી કે તમો સહુ ઉચ્ચ કુલનાં આબરૂદાર અને સો સગાંના સગાં છો. શ્રી સિસંનગરમાં પણ તમો સહુ ઘરબાર, પ્રતિષ્ઠા અને બહોળું કુટુંબ ધરાવો છો. ભાઇસાહેબ! અમે તો પાસે હોવા છતા અમદાવાદ શહેર પણ દેખ્યુ નહોતું; તો આટલે બધે છેટે તો આવીએજ કયાંથી? પણ આ તમારાં દેવબહેન તો મોટા મરદથી પણ ભારે છાતીવાળાં! માર્ગમાં મોટી મોટી નદીઓ ને ખાડીઓ, કોતરડા અને ડુંગરા દેખીદેખીને અમને તો બહુજ ભય લાગતો અને કંટાળો પણ આવતો અને રાતદિવસ એજ ઝંખના કર્યા કરતાં કે ગામ ક્યારે આવે. વળી મનમાં એમ પણ થતું કે આ ગરીબ ગાય જેવી દીકરી છે, એને દુઃખ પડશે તો તેના સમાચાર પણ અમને કોણ કહેવા આવશે. દીકરી રોજ નિસાસા નાખશે કે માબાપે મને દેશવટો દીધો અને દુઃખમાં નાખી. બહેન! દીકરીનો નિસાસો તો એવો હોય છે કે જો મા બાપ પૈસાને લોભે દીકરીને નઠારે ઠેકાણે નાખે, તો એ નિસાસાથી તે માબાપના કુળનું મૂળ પણ રહેવા પામે નહિ. અમારી તરફનાં ગામડાંઓમાં આપણી નાતના જેઓ ભરતીઆ કહેવાય છે, તેઓને પોતાના છોકરાને અર્થે કન્યા લાવતાં મોટી રકમો કન્યાનાં માબાપને ખાવા આપવી પડે છે; તેમનામાં પણ જેઓ સારા પૈસાદાર અને પવિત્ર બુદ્ધિવાળા હોય છે તેઓ તો કુલવાન કરતા પણ બેવડી ત્રેવડી રીતેયો આપીને દીકરીને સારે ઠેકાણે આપીને તેનો આશીર્વાદ લે છે. પણ જેઓ લોભીઆ હોય છે તે તો વધારે રૂપીઆ

મળે તો ગમે ત્યાં બિચારી રાંક દીકરીને દે છે. કોઇ કચ્છ, કોઇ કાઠિયાવાડ, કોઇ આગ્રા કોઇ કાશી અથવા એથી પણ વેગળે દીકરીને નાખે છે, તે દીકરી ફરીને માબાપનું મ્હો પણ જોવા પામતી નથી, અને ગમે તેવા સાસરિયામાં દુઃખી થઇ કષ્ટે દિવસ કાઢે છે. તે દીકરીના સુખદુઃખનો સંદેશો પણ તેનાં માબાપને મળવો દોહલો થઇ પડે છે, અને માબાપના સારા માઠાના સમાચાર પણ દીકરીને વેલાસર મળવા મુશ્કેલ હોય છે. મારા મનમા તો અમારી પણ એજ દશા થઇ-એમ ભાસતું હતું- પણ હવે મને ધીરજ આવી કે વિસનગરમાં પણ તમારૂં મોટું કુટુંબ છે, તેથી વરસે બે વરસે પણ સારા માઠાપ્રસંગે ત્યા જવુંઆવવું થાય, તો વિસનગરનો રસ્તો તો અમારા ગામને ગોંદરે થઇને જાય છે, તેથી અમે દીકરીનું મ્હો દેખીએ. વળી તમે વિસનગર હો ત્યારે પણ અમ્દાવાદથી તેમજ અમારે ગામથી ગાડાં જતાંઆવતાં હોયજ છે, એટલે અમારે વિસનગર આવીને અમારી દીકરીનું મોઢું જોવું હોય તો જોવાય. વળી મારૂ પિયર પણ વિસનગર છે, તેથી કોઇ પ્રસંગે તો ઘણા દિવસ લગી અમારો માદીકરીનો મેળો પણ રહે. તમારાં સગાવહાલાંનું હેત જોઇને મને મારગનું દુઃખ તેમજ છેટાની ચિન્તા આજે વિસારે પડી છે. વળી બ્હેન ! કેટલીક વગર સમજની બાયડીઓ નવીનાં માબાપને દુશ્મન જેવાં દેખે છે; પણ બ્હેન ! ઈશ્વરે જે ભેગાં (જોડાં) નિર્માણ કરી રાખેલાં હોય છે, તે જ યોગ આવે ભેગાં થાય છે તમારૂં ભુંડું ચાહીને અમે દીકરી આપી નથી, આ બાબતનો પરમેશ્વર સાક્ષી છે. બ્હેન ! મારી દીકરી ગરીબ ગાય જેવી છે, મરતાને પણ એ મેર કહે તેવી નથી. અને તમારૂં કહ્યુ કામ સહુ કરે તેવી છે. અમે ગામડાનાં તે તમારા જેવુ બોલતાં ન આવડે અને વખતે કોઇ કામમાં ગમ પણ ન પડે, એકવાર સમજાવીને કોઈ કામ એને કરી બતાવશો તો બીજીવાર એની મેળે કરશે. (સજળ નેત્રથી ગદગદ સ્વરે) તમારી પાસે હાથ જોડીને હુ માગુ છુ કે એને કોઇ મારઝુડ કરે નહિ (દેવબ્હેન સામુ જોઇને) મા કટો કે માસી કહો, જેમાં ગણું તેમાં તમને ગણી આ મારી ગાય તમને સોપી છે, તમારા ઘરની શોભા અને આબરૂ પ્રમાણે તમે એને સુખમા રાખશો તો હજાર ઘરની નાતમા વિસનગરમાં પણ તમારી વાહવાહ કહેવાશે. (દુર્લભગૌરીને બતાવીને) આ બ્હેન પણ બહુ શીળા સ્વભાવનાં અને સમજુ છે, કકાશ કજિયો તો કદીએ તમારા ઘરમા થશે નહિ, ને તમારાં બધાં સગાનું હેત જોઇને તો એનો બાપના મનને ઘણો સતોષ થયો છે, તે કહેતા હતા કે દીકરીને અહી તેના સારા ભાગ્યે જ પેચી આણી છે. ગામડામાં તો ઘેર દૂઝણુ એટલે અમારી દીકરી દુધદહીંમા જ ઉછરી છે; અને વળી એને ભાગ્યે અહી તમારે ત્યાં એ ગાયો છે, એટલે ખાધાપીધાનુ તો કોઇ વાતે અહીએ દુઃખ નથી. વિસનગરમાં કોઇ અકરમીનુ ઘર મગત તો છોડીને ટગમા દુઃખ, દેત, ને ખાવાને અડદાળાનો રોટલો અને આભરે ઘી ! મિયાગી નાતજાતમાં જમના જાય ત્યારે, પેટ ઠારે. મુઉ તેના કરતાં આ શું ખોટું ? અમારા ગામડાનાં છોકરાને તો દહાડામા ત્રણ ચાર ટાણા ખાવાની ટેવ.

આ બધી વાત સાંભળીને દેવબ્હેન બોલ્યાં કે-મેં તો પ્રથમથી તમને નારદાપુરમા કહ્યુ હતું કે અમે છિયે તો ગરીબ સ્થિતિના કાંઇ તાલેવત નથી, પણ તમારી દીકરી અન્ન-વસ્ત્રથી દુખી રહેશે નહિ; તમારે ત્યાં બાજરીનો રોટલો તો અમારે ત્યા જારનો પણ સારી રીતે મળશે; અને જાડુ પાતળું લુગડુ-એ વાતે એનુ મન અમે દુભવીશુ નહિ. એમના

નસીએ એમના ધણી કમાય અને હજારનું ધરાણું કરે તેમાં અમને ફેરફેર નથી. હમણાં અત્યારે હું મોટી મોટી વાતો કરું એ સારું નહિ, પણ તમારી દીકરી તમારે ઘેર આવીને તેને-પોતાને મોઢે તમારી આગળ જે કહે તેથી તમારૂં મન જે કહે તેજ તમારે ખરૂં માનવું.

આટલી વાતચિત્ત થઇ એટલામાં દેવબ્હેનને ઘરમાંથી ત્રણવાર તેડવાને આવ્યું, કે વસવૈયાં પતાવવાં છે તથા નાતમાં પણ પિરસણાં ઢાંકવા મોકલવાં છે તેમા કોઇને સમજણ પડતી નથી તે પાડી જાવ. એટલે દેવબ્હેન તુરત ઉઠયાં અને બોલ્યાં કે-જુઓ બ્હેન! મારા જીવ જપ છે? પણ વળી જ્યારે નવરાશ હશે ત્યારે હું તમારી પાસે આવીશ, હમણાં ચાકર ખાટલા ગોદડાં લેઇને આવશે તેને તમે કહેશો તેમ તે પથારીઓ કરી આપશે, અને જે ચીજ જોયતી હોય તે તેને કહેશો એટલે તે તમને લાવી આપશે. જરા કે કોઇ વાતે સંકોચાવ તો તમને મારા સમ છે, લ્યો સવારમાં વહેલાં ઉઠજો.

એ પ્રમાણે કહી દેવબ્હેન અને દુર્લભગોરીએ ચાલવા માંડયું. તે નણંદ ભોજાઇને દયાબાઇ પોતાના ઉતારાના બારણા લગી વળાવા ગયાં અને બારણું વાસતાં કહ્યું:-તમે પણ વહેલાં ઉઠજો, અને કાલે બપોરે બે ઘડી નવરાશ મળે ત્યારે આવજો. (અપૂર્ણ) સંઘવી.

---

# खुल्ले खजाने खोटो दस्तावेज ! जूठ अने तूतनुं झाड !!

મુબઇપ્રદેશ આર્યપ્રતિનિધિસભાના મુખપત્ર પેલા ચીભડાચળકાટના તા. ૨-૭-૧૬ ના અંક૧૩માં ૬ ઠ્ઠે પાને आर्यसमाज अने शास्त्रार्थनुं મથાળું કરી લખેલું છે કે-કોઇ પણ મતપ્રવર્તક કે આચાર્ય પ્રજા સમક્ષ અમુક સિદ્ધાંત રજુ કરવા ઇચ્છે છે, ત્યારે તેમને પોતાના સિદ્ધાન્તનું સમર્થન અને સામાના સિદ્ધાન્તનું ખંડન સપ્રમાણ કરવું પડે છે. પ્રાચીન ઋષિમુનિયો તેમજ ભગવાન શંકરાચાર્ય જેવાને પણ આ પદ્ધતિ ગ્રહણ કરવી પડી હતી.' એ કોટિમાં તેમના સ્વામીજી અને પરમમાન્ય મહર્ષિ દયાનંદ સરસ્વતીને અને તત્સ્થાપિત આર્યસમાજને પણ ગણાવી મગરર થાય છે. અત્રે સદ્વિવેકી વાચકો અને સુવિચારી સભ્ય વિદ્વાનોએ ખ્યાલ કરવો ઘટે છે કે, પરમોપકારી ઋષિમુનિયો અને ભગવાનશ્રી શંકરાચાર્યે સ્વમતમંડન અને પરમતખંડન કરતા અન્ય મતાવલંબીઓ પર ગાળોનો વરસાદ વરસાવ્યો નથી, તેમ અંગત હુમલાને નિંદા વ્યક્તિ પરત્વે કરી માનખંડના કરી નથી; પરંતુ વેદાદિ શાસ્ત્રાનુસાર પદ્ધતિસરજ સ્વમતનું સમર્થન કરેલું છે. પણ પોતાની જન્મથી કે ગુણકર્મથી સિદ્ધ થતી જાતિ ( ચૂડ-કાપડી-મિશ્રવર્ણ ) ની પરિપાટી પ્રમાણે હડકાયા કુતરાની હેઠે વાઢવાઢ કરીને પરમાત્મા સ્વરૂપ ભગવાન વેદવ્યાસ જેવાને કસાઇ કહીને, તથા દુનિયાપરના તમામ મુખ્ય ધર્મોને નિંદી નઠારાં વચનોથી ઉતારી પાડવાના નીચ પ્રયત્નો કરીને, દયાનંદે પોતાની હલકી જાત પ્રમાણે નીચ ધંધો માંડી પોતાનાજ પગમા કુહાડો માર્યો છે, વેદભાષ્યકાર ભગવાન દયાનંદ થવાની લઘુતામાં વેદોના વાસ્તવિક અર્થ કરવાને બદલે, ફાવ્યા તેવા અનર્થો કરી વ્યભિચારવર્ધક નિયોગ અને વર્ણસંકરતા પ્રસારક ભ્રષ્ટાચાર વધારવાની દયાનંદે જેવી પ્રપંચ જાળો પાથરી છે, વેદને નામે પ્રતારણા કરી છે.— તેમ નથી કર્યું. કયાં તે જગદુદ્ધારક પરમપવિત્ર ઋષિમુનિયો અને કયા વાસનાઓ અને લાલસાઓ-

થી ભરેલા દયાનંદનો મિથ્યા આડંબર ? સૂરજ આગળ આગીયાનો અને સમુદ્ર આગળ ખાબો-ચીયાનો કંઇ હિસાબજ નથી, તેમ દયાનંદ તે વળી પરમજ્ઞાની ઋષિમુનિયો આગળ શી વિસાતમાં ? કીસ ગણતરીમાં ? ' જે સત્યાર્થપ્રકાશને સમાજીઓ પંચમ વેદ જેવો માને છે, અને દયાનંદ જીવતા સ્ટાર પ્રેસ બનારસમાં છપાયેલી પ્રથમાવૃત્તિમાં દયાનંદના મુવા પછી તેની દરેક આવૃત્તિમાં હેરફેર વધઘટ કરી સ્વામીજીના સિદ્ધાંતોનું સત્યાનાશ કાઢી ધમકારાબંધ સત્યાર્થપ્રકાશની ૧૧ આવૃત્તિઓ વૈદિક યંત્રાલયમાં છપાવી બહાર પાડી છે. તેમાં યોનિ-સંકોચનો વિધિ પણ લખેલો છે. સ્ત્રીઓને યૌવન જાળવવાનો મોહ લગાડી વાત્સલ્યતાને બગાડી માતાએ ધાવણા બાળકને છઠ્ઠે દિવસે અલગ કરી ધાવને સોંપવાનુ લખેલુ છે, પણ ગરીબ ધાવોના યૌવનનો સત્યાનાશ કાઢવાનો નીચ વિચાર પણ શા માટે કર્યો ? ' આવા નાનમોળુ બગડને તે પરમપૂજ્ય ઋષિમુનિયોની હારમાં બેસાડાયાજ કેમ ? પણ બેશરમા નીચ નફટ નિર્લજ સમાજીઓને તો જેમા તેમાં હમ ભી ડીચ કરીને ઘુસવું અને આગળ પડવુંજ ગમે છે. પણ મોરનાં પીંછાં ખોસી મોરમાં ખપવા જનારા કાગડાની દુર્દશા અને હાડમારી થઇ હતી, તે વાત પણ લક્ષમા લેવી ઘટે છે; મારા ધારવા પ્રમાણે તો આખરે એજ અવગતિ થવી છે.

"અન્ય મતાવલંબી વિદ્વાનો તેની સામે શાસ્ત્રાર્થમા સામે મોંએ ઉભા રહી શકતા નથી ..." આ લખવું તદન ખોટુ હડહડતુ જૂઠાણું હોય એ આપ બડાઇના ફડાકાજ માત્ર છે. શાસ્ત્રાર્થમા દયાનંદીયો મિથ્યા કોલાહલ કરવા સિવાય સમજે છે જ શું ? પ્રમાણ ગ્રંથો વેદાદિ શાસ્ત્રોને તો શુ પણ ખુદ વેદને પણ માનતા નથી. દીલ્હીશાસ્ત્રાર્થમાં વેદનાં પ્રમાણો સાંભળી સમાજીઓએ કહી દીધુ હતું કે—અમે વેદના મંત્ર સાંભળવા નથી આવ્યા!. વેદનેજ આમ ચપટીમાં ઉડાવે છે, તો પછી સ્વામી દયાનંદના લેખને ઉડાવતાં તો વારજ શી ? વિદ્વાન વેદપાઠી બ્રાહ્મણ પંડિતોને અભાવે સમાજ શાસ્ત્રાર્થમાં જે ઓડાં ઉભાં કરે છે, તે વગર સમજ્યે ગમે તેવા વાક્પ્રહાર અને પ્રલાપો કરે છે, અને આર્યસમાજી ટોળા 'સમાજની ફતેહ થઇ વિજય ડંકો વાગ્યો' એવા પોકારો કરી તાળીઓ બજાવી ગાલ ફુલાવી પબ્લીકને છેતરે છે, છાપાંમાં સચ્ચાઇને સંતાડી લુચ્ચાઇને આગળ ધરી રંગીલા રસીલા અહેવાલો મનગમતા છપાવી જાહેર પ્રજાની આંખમાં ધુળ નાંખે છે. આટલું છતાં-પિ પેલા બ્રાહ્મણીના છોકરાની પેઠે 'મા હુંતો કાશીની સભા જીતી આવ્યો' એવું બેધડક છાતી કુટીને કહે છે. હરદાર ઋષિકુલવાળા પંડિતવર્ય શ્રીગિરિધરશર્માએ વૈદિક વર્ણવ્યવસ્થાના શાસ્ત્રાર્થમાં, આર્યસમાજી ગુરૂકુલવાળા લાલા ઇંદ્રખન્નીને મ્હાત કરી સમાજી વિજય વાવટાનાં ચિંથરા કરી નાંખ્યા છે, તે હવે જગજાહેર થઇ ગયેલુ હોવાથી મિથ્યા બડાશો કોઇ પણ નહિ માને. "આથી હીંદુસમાજના વિદ્વાનો આર્યસમાજ તરફ વધુ સહાનુભૂતિ ધરાવવા લાગ્યા તથા હિંદુસમાજ અને આર્યસમાજનો સબંધ ધીરેધીરે મિત્રાચારી ભર્યો થવા લાગ્યો; પરસ્પરની ગેરસમજો દુર થઈ સમાજની લોકોપયોગી સેવાઓ તથા નિસ્વાર્થ સંચાનો હિંદુસમાજના વિદ્વાન મંડળોએ સ્વીકાર કરવા માંડયો." તેનું આ લખવું પણ નગ-તાર જૂઠું છે. સત્યવાદીના બેટા હોય તો બતાવી આપે કે હિન્દુસમાજના કિયા માન્ય વિદ્વાનો અને તેમના મંડળો આર્યસમાજની બાથમાં હાથ ઘાલી ચાલે છે ને મહાલે છે? તે સિવાય ખાલી તડાકા મારવાથી હવે જનસમાજ ઠગાય તેમ નથી. બાકી હિંદુસમાજનો એઠવાડો વાળા વઠયા અને વટલેલાઓ આર્યસમાજ તરફ સહાનુભૂતિ બતાવતા હોય,

તો તે તેમની વિષયવાસના અને ભોગલાલસાની પરિતૃપ્તિની સર્વ પ્રકારની સવડોતાં તેમને મળતી હોવાને લીધેજ જાણવું. જ્યાં છને ધણીએ અગીઆર માંટી કરવાની છીનાળીઓને છુટ હોય તે વાડામાં કામી શડ પુરુષો પેસે અને યથેચ્છ વિહરે વિચરે તેમાં નવાઇ શી? આ મસ મોટી વાતપર શું રૂપાળું મોં લઇને ફુલીને ફાળકો થઇ નફ્ટ બની ગાજતા હશે?।

"પણ હિંદુસમાજમાંનો એક નાનો વર્ગ એવો છે કે જેમની આજીવિકા માત્ર આર્યસમાજનો વિરોધ કરવા ઉપર, અને હિંદુસમાજના અજ્ઞાન ઉપર નિર્ભર છે." આના જવાબમાં જાણવું જે, આખું જગત જાણે છે કે દુનિયાના સર્વ મહજબો અને ભારતના બધા ધર્મપંથો અને સંપ્રદાયોનો જબરો વિરોધ અને પેટ ભરીને નિંદા કરવામાં દયાનદે અને તેના ચેલાઓએ તો હદ કરી છે। હુમલા અને આક્ષેપ કરનારાએ સામાપક્ષના ધમારા અને મારાથી ડરવું ન જોઇયે, પણ દગલબાજ દયાનંદીયો તો નિસ્વાર્થે સ્વમત રક્ષા અને સ્વધર્મસેવા માટે નિડર થઇ ઘુમનારા અમારા સત્યાનુરાગી સનાતનધર્મપ્રેમી મ્હાશયોને પણ પેટભરા પાખંડી કહેવા લાગ્યા છે. આ તે કેવી પાગલતા અને બિરૂતા? એ તો હૈયે હોય તે હોઠે આવે, અને આપ જેવા અન્યને ધારે. આર્યસમાજમાં બધુ ભાડુતી અને પગાર દારથીજ કામ લેવાય છે? તેમના ઉપદેશકો પગારી, પંડિતો, અને અધ્યાપકો પગારી બેગારી લેખકો સંપાદકો પ્રકાશકો પણ પૈસાના સગા; મિલે દામ તો કરે છે કામ! અને નાહક કરે છે હિંદુસમાજને બદનામ. ગુરુકુલ ફંડ, વેદપ્રચાર ફંડ, પ્રેસ ફંડ એવા એવા ઢોંગધતિંગ અને ફંદફિતુરો કરી ભોળાભલા લોકોનુ ધન હરણ કરે છે; અને તે ધનપર ધીંગાણાં કરી આર્યસમાજના અમુક વર્ગની આજીવિકા હિંદુધર્મ, શાસ્ત્રપુરાણ, દેવીદેવતા અને પિતૃઓ વગેરેની નિંદા કરવા ઉપરજ ચલાવાય છે. તે હવે, ક્યાં ઢાંક્યું રહ્યું છે, કે નકામો ઢાંકપિછોડો કરીને ખુણે પેસી છદ્મસ્થ રહી, હિંદુસમાજ પર નામોશી લગાડવા પથરા ફેંકવા માંડયા છે! ખાય તેનું ખોદે એવા કૃતઘ્ન અને ખળને કરવુ યે શું? પ્રિયતમ હિંદુભાઇઓ! સાવધાન!! તમારા શત્રમિત્ર આર્યસમાજીઓથી સાવધાન!!! ધર્મદ્રોહી વેદવિરોધી વેદનિંદક નાસ્તિકોથી સવેળા સાવધ થાઓ અને તમારી અથાઇ ઉદારતા અને ભોળપણનો લાભ તેમને ન આપો, તમારા ધનપર દુર્બુદ્ધિ દયાનદીયોને તાગડધિન્ના ન કરવા દો, આજીવિકાને માટે તેમને હરાયા ઢોરની પેઠે આથડવા દો; એક પાઇ પણ કાઢીને તેમને આપવી તે નરકમાં નાંખવા બરાબર જાણવું. સત્યનું ગ્રહણ કરવાની શેખી મારનારા દયાનંદીયો! બતાવી આપો કે હિંદુસમાજમાં એક વર્ગ તો શું પણ એવી એક વ્યક્તિ પણ છે, કે જેની આજીવિકા સમાજના ધન ઉપર આર્યસમાજનો વિરોધ કરવા ઉપરજ નિર્ભર હોય? 'હિંદુસમાજના અજ્ઞાન પર નિર્ભર છે,' આ લખવામાં તેમને ચુંક આવે છે પેટમાં' અને કુટે છે માથું। એના જેવું કર્યું છે. આજકાલ મહારાજ્યો સર્વભૌમ થઇ દુર્બલ રાજ્યોને દબાવી પાડવાની મહત્વાકાંક્ષા રાખી ધમપછાડા કરી રહ્યાં છે, તેવી આર્યસમાજને પણ હિંદુધર્મપર તરાપ મારી ધર્મસામ્રાજ્ય પ્રાપ્ત કરવાની ઘેલછા લાગી છે! અને મને તો તેની આ દયામણી દશા પર સોચ થાય છે, કે રખેને આવા લવારા લખારા અને ધમપછાડા કરતાં કરતાં બાપડી આર્યસમાજનો અંત આવી જાય। ખરૂં પૂછો તો હિંદુસમાજના અજ્ઞાનપર દયાનંદીયોનું ગાડું ચાલે છે, પણ હવે સત્વર તે અજ્ઞાનતા દૂર થઈ જશે, એટલે આર્યસમાજી મેરકુટતા મોં વકાસી આભા બની વેવલાં વીણશે! કરમસદમાં શાસ્ત્રાર્થ કર્યાનો બનાવ

તો તાજેજ છે, જેનુ સવિસ્તર વર્ણન **પત્રવ્યવહાર** અને જુજ **કૌરવોનો દરબાર** તથા **ઉજળા રાક્ષસો** નામની બુકમા કરેલુ છે, તે પબ્લીકને સુવિદિત છે તેવોજ બીજો વિજયવાવટો ચીભડા ચળકાટે ઉડાડયો છે, જેમા નાથાલાલ ગવરીશંકર પુરોહિતનું નામ સમાજના વાડામા (તેમની નામરજી છતા) ઉમેરી પોતાનો પોકળ વિજય બતાવ્યો છે ઉક્ત ગૃહસ્થ હાલ અત્રે (આફ્રિકા-નૈરોબીમા) વિદ્યમાન છે તેમને મળી પૂછતા ઉપરી હકીકતનુ પોગળ જણાયુ છે ગયા મેલમા મારા સદ્ગુરુ પરમાત્મા તરફથી મને મળેલા પત્રમા ઋષિકુલના પંડિતોએ ગુરુકુલ કાગડીમા જઇ વર્ણવ્યવસ્થા પર શાસ્ત્રાર્થ કરી સનાતનધર્મનો વિજયડંકો કર્યાના ખુશખબર વાંચી મને અત્યાનન્દ થયો છે પણ અનાડી ચીભડા ચળકાટ તો ખોટા ફાંફા રાખી સમાજની ફલેહના બણગા ફુંકવામા કચાશ નહિ રાખે ! વળી કરમ સદમા નવા સમાજીઓ કેવા હ્રદયવાળા અને અટલ છે? તેમના કૃત્યોનો ચિતાર કૃષ્ણકૃપા તો **કૌરવોનો દરબાર** ભાગ બીજામા યથામતિ આપવામા આવશે હાલ તો એજ **સત્ય મેવ જયતે નાનૃતમ્** એ સૂત્ર પ્રમાણે સર્વદા સર્વથા અને સર્વત્ર થવાનુ ને થશેજ

નૈરોબી-બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા, તા ૧-૮-૧૬ **ઉમેદભાઇ નારાયણભાઇ પટેલ.**

# मनोरंजक शास्त्रार्थ.

## गुरुकुल-वेदिपर सनातनधर्मनो डंको.

**(૨) અનુસંધાન — ચાલતા વર્ષના ગયા (ચૈત્ર) માસના પૃષ્ઠ ૧૮૦ થી**

अहमेवेदम् ઇત્યાદિ મંત્રોના વિશેષ અર્થ તો સનાતનધર્મની દૃષ્ટિએ કંઇ* બીજા થાય છે, પણ અહી હું તમારોજ અર્થ માની લઉં છુ-વેદવાણી કહે છે કે હું જેને ચાહું તેને ઉગ્ર બનાવી દેઉં છુ, હુંજ બ્રાહ્મણને બ્રાહ્મણ કરૂં છુ-ઇત્યાદિ તો આમા અમને શી હરકત છે? શું અમે વેદાધ્યયનને બ્રાહ્મણત્વનુ પ્રયોજક નથી માનતા? મુખ્ય બ્રાહ્મણત્વ તો વેદાધ્યયન અને તદુક્ત કર્માનુષ્ઠાનથી જ હોય છે અમારો તો એ સિદ્ધાન્ત જ છે કે—तप श्रुत च योनिश्चेत्येतद् ब्राह्मण्य लक्षणम् અર્થાત્ તપ, શાસ્ત્ર અને જન્મ ત્રણેનો યોગ થવાથી મુખ્યત્વે કરીને બ્રાહ્મણઆદિ માન્યા છે આથી ફરી તમારો અર્થ

*માધવાદિ પુરાતન ભાષ્યાનુસાર આમ્ભણ ઋષિની વાક્નામે કન્યા બ્રહ્મભાવના આવેશથી આ બધુ કહે છે કે હું ચાહું તે કરૂં છુ, હું જ બ્રહ્મ બનાવુછુ આદિ એટલા માટે अहंमित्रावरुणोभा बिभर्मि, अहद्याव पृथिवी आविवेश, अहमेव वात इव प्रवाम्यारभमाणा भुवना नि विश्वा ઇત્યાદિ વાકય આ સૂક્તના સંગતાર્થ હોય છે, કેમકે એમા વર્ણેલા સર્વ કામ ઇશ્વરકૃતજ વેદવાણી કોઇને ઉગ્ર નથી બનાવતી નથી પવનની પેઠે ચાલતી કે નથી આકાશ પૃથ્વીને પેદા કરતી ! અને આર્યસમાજના સિદ્ધાન્તાનુસાર તો મંત્રાર્થમા ઇશ્વર પ્રવક્તૃતાજ માનવા જાય છે, તદનુસાર તો એ અર્થજ થવા જોઇયે કે-ઇશ્વર કહે છે કે હું જેને ચાહું તેને બ્રાહ્મણ બનાવી દેઉં છુ પણ એથી તો ઉલટો વિપરીત જ પક્ષ સિદ્ધ થયો, ગુણકર્માનુ રસ્તો તો જતી રહી કર્મના બળીમા કરવા ગયા ખીચડી ને થઇ ગયા ઠળીયા !—એના જેવુ જ થયુ આ વાતપર સજ્જન વાચકો જરા ધ્યાન આપે

માની લવાથી પણ અમારા સિદ્ધાન્તથી કોઇ વિરોધ ન થયો, અને कारुरहम इत्यादि બીજા મંત્રતો પ્રકૃત અર્થમાં કઇ પણ સાધક નથી, ઋષિ કહે છે કે હું વેદસૂક્તોનો પ્રચાર કરૂં છુ, પુત્ર વૈદ્ય છે અને છોકરી આટો પીસે છે, ( ઉપલ પ્રક્ષિણીનો અર્થ નિરૂક્તકારે લોટ દળનારીજ કર્યો છે પતથર ફૂટનારી નથી કર્યો ) અર્થાત્ ઘરનું કામ કરી-લે છે—તો એમાં કોની વર્ણ પલટાઇ ગઇ ? એમ તો સર્વ કોઇ માંહોમાંહી વ્હેચી લઇ જૂદાં જૂદાં કામ કરે છે, તો શુ એ ભિન્ન ભિન્ન વર્ણના થઇ ગયા ? આજે પણ જે આપણા ઘર માટે જળ આદિ લેઇ આવે છે-તે એ વખતે શુદ્ર થઇ જાય છે ? કઇ વસ્તુ જણાસભાવ ખરીદવા કે વેચવાથી શુ વૈશ્ય થઇ જાય છે ? અને કદી રાતે પથારીમાં બેચાર માંકડ મારી બેસે તો શુ તે ક્ષત્રિય બની જાય છે ? સમજ્યામા નથી આવતુ કે એ મત્ર તમે શુ સમજીને રજુ કર્યો છે ! પુરાણના પ્રમાણે સબધી ખુલાસો એ છે કે સમયાભાવથી હું કઇ કહી ન શકયો, પણ અત્યારે ફકત એટલુંજ કહી દઉં છુ કે, બ્રહ્મ-પુરાણાદિનાં વચન વેદાધ્યયન આદિ કર્માનુષ્ઠાનની પ્રશસા બતાવે છે, નવી વર્ણોની ઉત્પત્તિ નથી બોધિત કરતાં.

સ્નાત કલાલ ઇન્દ્રચન્દ્રજી વેદાલંકાર (ત્રીજીવાર)

પુરૂષસૂકતના પ્રમાણપર હજુ મને સંતોષ થયો નથી. આપ તટસ્થ લક્ષણની કિલષ્ટ કલ્પના કરો છો પણ તેમાં પ્રમાણ શું ? વ્યાકરણનુ આપ નામ માત્ર લ્યો છો, વ્યાકરણની કંઇ પણ મદદ તો આપે અર્થમાં લીધી નથી. 'जन्माद्यस्ययत' એ સત્રમા यत પદ છે જેથી તટસ્થ લક્ષણ બને છે. પરંતુ આ મંત્રમા તો यत પદ છેજ નહિ. મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા, એટલુજ કહેવાથી ' મુખ શુ છે ? ' એ પ્રશ્નનો ઉત્તર કેમ થઇ જશે ? મારા કહેલા બ્રાહ્મણ ગ્રથના વાકયપર આપે એમ તો કહી દીધુ કે, ' વ્રતથી બ્રાહ્મણ પ્રશંસાને પાત્ર થાય છે, કિન્તુ ' अविच्छिन्न ' પદ પડિતજી ખાઇ ગયા. ' ખાઇ ગયા ' કહેવા માટે મારી માગું છુ, તેપર આપે ધ્યાન ન આપ્યુ. એથી સ્પષ્ટ સિદ્ધ થઇ જાત, કે કર્મ કર-વાથીજ બ્રાહ્મણ નષ્ટ નથી થતો, અન્યથા નાશજ થઇ જાય છે; કર્મનાજ આધારપર બ્રાહ્મણાદિ વર્ણ છે. મે બ્રહ્મપુરાણનું વચન કહ્યુ હતું, એનો પંડિતજીએ કઇ ઉત્તર ન આપ્યો, માત્ર એટલુ કહ્યુ કે પ્રશંસા છે. હું પૂછુ છુ કે, શુ આ પણ પ્રશંસા છે ? મહાભારતમાં શાન્તિપર્વ અધ્યાય ૧૮૬ શ્લોક ૧૦મા લખ્યુ છે કે—

न विशेषोऽस्ति वर्णानां सर्वब्राह्ममिदं जगत् ।
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥

આમા સ્પષ્ટ કર્મથીજ વર્ણ થવાનું બતાવ્યુ છે અને શુ ગીતાનુ આ વચન પણ પ્રશસા છે ? કે ' चातुर्वण्य मयासृष्टं गुणकर्मविभागशः ' અહીં ગુણકર્મના વિભાગથી જ ચારે વર્ણ બતાવ્યાં છે આપ પ્રથા-રૂઢીને પ્રમાણ આપો છો, પણ હું કહું છુ કે ' ભવિષ્યપુરાણમા અધ્યાય ૪૧ શ્લોક ૨૨, ૨૩ જુઓ —

गणिका गर्भसंभूतो वसिष्ठश्च महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारस्तेन कारणम् ॥
नाविका गर्भसंभूतो मन्दपालो महामुनिः ।
तपसा ब्राह्मणोजातः संस्कारस्तेन कारणम् ॥

અર્થાત—ગણિકાના ગર્ભથી ઉત્પન્ન વસિષ્ઠ અને ધીમરીના ગર્ભથી ઉત્પન્ન 'મન્દ પાલ' તપથી બ્રાહ્મણ થઇ ગયા. એજ પ્રમાણે બીજા ઘણા ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર બ્રાહ્મણ થઇ ગયા. મહાભારત અને દેવીભાગવત આદિમાં અનેક એવા ઇતિહાસ છે. સ્મૃતિઓનાં વચન પણ મેં કહેલાં છે, મારા મંત્રપર આપ કહો છો કે, સનાતનધર્મમાં એનો અર્થ કંઇ બીજો છે, તે બીજો શુ છે? વારૂ જે તો તે મંત્રની ઋષિ સ્પષ્ટ માનેલી છે. વેદવાણી કહે છે કે, હું બ્રાહ્મણ બનાવું છું. '**कारुरहम्**' ઇત્યાદિ મંત્રના અર્થને આપે અવિરોધ બતાવી દીધો, પણ આપની મનુસ્મૃતિમાં તો વૈદ્યને એકપંક્તિમાં ભોજન કરાવવાનો પણ નિષેધ લખ્યો છે, તો પછી ઋષિનો પુત્ર ચિકિત્સક વૈદ્ય-કેમ થઇ ગયો?!

## પંડિતશ્રી ગિરિધરશર્માજી (ચોથીવાર.)

પુરુષસૂક્તનો પૂરો ઉત્તર થઇ ગયો છે, છતાંપિ આપ વારંવાર એજ વાતનો વ્યર્થ ઉલ્લેખ કરો છો. **યત** પદ નથી તેથી થઇ શું ગયું? '**पद्भ्यां शूद्रो अजायत**' એ તો ચોથા પાદમાં સ્પષ્ટ લખેલુજ છે. અને આગળ "**नाभ्या आसीदन्तरिक्षम्**" ઇત્યાદિ મંત્રોમાં બધી પાચમીજ વિભક્તિ છે. એ સપૂર્ણ પ્રકરણને જોતા 'મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા' એથી અતિરિક્ત બીજો શો અર્થ થઇ શકે છે? અને મારી કલ્પના કિલષ્ટ છે, તો આપ કૃપયા આપનો અર્થ કહો; કે જેમાં કિલષ્ટ કલ્પનાનો અંશ ન આવે! આશ્ચર્ય છે કે આપ કેવલ શકાઓજ ઉઠાવો છો. આપે અદ્યાવધિ આપના મન્તવ્યાનુસાર મંત્રનો કાંઇ પણ અર્થ તો કર્યો નથી. 'મુખ શુ છે' એનો અર્થ તટસ્થ લક્ષણદ્વારા થઇ ગયો, એ હુ કેટલીએવાર સમજાવી ગયો છુ 'જેમાં બ્રાહ્મણ ઉત્પન્ન થયા તે પુરૂષ (ઇશ્વર)નું મુખ છે,' એ સ્પષ્ટ ઉત્તર છે. '**अहमेवेदम्**' મત્રનો આપનો કહેલો અર્થ માનીને પણ હું જવાબ આપી ચુકયો છું, તે પર તો આપે કઇ કહ્યુ નથી. '**कारुरहम्**' મંત્રમાં, આપ શંકા કરો છો કે મનુસ્મૃતિમા તો ચિકિત્સક થવાનો નિષેધ છે, કિન્તુ એનો વર્ણવ્યવસ્થાના પ્રકૃત વિષયમાં શો સંબંધ થયો? મનુસ્મૃતિમા ચિકિત્સાનો કેમ નિષેધ છે, અને મંત્રમા વૈદ્ય થવાનું કેમ લખ્યુ છે? એ કેવલ જુદોજ વિષય છે, વર્ણવ્યવસ્થા સાથે એને કાઇજ સબંધ નથી-લાગતું વળગતું નથી.

પ્રમાણની બાબતમાં તો જે પત્રોમા વાદ ચાલ્યો હતો, તેજ અત્યારે આગળ આવ્યો. અમારી ધારણા હતી કે આર્યસમાજ વેદના પ્રચાર માટેજ છે, વેદોનેજ મુખ્ય પ્રમાણ માને છે, અને આ ગુરૂકુલ પણ વેદપ્રચારને માટેજ છે ને મુખ્યત્વે ઉદ્યોગ પણ કરે છે. અહીં મોટામોટા વૈદિક વિદ્વાનો તો જરૂર હશે, તેટલા માટેજ વેદના આધારપર અમે લોકો આજનો વિચાર કરવા ઇચ્છતા હતા. હુ બરાબર વેદનાંજ પ્રમાણો આપું છુ પણ આપ 'વેદાલંકાર' છતાપિ મને પુરાણ અને સ્મૃતિ તરફ શા માટે ધમકો છો? સર્વ વાતોનો જવાબ આપવાનો મને સમયજ કયાં છે? ગોપથ બ્રાહ્મણમાં '**नाविच्छिन्नो भवति**' પર આપે વ્યર્થ શકા કરી છે. હું પૂર્વે કહીજ ગયો છુ કે, '**વ્રત**' અર્થાત્ કર્મથી બ્રાહ્મણ પ્રશંસિત થાય છે, અને તેની ધનસંતતિ વિચ્છિન્ન થતી નથી. જે સારાં કર્મ કરશે તેનું ફલ અવિચ્છિન્ન રહેશે-એ યોગ્યજ છે. વળી હું મારા પક્ષમાં બ્રાહ્મણનાં કેટલાંએક પ્રમાણો આપી ગયો છું, તેના પર આપે કાંઇ કહ્યુ નથી. વળી સાભળો-**શતપથ** કાડ ૭ અધ્યાય ૧ બ્રા. ૧ માં તો લખ્યુ છે કે—શુદ્ર યજ્ઞશાલામાં પણ

ન જાય. આગળ ત્યાસુધી નિષેધ છે, કે યજમાન શુદ્રથી કયારે પણ સંભાષણાદિ ન કરે; આવશ્યકતા આવી પડે, તો બ્રાહ્મણદ્વારા તેને કહેવરાવે. અને શતપથ કાંડ ૪ અધ્યાય ૪ બ્રાહ્મણ ૪ માં લખ્યું છે કેઃ—'तस्मान्न ब्राह्मणः सर्वस्येव क्षत्रियस्य पुरोधां कामयेत' 'नो एव क्षत्रियः सर्वमिव ब्राह्मण पुरोदधीत' અર્થાત્-બ્રાહ્મણ ઇચ્છામાં આવે એ ક્ષત્રિયનો પુરોહિત ન થાય, અને ક્ષત્રિય પણ મરજીમા આવે એ બ્રાહ્મણને પુરોહિત ન બનાવે; કિન્તુ યોગ્ય બ્રાહ્મણ ખોળે, એથી પણ એ સિદ્ધ થાય છે કે, બ્રાહ્મણ અને ક્ષત્રિય પણ અયોગ્ય હોય છે, જે ગુણકર્મથી વ્યવસ્થા માનવા જતાં અસંભવિત ઠરે છે. વળી તાંડયબ્રાહ્મણના છાંદોગ્યઉપનિષદમાં તો સ્પષ્ટ લખેલ છે કેઃ—'तद्य इह रमणीयचरणा भवन्ति, अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन्, ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वा। अथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा शूकरयोनिं वा चांडालयोनिं वा, ( छान्दोग्य उप० प्रपा ५ खं० १० कं० ७ ) અર્થાત્-જે શુભાચરણ કરે છે, તેઓ બ્રાહ્મણ ક્ષત્રિય આદિની સારી યોનિ પ્રાપ્ત કરે છે અને ખોટાં આચારણ કરનારા કુકરાદિની હલકી યોનિમાં જન્મ ધારણ કરે છે. અહીં પૂર્વકર્માનુસાર ઉચ્ચ નીચ યોનિમાં જન્મ થવાનું લખ્યું છે. તેથી બ્રાહ્મણ ક્ષત્રિય વગેરેનું જન્મથી યોનિસિદ્ધ થવું સ્પષ્ટ થાય છે **પંડિતશ્રી આર્યમુનિજી** જે આ સભામાં બિરાજમાન છે, તેમણે પણ છાંદોગ્યના ભાષ્યમાં એ મંત્રનો એજ અર્થ સ્પષ્ટ લખ્યો છે; તેથી બ્રાહ્મણ ગ્રંથ પણ સર્વથા અમારા પક્ષમાંજ સિદ્ધ થઇ જાય છે. બાકી રહી સ્મૃતિની વાતો તે પણ જેજે સ્મૃતિઓમાં જુઓ —

(૧) 'सवर्णेभ्यः सवर्णासु जायंते हि सजातयः' ( याज्ञवल्क्य. )

(૨) 'उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती' ( मनु. )

૧. સમાન વર્ણના પુરુષથી સમાન વર્ણની સ્ત્રીમાં સમાન વર્ણનો પુત્ર પેદા થાય છે. ૨. બ્રાહ્મણ ઉત્પત્તિ માત્રથીજ ધર્મની મૂર્તિ છે. ઇત્યાદિ સિદ્ધાંતનું ડિંડિમ વાગી રહે છે, છતાં સ્મૃતિઓની ગુણકર્માનુસાર વર્ણ માનવામાં સાક્ષી આપવી, એ સાહસ વિના બીજું કાંઇજ નથી. 'यस्य कायगतंब्रह्म ઇત્યાદિ વચનોદ્વારા મનુ મદ્યપાનથી બ્રાહ્મણોની પતિતતા બતાવે છે, અને એ કર્મનો નિષેધ કરે છે; પણ વર્ણ બદલવા અગર નીચ વર્ણથી ઉચ્ચ વર્ણ થઇ જવાનું તો કયાંય પણ લખ્યું નથી *બ્રહ્મપુરાણ પણ શુદ્ર કર્મનો નિષેધ કરતું પોતપોતાના કર્મમાં દૃઢ રહેવાની આજ્ઞા કરે છે. સ્મૃતિઓ તો સર્વ જન્મસિદ્ધ વર્ણ વ્યવસ્થામાંજ અનુકૂલ છે. કેવલ મનુસ્મૃતિજ નહિ પણ ગૃહ્યસૂત્ર કે જેના આધારે અમારા સંસ્કાર થાય છે, તે પણ જન્મથીજ જાતિ-વર્ણ માને છે. તે સૂત્રોના આધારપરજ તમારા સ્વામી દયાનંદજીએ પણ સંસ્કારવિધિમાં લખ્યું છે કેઃ—'બ્રાહ્મણનું વસંત ઋતુમાં ઉપનયન કરે,

---

*આ બ્રહ્મપુરાણના વચનના સંબંધમાં પણ એક મોટો પ્રપંચ થયો છે, એ વખતે અમને પુસ્તક તો આપ્યું નહિ, તેમજ પૂર્વાપર પ્રકરણનો સંબંધ બતાવ્યા વગર મધ્યમાંથી બે શ્લોક કહી દીધા. વસ્તુત ત્યાં જન્માન્તરની ગતિનું પ્રકરણ છે, કિયા વર્ણનો મનુષ્ય કેવા પ્રકારનાં કર્મ કરવાથી કેવા પ્રકારનો જન્મ પામે છે ? એ આરંભમાં પ્રશ્ન ઉઠયો છે. જે પૂર્વોક્ત શ્લોક પ્રમાણરૂપથી કહેવામાં આવ્યા હતા, તેની આગળના ભાગમાં બ્રહ્મપુરાણમાં અધ્યાય ૨૨૩ નો શ્લોક ૧૫ મો આ પ્રમાણે છે

## પંડિતશ્રી ગિરિધરશર્માજી (પાંચમીવાર)

વર્ણવ્યવસ્થાને પ્રચલિત કહેવામાં મારો આશય વર્તમાનમાં પ્રચલિત હતો. મેં પ્રત્યક્ષ પ્રમાણની સાક્ષી આપી હતી, વર્તમાનમાં સર્વત્ર જન્મથીજ વર્ણવ્યવસ્થા મનાય છે. પુરાણની કોઇ કથાનો ઉલ્લેખ મેં કર્યો નહોતો, સ્મૃતિ અને પુરાણોને તો આપજ વચમાં લાવ્યા કરો છો, અને હજુ પણ એજ પ્રમાણો ઉપર ભાર મેલો છો—કહો છો; વેદપ્રમાણોના આધારે તો આપે એક જવાબ આપ્યો નથી, અને આપના સર્વ પ્રમાણોના જવાબ તો હું આપી ગયો છું. પુરાણના વિષયમાં સાફ કહી ગયો છું કે પુરાણની સર્વ કથાઓ સત્ય છે, કેવલ ઇતર વર્ણથી બ્રાહ્મણ અને બ્રાહ્મણથી ઇતર વર્ણ થવું સત્ય નથી. સ્ત્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી થઇ જવું પણ સત્ય છે, કિન્તુ એ સર્વ યોગ અને તપની અલૌકિક શક્તિથી કોઇ કોઇ વખત થતું હતું; વર્તમાનમાં એ શક્તિનો અભાવ હોવાથી એ વાતોનો ઉહાપોહ કરવો વ્યર્થ છે. એટલા માટે હું પ્રથમ કહી પણ ગયો છું, કે પુરાણોની કથાપર આજ વિવાદ થશે નહિ; વિચાર 'વૈદિક વર્ણવ્યવસ્થા'નો કરવાનો છે. પુરાણોનાં પ્રમાણોને આપ વારંવાર વ્યર્થ વચમાં લાવો છો. પુરૂષસૂક્તના મંત્રપર આપ ફરીથી પણ એજ વાત કહો છો, કે એક પાદ ત્રણ પાદને કેમ ખેંચી જશે? મહાશય! જરા વિચાર તો કરો કે એ એક પાદ નથી, પણ આગલા સર્વ મંત્રોમાં એજ પ્રકરણ છે.

चन्द्रमा मनसो जातश्चक्षोः सूर्यो अजायत ।
मुखादिन्द्रश्चाग्निश्च प्राणाद्वायुरजायत ॥
नाभ्या आसीदन्तरिक्षं शीर्ष्णो द्यौः समवर्तत ।
पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात्तथाक्लोकाँ अकल्पयन् ॥

આ સર્વમાં પુરૂષના (ઇશ્વરના) મનથી ચન્દ્રમા ઉત્પન્ન થયો, ચક્ષુથી સૂર્ય થયો, ઇત્યાદિ ઉત્પત્તિ સ્પષ્ટ લખી છે. તો પછી એ સર્વની સાથે 'ब्राह्मणोऽस्यमुखमासीत्' નો અર્થ 'બ્રાહ્મણ મુખથી ઉત્પન્ન થયા' એવો કેમ ન થાય? તટસ્થ લક્ષણ અહીં કેમ સંભવતું નથી? એ તો આપ કંઇ કહેતા નથી, ને નકામી પોતાની પહેલાંની વાતોને ખેંચો છો. આગળ આપ પૂછો છો કે, પગથી શૂદ્ર કેમ ઉત્પન્ન થઇ ગયા? અને ક્યા શરીરથી થયા? તે કયો અવતાર હતો? એનાપર વિવશ—ના છુટકે, મારે ફરીથી કહેવું પડે છે કે, આ સર્વ 'અર્થાન્તર' રૂપ નિગ્રહ.સ્થાન નહિ તો બીજું શું છે? વર્ણવ્યવસ્થાના વિષયમાં આપ સૃષ્ટિ અને અવતારોની વાત મને પૂછો છો, સાત મિનિટ મને બોલવાનો વખત મળે છે, જેમાં હું સૃષ્ટિપ્રક્રિયા પણ બતાવી દઉં, ઇશ્વર સ્વરૂપ કહું અને પુરાણોની સર્વ કથાઓની વ્યવસ્થા પણ કરી દઉં! ભલા આ તે કંઇ ન્યાય છે? શ્રુતિ આપને અને મારે બેઉને માન્ય છે, શ્રુતિમાં 'पद्भ्यां शूद्रो अजायत' લખ્યું છે, તો એ પ્રકરણાન્તરની શંકા અહીં કેમ છેડી શકાય? શ્રુતિને આપ જ્યારે સ્વતઃ પ્રમાણ માનો છો, તો પછી તેમાં શુષ્ક તર્કને શા માટે આશ્રય આપો છો? કે 'પગથી કેમ પેદા થાય'? શ્રુતિએ કહ્યું છે માટે માની લ્યો. અવતાર તો પુરાણ શાસ્ત્રોમાં અનંત માન્યા છે, પણ અહીં તો અવતારનો કંઇ પ્રસંગજ નથી. 'विराजोअधिपूरुषः' જે પૂર્વ મંત્રમાં લખેલ છે,

છે, પૂર્વ જન્મના સંસ્કાર, માતા-પિતા, અને શિક્ષા આદિ: તો સનાતનધર્મીઓ પણ એ સિવાય બીજું શું કહે છે? પૂર્વ જન્મના સંસ્કારાનુસાર તે તે માતાપિતાને ત્યાં જન્મ થાય છે. માતાપિતા જેવા વર્ણના હોય, જેવા એમના ગુણકર્મ હોય, તેવોજ પુત્ર પણ થાય છે; શિક્ષાથી તેનો વિકાસ થાય છે-અતઃ પુત્ર પણ તેજ વર્ણનો થાય છે-એ અમારો મત છે. **ઇશ્વર આપનું ભલું કરે, કે આપ પ્રતિવાદી છતાં આ સત્ય તત્વને સ્પષ્ટ અક્ષરોમાં માની લીધું.** આ તો એ વાત પ્રત્યક્ષ થઇ ગઇ કે. "**जादु वो जो शिर पर चढकर बोले**" આપનાજ મુખથી ખુલાસો થઇ ગયો. ગોપથ બ્રાહ્મણના વચન **अविच्छिन्न** પર પુનઃ આપે પ્રશ્ન ઉઠાવ્યો છે, કે 'કુલ અવિચ્છિન્ન થાય છે, એમાં કુળ ક્યાંથી આવ્યું'? હું કહું છુ કે વિચ્છિન્નનો મુખ્ય અર્થ તો તુટવું છે, બ્રાહ્મણ તુટતો નથી તો એનો આપ બીજો શો અર્થ કરશો? એજ માનવું યુક્તિયુક્ત થશે, કે તેનાં સંતાન તુટતાં નથી. મનુનાં વચન આપે ફરી કહ્યાં, પણ આશ્ચર્ય છે કે, ખબર નથી પડતી કે આપ એથી શું સિદ્ધ કરવા માગો છો!! તે આચાર્યની પ્રશંસાનું પ્રકરણ છે, કે આચાર્ય માતાપિતાથી ઉત્કૃષ્ટ છે. કેમકે માતાપિતા જે જન્મ આપે છે, તે તેનુ ઉત્પન્ન કરેલું હાડ-માંસનું પુતળું વિનશ્વર છે, શીઘ્ર નષ્ટ થઇ જાય છે. પણ આચાર્યે આપેલુ વિદ્યારૂપ શરીર અજર અમર છે, કેમકે તેના દ્વારા પ્રાપ્ત થએલ યશશરીર અગર ધર્મશરીર પ્રાપ્ત થાય છે; કે જે જલદી નાશ પામતું નથી. તેથી ગુણકર્મથી વર્ણવ્યવસ્થા માનવામાં શી સહાયતા મળી? આચાર્યની સમીપ બ્રાહ્મણ આદિ દ્વિજોના પુત્રોજ જઇ શકે છે, એ આ જ અધ્યાયના આરંભમાં મનુસ્મૃતિમાંજ સ્પષ્ટ છે, 'દ્વિજ' કહેવરાવવું તો અમારા મતેજ અનુકૂલ છે. જરા વિચાર કરો! એકવાર માતાપિતાને ત્યાં જન્મ, અને ફરી આચાર્યને ત્યાં વિદ્યારૂપ જન્મ, તો એથી માતાપિતાએ આપેલો જન્મ પણ દ્વિજ થવામાં કારણ થઇ ગયું; તો પછી શૂદ્ર બ્રાહ્મણ કેમ થઇ શકશે? મારા કહેલાં બ્રાહ્મણ અને સ્મૃતિનાં પ્રમાણો પર તો આપે કાંઇ કહ્યુંજ નથી. વળી આપ કહો છો કે, વેદમાં સંકુચિત વિચાર નથી, ત્યાં સર્વને માટે સમાન પ્રાર્થના છે. તો હું ક્યારે કહું છુ કે, વેદમાં સંકુચિત વિચાર છે; જાતિભેદ સંકુચિત વિચાર કહી શકાય નહિ. સમાન પ્રાર્થના છે છતાં બ્રાહ્મણાદિ ભેદ તો મંત્રમાં કહેલા છે, અને સમાનતાનો યજુર્વેદનો જે મંત્ર આપ (આર્યસમાજી) પ્રધાનતયા વારંવાર ઉપસ્થિત કર્યા કરોછો કેઃ—

यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः।
ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय स्वाय चारणा॥

આ મંત્રથી તો સ્પષ્ટ જન્મથી વર્ણવ્યવસ્થા સિદ્ધ થઇ જાય છે. કેમકે ઇશ્વર કહે છે કે, હું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, આર્ય સર્વને વેદવાણીનો ઉપદેશ આપુ છુ-એવો આપ અર્થ કરો છો. તો આ અર્થથી વેદવાણીના ઉપદેશ પહેલાંજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર આદિ વર્ણવિભાગ તો સિદ્ધ થઇ ગયા, ત્યારે તો કહ્યું કે, એ સર્વને ઉપદેશ આપું છું. પહેલા વર્ણવિભાગમાં જન્મથી અતિરિક્ત બીજુ કયું કારણ હોઇ શકે?,

**સ્નાતક લાલા ઇન્દ્રચંદ વેદાલંકાર ( પાંચમીવાર )**

'यथेमावाचंकल्याणीं' * મંત્ર હું બોલ્યો નથી. આપને ભ્રમ થયો છે. આપે

---

* વાચક જુઓ, કે આર્યસમાજના સુપ્રસિદ્ધ પ્રમાણભૂત મંત્રથી પ્રતિવાદી મહાશય કેવી સફાઇથી આલા ખસે છે. બોલ્યા નહોતાં તો શું થયું? તેથી જન્મથી વર્ણવ્યવસ્થાનો સિદ્ધાંત નીકળી પડે છે, એનો (વેદપ્રમાણનો) ઉત્તર-ખુલાસો તો આપવો જોઇતો હતો.

પુરુષસૂક્તના સર્વમંત્ર બોલી નાખ્યા છે, પણ ત્યાં આદિ 'कतिधाव्यकल्पयन्' અને અંતે 'तथा लोकाँ अकल्पयन्' બેઉ ઠેકાણે कल्प ધાતુ આવે છે. તેથી પંડિતજી ભુલી ગયા, 'ભુલી ગયા' બોલવાની ક્ષમા માગું છુ, ભુલાવી દીધુ; કલ્પ ધાતુનો અર્થ આપ કરો. મેં પગથી કેમ પેદા એ પુછ્યું હતુ, તે પર આપ કહો છો કે તર્ક ના કરો, પરંતુ પંડિતજી! નિરૂક્તકાર તો તર્કને ઋષિ માને છે, તર્કથી તો નિર્ણય થઇ શકે છે તો આપ મને તર્ક કરતાં શા માટે રોકો છો? પ્રશ્ન ઉત્તરની સંગતિ આપે અદ્યાવધિ લગાવી નથી, સીધી એજ વાત છે કે, કોઈ પુછે કે કોણ જાય છે? તો તેનો ઉત્તર એજ મળશે કે દેવદત્ત જાય છે. કોણ જાય છે? એનો ઉત્તર કોઇ એવો નથી આપતુ, કે દેવદત્ત યજ્ઞદત્તનો પુત્ર જાય છે. તો मुखंकिमस्यનો ઉત્તર મુખથી બ્રાહ્મણ થયા, એ કેમ થઇ જાય? મેં માતાપિતાદિને વર્ણનું કારણ કહેલાં નહોતાં, ગુણકર્મનાં ત્રણ કારણ બતાવ્યાં હતા, વર્ણ તો ગુણકર્માનુસારજ થાય છે પણ ગુણકર્મ ત્રણ કારણથી થાય છે. પૂર્વ જન્મના સંસ્કારથી, માતાપિતાના ગુણકર્મથી, અને શિક્ષા આદિથી. જેમ ઘટનાં અનેક કારણો છે, તો શુ કોઇ બુદ્ધિમાન એમ કહેશે કે કેવલ માટીથી ઘડો થાય છે? જલ, દંડ આદિ વિના ઘડો નહિ થાય. એમજ જ્યાં સુધી બીજા કારણ નહિ હોય, તો કેવલ જન્મથી બ્રાહ્મણ શી રીતે બની જશે? મનુના શ્લોકમા જ્યારે બીજો જન્મ સાવિત્રીથી બતાવ્યો, અને તે જાતિને અજર અમર કહેલ છે, તો અમારો પક્ષ સિદ્ધ થઇ ગયો, કે આચાર્યની આપેલી જાતિ સ્થિર રહે છે, જન્મની જાતિને જરા મૃત્યુ આવી જાય છે! આપ વચમાં યજ્ઞ ક્યાંથી લઈ આવ્યા? મે આપના સર્વ મંત્રોની વ્યાખ્યા કરી દીધી છે. આપ વારંવાર કહો છો કે અમારા પ્રમાણોનો જવાબ ન મળ્યો! પ્રત્યુત મારા મંત્રનો આપે ઉત્તર આપેલ નથી. શુ એ કંઇ નિયમ છે કે આપ જે પ્રમાણે કહો તે માની લેવા? ને મારાં ન માનવાં. લ્યો હું બીજુ પણ ઋ. મં. ૧૦ સૂક્ત ૧૦૭મંત્ર ૬નું પ્રમાણ આપું છુ—આનો અર્થ કરો.

तमवे ऋषिं तमु ब्राह्मणमाहुर्यज्ञन्यं सामगामुक्थशासम् ।
स शुक्रस्य तन्वो वेद तिस्रो यः प्रथमो दक्षिणया रराध ॥

આમા કર્મથીજ બ્રાહ્મણ થવું લખ્યુ છે. પુરાણ મહાભારતનો કઇ ઉત્તરજ ન આપ્યો. જો આપ પુરાણોને સત્ય માનતા હો, તો ગુણકર્મથી જાતિ માનો. મેં એક યુક્તિ આપી હતી કે—'કર્મયોનિ અજર ભોગયોનિ' એનો તો કાંઈ જવાબજ આપે ન આપ્યો. હવે હું બીજી યુક્તિ કહું છુ કે, કપાલથી ઘટ બને છે અને માટીથી કપાલ બને છે; તો શુ ઘટનું કારણ માટી નહિ થાય? એમજ વર્ણનું કારણ આપ કહો છો જન્મ, અને જન્મનું કારણ પૂર્વના કર્મ, તો વર્ણના કારણ પણ કર્મ ન થયા? હું તર્કનો પ્રયોગ ન કરૂં તો વેદના અર્થજ કેમ થઇ શકે? સંદિગ્ધ શબ્દનો અર્થનિર્ણય કેમ કરવો—એ તો બતાવો? હું કહું છું કે, વેદથી વેદનો અર્થ કરો. આપ વ્યાકરણ અને મીમાંસા કહો છો પણ હું કહુ છુ કે, વ્યાકરણથી અર્થ કેમ કરી શકાય? વેદના અર્થનો ઉપાય બતાવો?

## પંડિતશ્રી ગિરિધરશર્માજી (છઠ્ઠીવાર-ઉપસંહાર)

પુરુષસૂક્તના મંત્રમાં કલ્પ ધાતુ કહીને પુનઃ આપ શંકા કરો છો, તો હું કહું છુ કે શું કલ્પ ધાતુનો અર્થ ઉત્પાદન નથી? 'भक्तिर्ज्ञानाय कल्पते' આમાં ઉત્પાદનજ અર્થ

છે, એ સિવાય બીજુ કાંઇ નથી. તો પછી ' लोकाँश्चकल्पयन् ' લોકોને ઉત્પન્ન કર્યા, એમાં આપને સંદેહ શાથી થયો ? આ કલ્પ ધાતુથી આપ બ્રાહ્મણાદિની ઉત્પત્તિનો નિષેધ નહિ કરી શકો. પ્રશ્નોત્તરની સંગતિ વારંવાર કહ્યા છતા આપની શંકા હજુ જતી નથી! તો આપનાજ દષ્ટાંતથી સમજી લ્યો, કે કોણ જાય છે ? એનો ઉત્તર ' દેવદત્ત જાય છે ' અને બીજો એમ પણ આપી શકાય, કે રામલાલના પિતા જાય છે. દેવદત્તનું નામ ન લેતાં એવો જવાબ આપવામાં આવે, કે રામલાલના પિતા જાય છે, તો શું એ જવાબ ન થયો ? એજ તટસ્થ લક્ષણ છે. કાર્યદ્વારા વસ્તુની ઓળખાણ આપવામાં આવી, એજ પ્રમાણે આ મંત્રમાં પણ ' મુખ શું છે ' તે પ્રશ્નનો ઉત્તર ' જેમાંથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા એ મુખ છે ' એવો છે. શું આમાં કાર્યદ્વારા વસ્તુનો પરિચય ન થયો ? આથી તો વધારે હવે હું શું સમજાવું ? આપ તર્ક માનવામા નિરૂક્તકારની સાક્ષી આપો છો, પણ એટલું તો યાદ રાખશો, કે નિરૂક્તકારે 'મંત્રાર્થ વિચારનેજ' તર્ક કહેલ છે, કઇ પોતાની બુદ્ધિના આધારે વેદોને ચલાવવાનું કહેલુ નથી. જે પોતાની સમજમાં ન આવે, તે વેદાર્થને ન માનવા, ને પોતાની બુદ્ધિની પછવાડે મંત્રોને ચલાવવા છે! જે વેદને સ્વતઃ પ્રમાણ કહે છે, તે વેદોને પોતાની બુદ્ધિની પાછળ ચલાવવાને કેવી રીતે તૈયાર થઇ શકે છે ? ! ત્યારે પછી તો આપણી બુદ્ધિજ પ્રમાણ થઇ, વેદપ્રમાણ ક્યા રહ્યુ ? વેદમા કહેલ છે કે—' **મુખથી બ્રાહ્મણ અને પગથી શૂદ્ર પેદા થયા** ' હવે આ વાત આપણી બુદ્ધિમાં ન આવવાથી જો એને ન માનીએ, તો પછી અમે વેદનુ પ્રમાણ ક્યાં માન્યું ? બાકી રહી એ વાત, કે મંત્રોના અર્થ કેમ કરવા ? તે તો મારોજ આપને પ્રશ્ન હતો, તે તમે તો મારા પર નાખ્યો ! ! અમારે તો વેદના અર્થ કરવાના સાધનો ઘણા છે, આપ એ તો બતાવો કે આપ વેદમંત્રનેજ સ્વતઃ પ્રમાણ માનતા હોઇ એના અર્થ અગર અર્થનિશ્ચય કેમ કરો છો ? વેદથીજ વેદના અર્થ કેમ થશે ? વ્યાકરણાદિ વિના તો કોઇ પણ શબ્દના અર્થનું જ્ઞાન થઇ શકતું નથી—એવું મે પૂછ્યું હતું, તેનો કાંઇ પણ ઉત્તર આપે આપ્યો નથી. આપે આગળ કહેલું છે કે, માતાપિતા વર્ણનું કારણ નથી, ગુણકર્મનાં કારણ છે. અસ્તુ. એ પણ કબુલ ! પરન્તુ ગુણકર્મ વિના વર્ણ હોય નહિ, અને ગુણકર્મમા માતાપિતા કારણ છે, તો માતાપિતાનુસારજ ગુણકર્મ થશે, અને તેને અનુસારજ વર્ણ થશે; એ તો સનાતન ધર્મનોજ સિદ્ધાંત આવી ગયો. વળી આપે આગળ ઘડના દાખલાથી સ્પષ્ટ કરી દીધુ છે, અને જે વાત મારે કહેવી જોઇતી હતી, તેજ વાત કહીને તો આપ મારી સહાયતા કરી રહ્યા છો. આપનું આપેલુ ઘડાનું દૃષ્ટાંત ઉત્તમ છે, જેમ ઘડો કોઇ એક કારણથી ઉત્પન્ન થઇ શકતો નથી, પણ કારણ સામગ્રીથી થાય છે. તેમ સંતાનનાં ગુણકર્મ પણ તેના પૂર્વ જન્મના સંસ્કાર, માતાપિતા, અને શિક્ષા આદિ ત્રણે મળીને થાય છે; એકાદ કારણ ન હોય તો ન થાય. તો હવે બ્રાહ્મણ-માતાપિતા વિના સંતતિમાં બ્રાહ્મણના ગુણકર્મ પેદાજ થઇ શકતા નથી, ત્યારે તો પછી જે બ્રાહ્મણનો પુત્રજ નથી, તે બ્રાહ્મણ થઇ શકેજ કેમ ?

સજ્જનગણ ! પ્રિય સ્નાતક ઇંદ્રચન્દ્રજી આખર વિદ્વાન છે, તેમણે શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે, તેથી તેના મોઢેથી વાત તો સુદ્ધાની નીકળે છે; પછી ભલેને તે આગ્રહવશ થઇને તેને છુપાવવા પ્રયત્ન કરે ! તેમના આપેલા ન્યાયથી તો મારોજ પક્ષ સ્પષ્ટ સિદ્ધ થઇ જાય છે. અમે પણ એજ કહીએ છીએ કેઃ-'યોનિ, **વિદ્યા અને કર્મ ત્રણે મળીને બ્રાહ્મણ**

થાય છે.' પણ બીજાં બધાં કારણો છતાં ઘટમા જેમ માટી પ્રધાન છે, તેમ વર્ણમા પણ યોનિ પ્રધાન છે. ગુણકર્મ વિના પણ તે જાતિબ્રાહ્મણ કહેવાય છે, બ્રાહ્મણોચિત કાર્ય ન હોવાથી તે મુખ્ય બ્રાહ્મણ થઇ શકતો નથી. મનુના શ્લોકમાં જાતિ શબ્દનો અર્થ જન્મ છે, એ હુ બતાવી ગયો છુજ. વળી આચાર્યનો આપેલો જન્મ અજરઅમર છે એનો અર્થ કદિ મેં એવો કર્યો, કે વિદ્યાર્થી જે યશશરીર બને છે, તે અમર છે, તો એમા ખોટું શુ કર્યું? આપ શુ વિદ્વાન્ શરીરને અજરઅમર કહી શકો છો? ભલેને શરીર તો વિદ્વાન હો કે અવિદ્વાન્ હો, પણ તે તો નશ્વરજ છે; યશરૂપે અગર ધર્મરૂપથી જ અજરઅમર કહી શકાશે, તો તેથી પણ આપનો મત કઇ સિદ્ધ થતો નથી. આપે ભોગયોનિ અને કર્મયોનિનો જે પ્રશ્ન કર્યો છે, તે તો સર્વ કોઇ જાણે છે કે મનુષ્યયોનિએ કર્મયોનિ છે, પરંતુ કરેલાં સર્વ કર્મોનાં ફળો આ જ વર્તમાનજન્મમાં કઇ મળી જતાં નથી, એમ હોત તો પછીથી આગળ જન્મ પણ ન થાત!! યોગદર્શનના सतिमूले तद्विपाको जात्यायुर्भोगः સૂત્રના ભાષ્યમા સ્પષ્ટ વ્યવસ્થા છે કે, અર્થાત્ જાતિની ઉચ્ચતા અગર નીચતામા સંપાદક કર્મ આ જન્મમા પોતાનુ ફલ આપી શકતા નથી, કેમકે એક જન્મમાં જાતિ બદલાઇ જતી નથી, બીજા જન્મમા એ કર્માનુસાર ઉચ્ચ નીચ જાતિ થશે એજ મે तद्य इह रमणीयचरणाः ઇત્યાદિ બ્રાહ્મણવાક્યોથી બતાવ્યુ હતું, જેનો આપ કઇ ઉત્તર આપી શક્યા નથી, તો પછી આપની એ યુક્તિ શા કામની રહી? પરંપરાથી કર્મને કારણ સિદ્ધ કરવાનો બીજી યુક્તિરૂપ પ્રયાસ પણ આપે વ્યર્થજ કર્યો, કેમકે પૂર્વજન્મના કર્મથી તો અમે પણ વર્ણ થવામાં સ્પષ્ટ કારણ માનીએ છીએ, એનાં તો હુ પોતજ પ્રથમ કેટલાંએક પ્રમાણ આપી ગયો છું. વિવાદ તો માત્ર એજ છે કે આ જન્મમાંજ વર્ણ-જાતિ બદલાતી નથી. આપની તે ઉભય યુક્તિઓ તદ્દન વ્યર્થજ છે, હવે મારી યુક્તિ સાંભળો — આપ કહો છો-જેવા કર્મ કરે છે તેવા વર્ણ થાય છે હું પુછુ છુ કે, કોઇ નીચકર્મ શા માટે કરે છે? કદિ કહેશો કે ઇચ્છાથી, તો ભલા નીચકર્મ કરવાની ઇચ્છા તેને શા માટે થાય છે? ત્યારે ઝટ એમજ કહેશો, કે પોતાના સ્વભાવાનુસાર સર્વ કોઇ કર્મ કરે છે પણ સ્વભાવ તો ઇશ્વરનો કરેલો છે, તેથી વર્ણ પણ ઇશ્વરકૃતજ થઇ ગયા. અને સ્વભાવ પલટી શકતો નથી, ત્યારે તો વર્ણ બદલો થવો પણ સંભવતો નથી. ને પ્રમાણોના સંબંધમા તો આપ કહો છો કે, મેં બધાના જવાબ આપી દીધા. અસ્તુ, હું ઉપસંહારમા આપને યાદ કરાવુ છુ કે, શેનોશેનો ઉત્તર આપે આપ્યો નથી. કેટલીએ વાર મે કહ્યા છતાં આપે પ્રકૃપસક્તના "ब्राह्मणऽस्य मुखमासीत्" મંત્રનો આપના પક્ષનો અર્થ તો બતાવ્યોજ નથી. આરંભમા "મનુષ્ય સમાજનુ બ્રાહ્મણ મુખ છે." અર્થ કહ્યો હતો, તેનુ તો તેજ વખતે મે ખંડન કર્યું હતુ. પછીથી અત્યાર સુધી તેનો કોઇ પણ ઉત્તર મળ્યો નથી, "पद्भ्यां शूद्रो अजायत" નો પણ અર્થ કર્યો નથી. જ્યારે આપને મોઢેથી મે કોઇ અર્થ ન સાંભળ્યો, ત્યારે તો હવે હું નાછુટકે સ્વામી દયાનંદજીની 'ભાષ્યભૂમિકા'ના અર્થપર વિચાર કરૂ છુ. શ્રી સ્વામીજીએ લખ્યું છે કે —"अस्य पुरुषस्य मुखं ये विद्यादयो मुख्यगुणाः सत्यभाषणोपदेशादीनि कर्माणि च सन्ति, तेभ्यो ब्राह्मण आसीदुत्पन्नो भवतीति" અર્થાત્ ઇશ્વરના જે વિદ્યા આદિ મુખ્ય ગુણ છે, અને સત્ય ભાષણ ઉપદેશ આદિ કર્મ છે, તેમાથી બ્રાહ્મણ ઉત્પન્ન થાય છે. એજ પ્રમાણે આગળ કહેલુ છે કે-ઇશ્વરની જડબુદ્ધિ વગેરે ગુણોથી શૂદ્ર ઉત્પન્ન થાય છે. (ભાષ્યભૂમિકા પૃષ્ઠ ૧૨૭) તો હવે તેના પર વિચાર થાય છે કે, ઇશ્વરના વિદ્યા

આદિ ગુણોથી બ્રાહ્મણ કેમ થઇ ગયા ? બ્રાહ્મણ તો દ્રવ્ય છે, તો પછી ગુણ અને કર્મથી દ્રવ્ય કેવી રીતે બની શકે ?

વળી સાંભળો ! એવો અર્થ માનવાથી તો ઇશ્વરમાં જડબુદ્ધિ પણ માનવી પડશે. પ્રત્યુત બીજા વર્ણની અપેક્ષાએ શૂદ્રોત્પત્તિ અધિક થાય છે, તેથી તો ઇશ્વરમાં પણ જડબુદ્ધિ અધિક સિદ્ધ થશે ! ત્યારે આ તો ( આર્યસમાજનો ) અદ્‌ભૂત ઇશ્વર થયો ! ! તેમ અન્ય પણ અનેક શંકાઓ આ અર્થમાં આવી પડે છે, જેનો મમયાભાવથી હું વિચાર કરતો નથી. વ્યાજબી રીતે તો મારો કહેલો મન્ત્રાર્થજ માનવો પડશે. આગળ મારા કહેલા—**प्रजापतिरकामयत, ब्रह्मज्येष्ठा संभृतावीर्याणि, द्वशाशीर्षो-शास्य । ब्राह्मणमद्यर्षिदेयं पितृमन्तं पैतृमत्यम्, अमुष्यपुत्र ममुष्यैपुत्रम्. येनान पूर्वेपितरः पदज्ञः** એટલા મંત્ર ભાગોનાં પ્રમાણોનો તો કાંઇ પણ ઉત્તર આપે આપ્યોજ નથી એ સિવાય કંઇક બ્રાહ્મણો અને ઉપનિષદનાં પ્રમાણો પર પણ આપે કાંઇ જ કહેલુ નથી, અપત્યપ્રત્યયાન્તની યુક્તિપર પણ આપ મૌન રહ્યા છો, હવે આપનાં પ્રમાણ પર સાંભળો:—' **अहमेवेदम्** અને **कारुरहम** ' બે મંત્ર આપે કહેલા છે, એ બેઉનો સ્પષ્ટ જવાબ તો હું આપી ચુક્યો છુ; ત્યાર પછી આપ કાંઇ બોલ્યા નથી. આ વખતે આપ જે મંત્ર બોલ્યા છો, તેનો સ્પષ્ટ અક્ષરાર્થ એ છે કે:—" તેનેજ ઋષિ અને તેનેજ યજ્ઞના ઉપયુક્ત બ્રાહ્મણ કહે છે, તેજ સામનું ગાન કરનાર છે, અને તેજ સ્તોત્ર પાઠક હોય છે, તેજ તેજનાં ત્રણ શરીર જાણે છે, જે દક્ષિણાથી ઋત્વિજોનું આરાધન કરે છે. " હવે આપજ બતાવો કે, આ અર્થમાંથી આપને ઉપયોગી શુ છે ? શું આપે કોઇ વેદમંત્ર બોલી દીધો, એટલે તેથીજ હું પ્રમાણ માની લઉં ? મંત્રનો પ્રકૃત વિષય સાથે કાંઇ સંબંધ તો હોવો જોઇએ ? ગોપથબ્રાહ્મણનું આપે જે વચન કહ્યું હતું, તેનો ઉત્તર પણ આપી દીધો છે. સ્મૃતિપુરાણાદિના પણ સામાન્ય જવાબ તો આપી દીધા છે, વિશેષમાં આજના વિવાદનો મુખ્ય આધાર વેદ ઉપર હતો; તેથી પુરાણાદિપર વધારે બલ કર્યું નથી. હા ! એક મહાભારતનું વચન બાકી છે, એનો સંક્ષિપ્ત ઉત્તર સાંભળો:—મહાભારત શાન્તિપર્વ મોક્ષધર્મ અધ્યાય ૧૮૬ માં ભરદ્વાજનો એ પ્રશ્ન છે કે, સર્વ વર્ણોમાં કામ, ક્રોધ, ભય, લોભ, શોક, ચિન્તા, ક્ષુધા, શ્રમ, વગેરે હોય છે. અને સ્વેદ, ( પરસેવો ) મુત્ર, પુરીષ, ( વિષ્ઠા ) કફ, વાત, પિત્ત, રૂધિર આદિ પણ સર્વ શરીરમાં હોય છે; તો પછી વર્ણનું ભેદ જ્ઞાન કેમ થાય ? ' **कुतोवर्णविनिश्चयः** ' આ વર્ણ સમજવાનો પ્રશ્ન છે, તે પર ભૃગુએ ઉત્તર આપ્યો છે કે.—' **न विशेषोऽस्तिवर्णानां........कर्मभिर्वर्णतांगतम्** ' અર્થાત્ પૂર્વોક્ત શોક, ક્ષુધા, સ્વેદ, મૂત્ર, આદિ વર્ણમાં કાંઇ વિશેષ નથી, એ તો સર્વ વર્ણમાં સરખાં છે, વર્ણની ઓળખાણ તો કર્મથીજ થાય છે. આગળ જે કર્મોથી પીછાન થાય છે, તે બ્રાહ્મણાદિનાં કર્મ બતાવેલ છે. બસ ! સ્પષ્ટ થઇ ગયુ, કે કર્મથી વર્ણની ઓળખાણ પડે છે; આપ ચાહો છો તેમ્ નહિ. (મહાભારતનું પુસ્તક કાઢી તેજ વખતે એ પ્રકરણ બતાવી સ્પષ્ટ કરી દેવામાં આવ્યું હતું. ) આપનાં સર્વ પ્રમાણોનો જવાબ આપી ચૂકયો છુ, હવે મને આગળ સમય મળવાનો નથી, તેથી આપે હવે કોઇ નવું પ્રમાણ આપવું નહિ. અને ઉપસ્થિત લોકો તો પોતાના મનમાં સમજી જ લેશે કે, કયો પક્ષ ઠીક છે; તેમજ સમજીને સર્વ કોઇ નિષ્પક્ષ પાતે સત્યને ગ્રહણ કરે—એ મારી છેલ્લી વિનતી છે.

~~ સ્નાતક લાલા ઇન્દ્રચંદ્રજી ( અન્તિમ ઉપસંહાર ) ~~

આજ્ઞાનુસાર હું નવાં પ્રમાણ નહિ આપું. આપે કલ્પ ધાતુનો અર્થ ઉત્પત્તિ કર્યો છે તે ઠીક છે, પણ ઉત્પત્તિ અર્થ માનવાથી ' यत्पुरुषंव्यदधुः कतिधाव्यकल्पयन् ' નો એ અર્થ થશે કે, ઇશ્વરને કેટલા પ્રકારથી ઉત્પન્ન કર્યો, તો ઇશ્વરનું પણ ઉત્પન્ન[1] થવું માનવું પડશે, તેથી આપનો અર્થ ફરી પણ બરાબર નથી બેસતો. આપ મને તર્કથી એકદમ હઠી જવાનું કેમ કહો છો ? નિરુક્તકાર પણ તર્કને ઋષિ માને છે. સૂર્ય સ્વતઃ પ્રકાશયુક્ત છે, છતાં આંખો વિના જોઇ શકાતો નથી, તેમ વેદ સ્વતઃ પ્રમાણ હોવા છતાં [2]તર્કની અપેક્ષા રાખે છે, તર્કવિના ઇશ્વર દેખી શકાતો નથી; માટે તર્કથી જ નિર્ણય કરવો જોઇએ. મેં મારા તરફથી ત્રણ કારણ બતાવ્યાં નહોતાં[3] મેં તો આપના મતનો અનુવાદ કરી વિરોધ બતાવ્યો હતો. આપ ત્રણ કારણ માનો છો, તો પછી કેવળ જન્મથી બ્રાહ્મણ કેમ થશે ? અમારા મતે તો વર્ણનાં મુખ્ય કારણ ગુણકર્મ છે. અને ગુણકર્મના જએ ત્રણ કારણ છે; માતાપિતા, પૂર્વ જન્મના સંસ્કાર અને આ જન્મની પરિસ્થિતિ. જેમ કોઈ સખ્સ ઘોડાપર સ્વાર થઇને પણ જઇ શકે છે, ગાડીમાં બેસીને પણ પહોંચી શકે છે, અને પગે ચાલતો પણ જઇ શકે છે; એમ કોઇ પણ [4]કારણથી ગુણકર્મ પેદા થાય છે. ત્રણે માર્ગોથી વર્ણ ઉત્પન્ન થાય છે; પણ એકથી નહિ—[5]એ જરૂર યાદ રાખવું. હવે એક આદમી શૂદ્ર કુલનો છે ને બ્રાહ્મણના ગુણકર્મ રાખે છે તો ઉત્પત્તિસિદ્ધ જાતિભેદ એમાં ક્યાં થયો? ભવિષ્યપુરાણમાં પણ કહ્યું

---

૧ આ શંકા વ્યર્થ છે. પુરૂષસુક્તનું ક્રમશઃ પર્યાલોચન કરવાથી તો એજ અર્થ સિદ્ધ થાય છે કે, વિરાટ પુરૂષ જે ઉત્પન્ન થયો, તેનું સૃષ્ટિના પ્રવર્તક સાધ્ય દેવતા અને ઋષિઓએ માનસયાગમાં પશુરૂપે ભાવના કરીને યજન કર્યું, અને એ યજનદ્વારા તે પુરૂષને તત્તદ્ બ્રહ્માંડ રૂપથી ઉત્પન્ન કર્યો; कतिधाव्यकल्पयन् નો એજ અર્થ છે, કે કેટલા પ્રકારથી ઉત્પન્ન કર્યો અને व्यदधुः પદ પૂર્વમાં આવ્યું છે, તેનો પણ ઉત્પત્તિ અર્થ સ્પષ્ટ છે. અધિક જોવા જાણવાની ઇચ્છા હોય, તેમણે તો માધવ અગર મહીધરનું ભાષ્ય જોવું જોઇએ; સ્વામી દયાનંદજીએ પણ કલ્પ ધાતુનો અર્થ ઉત્પન્નજ કર્યો છે.

૨ વેદને જોવાની આપ્ત બુદ્ધિ છે, શુષ્કતર્ક નથી; વળી તર્ક વેદવિરૂદ્ધ થઇ જાય ત્યાં તો તે હોયજ નહિ. અલ્પજ્ઞ મનુષ્યની બુદ્ધિના આધારે સર્વજ્ઞ વેદોને ચલાવવા એ તે વળી ક્યાંનો ન્યાય ? !

૩. વાહ, કેવી સરસ સફાઇ ! હમણાંજ બોલી કેવા તુરતજ ફરી જાય છે ? ! !

૪ લ્યો, હવે પોતે ત્રણેના સમુદાયને કારણ નથી માનતા, પ્રત્યેકને કારણ માને છે ! અસ્તુ. તો પછી પૂર્વજન્મના સંસ્કાર પણ કારણ થયા, તેમજ માતાપિતા અને શિક્ષા વગેરે. એવી સ્થિતિમાં કેવલ બ્રાહ્મણ માતાપિતાનો પુત્ર કદાપિ શિક્ષા ન પામ્યો તોપણ તેનામા બ્રાહ્મણના ગુણકર્મ હોવા જોઇએ, અને તે જરૂર બ્રાહ્મણજ હોવો જોઇએ; કેમકે આપ પ્રત્યેકને કારણ માનો છો, અને માતાપિતા રૂપ કારણ તો ત્યાં ઉપસ્થિત છે. એમજ ક્ષત્રિય માતાપિતાનો ક્ષત્રિય, વૈશ્ય માતાપિતાનો વૈશ્ય, અને શૂદ્રનો શૂદ્ર જાણવો જોઇએ. घट्टकुटयां प्रभातायितम्' પુનઃ પણ આપ સનાતનધર્મના સિદ્ધાંતમાંજ આવી પહોંચ્યા ! !

૫ અરે ! વળી આ શું ? હમણાં તો આપ એક એકને કારણ કહેતા હતા ને ? ! બલિહારી ! ! અભી બોલ્યા ને અભી ફોક ! બોલ્યે બધજ નહિ.

છે કે:—'सस्मान्न गोऽश्ववत् कश्चित्' અર્થાત્ ગો અશ્વ સમાન જાતિભેદ વર્ણમાં જણાતો નથી. આપે નવું પ્રમાણ આપવાની ના કહેલી છે. પણ પ્રકૃત અર્થમાં સાધક હોવાથી મારે એ વચન કહેવું પડયું છે.[૬] આપે વર્ણ શબ્દનો અર્થ અક્ષર બતાવીને કહેલું છે કે, એક અક્ષર બીજા અક્ષરના રૂપમાં જઇ શકતો નથી. કિન્તુ એક વૈયાકરણી વિદ્વાન્ એવું કેમ કહી શકે ?, કેમકે વ્યાકરણમાંજ इ નો य થઇ જાય છે.[૭] આપે મનુના વચનમાં જાતિ શબ્દથી મશશરીર ક્યાંથી લીધું ? આપ કહો છો કે વિદ્યાવાન્ હો અગર અવિદ્યાવાન્ હો, પણ બ્રાહ્મણ તો મરશે જ. વાહ ! ક્યાંનો અર્થ આપ ક્યાં લઇ જાઓ છો. આચાર્યની આપેલી બ્રાહ્મણજાતિ અજરઅમર થાય છે—એમ મનુએ કહેલું છે. આચાર્યની આપેલી જાતિ બદલાતી નથી; એથી અમારો પક્ષ સિદ્ધ થાય છે.[૮] આપે એક મંત્ર કહેલો છે— **भूतानां ब्रह्मा प्रथमः** ' હું કહું છું કે, બ્રહ્મા શબ્દનો અર્થ બ્રાહ્મણજ છે, એમાં પ્રમાણ શું ? જેમકે સ્મૃતિઓમાં લખેલુ છે, કે એક બ્રહ્મા જે ચારે વેદનો આધાર હતા, તેજ સહુથી પહેલા ઉત્પન્ન થયા;[૯] એવો અર્થ કેમ ન મનાય ! **पितृमन्तं पैतृमत्यम्** ' મંત્ર પણ આપે કહેલ છે, તેનુ તાત્પર્ય એજ છે કે, જેનો પિતા પ્રશસ્ત હોય તે બ્રાહ્મણ પણ પ્રશસ્ત ગણાય છે.[૧૦] એથી પિતાની પ્રશસ્તતા વિના પણ બ્રાહ્મણ થાયછે એ સિદ્ધ થઇ ગયુ. જ્યારે જન્મમાં આપ કર્મ કારણ કહો છો, ત્યારે તો વર્ણમાં કર્મને સ્પષ્ટ કારણ કેમ નથી માનતા ? ૧૧ આપ ઘટનું કારણ કપાલ કહેતા જાઓ, અમે તો માટીનેજ કહેતા રહીશું. ૧૨આપે કહ્યું છે કે, સ્વભાવ ઇશ્વર બનાવે છે, પણ જો ઇશ્વર બનાવેછે, તો પછી તે સ્વ-

---

૬ એમ કહેવાથી શું થયું ? ગાય અશ્વની પેઠે ભેદ ભલે નથી, પણ બ્રાહ્મણાદિ અવાંતર ભેદ તો છે !

૭ મહાશય ! એ વાત તો લઘુકૌમુદી અને સારસ્વત ગોખનારા પણ સમજે છે, કે इ નો य થાય છે અને આપ તો મહાભાષ્ય ભણ્યા છો ને ? 'बुद्धिस्तत्स्य विपरिणम्यते' નું સ્મરણ પણ ન રહ્યું ? 'શબ્દ નિત્યવાદ' પણ યાદ ન આવ્યો ? ઉલટું બીજાને પણ 'શંખ પીળો' સમજાવવા લાગ્યા ! इ નો य નથી થતો, પણ માનો અને કહો કે इ ને સ્થાને य નો ઉચ્ચાર કરવામાં આવે છે.

૮ અસ્તુ. પણ આનો સાર શો ? આચાર્ય જેને બ્રાહ્મણ બનાવે, તેના ગુણકર્મ બદલાઇ જાય, તો પણ તે બ્રાહ્મણજ રહેશે? ત્યારે તો આપ હજી મહાત્મા ધર્મપાલને પણ બ્રાહ્મણજ માનતા હશો કેમ ?! એ શ્લોકની પૂર્ણ વિવેચના પ્રથમ થઇ ગઇ છે

૯ ધન્ય છે ! અહીં તો આપે 'આર્યસિદ્ધાન્ત' ભુલી જઇને પણ પૌરાણિકોના ચતુર્મુખ બ્રહ્મા વેદમાં માની લીધાને ?

૧૦ બ્રાહ્મણ પ્રશસ્ત થાય છે, એ કોઇ શબ્દનો અર્થ નથી, પિતૃપિતામહના પ્રશસ્ત હોવાથીજ બ્રાહ્મણ થાય છે, એજ મંત્રનો અભિપ્રાય છે. અને ગુણકર્મથી વર્ણ માનનારા, પિતાના પ્રશસ્ત હોવાથી પુત્રને પ્રશસ્ત કેમ માનો છો ? એ સિદ્ધાંત વિરોધ નહિ તો શું ?

૧૧ અરે ! પૂર્વ જન્મનું કર્મ તો અમે પણ કારણ માનીએ છીએ, તેનો વિરોધ અમે ક્યાં કર્યો છે ? આપ તો આ જન્મમાંજ કર્મને કારણ સિદ્ધ કરવા તૈયાર થયા હતા; તે પણ અંતે તો આવી પડ્યા અમારાજ પક્ષમાં !

૧૨ ન્યાયશાસ્ત્રનો એ સિદ્ધાંત છે કે, કારણનું કારણ અન્યથા સિદ્ધ થાય છે, તે

~~ સ્નાતક લાલા ઇન્દ્રચન્દ્રજી ( અન્તિમ ઉપસંહાર ) ~~

આજ્ઞાનુસાર હું નવાં પ્રમાણ નહિ આપું. આપે કલ્પ ધાતુનો અર્થ ઉત્પત્તિ કર્યો છે તે ઠીક છે, પણ ઉત્પત્તિ અર્થ માનવાથી ' यत्पुरुषंव्यदधुः कतिधाव्यकल्पयन् ' નો એ અર્થ થશે કે, ઇશ્વરને કેટલા પ્રકારથી ઉત્પન્ન કર્યો, તો ઇશ્વરનું પણ ઉત્પન્ન[1] થવું માનવું પડશે, તેથી આપનો અર્થ ફરી પણ બરાબર નથી બેસતો. આપ મને તર્કથી એકદમ હટી જવાનું કેમ કહો છો ? નિરુક્તકાર પણ તર્કને ઋષિ માને છે. સૂર્ય સ્વતઃ પ્રકાશયુક્ત છે, છતાં આંખો વિના જોઇ શકાતો નથી, તેમ વેદ સ્વતઃ પ્રમાણ હોવા છતાં [2]તર્કની અપેક્ષા રાખે છે, તર્કવિના ઇશ્વર દેખી શકાતો નથી; માટે તર્કથી જ નિર્ણય કરવો જોઇએ. મેં મારા તરફથી ત્રણ કારણ બતાવ્યાં નહોતા[3] મે તો આપના મતનો અનુવાદ કરી વિરોધ બતાવ્યો હતો. આપ ત્રણ કારણ માનો છો, તો પછી કેવળ જન્મથી બ્રાહ્મણ કેમ થશે? અમારા મતે તો વર્ણનાં મુખ્ય કારણ ગુણકર્મ છે, અને ગુણકર્મનાં જએ ત્રણ કારણ છે, માતાપિતા, પૂર્વ જન્મના સંસ્કાર અને આ જન્મની પરિસ્થિતિ. જેમ કોઇ સખ્સ ઘોડાપર સ્વાર થઇને પણ જઇ શકે છે, ગાડીમાં બેસીને પણ પહોંચી શકે છે, અને પગે ચાલતો પણ જઇ શકે છે; એમ કોઇ પણ [4]કારણથી ગુણકર્મ પેદા થાય છે. ત્રણે કારણોથી વર્ણ ઉત્પન્ન થાય છે; પણ એકથી નહિ—[5]એ જરૂર યાદ રાખવું. હવે એક આદમી શૂદ્ર કુલનો છે ને બ્રાહ્મણના ગુણકર્મ રાખે છે તો ઉત્પત્તિસિદ્ધ જાતિભેદે એમાં ક્યા થયો? ભવિષ્યપુરાણમાં પણ લખ્યું

---

૧ આ શંકા વ્યર્થ છે. પુરુષસૂક્તનું ક્રમશ પર્યાલોચન કરવાથી તો એજ અર્થ સિદ્ધ થાય છે કે, વિરાટ પુરુષ જે ઉત્પન્ન થયો, તેનું સૃષ્ટિના પ્રવર્તક સાધ્ય દેવતા અને ઋષિઓએ માનમયાગમાં પશુરૂપે ભાવના કરીને યજન કર્યું, અને એ યજનદ્વારા તે પુરુષને તત્તદ્ બ્રહ્માંડ રૂપથી ઉત્પન્ન કર્યો; कतिधाव्यकल्पयन् નો એજ અર્થ છે, કે કેટલા પ્રકારથી ઉત્પન્ન કર્યો અને व्यदधुः પદ પૂર્વમાં આવ્યુ છે, તેનો પણ ઉત્પત્તિ અર્થ સ્પષ્ટ છે. અધિક જોવા જાણવાની ઇચ્છા હોય, તેમણે તો માધવ અગર મહીધરનું ભાષ્ય જોવું જોઇએ; સ્વામી દયાનંદજીએ પણ કલ્પ ધાતુનો અર્થ ઉત્પન્નજ કર્યો છે.

૨ વેદને જોવાની આપ બુદ્ધિ છે, શુષ્કતર્ક નથી; વળી તર્ક વેદવિરુદ્ધ લઇ જાય ત્યાં તો તે હોયજ નહિ. અલ્પજ્ઞ મનુષ્યની બુદ્ધિના આધારે સર્વજ્ઞ વેદોને ચલાવવા એ તે વળી ક્યાંનો ન્યાય ? !

૩. વાહ, કેવી સરસ સફાઇ ! હમણાંજ બોલી ફેવા તુરતજ ફરી જાય છે ? ! !

૪ લ્યો, હવે પોતે ત્રણેના સમુદાયને કારણ નથી માનતા, પ્રત્યેકને કારણ માને છે ! અસ્તુ. તો પછી પૂર્વજન્મના સંસ્કાર પણ કારણ થયા, તેમજ માતાપિતા અને શિક્ષા વગેરે. એવી સ્થિતિમાં કેવલ બ્રાહ્મણ માતાપિતાનો પુત્ર કંઇપણ શિક્ષા ન પામ્યો તોપણ તેનામાં બ્રાહ્મણના ગુણકર્મ હોવા જોઇએ, અને તે જરૂર બ્રાહ્મણજ હોવો જોઇએ; કેમકે આપ પ્રત્યેકને કારણ માનો છો, અને માતાપિતા રૂપ કારણ તો ત્યાં ઉપસ્થિત છે. એમજ ક્ષત્રિય માતાપિતાનો ક્ષત્રિય, વૈશ્ય માતાપિતાનો વૈશ્ય, અને શૂદ્રનો શૂદ્ર જાણવો જોઇએ. घट्टकुट्यां प्रभातायितम् પુનઃ પણ આપ સનાતનધર્મના સિદ્ધાંતમાંજ આવી પહોંચ્યા ! ! !

૫ અરે ! વળી આ શું ? હમણાં તો આપ એક એકને કારણ કહેતા હતા ને ? ! બલિહારી ! ! ! અભી બોલ્યા ને અભી ફોક ! બોલ્યે બંધજ નહિ.

ભલે અંતમાં ગમે તેમ ઇચ્છાનુસાર કહી લો. પરંતુ ઇશ્વરની કૃપાથી વાતજ એવી નિઃસાર હતી, કે તેમનું બોલવુંજ એમનું ખંડન કરતું હતું. આથી સનાતનધર્મ પક્ષના હાજર રહેલા મનુષ્યોપર જે પ્રભાવ પડતો હતો, તે હું મારે મોઢે કંઇ કહેતો નથી; એ વખતે ત્યાં હાજર હતા, તેમનાંજ અંતઃકરણ એ વાતનાં સાક્ષી છે.

અંતમાં વિદ્વત્સમિતિના મંત્રીએ ગુરૂકુલના મુખ્યધિષ્ઠાતાને ધન્યવાદ આપ્યો કે— આપે વિદ્વાનોને અત્રે બોલાવી વિચાર કરાવ્યો, અને યથોચિત સ્વાગત પણ કર્યું. મહાત્મા શ્રીયુત મુન્શીરામજીએ પણ વિદ્વત્સમિતિને ધન્યવાદ આપ્યો, અને ભવિષ્યમાં પણ આવી જ રીતે વિચાર કરવા મળવાનો અનુરોધ કર્યો. પછી વિદ્વત્સમિતિના સભ્યો તેજ સમયે વિદાય થઇને હરિદ્વાર ચાલી આવ્યા

**સૂચના**—અંતિમ ઉપસંહારમાં લાલા ઇંદ્રે કહેલી ઘણી વાતોનો ઉત્તર દેવાનો પછી અવસર ન હોવાથી તે સંબંધી પંડિતશ્રી ગિરિધરજી શર્માએ પ્રસંગોપાત કાઢેલા ઉદ્‌ગારો સર્વની જાણ માટે ૧ થી ૧૬ સુધીના આંકડા માંડી ફુટનોટમાં જણાવેલા છે.

**વિશ્વનાથ વેદપાઠી. મંત્રી—વિદ્વત્સમિતિ, હરિદ્વાર.**

☞બંધુઓ ! આ મનોરંજક શાસ્ત્રાર્થ " **ઋષિકુલ-હરદ્વારથી** " પ્રસિદ્ધ થતા '**બ્રહ્મચારી**' માસિકના ચૈત્ર-વૈશાખ ૧૯૭૨ ના ૬-૭ અંકમાં તેમ **સનાતનધર્મપતાકા** વગેરેમાં પણ છપાયો છે. આવા પ્રકારનો એક પણ શાસ્ત્રાર્થ આપણા ગુજરાતમાં થએલો નથી, તેથી સર્વ ગુજરાતી બંધુઓને આર્યસમાજના વિદ્વાનોનું બુદ્ધિબળ સમજાય, તેમજ સત્યનો પ્રભાવ અને સનાતનધર્મનો વિજય ધ્યાનમાં આવે-એવા શુભાશયથી '**શ્રીમહાજ્યોતિના**' તંત્રી મહાશયને ગુજરાતીમા લખી મોકલતાં તેને પ્રસિદ્ધ કરી સનાતનધર્મીઓ ઉપર ખરે તેમણે મહાન ઉપકાર કર્યો છે. એકવાર કરમસદ મુકામે અનાયાસે મારે પોતાને જ આર્યસમાજના પંડિતજી બાલકૃષ્ણશર્મા અને કવિશ્રી મહારાણીશંકરશર્મા સાથે શાસ્ત્રાર્થ કરવામાં બ્રાહ્મણોદ્વારા જો કે પત્રવ્યવહાર થયો હતો; પરંતુ તેનું પરિણામ કાંઇ આવ્યું નહોતું; બહુધા સમાજીઓ એમજ કરે છે. પરંતુ આ વખતે હિંમત કરી ઉક્ત શાસ્ત્રાર્થમાં સામા બોલાવ્યા તો હિંમત સમજવી. અસ્તુ. सत्यमेव जयते नाऽनृतम् એ વેદવચન ત્રિકાલમાં અબાધિત છે. તેનું સ્પષ્ટ પ્રમાણ આ **મનોરંજકશાસ્ત્રાર્થ**માંજ દેખાય છે. એજ સત્ય પોતાના પ્રખર પ્રભાવથી સર્વત્ર સનાતનધર્મ અને તેના અનુયાયીઓની ઉજ્વલ કીર્તિ પ્રસરાવવા સહાયક થાય, અને મહાજ્યોતિના સબળ સહાયક શ્રીયુત **સંઘવીજીના** ઉજ્વલ ઉદ્‌ગારો સર્વના અંતકરણોને જાગ્રત કરી સત્વર શ્રીસનાતનધર્મનું શરણ લેવરાવે-એજ સંકલ્પમાં વિરમાય છે. ૐ इतिशम्. यति मुकुन्दाश्रम.

## —सुधारकंमन्यो अने हिन्दुसंसारमां स्त्रीनुं स्थान.—

આજકાલ આપણા ભારતવર્ષમાં પાશ્ચાત્ય વિચારોથી અવળે રસ્તે દોરવાઇ જઈ આપણા કેટલાક નવશિક્ષિત યુવકો હિન્દુસંસારમાં સ્ત્રીઓની બહુ અધમ સ્થિતિ છે, જૂના વિચારવાળા તેઓને ગુલામડી જેવી ગણે છે-એવા મિથ્યા બખાળા પાડી હિન્દુસંસારના ઉપર મિથ્યા કલંક મૂકવાનું ભારે સાહસ કરે છે. આપણા પરમપવિત્ર પૂર્વજો સ્ત્રીને એક અધમ

નાતરાં, પુનર્લગ્ન આદિનો સાફ નિષેધ કરેલો છે, જે સુધારકમન્યોની આંખમાં એટલો બધો ખુચે છે ને એમના લાગે છે કે બરાડા પાડયાજ કરે છે સહગમન અને અનુમરણ પણ અપ્રતિમ આદર્શ પતિભક્તિની પ્રતીતિ કરાવે છે, કે જેનો અખિલ ભૂમંડળમાં અન્ય કોઇ પણ સ્થળે દાખલો મળી શકે તેમ નથી

વળી હિન્દુધર્મશાસ્ત્રો તો સ્પષ્ટ કહે છે કે, ધણીધણીઆણીનો સંબંધ જન્મોજન્મ સુધી અવિચ્છિન્ન અને સતત્ કાયમ રહેનારો છે "*सतीयोषित्पुमासमन्येति भवान्तरे ष्वपि*" અર્થાત્ પતિવ્રતા સ્ત્રી જન્મોજન્મ પોતાના પતિ સાથે રહે છે, કદી પણ વિખૂટી પડતી નથી ખરેખર પતિનો પાર્થિવદેહ યમપીડનથી આ લોકમાંથી અન્તર્હિત થઇ શકે છે, પરન્તુ પત્નીના હૃદયમન્દિરમાં વિરાજમાન થએલ પતિદેવની મૂર્ત્તિ તો દેહમાં પ્રાણ ટકે છે, ત્યાં સુધી અન્તર્હિત થવા શક્તિમાન નથી આવો ઉચ્ચ આદર્શ યુરોપ અમેરિકા કે અન્ય કોઇ પણ સ્થળે તમને મળવાના નથી—અરે દુષ્પ્રાપ્ય છે માટે નકામી બધી ખોટી ખટપટો કરવી જવા દઇ, આવા ઉચ્ચ આદર્શમાં ટકી રહેવા સારૂ સર્વદા આપણાથી બનતા પ્રયત્ન કરવા એજ ઇષ્ટ છે

પ્રસન્નવદન છબીલારામ, દીક્ષિત. સુરત

## —स्त्रीपुरुषना समान हकनुं मिथ्यात्व ने पुरुषनी प्रधानता.—

ઋગ્વેદ ૩।૩૧।૧ મં૰ शासद्वह्निर्दुहितु આ વહ્નિ નામ પોતાની પુત્રીને અન્ય કુલ-પતિકુલમાં પહોંચાડનાર કન્યાનો પિતા જમાઇને કહે છે કે —

अभ्रातृकामदास्यामि तुभ्यं कन्यामलङ्कृताम् ।
अस्यायोजायते पुत्रः समेपुत्रोभवेदिति ॥

આ કન્યાને કોઇ ભાઇ નથી, આ અલંકારયુક્ત કન્યાનો વિવાહ તમારી સાથે કરીશ તમને કન્યાનું દાન કરીશ—આ કન્યામાં જે પુત્ર પેદા થશે, તે મારો પૌત્રસ્થાની દૌહિત થશે—આવું ઠરાવીને કન્યાદાન પિતા કરે છે અર્થાત્ પુત્રહીન પિતા પોતાની પુત્રીને પુત્રને ઠેકાણે માની દૌહિત્રને પોતાનો પિંડદાતા વંશજ પૌત્ર માની લે છે ( દુહિતા શબ્દનું નિરૂક્ત એ છે કે, પિતાના ઘરથી દૂરસ્થ પતિને ઘેર જવા છતાંપિ તે પિતાનું હિત ચાહાય છે વા માબાપ પાસેથી અનેક પદાર્થ લેઇલેઇને તે પોતાની કામના પુરી કરે છે, એથી દીકરીને દુહિતા કહે છે ) नप्त्यंगाद्विद्वान् પુત્રીના પુત્ર દૌહિત્રને પોતાનો પૌત્ર જાણી પ્રાપ્ત થાય છે ऋतस्य दीधिर्ति सपर्यन्-ऋत નામ સંતાનોત્પતિરૂપ યજ્ઞને વા શુક્રશોણિતના વિધાન નામ ગર્ભાધાનને થવાને ચાહતો પ્રશંસા કરતો દૌહિત્રને પૌત્રભાવે પ્રાપ્ત થાય છે ( ગર્ભાધાન વખતે શુક્ર પ્રત્યેક અંગથી તથા હૃદયથી ઉત્પન્ન થાય છે અને સ્ત્રીના ગર્ભાશયમાં સમર્પિત થાય છે, કન્યા કે પુત્ર બંનેના ગર્ભાધાનની પ્રક્રિયા તેમજ વેદોક્ત વિધાન પણ એકજ છે, આથી પુત્રપુત્રી બંને સરખાજ હકદાર—વારસ હોવાં જોઇએ ) સાધારણ રીતે પુત્રપુત્રી બંને હકદાર વારસ છે, એ વાત સંધ્યા અને ધર્મશાસ્ત્રીય શ્લોકના પ્રમાણથી દેખાડે છે अङ्गाद्ङ्गात्० હે પુત્ર કે પુત્રી ! તું મારા અંગઅંગથી તથા હૃદયથી પેદા થયેલ છે, એટલા માટે તું મારૂં જ સ્વરૂપ આત્મા છે, તે તું સો વર્ષ સુધી જીવ્યા કર એવી ભગવાનને પ્રાર્થના કરૂં છું કન્યા પુત્ર બંનેની સરખી રીતે ઉત્પત્તિ થાય છે, એથી સમાન

હક હોવા જોઇએ. પાણિનીય વ્યાકરણ પુમાન્‌સ્ત્રિયા ને અનુસાર પુત્રની સાથે પુત્રીનો એક શેષ થઇ જાય છે. આથી કરીને આ ઋચામાં પુત્ર કહેવાથી પુત્રીનું પણ ગ્રહણ આવી જાય છે. અવિશેષેણ॰ પુત્રપુત્રી એ ભેદભાવ છોડી પિતૃધનના અધિકારી વા સ્વામી સ્વામીની થઇ શકે છે–એ વાત સૃષ્ટિના આરંભમાં સ્વાયમ્ભુવ મનુજીએ કહી હતી, આથી એ પક્ષ માનનીય છે; દાયભાગી-હકદાર થવાના સંબંધમાં પૂર્વાચાર્યોનો આ પણ એકમત છે. પરંતુ વેદના સિદ્ધાન્ત કે જે અંતિમ છે, તેની અપેક્ષાએ એ મતને પૂર્વપક્ષરૂપ જાણો; એટલા માટે ભારતવર્ષના ઋષિયો તથા આચાર્યોએ એ મત વેદનો અન્તિમ અટલ સિદ્ધાન્ત નથી માન્યો. આથી કરીને એ મત યુરોપાદિ દેશાંતરોમાં માનનીય થઇ ગયો છે, ત્યાં છોકરીને બાપની રાજગાદી મળી શકે છે; જેથી કરી મહારાણીશ્રી વિક્ટોરીઆ રાજરાજેશ્વરી થઇ ગઇ. મહારાણી વિક્ટોરિયાના નામથી તો સર્વ ભારતવાસી જાણીતા છે, પણ વિક્ટોરિયાના પતિ પ્રિન્સ આલ્બર્ટને તો ભાગ્યેજ લાખમાં કોઇ જાણતા હશે; કેમકે તે રાજા નહોતા માનવામાં આવતા. આથી તો મહારાણી વિક્ટોરિયાના સ્વામીનું એક રીતે મહા અપમાન સિદ્ધ થાય છે, ઇત્યાદિ અનેક દોષોને લીધેજ ભારતના ઋષિઓએ આ પક્ષને અંતિમ સિદ્ધાંત નથી માન્યો; પરન્તુ આપણા અહીંના વેદોક્ત સિદ્ધાન્તાનુસાર પતિ રાજરાજેશ્વર હોવાથી રાજપત્ની સામ્રાજ્ઞી–રાણી માનવામાં આવે છે, આથી રાજપત્ની–રાણીનું કંઇ પણ અપમાન નથી થતું.

( ૨ ) न दुहितर इत्येके પિતાના રાજ્યાદિની પુત્રી વારસ નથી થઇ શકતી, એવો કેટલાક આચાર્યોનો બીજો મત છે. કેમકે तस्मात्पुमान् दायादोऽदायादा स्त्रीति विज्ञायते । બ્રાહ્મણગ્રંથની એ શ્રુતિ પ્રમાણ છે, કે ઉક્ત કારણથી પુત્ર વારસ થાય છે અને કન્યા વારસ થતી નથી. तस्मात्स्त्रियं जातां परास्यन्ति न पुमांसमिति च, અને તેટલા માટે જ ઉત્પન્ન થયેલી કન્યાનું વિવાહ વખતે અન્યને દાન કરી દે છે. જેમ કન્યાદાન કરવામાં આવે છે તેમ વરદાન કરવામાં નથી આવતું; એ પણ શ્રુતિનું બીજું પ્રમાણ છે. કન્યા બાપના ઘરમાં રહેતીજ નથી પણ પતિના કુલમાં ચાલી જાય છે, ને એ કુલ જ એનું ગોત્ર થઇ જાય છે; ત્યારે બાપના રાજ્ય વગેરેની અધિકારિણી કેમ થઇ શકે ? કદાપિ ન થાય. स्त्रीणां दानविक्रयातिसर्गा विद्यन्ते न पुंसः । કન્યાનું કોઈ યોગ્ય વરને દાન દેઇ દેવું, વિવાહની રીતે ધન લેઇ કન્યાને વેચવી—તે કન્યાવિક્રય કહેવાય છે; ( અત્ર ચાલ પુરાતન હોવા છતાંપિ નિન્દિત છે ) તથા સ્વયંવર વખતે ક્ષત્રિય રાજાઓ કન્યાનો ત્યાગ:કરતા હતા કે આ કન્યાને હું તજી દઉં છું, જે વીર અમુક પ્રણ—શરત પૂરી કરી શકે તે ગ્રહણ કરે, અથવા તો કન્યાને છુટ આપતા હતા કે તું જેને ચાહાય—પસંદ કરે તેને પરણી લે; એ પણ એક રીતે ત્યાગ છે. આ સ્વયંવર ભારતના ક્ષત્રિય રાજાઓમાંજ થતા હતા બ્રાહ્મણાદિમાં નહિ થતા. સ્વયંવર-ઇચ્છાવર choice marriage હાલ હિંદુ પ્રજાને અહિતકર છે.

( ૩ ) पुंसोऽपीत्येके शौनःशेपे दर्शनात् ॥ કેટલાક આચાર્યોનો ત્રીજો મત એવો છે કે, દાન વિક્રય અને પરિત્યાગ પુત્રોનો પણ જોવામાં આવતો હોવાથી સ્ત્રીનો વારસ ન થવાનો મત ઠીક નથી. પિતા જેનું અન્યને દાન આપી દે તે દત્તકપુત્ર છે, તથા ધન દેઇ લીધેલો પુત્ર ક્રીતક કહેવાય છે; મહાભારત અને ઋગ્વેદીય ઐતરેય બ્રાહ્મણમાં શુનઃશેપ ઋષિનું ઉપાખ્યાન છે ત્યાં સ્પષ્ટ દેખાય છે, કે પુત્રનો પણ વિક્રય કરવામાં આવ્યો હતો.

વિશ્વામિત્રે મધુચ્છન્દા આદિનો અને રાજર્ષિ યયાતિએ પુરુ આદિનો પરિત્યાગ કર્યો હતો, આથી પુત્રોનો પણ દાન, વિક્રય અને અતિસર્ગ સિદ્ધ થતો હોવાથી સ્ત્રી કન્યાનો વારસ થવાનો હક ખંડિત નથી થતો; આ ત્રીજા મતનો પહેલા મત સાથે સમાવેશ થઇ શકે છે.

(૪) अभ्रातृमतीवादृश्यपरम् અન્ય આચાર્યોનો ચોથો મત વળી એવો છે કે—शासद्वह्नि ઇત્યાદિ પ્રમાણોનો અભિપ્રાય એવો છે કે, વેદાદિ શાસ્ત્રોમાં જ્યાંજ્યાં પુત્રીને વારસ થવાનું કહેવામાં આવેલું છે, ત્યાં ત્યાં સર્વત્ર જેને કોઇ ભાઇ નથી તેજ કન્યા પિતાના રાજ્યાદિ ઐશ્વર્યની ઉત્તરાધિકારિણી છે. अमूर्यायन्ति એ આથર્વવેદનો મંત્ર છે, જે સ્ત્રીની ઉપસ્થેન્દ્રિયમાંથી નિરંતર લોહી નિકળ્યા કરતું હોય તેને રોકવામાં આનો વિનિયોગ છે. अमू: નામ એ નાડીઓ लोहितवाससो जामयः કે જે ઋતુમતી હોવાથી રક્ત વસ્ત્રો વાળી સ્ત્રીઓના તુલ્ય યન્તિ રૂધિરને વહેવડાવે છે એ સર્વ નાડીઓ ઉપરામને પ્રાપ્ત થઇ શાન્ત થઇ જાય. अभ्रातरइव योषास्तिष्ठन्ति हतवर्त्मनः સંતાનનું મુખ્યકર્મ જે પિંડદાન, એને માટે નષ્ટ થઇ ગયો છે પતિનો વંશ ચલાવવાનો માર્ગ જેનો, એવી કોઇ ભ્રાતૃહીન કન્યા વિવાહ કર્યા વિના બેસી રહી છે. અર્થાત્ नाभ्रात्रीमुपयच्छेत-इतिश्रुतौ यस्यास्तु न भवेद्भ्राता० नोपयच्छेत तांप्राज्ञः । મનુસ્મૃતિ અ૦ ૩. એ શ્રુતિસ્મૃતિના પ્રમાણોથી ભાઇ વગરની કન્યા સાથે લગ્ન કરવાનો નિષેધ છે. એટલા માટે પ્રાચીન કાળમાં એવી કન્યાઓ સાથે કોઇ વિવાહ નહોતું કરતું, આથી કરી એનો સન્તાનોત્પત્તિનો માર્ગ રોકાઇ જતો હતો; તેમજ નાડીઓનો રક્તવહનમાર્ગ રોકાઇ જાય. अभ्रातृकाया अनिर्वाह औपमिकः । અહીં ભ્રાતહીન કન્યાનો વિવાહદ્વારા નિર્વાહ ન થવો, એ ઉપમાથી દેખાડી આપવામાં આવ્યું છે. આટલા માટે પતિગૃહમાં ન જવાથી ભાઇ વગરની કન્યા જ પુત્રની પેઠે પિતૃસંપત્તિની વારસ થઇ શકે છે, આ એક ચોથા પ્રકારનો મત છે.

આ ચોથા પક્ષમા अभ्रातेवपुंसएति० એ ઋચા પ્રમાણ છે, કે નિષેધ હોવા છતાંપિ ભાઇ વગરની એ કન્યા સાથે કોઇ વિવાહ કરી લે, તો જેમ એ કન્યા પોતાના પુત્રદ્વારા પિતૃવંશને ચલાવનારી થાય છે, અર્થાત્ પિતાનુ હિત અધિકાધિક કરવા ચાહાય છે, કિન્તુ પતિવંશ નથી ચલાવતી, તેમજ ઉષા પોતાના પિતૃસ્થાની ઉત્પાદક સૂર્યથી અભિમુખ રહે છે. જેમ પતિ-પુત્રહીન સ્ત્રી પતિનું ધન મેળવવા માટે સ્વયં કોર્ટદરબારમાં જાય છે, તેમજ ઉષા સૂર્યના પ્રકાશ રૂપ ધનની પ્રાપ્તિ માટે આકાશમાં પ્રાપ્ત થાય છે. સ્ત્રી સ્વપતિને શૃંગાર દેખાડી ખુશી કરે છે, તેમ ઉષા સૂર્યના આગમનની સૂચના આપતી પોતાના સુંદર રૂપથી સૂર્યને પ્રસન્ન કરે છે. મંદ મંદ હસતી સ્ત્રી પોતાના પતિને દાડમના દાણા જેવા દાંતની શોભા બતાવે છે; તેમ ઉષા પોતાના પ્રકાશ દ્વારા સર્વ પદાર્થોનાં રૂપ દેખાડી આપે છે. ભ્રાતૃહીન કન્યાનાં સંતાન કન્યાના પિતાનાં થઇ જાય છે તથા પિતા પોતાની પુત્રીને પુત્રવત્ માની લે છે, એટલા માટે ભાઇ વગરની કન્યા સાથે પરણવું નહિ. पिता यत्र दुहितु सेकमृञ्जन લગ્ન પહેલાં સસરો જમાઇને કહે છે કે, આ કન્યાને મેં પુત્રિકા કરી છે शग्म्येन मनसा संदधन्वे આથી કરી આ કન્યામાં જે પુત્ર થશે તે મારો થશે; એવું સંગમ મંત્રથી અનુમાન કરે છે. આ ચોથા મતે ભ્રાતૃહીન કન્યા પિતૃસંપત્તિની દાયાદ-વારસ છે હવે એ પૂર્વોક્ત ચોથો પક્ષ સિદ્ધાન્ત રૂપ જાણવો. ત્યારે તો अङ्गादङ्गात्० ઋચાથી સિદ્ધ કન્યાનું પુત્રત્વ ગૌણ માનવામાં આવશે, ત્યારે મુખ્ય પુત્રને અભાવે એ ગૌણ કન્યા ઉત્તરાધિકારિણી થશે

અને જે आविशेषेण पुत्राणां કહ્યું તે ભ્રાતૃહીન કન્યાની અપેક્ષાને લેઇ કથન કર્યું જાણો, અથવા વેદનું સ્પષ્ટ પ્રમાણ હોવાથી સ્મૃતિના પ્રમાણની અપેક્ષા નથી માનો, ભ્રાતૃમતી કન્યા દાયભાગિની ન હોવામાં न जामयेतान्वः ઋચાનું ઉદાહરણ ઋષિયો આપે છે. न जामये तान्वो रिक्थमारैक् પિતાના તનુ—શરીરથી ઉત્પન્ન થયેલ તાન્વ ઔરસ પુત્ર જામિ-પોતાની બહેનને બાપની મિલ્કતનો ભાગ નથી આપતો. ( અહીં જામિ શબ્દનો અર્થ એ છે, કે પિતૃકુલથી અન્ય લોક જેમાં સન્તાન ઉત્પન્ન કરે; અથવા બાપના કુલમાંથી અન્યત્ર ચાલી જનારી જામિ કહેવાય છે. ) चकार गर्भं सनितुर्निधानम् પણ એ કન્યાનો ભાઇ પોતાની બહેનને પાણિગ્રહણ કરનારા પતિદ્વારા ગર્ભાધાન કરવા અને પાલનપોષણ કરવા યોગ્ય બનાવે છે. यदीमातरो जनयन्त वह्निम् યદિ માતાપિતા પુત્રપુત્રી બનેને ઉત્પન્ન કરે છે, તો अन्य कर्त्ता એ બેમાંથી એક પુત્ર પોતાના બાપનો વંશ વંશજ ચલાવનાર પિતૃસંપત્તિનો વારસ થાય છે, અને सुकृत्नोरन्य ऋन्धन् એક જ પ્રકારે ઉત્પન્ન થયેલ કન્યા પુત્ર એ બેમાંથી એક કન્યારૂપ સંતાનનું પાલન પોષણ કરી બીજા કોઇને તેનું દાન કરી દેવામાં આવે છે, અર્થાત્ કોઇની સાથે પરણાવી દે છે, પરતુ તે કન્યા એ દશામા પિતૃસમ્પત્તિની ઉત્તરાધિકારિણી નથી થતી.

હવે સક્ષેપથી ઉપસંહારમાં આનો સારાશ એ છે કે, આ સઘળો સસાર ઉત્પત્તિથી પ્રલય સુધી સ્ત્રીપુરુષ એવા બે ભાગમા વિભક્ત રહ્યા કરે છે, એ બનેનું બીજું નામ પ્રકૃતિપુરુષ પણ કહેવાય છે. જો કે માયા-પ્રકૃતિ જડ માનવામાં આવે છે, તથાપિ પુરુષ એના સર્વાંશોમાં સર્વ દશામાં સદા પ્રવિષ્ટ—વ્યાપક રહે છે, આથી વાસ્તવમાં પ્રકૃતિ જડાત્મિકા નથી. આથી કરીને વેદના મુખ્ય અંતિમ સિદ્ધાન્ત અદ્વૈતવાદમાં બ્રહ્માત્મતત્વની સત્તાથી ભિન્ન સ્વતંત્ર માયાની સત્તા પણ સિદ્ધ નથી થતી. ત્યારે તો પ્રકૃતિ-માયા સ્વરૂપે સચ્ચિદાનન્દાત્મા બ્રહ્મજ ભાસિત થઇ રહ્યા છે—એમ કહેવું વા માનવું કદાપિ અનુચિત નહિ કરી શકે. આથી " सर्वंखल्विदं ब्रह्म नेह नानास्तिकिञ्चन ।" વેદનું એ કથન છે કે આ બધું દશ્યમાન જગત્ બ્રહ્મસ્વરૂપજ છે, આમાં અનેકતા કંઇ પણ નથી. પૃથિવ્યાદિ જડ કહેવાતા સઉના વિકારોમાં જ્યાં જોઇએ ત્યા સર્વત્ર એજ ચેતન જીવજન્તુરૂપે પ્રકટ થઇ રહે છે; આનું કારણ એ છે કે સર્વ જડાશોના પ્રત્યેક પરમાણુ પર્યંતમાં ચેતનાત્મતત્ત્વ પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપે ઓતપ્રોત થઇ રહ્યો છે. શુકલયજુર્વેદ અધ્યાય ૩૨મા માં કહ્યું છે કે.- " सओत प्रोतश्च विभूः प्रजासु । " એ અખંડ વ્યાપક પરમેશ્વર જ સર્વ જડચેતન પદાર્થોમાં ઓતપ્રોત થઇ રહ્યો છે. આ ઉપલા લેખથી પુરુષ નામ પરમેશ્વરની મુખ્યતા અને માયા-પ્રકૃતિની ઇશ્વરાધીનતા અને ગૌણતા સ્પષ્ટ સિદ્ધ થઇ જાય છે; અને અનેક યુક્તિયોથી પણ એજ સિદ્ધ થવાનું અને થશે.

પ્રકૃતિ-પુરુષનાંજ બે રૂપાતર સંસારમાં સ્ત્રીપુરુષ થયાં અને કહેવાય છે, જડચેતન કહેવાતા સર્વ પદાર્થોમાં સ્ત્રીપુરુષ બે ભેદ અનાદિ કાલથી સિદ્ધ છે. એ બેમાં કહીં કહીં સ્ત્રીની પ્રધાનતા હોવા છતાંપિ અધિકાંશોમાં પુરુષનીજ પ્રધાનતા યુક્તિ પ્રમાણુ બનેથી સિદ્ધ છે. યદ્યપિ સ્ત્રીપુરુષ બનેમાં એકજ ચેતન વિદ્યમાન છે, તથાપિ પુરુષ શરીરમાં બુદ્ધિરૂપ ઉપાધિના ભેદથી આત્મતત્ત્વની પ્રધાનતા છે, ત્યારે સ્ત્રીમાં પુરુષ શરીરનો અપેક્ષાએ બુદ્ધિ ભેદથી આત્મતત્ત્વની ગૌણતા છે. આટલા માટેજ વેદના સિદ્ધાન્તથી સ્ત્રી કન્યા કોઇ પુરુષને દેવામાં આવે છે-પતિને આધીન કરી દેવાય છે, પણ પુત્ર કોઇ કન્યાને આધીન

નથી કરવામા આવતો, અર્થાત્ કન્યાદાન થાય છે વરદાન નથી થતુ સર્વ જાતિયો અને સર્વ રૂપોમા દેવાસુરદલ વિદ્યમાન છે, એ બેમા અસુર દલનુ એ પણ એક ચિન્હ છે કે તે સદાથીજ સ્ત્રીને પ્રધાન માનતા આવ્યા છે જ્યારે સસારસાગરનુ મન્થન દેવો અને અસુરો બે દલોએ મળી કર્યું હતુ, ત્યારે સસારિદષ્ટિએ રત્ન કહેવાતા પદાર્થોમા મોહિની રૂપે એક સ્ત્રીરત્ન પણ નિકળ્યુ હતુ. આ સ્ત્રીરત્ન કાઢવાનો પરમેશ્વરનો હેતુ એજ હતો, કે જે દલ આ મોહિનીરૂપ પર મોહી જઈ અન્ય સર્વ ઇષ્ટ સાધનોને ભૂલી જશે એજ અસુર થશે, ત્યારે એમજ કહોને કે વાસ્તવમાં અસુર હતા તેજ મોહિત થયા આથી અસુરોમા સદાથી સ્ત્રી પ્રધાન અને દાયભાગિની છે, તથા દેવદલમા પુરુષ પ્રધાન છે, એટલા માટેજ વેદમતાનુયાયીઓમા પુત્ર વિદ્યમાન હોવા છતાં પુત્રી વારસ નથી થતી મોક્ષમા પણ આપણે પુરૂષ-પરમેશ્વરને પ્રાપ્ત થવા ચાહીએ છીએ, પણ પ્રકૃતિ માયાને પ્રાપ્ત થવા નથી ચાહતા, આથી પણ પુરુષને પ્રધાન માનવાનોજ પક્ષ શ્રેષ્ઠ છે બ્રાહ્મણસર્વસ્વ (૧૩-૮)મા ઋગ્વે૦ ૩-૩૧-૧ તથા ૧-૧૨૪-૭ અને ૩-૩૧-૨ એ ત્રણ મન્ત્રોનુ અને નિરુક્તનુ સ્પષ્ટ વ્યાખ્યાન હિંદીમા આવેલુ છે તેને આધારે આ લેખ લખેલો છે સ્ત્રી પુરૂષના સમાન હક્કની ખોટી જક અને નિરર્થક હિમાયત કરનારા આર્યમ્મન્યો પોતાને વેદધર્માનુયાયી વેદનેજ પ્રમાણ માનનારા અને વેદના હિમાયતી હોવાનો શકો રાખનારા કહેવડાવે છે-ગણાવે છે, તેમણે વેદ ભગવાન કહે છે તે ઉપર ખસુસ કરીને ધ્યાન આપવુ ઘટે છે નહિ તો પછી વેદ વિરુદ્ધ વર્તનાર એ દયાનદીય દત-સગવડીયા સંપ્રદાય અને અહિંદુ સમાજના લોકો વેદવિરોધી પાખડી અને વેદનિન્દક નાસ્તિકના પદને પામશે પાશ્ચાત્ય દેશોનુ અનુકરણ અને અનુસરણ કરવામા વેદાજ્ઞાથી કેટલા વિરુદ્ધ વર્તાય છે, તેનો સનાતન વેદધર્માનુયાયી ભાઇઓએ તેમા ખાસ કરીને નવશિક્ષિત યુવાનોએ તો ખૂબ વિચાર કરીને તે ઉપર પુરતુ લક્ષ આપવુ જોઇએ છે

व्रजवल्लभनन्दनगुप्त.

## —सगवडीया सम्प्रदायना उत्पात अने सनेपात !—

રાજસ્થાનઆર્યપ્રતિનિધિસભાના ઉપદેશક પડિત શ્રી નૃસિહશર્માએ આર્યસમાના ખોટા સિદ્ધાંતોનો પરિત્યાગ કરીને સર્વશ્રેષ્ઠ સનાતનધર્મનો આશ્રય લીધો આથી કરી સદ્ધર્મપ્રચારક ઘણુ ચીડાઇ ગયુ છે, અને એણે બ્રાહ્મણને ગાળો દેવા માડી છે ભારતમા પહેલા પણ બ્રહ્મદ્રોહી તો હતા, પણ તેમનો ટકાવ બહુ દિવસ રહ્યો નહિ, કેમકે બ્રાહ્મણનો દ્રોહ કરવો-એ ઇશ્વર સાથે વિરોધ કરવા બરાબર છે, તેથી બ્રહ્મ દ્રોહીઓનુ અસ્તિત્વ ઘણા દહાડા સુધી રહેતુ નથી હરદ્વાર-કાગડી ગુરુકુલના અધિષ્ઠાતા મહાત્મા મુન્શીરામે પોતાના સદ્ધર્મપ્રચારકમા લખી માર્યું છે કે—"**વાહ્મન કભી કિસીકે નહી હુએ.**" અહીં **બ્રાહ્મણ** શબ્દને બદલે **વાહ્મન** લખવાના બે કારણો હોઇ શકે છે, એક તો શુદ્ધ શબ્દનુ જ્ઞાન ન હોવાથી અને બીજુ નિન્દા કરવાને માટે, બન્ને વિચાર ઘૃણિત તથા અજ્ઞતા બોધક છે વાત ખરી છે, કે, બ્રાહ્મણ કદી સ્વાર્થી તથા સત્ય અને ધર્મની હત્યા કરનારાના થઇ સકતા નથી બાબુપાર્ટીના નેતા અને બ્રહ્મદ્રોહીમા અગ્રેસર લાલા મુન્શીરામ જેવા આર્યમ્મન્યોની કૃતિરીતિથી તો ધીરેધીરે બધા બ્રાહ્મણો આ શદ્રપ્રધાન આર્યસમાજની ગુરુકુળ પાર્ટીમાથી ખસી જશે, કોઇ વિદ્વાન બ્રાહ્મણ તો એમા

નહિ જ રહે. રહી જશે ફક્ત શૂદ્ર અતિશૂદ્ર અને વર્ણસંકર જાતિયો, કે જેમનો મુખ્ય ઉદ્દેશ જ વૈદિકધર્મ તથા બ્રાહ્મણોની પેટભરી નિંદા કરવાનો છે. લેખ્યતારણા અને બકવાદ કરી નાસ્તિક બનતા જતા દુર્ભાગી દયાનંદીયોને પરમકૃપાળુ પરમાત્મા દયાદૃષ્ટિ કરીને સુમતિ આપે. * * * * *

અવિદ્વત્‌-હરદ્વારની વિદ્વન્મંડલીએ પોતાના ઉત્સવ પર ટાગડી ગુરુકુળવાળાને મૃતશ્રાદ્ધ પર શાસ્ત્રાર્થનું ચેલેંજ આપ્યું હતું પહેલાં તો તેમણે નિયમાદિના બહાનાં નાંખી શાસ્ત્રાર્થથી છટકી જવા ચાહાયું, પણ કંઇ ઉપાય ચાલ્યો નહિ ત્યારે પછી નાછુટકે તેમને આવવું પડ્યું; સભાપતિ લાલા બલદેવસિંહજી રઇસ થયા. ગુરુકુલવાળાએ એક મોટી ભૂલ તો એ કરી કે, ખાસ ગુરુકુળમાંજ વર્ણવ્યવસ્થાના શાસ્ત્રાર્થમાં પરાસ્ત થઇ ચુકેલા લાલા ઇન્દ્રચન્દ્રને પાછા શાસ્ત્રાર્થને માટે ખડા કર્યાં ગુરુકુલવાળાએ ન્યાયમર્યાદાને પદદલિત કરી અંતમાં પોતાનું બાપણુ રાખવાની એટલી બધી અનુચિત હઠ કરી કે તેમણે આનો નિર્ણય ન તો પબ્લીકની સમ્મતિપર કે ન તો અધ્યક્ષના અભિપ્રાય પર કે ન તો કોઇ સભાના શિક્ષક-પઢાનેવાળાં પર રહેવા દીધો !!! પણ અવિદ્વત્‌વાળાએ તેમને આ બહાનાથી પણ છટકી જવા તો ન દીધા, પાંચ વાર ઉત્તર પ્રત્યુત્તર થયા. પંડિત શ્રી ગિરિધરજી શર્મા અને લાલા ઇન્દ્રજી બન્નેનો સમય દશદશ મિનિટનો હતો પંડિત ગિરિધરજીએ વેદ અને અન્યાન્ય પ્રમાણોથી મૃતક શ્રાદ્ધને વેદોક્ત સિદ્ધ કર્યું; ત્યારે સમાજી લાલા ઇન્દ્રની તો બોલતી જ બંધ થઇ ગઇ; સમાજીયોએ તો એવો રંગ જમાવ્યો હતો, કે જેથી સનાતનધર્મના શ્રાદ્ધ વિષયનો તો પતો પણ નહોતો કે એવું વિધાન કેવું છે !! ધર્મઅધર્મ અને સાચજૂઠના સંગ્રામમાં ધર્મ અને સત્ય પક્ષનો જ સદા વિજય થાય છે, એથી આર્યસમાજીઓએ પોતાની આ હાર પર પશ્ચાતાપ અને શોક ન કરવો જોઇએ. * *

વગેરે નથી સ્થાપ્યા? તો પછી જૈન વૈષ્ણવો વગેરે તેમ કરે છે તેમાં ખોટું શું થાય છે કે નાહક બડબડે છે? પણ ચુક તો એ જાનતી હશે કે હવે ઢોંગ ચાલશે નહિ અને ગુરુકુળ અને વેદપ્રચારને બહાને લોકો પૈસા આપશે નહિ × × × ×

લેખકો અને વક્તાઓ પોતાના વિષય પ્રતિપાદનાર્થે ઘણીવાર ગીતા, ભાગવત, રામાયણ, મહાભારત, મનુસ્મૃતિ, ઉપનિષદો વગેરેના પ્રમાણો આપે છે, તેમાં કોઈવાર પાસે ગ્રંથ ન હોવાથી મોઢે યાદ હોય તે પ્રમાણે વચનો ટાંકી બતાવે છે આમ કરવાથી વખતે મૂળ ગ્રંથમાં હોય તે કરતાં શબ્દ ફેરફાર થયેલો જણાય છે, પણ મતલબમાં ફેર પડતો નથી, મૂળ ગ્રંથમાં જેવા અર્થમાં લખેલું હોય તેવો જ ભાવાર્થ પ્રમાણ તરીકે ટાંકી બતાવેલા શબ્દનો પણ હોય છે મૂળ ગ્રંથ ઉપરથી ઉતારો કરવાની આળસે અથવા તો ગ્રંથ તે કાળે પ્રાપ્ત ન હોવાથી યાદ કરીને લખવાથી કે કહેવાથી કંઇ ફેર પડે, તો તે ક્ષન્તવ્ય પણ છે. આમ થતું ઘણા લેખકોના સબંધમાં જોઇએ છીએ, ને પ્રમાણે મુંબઇના સુપ્રસિદ્ધ **ગુજરાતી** પત્રમાં સત્યાર્થીના લેખમાં થયું હશે તે ઉપરથી મુંબઇ આર્યસમાજના પગારી પંડિત બાલકૃષ્ણ શર્માં ગાલ બજાવીને ફાવે તેમ પોતાના ઘરના છાપામાં તા ૧૬ મી જાન્યુઆરી ૧૯૧૬ના અંકમાં બીજે પાને લખે છે કે—"મહર્ષિ દયાનંદજીને લિખા હુવા શ્લોકાર્ધ "विविधानि च रत्नानि विविक्तेषूपपादयेत्-એટલે સંન્યાસીઓને નાના પ્રકારના રત્નાદિ પણ આપવા" મનુસ્મૃતિ કે અનેક પાઠ ભેદોમે હો અથવા કિસમેં પદ આગે પીછેકે આ ગયે હો, પરંતુ ભાવાર્થમે કોઇ ભેદ નહીં હ. મનુસ્મૃતિ કે ૧૧વે અધ્યાયકે આરંભમેં જિનકો દાન દેના ચાહિયે, ઉન નઉ પાત્ર બ્રાહ્મણોકે નામ લિખા હૈ, ઉનમે યજ્ઞ કરનેકી ઇચ્છા કરનેવાલા ભી એક ભિક્ષુ દાનપાત્ર લિખા હૈ શ્રી સ્વામીજીને विविधानि च रत्नानि લિખા હૈ, ઉપલબ્ધ મનુસ્મૃતિમે सर्वरत्नानि લિખા હૈ, યહાં ભાવાર્થમે કોઇ ભેદ નહીં માત્ર શ્લોક સંખ્યામે ફરક હૈ विविक्तेषु શ્રી સ્વામીજીને લિખા હૈ, મનુસ્મૃતિકે ઉસી અધ્યાયકે છઠે શ્લોકમેં विविक्तेषु પદ હૈ. શ્રી સ્વામીજીને उपपादयेत् પદ લિખા હૈ છઠે શ્લોકમેં प्रतिपादयेत् પદ હૈ. દોનો પદોમે અર્થ વિષયક કોઇ ભેદ નહીં"

પંડિતજી પાંડિત્ય બતાવી સ્વામીજીના લેખનું સમર્થન કરવા તો ગયા, પણ સુજ્ઞોને હજુ સમજાશે કે, તેમ કરવા જતા તો તેમની પંડિતાઇનું પોલ જણાઇ આવ્યું છે ને તેથી જ નાહક અમારે સાફ કહેવું પડે છે કે, તેમના સ્વામી દયાનંદે અને તેના પગારથી પંડિતો વગેરેએ લોકવંચના-ઠગાઇ કરી આવી રીતે વેદાદિ સત્શાસ્ત્રોના અર્થના અનર્થ કરી સ્વાર્થ સાધવા સિવાય વિશેષ કંઇ પણ કર્યું જણાતું નથી આવી રીતેજ દયાનંદે ભાગવત વગેરેના પ્રમાણો આવી મનગમતા અર્થ અને ટીકાઓ કરી પોતાનો યતિધર્મ તો ઠીક બજાવ્યો છે। તેમનું બુદ્ધિચાતુર્ય અને છળપ્રપંચ એવા તો વિચિત્ર પ્રમરતા હતા કે, પ્રમાણો આપ્યા છે તેમાં ઘણેખરે ઠેકાણે આખા શ્લોકનું એક પાદ કે શ્લોકના બે ચાર શબ્દો લખ્યા હશે, નો પણ ગ્રંથનું નામ અધ્યાય શ્લોક સ્પષ્ટ દર્શાવ્યાં છે ત્યારે કેટલે ઠેકાણે આખા શ્લોકના શ્લોક આપ્યા હશે, પણ ગ્રંથનુ નામ અધ્યાય કે શ્લોક લખેલું જ નથી, તો કોઇ જગાએ ફક્ત મનુસ્મૃતિ ભાગવત મહાભારત લખીનેજ પતાવ્યુ હશે મનુસ્મૃતિના ૧૧મા અધ્યાયના શ્લોકત્રણ અને છઠ્ઠામાથી શબ્દો ઉપાડી લઇ સ્વામીજીએ મનુ ભગવાનને નામે **સન્યાસીને** રત્નાદિ ધન આપવાનું લખ્યું છે, તે કેટલું બધું અનુચિત અને અક્ષમ્ય છે? તેનો સુવિચારી પુરુષોએ જ વિચાર કરી લેવો તંત્રી

॥ॐश्री॥ श्रीमहाज्योतिःपुरुषसिंहायनमः॥

# श्रीमहाज्योतिः

प्रकाश २.] अहमदाबाद, ज्येष्ठ कृष्ण १४, संवत १९७२ शाके १८३८. [ किरण ८.

॥ ॐश्री ॥ श्रीमन्नृसिंहायनमः ॥

## भणतर भडक्युं छे.

પદ્ય ૧. ગરબી—(રંગતાળી, રંગતાળી, રંગતાળીરે, રંગમાં રંગતાળી,—એ રાગ.)

ભડક્યું છે, ભડક્યું છે, ભડક્યું છે રે-ભણતર ભડક્યું છે;
અડિયલ ટટ્ટુ અડક્યું છે રે-ભણતર ભટક્યું છે. (ધ્રુવ)

ભાભા ભોળા તો ભણવા ઉઠ્યારે, ભણ૦ આતો ઉલટા વળાવે લૂટ્યારે. ભણ૦ ૧.
હોડ્યા દોડ્યા નિહાળી લાડુરે, ભણ૦ વાગ્યું વાગ્યું વાંસેથી આડુંરે. ભણ૦ ૨.
લાગે કંઠી જનોઈ ઘણી ભારેરે, ભણ૦ કોલર નેકટાઈ પ્હેરતા પ્યારેરે. ભણ૦ ૩.
લાગે ચંદન ને કંકુ અકારાંરે, ભણ૦ પાઉડરનાં પડીકાં પ્યારાંરે. ભણ૦ ૪.
હાથે રાંધતાં આળસ આવેરે, ભણ૦ ગમે તેનું હોટેલમાં ખાવેરે. ભણ૦ ૫.
માટી સોંઘી તેથી ન હાથ ધોતારે, ભણ૦ ભ્રષ્ટ સોપના[1] ઓપમાં મ્હોતારે. ભણ૦ ૬.
બીડી ચિરૂટમાં ચાર પ્હોર ગાળેરે, ભણ૦ જાય જાજરૂ ને પાય ન પખાળેરે. ભણ૦ ૭.
નાજુકાઈમાં જીતરે નારીરે, ભણ૦ ધોવને બોળે ચંપરાવેનારીરે. ભણ૦ ૮.
જાવું ક્લબમાં[2] ગપાટા મારેરે, ભણ૦ પાઠપૂજાને ઢોંગરૂપ ધારેરે. ભણ૦ ૯.
નારી હોંયે સુશીલ શરમાતીરે, ભણ૦ ભાઈ ઝંખે મેડમ મદમાતીરે. ભણ૦ ૧૦.
વસી વિલાયતે શું રળી આવ્યારે? ભ૦ બોડીબારૂ[3] વટાળ વ્હોરી લાવ્યારે. ભણ૦ ૧૧.
નાતજાતમાં જમવું નવ ફાવેરે, ભણ૦ પાપી પારટીમાં હાડકાં ચાવેરે. ભણ૦ ૧૨.
ગંગાજળનું મહાત્મ્ય વ્હેમ જાણેરે, ભણ૦ છેક રસોડાને દ્વાર બુટ આણેરે. ભણ૦ ૧૩.
સાંફસૂફ માંહિ અક્કડ ફરતારે, ભણ૦ કૂડ નમાલી ઉદ્યોગ નથી કરતારે. ભણ૦ ૧૪.
બન્યા નાજુક નારી જેવારે, ભણ૦ એ તે કરશે શી દેશની સેવારે! ભણ૦ ૧૫.

૧ સોપ=સાબુ. ૨ ક્લબ=મંડળી. ૩ બોડીબારૂ=પાટલુન.

દેશવેશ તો ગુમાવી બેઠારે, ભણુ૦ શીખ્યા પારકા અનાચાર એ'ઠારે. ભણુ૦ ૧૬.
બાળાઓને કુંવારી રાખે કેડેરે, ભણુ૦ હાંકે વિધવાવિવાહ અતિ હોડેરે. ભણુ૦ ૧૭.
હજુ પાંચે ટકા ન મર્દ ભણિયાંરે, ભણુ૦ મારે ફુદકા સ્ત્રીશિક્ષણના રણિયારે. ભણુ૦ ૧૮.
વધ્યા દાક્તર ને વળી વકીલોરે, ભણુ૦ પણ દેશમાં ન થાય એક ખીલોરે. ભણુ૦ ૧૯.
દેશ દુનિયામાં વૃદ્ધ છે તમારોરે, ભણુ૦ તેનો અનુભવ કાંક તો વિચારોરે. ભણુ૦ ૨૦.
દેખાદેખી કરો શીદ ઠાલીરે, ભણુ૦ બંધુ ! કુમતિ પરાઈ હૃપો ન ઝાલીરે. ભણુ૦ ૨૧.
કહેતાં મરડાં તે પ્રથમ'ત ભાળ્યુંરે, ભણુ૦ વિદ્યાયેલાં બનીને ઘર ઘાલ્યુંરે. ભણુ૦ ૨૨.
હવે ખામીઓ ભાળી દુઃખ રોતારે, ભણુ૦ તોએ મૂર્ખાઈમાં રહે મ્હોતારે. ભણુ૦ ૨૩.
મૂળપાતને વિચારી ખામી ખોવીરે, ભણુ૦ દેશધર્મને ન નાખશો નીચોવીરે ભણુ૦ ૨૪.
થાવ સાવધ સંઘવી ચેતાવેરે, ભણુ૦ વદી વાણી કઠોર મિત્રદાવેરે. ભણુ૦ ૨૫.

---

## ભારતવર્ષ અને સ્ત્રીકેળવણી.

આખી દુનિયામાં એ એક જાણીતી વાર્તા છે, કે આપણો ભારતવર્ષ પ્રાચીન સમયમા ભગવતીશ્રી શારદામ્બાને ખેલવાનું ખાસ વિનોદસ્થાન હતું અને પાછળથી ઇતર ધર્મીઓના હુમલાઓના અશાન્તિના સમયોમાં ભારતવર્ષના વિદ્યાવિત્તનો ઘણો ભાગે હ્રાસ થયો હતો, તો પણ ભારતવર્ષનો કોઇ પણ એવો સમય નથી આવ્યો કે જે સમયે ભારતવર્ષ કેળવણી વિનાનો હતો-એમ કહેવાય. તે છતા પણ વચમાં એક એવો સમય આવી ગયો, કે જે સમયે સરકારીગુજરાતી અથવા સરકારીઈંગ્રેજી શાળાઓમાં અમુક ઇયત્તાઓ-ધોરણોનો અભ્યાસ કરવાથી નવા અજવાળામા પેઠેલા કેળવાયલા કહેવાતા અને સરકાર દરબારમા નોકરીઓ મેળવી બનેલા રાજમાન્યરાજશ્રીઓએ તો એક એવો કોલાહલ મચાવી મૂક્યો, કે આપણો દેશ કેળવણીમા ઘણોજ પછાત છે આ કોલાહલ થોડોક સમય જામ્યો એટલામાં તો વળી એક બીજો કોલાહલ તેની જોડે એવા પ્રકારનો જોડવામા આવ્યો, કે આપણા દેશમાં સ્ત્રીઓની તો ઘણીજ અધમ દશા છે, અને સ્ત્રીકેળવણી તો બિલકુલ નથી,—અંધારું ઘમ છે।

ઉપર પ્રમાણે ચણગારો ઉડતાં જે આગ સળગી ઉઠી તેમાં નવી ધુણીઓ ધીખી અને તે ધુણીઓ ઉપર તાપનાર નવાં સિદ્ધ અને સાધકો ઉત્પન્ન થયા અને આપણા દેશમાં નવી પદ્ધતિ પ્રમાણે છોકરાઓની અને પછી છોકરીઓની કેળવણી ઇંગ્લાંડના ઓકસફર્ડ અને કેમ્બ્રીજની સંસ્થાઓની એક ધુમરીએ લગભગ આવી પહોંચી, એટલુંજ નહિ, પણ અનેક છોકરાઓ તો છેક વિલાયત પણ જઇ આવેલા છે-અને જાય પણ છે, તથા તેઓ કેળવાયલી ફોજને મોખરે પોતાના નામો પણ લખાવે છે. તેમાં વળી છોકરીઓની કેળવણીને એટલા બધા દરવાજા ખુલ્લા ન હોવા છતા પણ, અને તેથી ઉલટી છોકરીઓની હાલની કેળવણી સામે ઘણી પ્રતિકૂળતા હોવા છતાં પણ, કેટલાક સંજોગોની વચ્ચે છોકરીઓની કેળવણી અને સ્ત્રીકેળવણી પણ પ્રમાણમાં કાંઇ એકંદરે પછાત રહી ગયેલી ગણવા જેવી નથી વિશ્વવિદ્યાલયની ડિગ્રીઓ ( પદવીઓ ) થી વિભૂષિત થયેલી વનિતાઓ પણ આપણે

જોવા પામ્યા છિએ, અને પુરૂષોની કેળવણીના પ્રમાણમાં સ્ત્રીકેળવણી પણ માથું મારવામાં પછાત રહી નથી. હજુ સ્ત્રીશિક્ષણની અતિ પ્રવૃદ્ધ તૃષ્ણાએ પહોચેલા ભામિનીભક્તો તો સ્ત્રીકેળવણીને માટે હજુ કુદકા અને ચેકડા માર્યાજ કરે છે, તો પણ અત્યારની દશા અવલોકન કરવાને માટે જો હું અત્રે થોભીને હાલની પ્રયોગાવસ્થાને તપાસવાની ખાતર પુરૂષોની અને સ્ત્રીઓની કેળવણીને છેડાગાંઠેથી આગળપાછળ ચાલતી પણ સહચારિણી માનું, તો તેમાં કાંઇ વધારે ફરક જેવું ગણાશે નહિ.

હવે આ કેળવણી ઇષ્ટ ફળ ઉપજાવશે કે અનિષ્ટ ફળ ઉપજાવશે, તેનો ભાસ કોઇને પ્રથમથી થયો હતો કે નહિ? આ પ્રશ્નનો વિચાર આપણે સહુથી પહેલો કરવો યોગ્ય છે. જો હૃદયની ઉન્નતિ અને પોતાની પ્રાપ્તવ્યગંતવ્યની દિશા, તથા પોતાને પ્રાપ્ત થયેલી પરિસ્થિતિમાં પોતાનું કર્ત્તવ્ય સમજવાની શક્તિ અને કર્ત્તવ્ય બજાવવાનો ઉત્સાહ અને બળની પ્રાપ્તિ-એ કેળવણીનાં સાધ્ય તરીકે આપણે ગણીએ; તો તેવી કેળવણી તો આપણને મળતી હાલની નવી કેળવણીની પદ્ધતિ અત્રે દાખલ થતાં પહેલાં પણ અત્રે હતી ખરી. પુરૂષોમાં તેવી કેળવણી હતી તેમજ સ્ત્રીઓમાં પણ તેવી કેળવણી હતી, પણ તે આપણી ભારતવર્ષની મૂળ પદ્ધતિને અનુસરીનેજ હતી; તેમજ ભારતવર્ષને પાછળથી પ્રાપ્ત થયેલી પરિસ્થિતિને બંધબેસતી ઘટના પણ તેને મળેલી હતી. આ વિષય તો એક જુદોજ નિબંધ લખવા જેવો છે, પણ અત્રે તો આ વિષયની પ્રતીતિ પુરતોજ ઉલ્લેખ કરવો યોગ્ય છે, તેથી અત્રે એટલુજ કહેવું બસ છે કે-છાપખાનાને અભાવે પણ આપણા દેશમાં સંસ્કૃત તેમજ પ્રાકૃત વાઙ્મય પૂરતા જથામાં હતું. હસ્તલિખિત પુસ્તકોનો મોટા પરિશ્રમે સંચય કરવામાં આવતો, અને ઝનુની મુસલમાન હુમલાઓની સામે પણ તેનું ધાર્મિક જુસ્સા અને શ્રદ્ધાપૂર્વક રક્ષણ કરવામાં આવતું. દેશમાં મુત્સદ્દી અને ઉપદેશકવર્ગ વાંચનલેખન પ્રવૃત્તિમાં સારી પેઠે પરિચિત હતો; અને તેઓ દ્વારા પ્રજામાં શ્રુત (એટલે અક્ષરશઃ આપણી પ્રાચીન શ્રવણદ્વારા મળતી કેળવણી અથવા શિક્ષણ) હતું. બારોટ વગેરે યાચકવર્ગ અને કવિયો પણ અદ્ભુત સામર્થ્ય ધરાવનાર હતો. સ્ત્રીવર્ગ પણ પોતપોતાની સ્થિતિને અનુસાર ઉક્ત શ્રુતિપદ્ધતિનો અનુગ્રહ પામેલો અને સ્મૃતિ (એટલે મુખપાઠ કરેલી-સ્મરણમાં રાખેલી વિદ્યા)થી સૌભાગ્યશાળી હતો. કાંઇ નહિ તો દુનિયાની સુધરેલી પ્રજાઓમાં ગણાવાને યોગ્ય માનવજીવન, કલહવાળી નહિ પણ સાદી માનવજીવનના સાફલ્યવાળી સંસ્કારી અવસ્થા અથવા શિક્ષણ અથવા કેળવણી તો ભારતવર્ષમાં તે વખતે પણ હતી; કે જે વખતે હાલની છપાયલાં પુસ્તકોની લખલૂટવાળી, અને અમે ભણીએ છિએ અથવા ભણેલાં છિયે એવા દર્પ અથવા દેખાવવાળી, અને લખી રાખ્યા વિના સામાન્ય બાબતો પણ જેથી યાદ ન રહે એવા સ્મૃતિભ્રંશવાળી, પ્રયોજન વિનાની, ટૂંકી દૃષ્ટિવાળી, વિવિધ પ્રકારના વ્યામોહથી છલકાઇ જતી નવી આડંબરી કેળવણીની પદ્ધતિ જન્મ પામી.

તેજ વખતે જુની પદ્ધતિ પ્રમાણે મળેલા કેળવણીના સંસ્કારવાળી આ દેશની પ્રજાએજ હાલની નવી કેળવણીને તેનાં સાધનો, ભણવાના વિષયો અને મહેતાજીઓ પણ પુરા પાડયા હતા, અને તેની સાથે આપણી હાલની નવી કેળવણીની પદ્ધતિ સામે પ્રતિષેધ (Protest) પણ કર્યો હતો; અને તે નવી પદ્ધતિ સામે મોઘમ અણગમાના આકારમાં કરેલો હતો. નવી પદ્ધતિમાં પ્રવેશનાર ઘણાજ થોડા છોકરાઓ હતા, તેમને વિવિધ પ્રલોભન

આદરમત્કાર ઇનામો પગારો અને સરકારી નોકરીના હોદ્દાઓ વગેરેનાં આકર્ષણો દેખાડવા માં આવતાં હતાં. અને તે રાજ્યસત્તાના આશ્રયે નવીપદ્ધતિ સુહાગણ થઇ અને જુની પદ્ધતિ અણુમાનીતી અથવા દુહાગણ થઇ તોપણ પોતાનું સચ્ચારિત્ર્યબળ અને તપોબળ કોઇ કોઇ વાર તે સાધ્વી ચમકાવે છે. તેની પાસે હવે કાંઇ ઝાઝા અનુચર કે પરિચારક રહ્યા નથી, તોપણ જે થોડાઘણા સેવકો તેની સેવામાં રહ્યા છે, તે પણ તેના જેવાજ તપસ્વી નિસ્સ્વાર્થ વીરો છે.

નવી હાલની શિક્ષણપદ્ધતિ સામે પ્રથમજ જે અણગમારૂપ પ્રોટેસ્ટ તે વખતની પ્રજાએ પોતાની કેળવણીના પ્રતાપે મોઘમ રૂપમાં દર્શાવ્યો હતો, તે વ્યાજબી હતો કે નહિ કિંવા સકારણ હતો કે નહિ? તેનો વિચાર અત્ર આપાતતઃ પ્રાપ્ત થાય છે. હાલની નવી કેળવણીનો ઇતિહાસ જેઓ પ્રથમથી જાણે છે, એવા નવશિક્ષિતોનેજ હું પૂછુંછું કે લોર્ડ મેકોલેએ ભારતવર્ષમાં નવી કેળવણી દાખલ કરવામાં કેવા હેતુઓ રાખેલા હતા, તે તેઓ જાણે છે કે નહિ? અને તેજ હેતુ પ્રમાણે હાલની નવી કેળવણીની સંતાનો ઉપર અસર થયેલી છે,– તેઓ પોતાનાં માનવજાતિ તરીકેનાં, એક મહાનપ્રજા તરીકેનાં, અને પોતાનાં હિંદુધર્માનુયાયી તરીકેનાં કર્તવ્યો સમજવામાં અને બજાવવામાં અસમર્થ નિવડયાં છે—અરે પોતાનું સ્વરૂપ જ ભૂલ્યાં છે! હજી પણ એની એ સંક્રાન્તિ વિવિધ સભ્યાભાસ અને કેળવાયલા વર્ગમાં નામું રાખવાના મિથ્યા વ્યામોહની નીચે પૂર જોસમાં ચાલેજ છે. પણ આ સર્વ પ્રક્રિયાનાં પરિણામ તો અનિષ્ટજ છે, એટલે નવી–હાલની કેળવણીના હિમાયતીઓની પથારીમાં પણ માકણ પડયા વિના રહ્યા નથી, અને તેથી તેઓની આગળ હાલની નવી કેળવણીની પદ્ધતિની નિષ્ફળતા અથવા દુષ્ફળતા અથવા ખામીઓના પ્રશ્નો બળાત્કારે પણ ઉપસ્થિત થયા છે, થાય છે અને થશેજ. પરંતુ આ રોગનો ઉપાય વિચારનારા અને કરનારા પણ ઉક્ત નવી કેળવણીનાં સંતાન અને મુજાવરો છે, એટલે તેમને પાછું વાળી જોવાનું ગમે તેમ નથી, તેમનો વ્યામોહ અને પક્ષ–દુરાગ્રહ પણ તેટલોજ પ્રબળ છે; એટલે ભાંગની નિશામાં અડબડીઆં ખાતા અથવા મહુડી ઉપર ચટેલા દાક્તર શાબ પાસે ચિકિત્સા કરાવવા જેવી સ્થિતિમાં દેશની કેળવણીનો સવાલ આવી પડયો છે. આ પ્રમાણે લખવામાં હું મારી પોતાની જોખમદારી સમજું છું, જેમ કેળવાયલા કહેવાતા વર્ગને આપણા માજી વાઇસરોય સાહેબ નામદાર લોર્ડ કર્ઝને તેમની ખરી ખામીઓ કહી બતાવી હતી, ત્યારે જેમ આપણો કેળવાયલો કહેવાતો વર્ગ કરડાખાઉ કરી ઉઠયો હતો. તેમ મારી પ્રત્યે પણ વખતે તેઓ વર્તે એવું પાકું જોખમ હું આ લેખથી વહોરૂં છું એ સારી પેઠે હું સમજું છું. હું જે આ લખું છું તે કંઇ સર્વમાન્ય સાક્ષર અથવા તો વનિતાવત્સલ વિદ્વાનમાં ગણાવા માટે લખતો નથી; પણ હું જે કાંઇ આ વિષયમાં લખું છું, તે મારા પ્રિય દેશ અને દેશની પ્રજા તથા તેમના ધર્મ પ્રત્યે મારી જે અત્યંત નિકટ અને વિકટ ફરજ છે તેને અનુસરીનેજ લખુંછું.

સ્ત્રીકેળવણી વિષે લખતાં પ્રાસંગિક ઉપોદ્ઘાતરૂપ આટલું સામાન્ય રીતે કેળવણી વિષે દિગ્દર્શન કરી હવે સ્ત્રીકેળવણી વિષેના વિચાર ઉપર આવું છું. સ્ત્રીઓને કેળવવી નહિ–એવો વિચાર આખા ભારતવર્ષમાં કોઇનો પણ નથી, તેમજ હાલની સ્ત્રીકેળવણી શરૂ થઇ તે પહેલાં પણ આ ભારતવર્ષમાં સ્ત્રીકેળવણી વધારે સારી સ્થિતિમાં અને વધારે વિસ્તાર પામેલી હતી—એવું મારૂં વિનયપૂર્વક માનવું છે. કેમકે લખતાંવાંચતાં આવડવું, તેનેજ હું કેળવણી

માનતો નથી, તેમજ અમુકઅમુક પુસ્તકી જ્ઞાન કે કળાકૌશલને હું કેળવણી માનતો નથી. કેળવણી એ સમગ્ર જનસમાજ અને પ્રજાસમાજ તથા પરમેશ્વર અને તેમના અંશી પ્રત્યેની પોતાની ફરજ જેથી મનુષ્ય સમજવા તથા બજાવવા શીખે, એવી અંતઃકરણની ઉન્નતિ જે શિક્ષણ અને અનુભવથી થાય, તેનું નામ કેળવણી છે આ કેળવણીના સાધનરૂપ સામગ્રીના સમુદાયમાં લેખનવાંચન પણ એકાદ સાધન તરીકે ગણી શકાય—એ વાત મને અમાન્ય નથી. ઉપર જણાવી તેમ ફળરૂપા અથવા સાધ્યરૂપા સ્ત્રીકેળવણીના આવશ્યક રીતે પૂરતા સંસ્કારવાળા ભારતવર્ષે નવી હાલની સ્ત્રીકેળવણી સામે તેના આરંભ સમયે જે પ્રતિષેધ (Protest) અણગમારૂપે જણાવ્યો હતો, તે હજુ પણ અણગમારૂપે ચાલુજ છે; અને તેના સામે આપણા વનિતાવત્સલ ભામિનીભક્તોનો ફરિયાદનો આર્તપોકાર પણ ચાલુજ છે. આ સ્થિતિ તે અમારા પ્રજાકીય પ્રોટેસ્ટની પ્રત્યક્ષ અને નહિ ભુલાય તેવી સાબીતી છે. આ પ્રોટેસ્ટ અથવા પ્રતિષેધ તે સ્ત્રીકેળવણીના સબંધમા તો નવી પુરૂષકેળવણી કરતાં પણ અનેકગણા જોરથી કરવામાં આવ્યો હતો અને કરવામાં આવે છે. તેના કારણ જો કે પ્રજાએ વ્યવસ્થાપૂર્વક ચર્ચ્યા નથી, તેમજ પ્રજાએ અને તેમા પણ વૃદ્ધ સ્ત્રીવર્ગે જે કાંઇ વિરૂદ્ધ કહેલું અને હજુ પણ કહે છે, તેને કોઇ પોતે કેળવાયલા હોવાનો દાવો કરનારે વ્યવસ્થામાં ગોઠવીને તેનો ઠંડા મગજે વિચાર કરી, હિંદ જેવા વિષમ પરિસ્થિતિએ પહોંચેલા દેશની મોટી પ્રજાના હિતાહિતનો વિચાર કર્યા વિના જ તે પ્રતિષેધને ડોશીઓની કચકચ ગણીને કચરી માર્યો છે; અને હજુ પણ નવી કેળવણીની ફેશમા અદ્ધર ઉડતા ભામિનીભક્તો કોઇનું પણ સાંભળ્યા વિના કચરી મારવાનો જ ધંધો લેઇ બેઠા છે. પરંતુ સદ્દર્ પ્રોટેસ્ટ રૂપ અણગમો દર્શાવનાર દીર્ઘદર્શી ભારતવાસી પ્રજાનું અને ડોશીઓનું કહેવુ સર્વાંશે સાચું હતું. નવી સ્ત્રીકેળવણીની પદ્ધતિ વિષેની તેઓની ભીતિઓ અને શંકાઓ ખોટી નહોતી, પણ લગભગ સઘળી સાચી હતી–એમ હવે ભામિનીભક્તપક્ષનાજ પોકાર ઉપરથી પ્રત્યક્ષ થાય છે.

"..... હાલમાં અપાતી સ્ત્રીકેળવણી આપણી પરિસ્થિતિને સંપૂર્ણ રીતે અનુકૂળ નથી એવી ફરિયાદ અત્યારે ચોતરફથી આપણા સાભળવામા આવે છે. આપ સર્વને ખબર છે તે પ્રમાણે ગઇ સાલ મિસીસ ફ્રેમેટ અને સર કૃષ્ણા ગુપ્તાની સરદારી નીચે એક વજનદાર મંડળે હિંદુસ્તાનમાં હાલમાં અપાતી સ્ત્રીકેળવણીના સંબંધમાં હિંદી વજીર સાહેબની મુલાકાત લીધી હતી. એ મંડળે હિંદી વજીર સાહેબની સમક્ષ મુખ્યત્વે કરીને એ વાત રજુ કરી હતી, કે હિંદુસ્તાનમા હાલમાં અપાતી સ્ત્રીકેળવણી દેશની પરિસ્થિતિને બરોબર અનુકૂળ નહિ હોવાથી તેમાં અગત્યના ફેરફાર કરવાની આવશ્યકતા છે. હિંદી વજીરે આ મંડલને એવો જબાબ આપ્યો હતો, કે આવા પ્રકારની હિલચાલ ઈંગ્લાંડ કરતાં હિંદુસ્તાનમાં ઉત્પન્ન થાય એ વધારે યોગ્ય છે. તે ઉપરથી ગઇ સાલ નાતાલમાં મુબાઇની હિંદુસ્ત્રીઓની એક જાહેરસભા સૌ. શારદા મહેતાના પ્રમુખપણા નીચે મળી હતી અને તે સભાએ સ્ત્રીકેળવણી સંબધી એક અરજી નામદાર વોઇસરોય લોર્ડ હાર્ડિંગસાહેબ તરફ મોકલી હતી, તેમાં પણ મુખ્ય એ વાત જણાવી હતી કે અત્યારે અપાતી સ્ત્રીકેળવણી આપણા દેશની પરિસ્થિતિને સંપૂર્ણ રીતે અનુકૂળ નથી. આ ઉપરથી હિંદી સરકારે ગયા ફેબ્રુઆરી માસમાં સ્ત્રીકેળવણીના પ્રશ્ન સંબધી એક ખલીતો બહાર પાડયો છે. ને તે સબંધમાં સ્થાનિક સરકારના તેમ કેળવણીના કાર્યમાં રસ લેતાં કેટલાંક સ્ત્રીપુરૂષોના અભિપ્રાયો માંગ્યા છે. હું ધારૂં છુ કે આ અભિપ્રાયો આવી ગયા પછી આપણા દેશમાં અપાતી સ્ત્રી-

કેળવણીમાં મોટો ફેરફાર થવાનો સંભવ છે. આવા સંજોગોમાં જુદીજુદી નાતના પ્રતિનિધિ રૂપ આપણી પરિષદે પણ આ પ્રશ્ન સંબંધી આપણો અભિપ્રાય સરકારને જાહેર કરવો જોઈએ એવી મારી આ પરિષદને નમ્ર સૂચના છે."–

ઉપર પ્રમાણે એક ગ્રેડ્યુએટ રા. રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ ઓગસ્ટ ૧૯૧૬ (પુસ્તક ૬૩, અંક. ૮ ) ના "બુદ્ધિપ્રકાશ" માસિકપત્રમાં લખે છે (પૃષ્ઠ ૨૨૯) સાઈ ગ્રેડ્યુએટ 'સ્ત્રીકેળવણી" એ મથાળા નીચે અમદાવાદમાં ભરાએલી નાતજાતનાં મંડળોની પરિષદમાં કરેલા ભાષણનો કેટલોક સાર આપતાં ઉપરની હકીકત બુદ્ધિપ્રકાશમાં લખી છે.

સ્ત્રીકેળવણીના વિષય ઉપર વિશેષ લખતાં પહેલાં એક વિશેષ વક્તવ્ય ખડુ થાય છે, અને તે એ છે કે જે કેળવાયલો કહેવાતો સમુદાય, આજ જ્યાંત્યાં હલામણુ કરતો અથવા આગળ પડતો જણાય છે; તે પોતે લોર્ડ મેકોલેના હેતુ પ્રમાણે અપાયલી કેળવણી રૂપ ભાંગના પ્યાલાનો ભોગ થઇ પડેલો સમુદાય છે. જો નિખાલસ રીત્યે બોલીએ, તો એ સમુદાય ઘણે મોટે ભાગે અહિંદુ બનેલો છે અને પોતાનું ભાન ભૂલેલો છેઃ પોતાના વાસ્તવ પ્રજાસ્વરૂપ અને પ્રજાલક્ષણથી ભ્રષ્ટ થયેલો છે. આવો સ્વરૂપભ્રષ્ટ સમુદાય પોતાનાંજ વ્યક્તિગત વિવિધ હેતુઓથી વિવિધ પ્રકારના ક્ષોભ–હલામણુ–હિલચાલ–ચળવળ–( agitation) ઉભાં કરે છે,–અને પોતાને પ્રજા સમગ્ર, અને પ્રજાના પેટા ભાગરૂપ જાતો નાતો કોમો અને મંડળોના પ્રતિનિધિ માનવામનાવવા ખોટા દાવો દાખવી–વિવિધ પરિષદો અને સભાઓ ભરે છે, અને પગલાંઓ લે છે. પરંતુ તેઓ પ્રજાના અંતઃકરણથી એટલા વેગળા છે, કે તેઓ પોતાના ડોળા વધારવાના નિષ્ફળ હવાતિયાં મારવા સિવાય બીજું કાંઇ પણ લક્ષમાં લેવા જેવું ફળ ઉપજાવી શક્યા નથી, અને ઉપજાવી શકવાના નથી; એટલુંજ નહિ પણ તેઓ દેશની પ્રજાસમસ્તને પોતાનું કર્ત્તવ્ય સમજવામાં જે અડચણરૂપ હલામણો કરનારા થઇ પડે છે, અને દેશના ધન અને મનનો ખોટી રીત્યે વ્યય કરનારા થઇ પડેલા છે. હાલનો હલામણુ કરનાર કહેવાતો કેળવાયલો વર્ગ પોતેજ, અત્યારે લોર્ડ મેકોલેના હેતુવાળી સ્વરૂપવિસ્મારક માદક અને વ્યામોહક કેળવણીનો ભોગ થઇ પડેલો હોવાથી, લગભગ આખે ભાગે તે અકર્ત્તવ્યમાં કર્ત્તવ્ય બુદ્ધિવાળા અને કર્ત્તવ્યમાં અકર્ત્તવ્યબુદ્ધિવાળા થઇ ગયા છે, અને પ્રજ્ઞાવાદ–ડાહીડાહી વાતો કરવાના વહનના વેગમાં તણાઇ ગયા છે. આ વર્ગમાં કેટલાક તો શુદ્ધિબુદ્ધિથીજ અવળે માર્ગે ચઢી ગયા છે, અને કેટલાક તો અશુદ્ધ બુદ્ધિથીજ બગભગતની ગતિએ વર્તે છે. એકંદર રીતે એ વ્યામોહથી અહિન્દુ–ભાવમાં પડેલો વર્ગ એટલો તો સ્વરૂપ ચૂકેલો છે, કે તેઓ '**કરવું જોઇએ નમન, ત્યાં કરી બેસે છે વમન !**' તેનો પ્રત્યક્ષ દાખલો આ "સ્ત્રીકેળવણી સંબંધી ઉપર જણાવી ગયા તે પોકાર, મિસીસ બેસેંટ અને સર કૃષ્ણ ગુપ્તાની આગેવાની નીચે ઇગ્લાંડમાં હિંદી વઝીર આગળ લેઇ ગયા" એજ છે. તમારી સ્ત્રીઓને કેવી રીત્યે કેળવવી એમાં તે બચા હિંદી વઝીર શું કરી કે કહી શકે ?! પોતાની સ્ત્રીને પોતાને અનુકૂળ બનાવવી, એ દરેક પતિનું કામ છે–આવો બુદ્ધિયોજ જવાબ દેવો જોઇતો હતો, તેને બદલે મિસીસ બેસેંટના ઓરતને તથા સર કૃષ્ણગુપ્તાની સરની પદવીને માન આપીને વિવેકી હિંદી વઝીર સાહેબે એને પીઠીને જે જવાબ આપ્યો કે—"આવા પ્રકારની હિલચાલ ઈગ્લાંડ કરતાં હિંદુસ્તાનમાં [illegible] થાય એ વધારે યોગ્ય છે."–તે નામદાર હિંદી વઝીર સાહેબની ભલમનસાઇ અને [illegible]દમતા સૂચવે છે. પણ તે ખરી રીત્યે તો આપણા

વ્યામોહગ્રસ્ત આગેવાન સમુદાયની ભાન ભૂલેલી અવસ્થા સિવાય આપણને બીજુ શુ સૂચવે છે ? હવે વિલાયતથી અફળાઇને પાછી સ્રીકેળવણી સંબંધી સદર્હુ પ્રશ્નની હલામણુ હિંદુસ્થાનમાં શરૂ કરવામાં આવી, તેમાં પણ પ્રસ્તુત બાબતનો વિચાર કરવાને માટે ગુર્જર વિદૂષી સૌ શારદા મહેતાના પ્રમુખપણા નીચે મળેલી સ્રીઓની સભાએ નામદારસરકારની કન્યાશાળાઓમાં અપાતી કેળવણીમા શી ખામીઓ છે, તેનો શાન્તિથી ઉંડા ઉતરી તપાસ કરી તે ખામીઓને પ્રવેશવાનાં કારણુ અને તે ખામીઓ દૂર કરવાના ઉપાયો વિચારીને, તે ખામીઓને દૂર કરવાના આપણી પોતાની સત્તામા જે ઉપાયો હોય, તે યોજવાને બદલે એકદમ વરઘોડો ચઢાવીને છેક નામદાર વોઇસરોય સાહેબ લોર્ડ હાર્ડિંજ જેવા શિખરના અધિકારી લગી આપણો કેળવાયલો કહેવાતો વર્ગ દોડી ગયો. ખરૂ જોતાં તો આપણી શક્તિમા જે ઉપાયો હોય, તે આપણે અજમાવ્યા પછીજ આપણને જે ઉપાયો સરકારની સત્તાથી યોજાય એવા માલુમ પડે; તે તે ઉપાયને માટે આપણે આપણાં માતાપિતા સ્થાનીય સરકારને વિનંતી કરી શ્રમ આપવો જોઇયે. પરંતુ તેવું કાંઇ પણ કર્યા વિના, એકદમ બહેનોની સભા મેળવવાની હિલચાલ કરતે કે નામદાર વોઇસરોય લગી ધસી ગયા; એથી કાંઇ લાભ સિદ્ધ થશે એમ માનવુ એ કેવળ સાહસજ છે. નામદાર વોઇસરોયસાહેબે બહેનો પ્રત્યેના પોતાના સૌજન્યનો ઉપયોગજ માત્ર કરી એક ખલીતો બહાર પાડ્યો, અને બહેનો આગળ પડતી થઇ-એવા લ્હાવા સિવાય બીજી કોઇ પણ પ્રકારની સિદ્ધિ આ હલામણથી થઇ હોય એમ હુ તો માની શકતો નથી. તેમજ સદર્હુ ખલીતાથી સળગેલા પલિતાથી જે ભડાકો થશે, તેથી પણ કાંઇ સ્રીઓની કેળવણી વધારે લાભદાયી કિંવા હિતકર બની શકશે એમ પણ માની શકાતુ નથી.

આ પ્રશ્નમાં વળી અમદાવાદમાં ભરાયેલી નાતજાતનાં મંડળોની પરિષદ પણ માથું મારવા તૈયાર થઇ છે, અને તે પરિષદમાં આપણો ગજાવનાર મહાશયો તેનું માથું મારવાને સદર્હુ પરિષદને પ્રબોધે છે; પરન્તુ એ પરિષદ તો નાતજાતોની પ્રતિનિધિરૂપ હોવાનો દાવો સરખો પણ કરી શકે એવું તત્ત્વ તેમાં છેજ નહિ-આમ કહેવામાં મારો હેતુ તે પરિષદની કોઇ પણ પ્રકારે અવગણના કરવાનો નથી, પણ ભૂતાર્થ કહેવાનોજ છે. એ પરિષદ પણ લોર્ડ મેકોલેના હેતુ પ્રમાણેની નવી કેળવણીની અસરથી સ્વરૂપ ભૂલેલી વ્યક્તિઓની અથવા તો તે વ્યક્તિઓની પાછળ ગતાનુગતિકતાના વહનમા ખેંચાયલાઓનીજ પ્રાયશઃ બનેલી હતી. તો પણ આવા સ્વરૂપ ભુલેલા સમુદાયની પણ નાતજાતની જરૂરીઆત જણાવવાનો કાંઇ નહિ તો ભાસ પણ પાડે એવી પરિષદ થવી એ પણ મને તો આનંદ આપનાર છે. પરંતુ આ પરિષદના મૂળમાં રહેલી વ્યક્તિયોના હેતુ જ્ઞાતિયોનુ રક્ષણ કરવાના કે ઉન્મૂલન કરવાના છે, તે હું મારા હજુ લગીના અવલોકન ઉપરથી કહી શકતો નથી.

તો પણ આપણા સ્વરૂપ ભૂલેલા દેશી બન્ધુઓએ જેમ આ બાબતમાં દોડદોડા કરવામાં અવિચાર અને સાહસ વાપર્યાં છે, તેમ જ તેઓ આ હિલચાલથી સ્રીકેળવણીને કોઇપણ રીતે લાભ કે હિત હાંસલ કરી આપે એવો પણ સંભવ મને જણાતો નથી. નામદાર સરકાર પાસે તેમજ અર્ધ કેળવાયલા જનસમાજ-પાસે ફ્રાંસ કાઢતાં સાલ પેસાડવાના જેવોજ કાંઇ અનર્થ તેઓ ન કરાવે, તોજ મોટું ભાગ્ય એમ ધડકતે અંતઃકરણે કહ્યા વિના ચાલતું નથી. ( અપૂર્ણ. ) સધવી.

some parts a very paradise on earth—I should point out to India, if I were asked under what sky the human mind has most fully developed some of its choicest gifts, has most deeply pondered on the greatest problems of life; and has found solutions of some of them, which will deserve the attention even of those who have studied Plato and Kant—I should point to India. And if I were to ask myself from what literature here in Europe, who have been nurtured almost exclusively on the thoughts of Greek, Romans, and of one Samatic race, the Jewish, may draw that correction which is most wanted in order to make one inner life more comprehensive, more universal in fact more human, a life, not for this life only, but a transfigured and eternal life, again I should point to India." "સમસ્ત પૃથ્વીમાંથી જો મારે કોઇ એવો દેશ દેખાડી આપવાનો હોય, કે જેને પ્રકૃતિમાતાએ ધન ઐશ્વર્ય શક્તિ અને સૌન્દર્યદ્વારા સંપૂર્ણ બનાવી રાખેલો છે-એવી ઉત્તમ જાતનો દેશ કે જેને પૃથ્વીમાંનુ સ્વર્ગ કહીએ, તો પણ ચાલે—તો હું બતાવી આપીશ; કે તે દેશ ભારતવર્ષજ છે. જો કોઇ મને પ્રશ્ન કરે, કે કયા આકાશની નીચે મનુષ્યને અન્તઃકરણની પૂર્ણતા પ્રાપ્ત થઇ હતી, અથવા જીવન-રહસ્યના કઠિન સિદ્ધાન્તોની મીમાંસા પણ થઇ શકી હતી, અને જેને પ્લેટો અને કેન્ટ દાર્શનિક પુરૂષોના ગ્રન્થના અભ્યાસકો પણ જાણીને વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેમ ? તો હું બેધડક બતાવી આપીશ, કે તે દેશ ભારતવર્ષ છે. અગર જો હું મારી જાતને ...ું કે—અમો યુરોપવાસીઓ, જેઓની વિચાર શક્તિને ગ્રીક, રોમન, સેમેટિક, યાહુદી ... જાતિઓની વિચારશક્તિદ્વારા પુષ્ટિ મળી છે, તેઓને પોતાનું અન્તિમ જીવન પૂર્ણ ...દાર, વિશ્વવ્યાપી અથવા મનુષ્યત્વપૂર્ણ બનાવવાને માટે તથા એ જીવનથી નિરાળા-ભિન્ન ચિરજીવનને હેતુપૂર્ણ તેમજ ઉન્નત બનાવવા માટે કિયા દેશના સાહિત્યવડે શિક્ષણ પ્રાપ્ત ...રી શકીએ તેમ છે ? તો મારે સ્પષ્ટ કહેવુંજ પડશે, કે તે દેશ ભારતવર્ષજ છે."

અનેક પ્રમાણોવડે એ વાત સિદ્ધ થઇ ચૂકેલી છે, કે આદિ સૃષ્ટિમાં પૂર્ણપુરૂષ ઉત્પન્ન ...યા હતા; હવે પૂર્ણપુરૂષની ઉત્પત્તિ તો પૂર્ણ પ્રકૃતિયુક્ત ભૂમિમાંજ થઇ શકે છે, અને એ ...ત પણ સુવિદિતજ છે કે આધિભૌતિક, આધિદૈવિક, તથા આધ્યાત્મિક વગેરે સર્વ પ્રકારે ...ારતની પ્રકૃતિ પૂર્ણ હતી. એથી આદિ સૃષ્ટિ ભારતમાંજ થએલી હોવી જોઇએ, એમા ...ણ માત્ર પણ સંશયને-અવકાશ રહેતો નથી. જો કે બીજાં વધારે પ્રમાણો આપવાની ...ાવશ્યકતા તો નથી, તથાપિ અહીં કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોના મત વિશેષ સ્પષ્ટીકરણને ...ાટે ટાંગવામાં આવે છે.—ડાક્ટર ઇ. આર. એલન્સ. એલ. આર. સી. પી. ( Dr. E. R. Allins, L. R. C. P. ) પોતાના મેડિકલ ઇસેઇઝ ( Medical essays ) "...ામના પુસ્તકમાં લખે છે કેઃ-" મનુષ્ય નિસન્દેહ ઉષ્ણ દેશમાં રહેનારો છે, કે જ્યાં આગળ ...નાજ અને ફળ, ખોરાક માટે ઉગી શકે છે. મનુષ્યની ચામડીપર જે નાના નાના વાળ છે, તે

પરથીજ વિદિત થાય છે, કે માણસની ઉત્પત્તિ ઉષ્ણ દેશમાંથી થઇ હતી. અને મોટા વાળ શીતપ્રધાન દેશમાં રહેનારના શરીરપર નથી થતા, તે ઉપરથી પણ સ્પષ્ટ થાય છે, કે તેની મૂળ ઉત્પત્તિ ઠંડા દેશોમાં નથી. સુપ્રસિદ્ધ વિદ્વાન આલફ્રેડ રસેલ. એલ, એલ. ડી, એફ, એસ એમણે "ડારવીન ધી ગ્રેટ"ના ૪૬૦મા પૃષ્ઠમાં પણ લખ્યું છે કેઃ—પ્રોફેસર મેક્ષમૂલર કહે છે કે, મનુષ્યજાતિનો આદિ ગૃહ એશિયાનું કોઇ સ્થાન હોવું જોઇએ, અગર જો કે એમણે કોઇ ખાસ સ્થાન નિર્દિષ્ટ કર્યું નથી, પરન્તુ એ વિષયના વિશેષ જ્ઞાતા, અમેરિકાના સુપ્રસિદ્ધ વિદ્વાન ડેવિસ સાહેબે હારમોનિયા નામક પોતાના ગ્રન્થના પાંચમા ભાગના પૃષ્ઠ ૩૨૮ માં પ્રોફેસર ઓકનની સાક્ષી સહિત લખ્યું છે કેઃ—હિમાલય સર્વ પહાડોથી ઉંચો પહાડ છે, એટલા માટે આદિ સૃષ્ટિ તેની નજીકજ કોઇ ઠકાણે થએલી હોવી જોઇએ. વળી એ ઉપરાંત ડા. પોકૉક, મિ. ક્રૂઝો આદિ કેટલાક પાશ્ચાત્ય પંડિતો આર્યાવર્ત્તમાંથીજ પ્રથમ વસ્તી બીજા બધા દેશોમાં ફેલાઇ—એમ સ્પષ્ટ કહે છે. આદિ વસ્તીના સ્થાન વિષે આર્ય-શિષ્ટોનું અતિ પ્રાચીનકાળથી ચાલતું આવેલું મંતવ્ય એવું છે કે, આર્યોનું મૂળસ્થળ સરસ્વતિનોજ કિનારો હતું; ભગવાન મનુજી આ પ્રમાણે સ્પષ્ટ કહી ગએલા છે. વળી ઋગ્વેદના ત્રીજા મંડળના તેવીસમા સૂક્તના ચોથા મંત્રમાં નીચે પ્રમાણે મનુ ભગવાનના ઉપલા મતને પુષ્ટિ આપી છેઃ—

" नित्वा दधे वर आ पृथिव्या इळायास्पदे सुदिनत्वेअह्नाम् दृषद्वत्यां मानुष आपयायां सरस्वत्यां रेवदग्नेदिदीहि ॥"

"હે અગ્નિ! એક સારે દિવસે તને હું પૃથ્વી ઉપર મનુષ્ય લોકમાં દૃષદ્વતી, આપયા, અને સરસ્વતીને કિનારે મુકું છું." આ મન્ત્ર ઉપરથીજ સ્પષ્ટ થાય છે કે, આર્યોનું મૂળ નિવાસસ્થાન સરસ્વતી અને દૃષદ્વતીનો વચલો પ્રદેશ હતો; અર્થાત્ ભારતવર્ષથીજ સમગ્ર સૃષ્ટિની ઉત્પત્તિ થઇ છે, એ નિર્વિવાદ છે. આર્યો મધ્ય એશિયામાંથી આવ્યાનું અને આદિ સૃષ્ટિ તિબેટમાં થયાનું માનનારા સમાજીઓએ પોતાની વાત સપ્રમાણ સિદ્ધ કરી આપવી, અથવા તો દુરાગ્રહ છોડી દેવો. **પ્રસન્નવદન છબીલારામ. દીક્ષિત-સુરત.**

## विधवाविवाह वेद अने धर्मशास्त्र विहित छे?

સાંપ્રત વિદ્યાવૃદ્ધિ અને કેળવણીનું પરિણામ તો એ આવ્યું છે, કે અમારો નવશિક્ષિત અને નવસભ્યવર્ગ પાશ્ચાત્ય વિદ્યાના મદમાં અને વિદેશીમોહિનીના મોહમાં છકી ગયો છે; અને તારૂણી તથા વારૂણીના તાનમાં કર્ત્તવ્યકર્મ અને મનુષ્યધર્મનું ભાન ભૂલી ગયો છે. ધર્મકર્મને ઢોંગ હંબગ કહે છે, દેવ, ગુરુ, શાસ્ત્ર અને તીર્થાદિને પાખંડ અને ડંભ સમજે છે. આવા વહીવંઠી ગયેલા વર્ગમાંથી—અહિંદુ આચારવિચારવાળા ટોળામાંથી વળી એક એવો સગવડીયો સમાજ ૩૦-૪૦ વર્ષથી નિકળ્યો છે, કે જે વેદધર્મોદ્ધાર અને વેદપ્રચાર કરવાનો પ્રપંચ આદરી બેઠો છે; અને અમારાં પરાપૂર્વથી ચાલ્યાં આવતાં શ્રુતિસ્મૃતિ સંમત ક્રિયાકર્મોને વૃત અને જૂઠ જણાવી, જેમાં તેમાં વેદાનુકૂળ કરવા કરાવવાનો બક-વાદ કરવા લાગ્યો છે. એ મદનમિત્ર—કળિસહાયક સમાજને સ્ત્રી સુખની ભૂખ-તો એટલી બધી લાગી છે, કે હરેકપ્રકારે વિષયવાસના—ભોગલાલસા તૃપ્ત કરવી અને કામવિકારાગ્નિને પ્રદીપ્તજ રાખવો. આ મોહકાળમાં વેદાદિ શાસ્ત્રોના નિરુક્તવ્યાકરણાદિથી વિરુદ્ધ પ્રાવતા

ome parts a very paradise on earth—I should point out to India, if I were asked under what sky the human mind has nost fully developed some of its choicest gifts, has most leeply pondered on the greatest problems of life; and has ound solutions of some of them, which will deserve the ittention even of those who have studied Plato and Kant— should point to India. And if I were to ask myself from vhat literature here in Europe, who have been nurtured ilmost exclusively on the thoughts of Greek, Romans, and of one Samat.c race, the Jewish, may draw that correction vhich is most wanted in order to make one inner life more omprehensive, more universal in fact more human, a life, iot for this life only, but a trusfigured and eternal life, gain I should point to India." " સમસ્ત પૃથ્વીમાંથી જો મારે કોઇ એવો શ દેખાડી આપવાનો હોય, કે જેને પ્રકૃતિમાતાએ ધન ઐશ્વર્ય શક્તિ અને સૌન્દર્યદ્વારા ંપૂર્ણ બનાવી રાખેલો છે-એવી ઉત્તમ જાતનો દેશ કે જેને પૃથ્વીમાંનુ સ્વર્ગ કહીએ, તો ણુ ચાલે—તો હું બતાવી આપીશ; કે તે દેશ ભારતવર્ષજ છે. જો કોઇ મને પ્રશ્ન કરે, કયા આકાશની નીચે મનુષ્યને અન્તઃકરણની પૂર્ણતા પ્રાપ્ત થઇ હતી, અથવા જીવન-હસ્યના કઠિન સિદ્ધાન્તોની મીમાંસા પણ થઇ શકી હતી, અને જેને પ્લેટો અને કેન્ટ જેવા દાર્શનિક પુરૂષોના ગ્રન્થના અભ્યાસકો પણ જાણીને વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેમ છે ? તો હું બેધડક બતાવી આપીશ, કે તે દેશ ભારતવર્ષ છે. અગર જો હું મારી જાતને છું કે—અમો યુરોપવાસીઓ, જેઓની વિચાર શક્તિને ગ્રીક, રોમન, સૈમતિક, યાહુદી ગેરે જાતિઓની વિચારશક્તિદ્વારા પુષ્ટિ મળી છે, તેઓને પોતાનું અન્તિમ જીવન પૂર્ણ દાર, વિશ્વવ્યાપી અથવા મનુષ્યત્વપૂર્ણ બનાવવાને માટે તથા એ જીવનથી નિરાળા-ભિન્ન રજીવનને હેતુપૂર્ણ તેમજ ઉન્નત બનાવવા માટે કિયા દેશના સાહિત્યવડે શિક્ષણ પ્રાપ્ત શકીએ તેમ છે ? તો મારે સ્પષ્ટ કહેવુંજ પડશે, કે તે દેશ ભારતવર્ષજ છે. "

અનેક પ્રમાણોવડે એ વાત સિદ્ધ થઇ ચૂકેલી છે, કે આદિ સૃષ્ટિમાં પૂર્ણપુરૂષ ઉત્પન્ન યા હતા; હવે પૂર્ણપુરૂષની ઉત્પત્તિ તો પૂર્ણ પ્રકૃતિયુક્ત ભૂમિમાંજ થઇ શકે છે; અને એ ાત પણ સુવિદિતજ છે કે આધિભૌતિક, આધિદૈવિક, તથા આધ્યાત્મિક વગેરે સર્વ પ્રકારે ારતની પ્રકૃતિ પૂર્ણ હતી. એથી આદિ સૃષ્ટિ ભારતમાંજ થએલી હોવી જોઇએ, એમા મણ માત્ર પણ સંશયને-અવકાશ રહેતો નથી. જો કે બીજાં વધારે પ્રમાણો આપવાની ાવશ્યકતા તો નથી, તથાપિ અહીં કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોના મત વિશેષ સ્પષ્ટીકરણને ાટે ટાંગવામાં આવે છે.—ડાક્ટર ઇ. આર. એલન્સ. એલ. આર સી. પી. ( Dr. E 3. Allins, L. R. C. P. ) પોતાના મેડિકલ ઇસેઇઝ ( Medical essays ) ામના પુસ્તકમા લખે છે કેઃ-" મનુષ્ય નિસન્દેહ ઉષ્ણ દેશમાં રહેનારો છે, કે જ્યાં આગળ નાજ અને ફ્રલ, ખોરાક માટે ઉગી શકે છે. મનુષ્યની ચામડીપર જે નાના નાના વાળ છે, તે

પરથીજ વિદિત થાય છે, કે માણુસની ઉત્પત્તિ ઉષ્ણુ દેશમાંથી થઇ હતી. અને મોટા વાળ શીતપ્રધાન દેશમાં રહેનારના શરીરપર નથી થતા, તે ઉપરથી પણ સ્પષ્ટ થાય છે, કે તેની મૂળ ઉત્પત્તિ ઠંડા દેશોમાં નથી. સુપ્રસિદ્ધ વિદ્વાન આલફ્રેડ રમેલ એલ, એલ, ડી, એસ, એસ એમણે "ડારવીન ધી ગ્રેટ"ના ૪૬૦મા પૃષ્ઠમાં પણ લખ્યું છે કે.—પ્રોફેસર મેક્ષમુલર કહે છે કે, મનુષ્યજાતિનો આદિ ગ્રહ એશિયાનું કોઇ સ્થાન હોવું જોઇએ, અગર જો કે એણે કોઇ ખાસ સ્થાન નિર્દિષ્ટ કર્યું નથી, પરન્તુ એ વિષયના વિશેષ જ્ઞાતા, અમેરિકાના સુપ્રસિદ્ધ વિદ્વાન ડેવિસ સાહેબે હારમોનિયા નામક પોતાના ગ્રન્થના પાંચમા ભાગના પૃષ્ઠ ૩૭૮ માં પ્રોફેસર ઓકનની સાક્ષી સહિત લખ્યું છે કે—હિમાલય સર્વ પહાડોથી ઉંચો પહાડ છે, એટલા માટે આદિ સૃષ્ટિ તેની નજીકજ કોઇ ઠેકાણે થએલી હોવી જોઇએ વળી એ ઉપરાંત ડા. પોકૉક, મિ. ક્રૂઝો આદિ કેટલાક પાશ્ચાત્ય પંડિતો આર્યાવર્તમાંથીજ પ્રથમ વસ્તી બીજા બધા દેશોમાં ફેલાઇ–એમ સ્પષ્ટ કહે છે. આદિ વસ્તીના સ્થાન વિષે આર્યશિષ્ટોનું અતિ પ્રાચીનકાળથી ચાલતું આવેલું મંતવ્ય એવું છે કે, આર્યોનું મૂળસ્થળ -સરસ્વતિનોજ કિનારો હતું; ભગવાન મનુજી આ પ્રમાણે સ્પષ્ટ કહી ગએલા છે. વળી ઋગ્વેદના ત્રીજા મંડળના તેવીસમા સૂક્તના ચોથા મંત્રમાં નીચે પ્રમાણે મનુ ભગવાનના ઉપલા મતને પુષ્ટિ આપી છે—

" नित्वा दधे वर आ पृथिव्या इळायास्पदे सुदिनत्वेअह्नाम् दृषद्वत्यां मानुष आपयायां सरस्वत्यां रेवदग्नेदिदीहि ॥"

"ઓ અગ્નિ ! એક સારે દિવસે તને હું પૃથ્વી ઉપર મનુષ્ય લોકમાં દષદ્વતી, આપયા, અને સરસ્વતીને કિનારે મુકું છું." આ મન્ત્ર ઉપરથીજ સ્પષ્ટ થાય છે કે, આર્યોનું મૂળ નિવાસસ્થાન સરસ્વતી અને દષદ્વતીનો વચલો પ્રદેશ હતો; અર્થાત્ ભારતવર્ષથીજ સમગ્ર સૃષ્ટિની ઉત્પત્તિ થઇ છે, એ નિર્વિવાદ છે. આર્યો મધ્ય એશિયામાંથી આવ્યાનું અને આદિ સૃષ્ટિ તિબેટમાં થયાનું માનનારા સમાજીઓએ પોતાની વાત સપ્રમાણ સિદ્ધ કરી આપવી, અથવા તો દુરાગ્રહ છોડી દેવો. **પ્રસન્નવદન છબીલારામ. દીક્ષિત-સુરત.**

---

# विधवाविवाह वेद अने धर्मशास्त्र विहित छे ?

સાંપ્રત વિદ્યાવૃદ્ધિ અને કેળવણીનું પરિણામ તો એ આવ્યું છે, કે અમારો નવશિક્ષિત અને નવસભ્યવર્ગ પાશ્ચાત્ય વિદ્યાના મદમાં અને વિદેશીમોહિનીના મોહમાં છકી ગયો છે; અને તારુણી તથા વારુણીના તાનમાં કર્ત્તવ્યકર્મ અને મનુષ્યધર્મનું ભાન ભૂલી ગયો છે. ધર્મકર્મને ઢોંગ હંબગ કહે છે, દેવ, ગુરુ, શાસ્ત્ર અને તીર્થાદિને પાખંડ અને ઢખસ[illegible] છે. આવા વહીવટી ગયેલા વર્ગમાંથી–અહિંદુ આચારવિચારવાળા ટોળામાથી વળી : એવો સગવડીયો સમાજ ૩૦-૪૦ વર્ષથી નિકળ્યો છે, કે જે વેદધર્મોદ્ધાર અને વેદપ્ર[illegible] કરવાનો પ્રપંચ આદરી બેઠો છે; અને અમારાં પરાપૂર્વથી ચાલ્યાં આવતાં શ્રુતિસ્[illegible] સંમત ક્રિયાકર્મોને નૂત અને જૂઠ જણાવી, જેમાં તેમાં વેદાનુકૂળ કરવા કરાવવાનો [illegible] વાદ કરવા લાગ્યો છે. એ મદનમિત્ર–કળિસહાયક સમાજને સ્ત્રી સુખની ભૂખ-[illegible] બધી લાગી છે, કે હરેકપ્રકારે વિષયવાસના-ભોગવાસના તૃપ્ત કરવી અને કામ[illegible] પ્રદીપ્તજ રાખવો. આ ગોહકાણમાં વેદાદિ શાસ્ત્રોના નિરુક્તવ્યાકરણાદિથી [illegible] વિવાહે

કરવામાંજ ધર્મ, દેશ, જાતિ અને કુલમર્યાદા રહી શકે છે. ) ૩૯. અને એ બ્રાહ્માદિ વિવાહથી પેદા થયેલી પ્રજા સુરૂપ, સત્વગુણી, ધનવાન, યશસ્વી, પૂર્ણ ઐશ્વર્યવાળી અને ધાર્મિક થાય છે; અને સો વર્ષ સુધી જીવતી રહે છે. (૪૦) તે સિવાયના અન્ય દૂષિત વિવાહોથી પેદા થયેલી પ્રજા ક્રૂર કર્મી, મિથ્યાવાદી અને વૈદિક ધર્મની નિન્દા કરનારી પાકે છે. (જે હાલમાં આપણી નજરે પડી રહ્યુ છે, તેજ આ સિદ્ધવચનનો પ્રબલ પુરાવો માની લેવો !) (૪૧) શ્લોક ૧૫૫ માં:—આજીવિકા માટે નાચ ગાનતાન કરનારા, પરસ્ત્રી સાથે બ્રહ્મચર્ય નષ્ટ કરનારા બ્રહ્મચારી સંન્યાસી, શૂદ્ર જાતિની સ્ત્રી સાથે પરણનારા, પુનર્વિવાહથી પેદા થયેલા, કાણા અને જેની સ્ત્રીએ ઘરમા ઉપપતિ (જારપુરુષ) રાખી લીધો હોય; શ્લોક ૧૫૬ માં —મજુરી ઠરાવી વેદશાસ્ત્ર વાચનારા અને મજુરી આપી વેદશાસ્ત્ર ભણેલા, શૂદ્રના ગુરુ, તીખાં વચન બોલનારા, જીવતા ધણીએ જાર પુરુષથી ઉત્પન્ન કરાવેલો કુંડ, અને પતિ મુવા પછી જારથી ઉત્પન્ન થયેલો ગોલક પુરૂષ; શ્લોક૧૬૬–૧૬૭ માં-આચારભ્રષ્ટ, જે પહેલાં અન્યની થઇ ચુકેલી છે એવી સ્ત્રી સાથે લગ્ન કરનારા, અને ધન લેઇ શબવહન કરનારા, એવા બ્રાહ્મણોને શ્રાદ્ધમાં પ્રયત્નપૂર્વક ભોજન કરાવવું નહિ. આ સઉ નિંદનિય આચરણોવાળા અધમ બ્રાહ્મણ પંક્તિમા બેસાડવા લાયક નથી, માટે દોષગુણના જાણકાર દ્વિજ એ પંક્તિબાહ્ય બ્રાહ્મણોને દેવકર્મ અને પિતૃકર્મમાં તજી દે (કદાપિ ગ્રહણ ન કરે.) શ્લોક ૧૭૪–૧૭૫મા કુંડ અને ગોલકના લક્ષણ કહે છે—પરસ્ત્રીમાં કુંડ અને ગોલક નામે બે પુત્ર ઉત્પન્ન થાય છે, એ સ્ત્રીમાં તેના પતિની હયાતીમા જારથી ઉત્પન્ન થયેલ તે કુંડ, અને પતિ મરી ગયા પછી થનાર સન્તાન ગોલક કહેવાય છે, પરાયી સ્ત્રીમાં પેદા થયેલા એ બે કુંડ અને ગોલકને દેવપિતૃકર્મમાં ભોજનાદિ દેનાર આ લોકમાં કીર્તિ આદિનો અને પરલોકમાં હવ્યકવ્યનો નાશ કરે છે, અર્થાત્ તેને કંઇ ફળ નથી થતુ.

સ્ત્રીધર્મ વિષે મનુજી અધ્યાય પાચમામા સાર કહે છે કે:—સ્ત્રી બાળપણમાં બાપના, જુવાનીમા પતિના અને વિધવા થવા પછી પુત્રોના અધીન (તાબામાં-કબ્જામાં) રહે. સ્ત્રી કદાપિ આપસ્વાધીન ન રહે. (૧૪૮) બાઇ બાપ, પતિ અને પુત્ર એમનાથી વિખુટા પડવાની-એમનો વિયોગ થવાની ઇચ્છા ન કરે, એમનાથી અલગ થયેલી સ્ત્રી, પતિ અને પિતા બનેના કુલને નિન્દિત કરે છે. (૧૪૯) ત્યો ! મહર્ષિ મનુજી પણ સ્ત્રીને વિધવા થતાં પુત્રોને અધીન રહેવાનુ લખી વળી તેની પુષ્ટિ માટે સ્વતંત્રતાનો સાફ નિષેધ કરે છે. જો તેમને જરાયે વિધવાપુનર્લગ્ન થવુ ઉચિત જણાયુ હોત, તો જરૂર એટલુ તો લખત કે— વિધવા થયા પછી પુત્રોને અધીન રહે, અગર મરજી હોય તો કોઇની સાથે પુનર્લગ્ન કરી લે. પણ આનું તો નામ નિશાન પણ નથી, અને ઉલટું બીજા શ્લોકમાં તો કહ્યું છે કે—પતિ મુવા પછી પુત્રોથી વિયોગ કરનારી સ્ત્રી બને કુલને કલંક લગાડે છે આથી તો મનુભગવાનની એજ પ્રબલ આજ્ઞા પ્રકટ થાય છે કે—ધણી મરી જતાં સ્ત્રી પુત્રોને જ આધીન રહે તેમનાથી કદાપિ જુદી ન થાય. સદ્વિવેકી વાચકો ! સ્ત્રીનું પુનર્લગ્ન થતાં તો તે પુત્રોથી અવસ્ય જુદી થશે, અને મનુજીના લેખાનુસાર તો બને કુલને બટ્ટો લાગશે-નિન્દિત કરશે. મનુ તો કહે છે કે—બાપ અગર બાપની આજ્ઞાથી ભાઇ જે પુરૂષને કન્યાદાન દે, તેની જીવતા સુધી સેવા કરે અને તેના મુવા પછી બીજા પુરૂષની ઇચ્છા ન કરે. (૧૫૧) પતિલોકને ઇચ્છનારી સાધ્વી સ્ત્રી જીવિત અથવા મૃતક પતિનું કંઇ પણ બગડે તેવું અપ્રિય

કર્મ ન કરે. (૧૫૬) સારી પેઠે ખાવા પીવાનું હોય, તો પણ વિધવા સ્ત્રી સાત્વિક ફલ કંદ મૂલનો અલ્પાહાર કરી દેહ નિર્વાહ કરે-શરીરને ક્ષીણ કરે તથા પતિના મરણોત્તર પાપબુદ્ધિથી પરપુરુષનું નામ પણ ન લે. (૧૫૭) પતિના પરલોકવાસ પછી બ્રહ્મચર્યથી રહેનારી પતિવ્રતા સ્ત્રી અપુત્ર-નિઃસંતાન હોવા છતાંપિ બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગે જાય છે. (૧૬૦) પરંતુ પુત્રના લોભથી (મને છોકરો થાય તો હું નરકે જતી બચું; ધનસંપતિનો વારસ હોય તો હું સુખે સંતોષે મરૂં, આવા વિચારથી) વ્યભિચાર કરનારી સ્ત્રીની લોકમાં નિન્દા થાય છે, અને મુવા પછી પતિલોકથી ભ્રષ્ટ થાય છે. (૧૬૧) પતિ સિવાય બીજાથી ઉત્પન્ન કરેલી સંતતિ શાસ્ત્રાનુસાર એ સ્ત્રીનાં સંતાન નથી ગણાતાં, અને શાસ્ત્રમાં ક્યાંઈ પણ સાધ્વી સ્ત્રીઓને બીજો ધણી કરવાનું કહેલું નથી. (૧૬૨) સુજ્ઞો ! ખ્યાલ કરો, કે શાસ્ત્રવચનોના અર્થ, અમે સ્વેચ્છાનુસાર તાણીતુસીને નથી કહેતા. પણ આખા પાંચમા અધ્યાયમાં ક્રમવાર જણાવેલી વાતોથી જ વિધવાપુનર્લગ્નનો સર્વથા નિષેધજ થઇ જાય છે-ગયો છે.

મનુસ્મૃતિના આઠમા અધ્યાયમાં કહ્યું છે કેઃ—પાણિગ્રહણ સંબંધી વેદમંત્રો કન્યાના સંબંધમાંજ કહેલા છે. અકન્યા વિષે નથી કહ્યા, કેમકે અકન્યાની ધર્મક્રિયા તો લુપ્ત થઇ જાય છે—અર્થાત્ એની દારા, પત્ની વધુ સંજ્ઞા થઇ જાય છે. (૨૨૬) નિયમે કરીને વિવાહના મન્ત્રોથીજ કન્યામાં ભાર્યાત્વ આવે છે, અર્થાત્ પત્ની સંજ્ઞા થાય છે, અને એની સિદ્ધિ વિદ્વાનોએ સપ્તપદીમાં સાતમે પગલે માની છે, એટલે કે સપ્તપદી પૂર્ણ થતાં એ કન્યા વરની પત્ની—વહુ થાય છે. (૨૨૭) આથી સિદ્ધ થયું કેઃ—વિવાહની પૂર્તિ અર્થાત્ સપ્તપદી થઇ જતા પહેલાંજ કન્યા સંજ્ઞા રહે છે, સપ્તપદી થઇ ગયા પછી તે કન્યા નથી કહેવાતી, પણ દારા પત્ની થઇ જાય છે. તાત્પર્ય એ છે કે એકવાર વિવાહની સમાપ્તિ અર્થાત્ સપ્તપદી થઇ ગયા પછી સ્ત્રીનો પુનર્વિવાહ નથી થતો; નિદાન વિધવાવિવાહ સર્વથા શાસ્ત્રવિરૂદ્ધ અને મહા અશુદ્ધ છે. વળી પણ મનુજી નવમા અધ્યાયમાં આની પુષ્ટિ કરતાં અજ્ઞાનીઓનું અજ્ઞાન સમૂળ હરે છેઃ—ભાઇઓના વડીલોપાર્જિત મિલકતના ભાગ, કન્યાદાન તથા અમુક આપીશ એવી દાન દેવાની પ્રતિજ્ઞા એ ત્રણ વાતો સત્પુરૂષોને તો ફક્ત એકજવાર હોય છે. (૪૬) ચતુર નર એકવાર કોઇને કન્યાદાન દેઇ ફરી બીજાને ન દે, કેમકે એકને કન્યાદાન દેઇ પછી બીજાને દેનારને મનુષ્યની ચોરીનું પાપ લાગે છે. (૭૧) હે ધર્માનુરાગી સજ્જનો! ધ્યાનપૂર્વક વિચાર કરો કે મનુજીએ પોતાના ધર્મશાસ્ત્રમાં સ્ત્રીના દ્વિતીય વિવાહનો વારંવાર કેવી રીતે ગાજીવગાડીને નિષેધ કર્યો છે. આટલું છતાંપિ વિધવાવિવાહના પ્રેમી, મનુજીનાં આ બધાં વચનોપર દુર્લક્ષ કરી-અવજ્ઞા કરી છચોક કહે છે કે જુઓઃ—મનુસ્મૃતિમાં અધ્યાય ૯-૧૭૫ માં વિધવાપુનર્વિવાહની આજ્ઞા છે ! પતિએ ત્યાગેલી સ્ત્રી અથવા વિધવા સ્ત્રી સ્વેચ્છાથી પોતાની જાતિના પુરૂષ સાથે નાતરૂં કરી પુત્ર ઉત્પન્ન કરે તે પૌનર્ભવ કહેવાય છે. આ જોઇ વિધવાવિલાસી પુરૂષો કહે છે કેઃ—આ શ્લોક ૧૭૫માં વિધવાપુનર્લગ્ન થવાનું સાફ છે, અને બીજા પતિથી પેદા થનાર પુત્ર તે ઉત્પન્ન કરનારનો પૌનર્ભવ નામે પુત્ર કહેવાય છે. અને ધર્મશાસ્ત્રમાં ઔરસ ક્ષેત્રજાદિ બાર પ્રકારના પુત્ર માનેલા છે, એ બારમાં એક પુત્ર પૌનર્ભવ પણ છે. જો વિધવા પુનર્લગ્ન થવાનું માનવામાં ન આવે, તો પૌનર્ભવ પુત્રની ઉત્પત્તિજ નહીં થાય, તો પછી બાર પ્રકારના પુત્ર કહેવાજ વૃથા છે, કિંતુ અગીયાર પ્રકારનાજ પુત્ર લખવા જોઇતા હતા. વગેરે...

વિવેકી વાચકો ! ઉક્ત શ્લોકથી વિધવાપુનર્લગ્નની સિદ્ધિ તો લેશ માત્ર પણ નથી થતી, પણ તેની નિન્દા તો ઉઘાડી છે ! મનુજીએ નવમા અધ્યાયમાં કહેલી બાર પ્રકારના પુત્રોની વાત તો સાંભળો:—સ્વયંભુવ મનુએ કહેલા મનુષ્યોના બાર પુત્રોમાં છ બાંધવ અને દાયાદ કહેવાય છે જે ગોત્રનું ધન હરનારા થાય છે, અને પછીના છ અબાંધવ અને અદાયાદ છે અર્થાત્ બાંધવ પણ નથી કહેવાતા અને ગોત્રનું ધન હરનારા પણ નથી થતા (૧૫૮) ઔરસ, ક્ષેત્રજ, દત્તક, કૃત્રિમ, ગૂઢોત્પન્ન અને અપવિદ્ધ એ છ દાયાદ બાંધવ કહેવાય છે. (૧૫૯) કાનીન, સહોઢ, ક્રીતક, પૌનર્ભવ, સ્વયંદત્ત અને શૌદ્ર એ છ પ્રકારના પુત્ર બાંધવ પણ નથી થઇ શકતા. અને સમ્પત્તિનો ભાગ પણ નથી પામી શકતા. (૧૬૦) જ્યારે વિધવાનો બીજા પતિથી ઉત્પન્ન થયેલો પુત્ર—પૌનર્ભવ બાંધવ નથી કહેવાતો કે નથી સંપત્તિનો વારસ થઇ શકતો, તો પછી વિધવા પુનર્વિવાહ નિષિદ્ધ ઠર્યો કે વિહિત ? વસ્તુતઃ મનુજીના લેખાનુસાર તો વિધવા પુનર્લગ્ન એટલે સુધી નિષિદ્ધ છે, કે એના બીજા પતિથી થનારો પુત્ર (પૌનર્ભવ) બાંધવ પણ નથી કહેવાતો અને નથી તો તેને ગોત્રના ધનમાંથી ભાગ મળતો. વળી એથી પણ વિશેષ ખુલાસો જુઓ:—

મનુસ્મૃતિ અધ્યાય ૩—૧૮૧માં લખ્યું છે કે:—શ્રાદ્ધમાં વાણિજ્ય કરનારાને આપવામાં આવે છે તે આલોક તથા પરલોકમાં ફલદાયક નથી થતું, અને પુનર્ભૂના પુત્ર પૌનર્ભવને આપેલું તો રાખમાં હોમ કરવા બરાબર નિષ્ફળ થાય છે. મનુજીએ પૌનર્ભવ, તથા જેના ઘરમાં ઉપપતિ—જાર પુરુષ—બીજો ધણી છે એવી સ્ત્રી, કુંડગોલક નામક પુત્ર, પરસ્ત્રીના પતિ બનનાર ઇત્યાદિની નીચતા અને અધમતા લખીને વળી પાછું તેમને નિન્દિત આચારવાળા, દ્વિજોમાં અધમ, પંક્તિમાં બેસાડવાને અયોગ્ય અને દેવપિતર કર્મમાં નાલાયક હોવાથીજ વર્જ્ય કરવાનું લખ્યું છે; તે પહેલાં નિવેદન કરેલું છતાં પ્રસંગોપાત બીજીવાર પણ લખવું પડયું છે. એ વિધવાપુનર્વિવાહનુંજ માહાત્મ્ય છે કે:—વિધવા થઇ બીજા પુરુષ સાથે પુનર્લગ્ન કરનારી સ્ત્રી, બીજા પતિથી પેદા થયેલા પૌનર્ભવ પુત્ર અને વિધવા સાથે પુનર્લગ્ન કરનારા ઉપપતિ એ ત્રણેને મનુમહારાજે નિંદિત આચારવાળાં, દ્વિજોમાં અધમ, પંક્તિમાં નહિ બેસાડવા યોગ્ય, અને દેવપિતૃકર્મમાં વર્જન કરવાનું—છોડી દેવાનું-કામમાં નહિ લેવાનું લખ્યું છે; આખું કુટુંબ તો નીચ થઇ ગયું ! આટલું છતાંપિ કોઇ નફટ નિર્લજ્જ થઇ સાહસ કરી કહે કે:—વિધવાપુનર્વિવાહ નિષિદ્ધ નથી પણ શાસ્ત્ર વિહિત જ છે. તો પછી એવાં દુરાગ્રહી જડસાને માટે આલોકમાં તો કંઇ ઉપાય નથી પરલોકમાં છે. મનુજીએ નવમા અધ્યાયમાં કહ્યું છે કે:—કન્યા પોતાના બાપને ઘેર સજાતીય પુરુષથી એકાન્તમાં જે પુત્ર ઉત્પન્ન કરે તે કાનીન કહેવાય, અને તે એ કન્યાને પરણનારનો પુત્ર થાય છે. (૧૭૨) કન્યા ગર્ભિણી હોય તે માલુમ હોય યા ન હોય, તેને પરણાવી દેતાં પાછીથી પેદા થનાર પુત્ર સહોઢ કહેવાય છે અને તે પરણનારનો થાય છે. (૧૭૩) બાર પ્રકારના પુત્રોમાં પૌનર્ભવ છે તેથી તેને શુદ્ધ અને વિધવાવિવાહવિહિત માનવામાં આવે, તો પછી કાનીન અને સહોઢ પુત્રને પણ શુદ્ધ અને તેનાં માબાપને નિર્દોષ અને પવિત્ર માનવાં જોઇએ ! ! બસે, આર્યમન્યો અને સુધારકમન્યો ક્રમવિવશ થઇ મનુજીએ નિન્દિત ઠરાવેલા અબાંધવ અને અદાયાદ ગણાવલા છ પ્રકારના પુત્રો પેદા કરી પુત્ર પનોતા થાય ! પરંતુ સુવિચારી શાણા ધર્મેશો તો કદાપિ આવી શાસ્ત્રવિરુદ્ધની અવિહિત-નિષિદ્ધ વાતને નહિ માનતાં તેમને અધર્મી અને ત્યાજ્ય જ જાણશે.

એમ તે શાસ્ત્રમાં કોઇનું નામ માત્ર આવી જવાથી જ, વિહિત અવિહિતનો વિચાર કર્યા વગર તે વિહિત અને ધર્મ માનવામાં આવે, તો મન્વાદિ ધર્મશાસ્ત્રમાં અનુલોમ ને પ્રતિલોમનું સવિસ્તર વર્ણન વિદ્યમાન છે; (સવિશેષ જાણવા ચાહનારે મનુસ્મૃતિનો દશમો અધ્યાય જોઇ લેવો) તો શું એને પણ નિર્દોષજ માનશે? દ્વિજાતિયોના સમાન શુદ્ધ કોઇ બુદ્ધિમાન જાણશે ? કદાપિ નહિ. પ્રાયઃ વિધવાવિવાહના પ્રેમી ને પક્ષપાતી नष्टे मृते० વગેરે એ ચાર વચન, વિધવાવિવાહની પુષ્ટિમાં-તરફેણમાં પારાશરાદિ સ્મૃતિયોનાં લખે છે ને કહે છે, તે પણ તેમની અજ્ઞાનતા મોહાંધતા અને ભૂલજ છે. કેમકે પ્રથમ તો ઉક્ત વચનોને વાગ્દાન પછી વિવાહની પૂર્તિ એટલે સપ્તપદી થઇ જતા પહેલાં કદી વરનું મરણ આદિ થઇ જાય, તેને સર્વ વિદ્વાનોએ લગાડેલાં છે. અને જબરદસ્તીથી તાણીતુસીને અર્થ કરી માની લ્યો, કે એ વચનોનો આશય વિવાહની પૂર્તિ એટલે સપ્તપદી થઇ ગયા પછી પતિ મરી જાય, તે સ્ત્રીનો બીજા પુરૂષ સાથે વિવાહ કરવામાં આવે ! તો એ સર્વથા ,અશુદ્ધ અને મનુના વિરૂદ્ધ છે, કેમકે મનુના વિરૂદ્ધ કોઇ સ્મૃતિ પ્રામાણિક ગણાય નહિ; એવો સંપૂર્ણ વિદ્વાનોનો એકમત છે. જેમકે:—

"वेदार्थोपनिबद्धत्वात्प्राधान्यं हि मनोः स्मृतम् ।
मन्वर्थ विपरीता तु या स्मृतिः सा न शस्यते ॥"

અર્થાત્—મનુએ પોતાના ધર્મશાસ્ત્રમાં સર્વથા વેદના અર્થોજ લખ્યા છે, એટલા માટે મનુજીની સ્મૃતિ સહુથી પ્રામાણિક છે, જે સ્મૃતિ મનુથી વિરૂદ્ધ હોય,-તે પ્રામાણિક નહિ એટલે તે ન મનાય. વળી છાન્દોગ્યબ્રાહ્મણમાં તો લખ્યું છે કઃ-यद्वै किंचन मनुरवदत्तद्भेषजं भेषजतायाः અર્થાત્ મનુએ જે કંઈ કહેલું છે, તે ઔષધીઓની પણ ઔષધી છે અર્થાત્ સર્વથા સત્ય અને કલ્યાણકારી છે. આથી અન્ય સ્મૃતિયોનાં વચનોના અર્થ મનુને અનુકૂલ જ કરવા ઉચિત છે, નહિ તો તે સ્મૃતિજ અશુદ્ધ ઠરશે. વસ્તુતઃ અન્ય સ્મૃતિ અને ભારતાદિ ગ્રંથોમાં પણ સ્ત્રીના પુનર્વિવાહનો નિષેધ સ્પષ્ટ છે.

अनन्यपूर्विकां लब्ध्वां शुभ लक्षण संयुताम् ॥ व्यास स्मृति ।
अनन्यपूर्विकां कान्तामसपिण्डां यवीयसीम् ॥ याज्ञवल्क्य स्मृति ॥
गृहस्थः सदृशीं भार्यां विन्देतानन्यपूर्वां यवीयसीम् ॥ गौतमस्मृति ॥

અર્થાત્—ગૃહસ્થ પુરૂષ એવી સ્ત્રી સાથે લગ્ન કરે, કે જે પોતાના સમાન કુલની હોય અને જેનો પહેલાં બીજા કોઇ સાથે વિવાહ ન થયો હોય. આ વચનોમાં પણ કોઇની સાથે એકવાર પરણી ચુકેલી સ્ત્રી સાથે પુનઃ વિવાહ કરવાનો નિષેધ છે, આથી તો વિધવાવિવાહ એની મેળેજ નિષિદ્ધ ઠર્યો. જેઓ કહે છે કેઃ—પુરૂષ સાથે સંગ ન કર્યો હોય તેવી અક્ષતયોનિ સ્ત્રીનો પુનર્વિવાહ કરવો વિહિત છે, તેવી વિધવાવિલાસપ્રિયની હિમાયતનું પણ ઉક્ત વચન ખંડન કરે છે. કેમકે આમાં તો ક્ષતા અક્ષતાનો નિયમ જ નથી, માત્ર પહેલાં એકવાર અન્યની સાથે લગ્ન થઇ ગયું હોય; પુનઃ એની સાથે પરણવાનો નિષેધ છે. આશ્વાલયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે:—

अज्ञातश्च द्विजो यस्तु विधवामुद्वहेयादि ।
परित्यज्य च तां चैव प्रायश्चितं समाचरेत् ॥आश्वालयन ॥

અર્થાત્—જો કોઇ દ્વિજ વગર જાણે વિધવા સ્ત્રી સાથે પરણે, તો તે જાણ્યા પછી તેનો ત્યાગ કરી પ્રાયશ્ચિત કરે. અહીં અજાણતાં થયેલા વિધવા સ્ત્રી સાથેના લગ્નનું પ્રાયશ્ચિત લખ્યું છે, તો પછી જાણીબુઝીને ઇરાદાપૂર્વક કરેલા વિધવાવિવાહનું તો મહાભારે પાપ છે એ નિર્વિવાદ સિદ્ધ વાર્તા છે; અને તેથી વિધવાપુનર્વિવાહ વિહિત તો કરતોજ નથી.

अन्यदत्ता तु या कन्या पुनरन्यस्य दीयते ।
तस्याश्चान्नं न भोक्तव्यं पुनर्भूःसा प्रगीयते ॥ अंगिरास्मृतिः ।

અર્થાત્—એકને દીધેલી કન્યા પાછી બીજાને દેવામાં આવી હોય, તેનું અન્ન પણ ન ખાવું જોઇયે, કેમકે તેને "પુનર્ભૂ" કહે છે. બીજો ધણી કરનારી પુનર્લગ્ન કરનારી સ્ત્રીનું અન્ન ખાવું પણ નિષિદ્ધ છે, ત્યારે કઇ પણ અક્કલ હોય તો વિચારોને કે, સ્ત્રીએ દ્વિતીય વિવાહ કરવો નિષિદ્ધ છે કે વિહિત? મૂર્ખ માનવીની પેઠે મિથ્યા મમત શીદને કરો છો? યાજ્ઞવલ્કય સ્મૃતિમાં પહેલા અધ્યાયના શ્લોક ૬૭માં તો કહે છે કે– क्षता चैवाक्षता चैव पुनर्भूः संस्कृता पुनः અર્થાત્ જે સ્ત્રીનુ બીજીવાર લગ્ન કરવામાં આવે તે ભલે ક્ષતા હો અથવા અક્ષતા અર્થાત્ પ્રથમ પુરુષ સાથે સંભોગ થયો હોય યા ન થયો હોય; તો પણ તે સ્ત્રી પુનર્ભૂ કહેવાય છે. વિધવાવિવાહાભિલાષીઓની બધી દલીલો સર્વથા મિથ્યા કરી તેનુ ખંડન સર્વથા થઇ ચૂક્યું છે, છતાપિ હઠ દુરાગ્રહ અને મિથ્યા મમત ન છુટતાં વિધવાની વકીલાત કરવાની હજુ પણ હામ ભીડતા હો, તો વળી પણ વિશેષ પ્રમાણ લ્યો–"स्त्रीणा मुद्वाह एको वै वेदोक्तः पावनो विधिः ॥" બૃહત્પારાશરસ્મૃતિના ચોથા અધ્યાયમાં આ વચન છે, અર્થાત્ સ્ત્રિયોનો વિવાહ વેદમાં એકજ વાર કહ્યો છે અને એ જ પવિત્ર વિધિ છે. વળી મહાભારતમાં આદિપર્વ અધ્યાય ૧૦૪થામાં પણ કહ્યું છે કે—

एक एव पतिर्नार्या यावज्जीवं परायणम् । मृते जीवति वा तस्मिन्ना परं
प्राप्नुयान्नरम् ॥ अभिगम्य परं नारी पतितष्यति न संशयः ॥ महाभारत ।

અર્થાત—સ્ત્રી જીવતા સુધી એકજ પતિની સેવામાં રહે, એ પતિના મુવા પછી કે તેના જીવતાં બીજા પુરુષની ઇચ્છા ન કરે; બીજા પુરુષને ચાહનારી સ્ત્રી પતિત થશે એમાં કંઇ પણ સંશય નથી પુનર્ભૂ નારી પતિત છે, એનો નિઃસંશય સિદ્ધ થયું અરે થઇ ચુક્યું.

न प्याप्यधर्मः कल्याण बहुपत्नीकृता नृणाम् ।
स्त्रीणामधर्मः सुमहान् भर्तुः पूर्वस्य लंघनम् ॥ आदिपर्व–अ. १५८॥

અર્થાત્—ભદ્રપુરુષોએ બહુ સ્ત્રિયો પરણવી અધર્મ નથી, પણ સ્ત્રીઓએ બીજો પતિ એ કરવો એ મહાભારે અધર્મ-પાપ છે.

उतयत् पतयो दश स्त्रिया पूर्वे अब्राह्मणा ब्रह्मा चेद्धस्तमग्रहीत्स एव पतिरेकधा આ અથર્વવેદના ૫-૪-૧૭-૮ મંત્રનો આશય એ છે કે,—સ્ત્રીને વિવાહથી પહેલાં વેદત દ્વિજથી ભિન્ન સોમાદિ રક્ષતા દશ પતિ થાય છે, પરંતુ જે બ્રાહ્મણ આદિ મંત્રપૂર્વક પાણિ-ગ્રહણ કરે, તો એજ એક પ્રકારનો પતિ થાય છે. આ સર્વોપરિ પરમપ્રામાણિક વેદમંત્રમાં પણ સ્ત્રીને એકજ પતિની આજ્ઞા છે. માટે તમારી વેદવિરુદ્ધ કલ્પના સર્વથા અધર્મ અને મિથ્યા છે, તે બરાબર ખાત્રીથી સમજી લેવું ધર્મપ્રેમી બાનુઓ! સાધ્વી સ્ત્રિયોને તો

પતિવ્રતધર્મજ પરમગતિ છે, અર્થાત પતિના જીવતાં તનમનથી તેની આજ્ઞાંકિત રહી યથાવત સેવાશુશ્રુષા કરે, અને સ્વામીનો દેહવિલય થવા પછી બીજા પુરૂષ પર ચિત્ત ન ચળાવે, એજ આ લોક અને પરલોકમાં પરમસુખ અને યશકીર્ત્તિ આપનાર છે. પરપુરૂષ સાથે રતિ કરનારી સ્ત્રીનો તો શાસ્ત્રે નરકવાસ જ લખ્યો છે, એટલા માટે દુર્બુદ્ધિ બની બાપડી નારીઓનું પતિવ્રત નષ્ટ ન કરાવો; અને તેમને નરકગામિની ન બનાવો હજુ પણ, જગતમાં હજારો વિધવાઓ વિદ્યમાન છે, કે જે પોતાના સતીધર્મ પર સમ્યક આરૂઢ છે. કારણ કે સર્વદા તેમણે માબાપ આદિ વડીલો પાસેથી તથા કથાવાર્ત્તામાં પતિવ્રતધર્મનો મહિમા અને તેથી વિરૂદ્ધાચરણ કરનારી દુષ્ટા સ્ત્રીની નરકાદિક ભોગની દુર્ગતિ જ સાંભળી છે. પરંતુ હવે તો વેદધર્મોદ્ધારનો ઢોંગ અને પાખંડ કરનારા ચોર ને હરામખોર તથા સુખસગવડના સેવક સમાજીઓ એક સ્ત્રીને દશ પુરુષ અને એક પુરુષને દશ સ્ત્રીઓ સુધીની સાથે નિયોગ કરી છોકરા જણવાના તેમજ વિધવાનાં પુનર્લગ્ન થવાં ઉચિત અને શાસ્ત્ર વિહિત છે-એવા એવા મહાઅનર્થકારી ખોટા ઉપદેશ કરવા લાગ્યા છે; આથી કરીને તો અધર્મની જ વૃદ્ધિ થશે. જેવા પ્રકારનું શિક્ષણ અને ઉપદેશ મળે, તેવાંજ પ્રકારનાં સાધારણ માણસોના મન પણ થઇ જાય છે, તેમાં તો વળી આજકાલ કલિયુગનો પ્રબળ પ્રતાપ છે, પ્રાય લોકોનો શાસ્ત્રપર તો વિશ્વાસ જ નથી, ધર્મશાસ્ત્રને તો કામી ને હરામી લોકો સર્વથા મિથ્યાજ સમજે છે, પણ સ્વાર્થસિદ્ધિને ખાતર લોકવચનાનો આશ્રય લઇ પોતાની અધર્મ રૂપ અસત્ય કપોલકલ્પનાને અનુસાર વેદાદિ સત્શાસ્ત્રોનાં વચનોના ઉલટાવી ખોટા અર્થ કરીને મોહવશ અજ્ઞાનીઓને સન્માર્ગથી પતિત કરે છે. એ પણ કાળબળ અને સમયનો પ્રભાવજ છે, કે ધર્મની વાત થોડા લોકો સ્વીકારે છે ત્યારે મોટા ભાગ અધર્મ પર ઝુકી જાય છે. બહુધા સ્ત્રિયો ભ્રૂણહત્યા કરે છે ગર્ભપાત કરે છે નીચ પુરૂષોની સાથે નિકળી જાય છે પોતાના ઉભય કુળની પ્રતિષ્ઠાને ધુળ મેળવે છે, ઇત્યાદિ દુષ્કર્મોના નિવારણાર્થ વિધવાઓને પુનર્લગ્ન કરવા દેવું એજ ઠીક છે; આવું કહેનારા કામી હરામી લોકોને પૂછીએ છીએ, કે શું બધી વિધવાઓ આવાં કર્મ કરે છે કે કોઇ કોઇ? તો ઝખ મારીને કહેવું જ પડશે, કોઇ કોઇ. હવે આ વાત પર નિવેદન એ છે કે-એક દુષ્ટા થતાં દશને વારંવાર કહી વિધવાવિવાહની રૂચિ ઉત્પન્ન કરાવી—તેમના પતિવ્રતધર્મ નષ્ટ કરાવવા અને શાસ્ત્રથી વિરૂદ્ધ અસન્માર્ગે-ઉન્માર્ગે ચલાવવાના પાપના ભાગીદાર કોણ થશે ? ભોળી ભામિનીઓને બહેકાવી અવળે માર્ગે ચઢાવનારા હિમાયતી વકીલ અને ઉપદેશકજી; બીજું કોણ વળી ! એક દુષ્ટા થવાથી અન્યોને અધર્મારૂઢ કરવાના પાપપુંજ શિરપર લેવા એ બુદ્ધિમાનોને તો કદાપિ ઘટતું નથી, કિંતુ અધર્માચરણ કરનારીને સદુપદેશ કરી અધર્મથી મુકાવી ધર્મારૂઢ કરવાના પુણ્યભાગી થવુ એજ ઘટિત હોઇ અત્યુત્તમ છે.

મહાભારત યુદ્ધમા લાખો સ્ત્રિયો વિધવા થઇ, પણ કોઇનો પુનર્વિવાહ થયો સાંભળ્યું નથી. બ્રિટિશરાજ્યઅમલ થવા પહેલાં હજારો સ્ત્રિયો સતી થવાની વાત તો સુપ્રસિદ્ધ છે. વિધવાવિવાહ શાસ્ત્રવિહિત હોત તો તે વિધવાઓ પોતાનાં શરીર કદાપિ ભસ્મ ન કરત. મહાભારત-વનપર્વમાં રાજકન્યા સાવિત્રીનું બહુ મોટું ઉપાખ્યાન છે, એમા લખેલું છે કે-સત્યવાન સાથે વરવાને સાવિત્રીએ પોતાના મનથી સંકલ્પ કરી લીધા પછી નારદજીએ એના પિતાને કહ્યુ કે-' સત્યવાન એક વર્ષમાં મરી જશે ' આ ભવિષ્ય-કથન સાંભળી સાવિત્રીના બાપને બહુ દુઃખ થયું, તેથી તેણે કન્યાને કહ્યુ કે '-હે પુત્રી ! તું હવે સત્યવાન

સાથે વરવાનો વિચાર છોડી દે, કેમકે તે એક વર્ષમાં તો મરી જશે.' ત્યારે સતી સાવિત્રીએ જવાબ દીધો કે—"થવાનું હોય તે ભલે થાઓ, પરંતુ મેં તો મનથી એને પતિ માની લીધો છે માનસ વિવાહ તો થઇ ચૂક્યો, હવે હું મારૂં મન એના પરથી હઠાવી બીજા સાથે લગાવું, તો એ માનસ વ્યભિચાર હોવાથી પતિવ્રતા ધર્મ નષ્ટ થઇ જાય; એટલા માટે હવે તો જે થઇ ગયું તે ખરૂ." નિદાન સત્યવાન સાથેજ સાવિત્રી પરણી અને નારદે કહ્યા પ્રમાણે યમના દૂતે આવીને સત્યવાનને દબાવ્યો પણ ખરો ! પરંતુ સતીશિરોમણિ સાવિત્રીએ પતિવ્રતાધર્મના પ્રભાવે પોતાના મૃત પતિને ધર્મરાજ પાસે પ્રાર્થના કરી પુન જીવતો કરાવ્યો. સાવિત્રીનો પતિવ્રતધર્મ તો સર્વોત્તમ કક્ષાનો—અવલ દરજ્જાનો છે, હરેકની સામર્થ્ય નહિ કે આમ દઢારૂઢ થાય. પરંતુ ભારતનો પતિવ્રતધર્મ વિશ્વવિખ્યાત છે, કે શુદ્ધ દ્વિજ જાતિયોમાં લગ્ન થઇ ગયા પછી ભલેને ગમે ત્યારે દીકરી વિધવા કેમ ન થઇ હોય, તોપણ કોઇ તેને ફરીથી વરાવતુ નથી. પ્રાય એવી પણ છોકરીઓ વિદ્યમાન છે, કે જે પરણ્યા પછી સાસરે નથી આવી જેણે પતિ સાથે સંભાષણ સુદ્ધાં પણ નથી કર્યું, અને દ્વિરાગમન થતા પહેલાજ પતિ મરી ગયો, પરન્તુ હજુ સુધી કોઇએ પુનર્વિવાહનું નામ પણ નથી લીધું. જેણે કામવિવશ થઇ વિધવાને ઘરમા રાખી લીધી અથવા જાતિવિરૂદ્ધ કોઇ કર્મ કર્યું કે ત્વરિત તે જાતિપતિત થયો, એવા બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યો ( ત્રિવર્ણ-દ્વિજ ) માંથી પતિત થયેલા લોકોની પૃથક જાતિયો થયેલી પ્રસિદ્ધ છે, એમનામાં હજુ પણ એવા દુરાચાર થાય છે અને નીચ જાતિયો—નાતોમાં નાતરા થાય છે; પતિત જાતિયો મિશ્રવર્ણની વર્ણસંકર પ્રજા હોવાથી દ્વિજો તેમને નીચ વર્ણ કહે છે મુખ્ય ચારવર્ણની અર્ગદ વર્ણ અને અનેક નાતો આમજ થયેલી છે, અને તે સકારણ હોવાથી જ્ઞાતિબંધનો તોડી નાખી સઘળું એકાકાર કરવાની-ખોટી હલામણો કરનાર કદી ફાવવાના નથી—નીચ ઉચ્ચનો ભેદ કદાપિ નિકળી જવાનો નથી. નવરા બેઠા નાતોનું નખોદ કાઢવા મથી પડેલા મહાશયોજ હરઘડી નીચ ઉચ્ચનો ભેદ તો રાખ્યા કરે છે ને ! ધર્મશાસ્ત્રનાં શાસનો આજ્ઞાઓ વિરૂદ્ધ વર્તી સ્વેછાચારી અને સ્વચ્છંદી થઇ જઇ યથેચ્છ આહારવિહાર કરવાનુ પસંદ કરનારા સુખ સગવડના સેવકો જતે દહાડે રાજ્યના પીનલકોડ વગેરે કાયદાઓને પણ માન નહિ આપનાં, જેમ હાલ ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ વર્તવા લાગ્યા છે તેમ રાજ્યના કાયદા વિરૂદ્ધ પણ ચાલવા માગે તો તેમા કંઇ નવાઇ પામવા જેવુ નથી; નિરંકુશિત શુર ગણાં જુગી છે. અને તેટલા માટેજ ધર્મશાસ્ત્રની મર્યાદાઓમા રહેવું ઉચિત છે, ધર્મશાસ્ત્રાનુસાર વર્તનારા રાજ્યના કાયદા વિરૂદ્ધ ભાગ્યેજ વર્તે, કારણ કે સનાતનધર્મમાં તો સર્વ વાતોનો ધર્મમાંજ સમાવેશ છે ધર્મ બહાર કશું છેજ નહિ.

દ્વિજાતિયો ( બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય-ત્રિવર્ણ)મા પણ વિધવાવિવાહનો પ્રચાર થશે, તો પછી ઉચ્ચ નીચનો ભેદ ક્યાં રહ્યો ? પછી પુનર્ભૂની સંતાન પૌનર્ભવ કહેવાશે, હવ્યકવ્યમા વર્જિત અને નીચ જ સમજવામાં આવશે, સર્વ શાસ્ત્રની મર્યાદાથી ભ્રષ્ટ થશે અને બધા ધર્મનષ્ટ થવાથી શીઘ્ર ભારત વર્ણસંકર થશે, અને દુષ્ટ દુર્જનો જાદુ પુગ્યો પાકવાથી સજ્જનો ધર્મનિષ્ઠ મહાનુભાવોને ભયંકર દુઃખ ને ભારે સંતાપ થશે. કાર્યસિદ્ધિ વિધવાના વકીલો વિધવાવિવાહની વાતો ભલે કરે તેમને રોકવાનાં અમારી પાસે આ સ્વતંત્રતાના જમાનામાં કંઇ સત્તા સાધન નથી; પરંતુ ધર્મ એ અમારૂં પરમ દૈવત મહાબળ અને સબળ સાધન છે અને ધર્મશાસ્ત્ર એ સમર્થ સત્તા છે. પણ જે વદી વદી અને

વરલી જવાના વેગવાળા હોય વેદાદિ શાસ્ત્રોને માનતા નથી, તેમાં શ્રદ્ધા ન રાખતા નનમા કુતર્કો કર્યા કરે છે, તેવા વેદવિરોધી નાસ્તિક પાખંડીઓ વિધવાવિવાહ અને વર્ણસંકરવૃદ્ધિના તેમના પ્રિય વિષયોનું પ્રતિપાદન કરી લોકોને ઠગવા માટે તે વેદાદિ ધર્મશાસ્ત્રવિહિત ઠરાવવાના મિથ્યા યત્ન શા માટે કરે છે ? તેમને શ્રુતિસ્મૃતિના શાસનો માન્ય નથી, ધર્મશાસ્ત્રોમાં શ્રદ્ધા નથી, તો તેમણે ધર્મશાસ્ત્રનાં પ્રમાણો ઓઢવી પોતાના કપોલકલ્પિત વિચારો અને આચારોને શાસ્ત્રવિહિત ઠરાવવાનો આડંબર ન કરવો. હરાયાં ઢોર, ચોર અને હરામ ખોરને યથેચ્છ વિહરતાં-વિચરતાં કોણ ખાળે છે ? ફાવે તેમ વર્તો, અને ધર્મશાસ્ત્ર કુદરત તથા રાજ્યસત્તા શાસન-શિક્ષા કરે તે ઝખ મારીને વાંકા રહી ભોગવો તંત્રી.

# મદ્યમાંસના સેવનનું મનુમહારાજે વિધાન કર્યું છે ?

**માનવધર્મશાસ્ત્ર** અથવા **મનુસ્મૃતિમાં** ભગવાનશ્રી મનુજીએ સર્વથા વેદના અર્થજ લખ્યા છે, તેથી કરીને મનુસ્મૃતિ સર્વથી પ્રામાણિક છે, અને તેનાથી વિરૂદ્ધ હોય તે અપ્રામાણિક છે--આવો સઘળા વિદ્વાનોનો મત છે. અને છાંદોગ્યબ્રાહ્મણમાં તો લખ્યું છે કે--"यद्वै किंचन मनुरवदत्त भेषजमेषजतायाः। અર્થાત મનુભગવાને જે કાંઇ કહ્યું છે એ ઔષધિયોનું પણ ઔષધ છે, એટલે સર્વથા સત્ય અને કલ્યાણકારી છે." મનુસ્મૃતિનો આધાર-વારસા હક વગેરેના કાયદા ઘડવામાં સરકારે પણ લીધેલો છે, આર્યસમાજ પણ મનુનાં પ્રમાણો માને છે; ને +धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः। धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ મનુ. અ. ૬-૯૨. ધર્મનાં દશ લક્ષણો બતાવતાં આ શ્લોક આગળ ધરે છે. પણ આર્યસમાજના ઢગ તો નિરાળાજ છે! મૂર્તિપૂજા મૃતકશ્રાદ્ધ વગેરે મુખ્ય વાતોને તો માનતા જ નથી!! અને તેટલા માટે મિથ્યા તંત તાણી દુરાગ્રહ અને પક્ષાગ્રહ રાખી વેદાદિ શાસ્ત્રોના અર્થો અને આશયોને બગાડી નાંખી-ઉલટાવી દઇ ખોટા આકારમાં જાહેર પ્રજા સમક્ષ રજુ કરે છે. મુબઇઆર્યસમાજના પગારી પંડિત બાલકૃષ્ણ શર્મા વિદ્વાન શાસ્ત્રી હોવાનો જબરો ફાંકો રાખવા લાગે છે! તેમના મહર્ષિ સ્વામીજી દયાનંદે સત્યાર્થપ્રકાશમાં નિયોગની વાહિયાત વ્યભિચારવર્ધક વાતો લખી છે, તે નિયોગની સિદ્ધિ માટે મનુસ્મૃતિ અ૦ ૯ ના ૫૯-૬૦ શ્લોકો પ્રમાણમાં આપવાનું પંડિતજીએ પસંદ કરેલુ છે. મનુસ્મૃતિના નવમા અધ્યાયમાં ૫૭ થી ૭૭ સુધીના શ્લોકમાં નિયોગ શબ્દ કે તેનું વિધાન કઇ પણ નથી, પરંતુ તેવા કર્મનો દુષિત જણાવી સર્વથા નિષેધજ કરેલો છે; તેથી શ્લોક ૫૯-૬૦ને ક્ષેપક માનવાને બદલે પંડિતજીએ પોતાના પ્રિય વિષય નિયોગની સિદ્ધિ કરવામાં પ્રમાણે માનેલા છે, તે અનુચિતજ છે. હાલમા **मूर्त्तिपूजा और**

+ ધર્મના આવા દશ લક્ષણ યુક્ત હોય તેના પુરૂષજ સાચા મહાત્મા સંત ને સાધુ પુરૂષ કેહી શકાય. પણ આ યુગમાં આવા પુરૂષો શોધ્યા પણ જડવા મુશ્કેલ છે, તેમાં વળી મનુએ કહેલાં ધર્મનાં દશ લક્ષણોની પ્રસિદ્ધિ કરનાર આર્યસમાજીઓમાં તો તેવો એકાદ પણ મળી આવવો અશક્ય છે; કારણ કે ઘણાખરા આર્ય સમાજીઓમા ખુદ સ્વામી દયાનંદમાં પણ આ ધર્મનાં દશ લક્ષણોમાંના એકનો અંશ માત્ર પણ હોય એમ જણાતું નથી. છતાં ખાતા તો બડાંબડી વેદધર્મોદ્ધારની શું મોઢું લેઇને દંભી દયાનંદીયો કરતા હશે ? !

મ. શ્યામસ્વરૂપ બાલયોગીન.( નં. ૮ ) શિર્ષક લેખ (૧૩-૨૮) તા. ૧૫મી અકટોબર '૯૧૬ ના તેમના ઘરના છાપામાં લખ્યો છે. તેને બીજે પાને મનુસ્મૃતિ અ૦ ૫-૫૬ ટાંકીને સનાતનધર્મમાં માંસભક્ષણનું વિધાન છે, આર્યસમાજ તો આ શ્લોકને સપ્રમાણ પ્રક્ષિપ્ત સિદ્ધ કરી મનુજીની કીર્તિને કલંક લાગવા નથી દેતી—વગેરે લખી આપવડાઇ અને સનાતનધર્મની નિંદા કરી છે. પણ પંડિતજીને બુદ્ધિભ્રંશ થયો અમને તો લાગે છે, કારણ કે પોતે પંડિત હોવા છતાં આગળપાછળનો સબંધ ગ્રંથકર્ત્તાનો હેતુ વગેરે તો કાંઇ જોતા વિચારતા કે તપાસતાજ નથી, અને બગડની પેઠે ફાવે તેને પ્રમાણ અને ન રૂચે તે ક્ષેપક માની લે છે. એ તો "કડવાકડવા થુથુ અને મીઠામીઠા ગડપગડપ" કરવા જેવી બાલચેષ્ટા અને અજ્ઞાનતા નહિ તો શું? પછી પંડિત અને મૂર્ખમાં ભેદજ શો રહ્યો? ગુણદોષ જાણીને ત્યાગસ્વીકાર કરવો એ પંડિત જ્ઞાતા પુરૂષને ઘટે છે. પણ પંડિતજી તો સારાસાર વિવેકવિચારને વિસારે મેલીને રૂચે ગમે ફાવે અને ભાવે તે ઉપર જ લક્ષ આપતા જણાય છે શાસ્ત્રકારના ગૂઢાશયો સમજી લોકોને સ્પષ્ટ રીતે સમજાવવામાજ ખરી પંડિતાઇ છે, અને તેથી ઉલટી રીતે ચાલવાથી તો પંડિતનું માન ખંડિત થાય અને પંડિતનું પોલ પકડાઇ જાય છે, એ વાતનો વિચાર પંડિતમન્ય [illegible] નહિ કરતા હોય ?! તેઓ તો સમજતા હશે કે લોકો અજ્ઞાન છે, કોણ જોવા બેઠું છે કે વેદાદિ શાસ્ત્રોમાં શું કહેલુ છે? માટે ફાવે તેમ ઓઢવીગોઠવી "ફૂ દલા દાલમાં[illegible]ણી" કર્યું, કે ગાડુ ચાલ્યુ! થયો બેડો પાર!! ને પછી તો પંડિતના પોબાર!!!

પણ હવે વખત બદલાયો છે, એનો રાજના પાડ રાતે વહીગયા! નિયોગ વિષેના એક સ્વતંત્ર લેખમાં* તે વિષય સંબંધી સર્વ સવિસ્તર લખેલું છે અને વળી લખીશું. હાલ તો માંસભક્ષણ મદ્યપાન અને મૈથુનકર્મનું મનુજીએ વિધાન કર્યું છે કે કેમ? તે વિચારીએ અને નાચેનો અધ્યાય ૫ માનો ૫૬ મો શ્લોક ક્ષેપક છે કે કેમ? તે પણ જોઇએ.

"न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥" મનુસ્મૃતિ.

આ શ્લોકનો અર્થ એવો છે કે [illegible] યજ્ઞમાં માંસભક્ષણ કરવામાં, સૌત્રામણિ યજ્ઞમાં મદ્યપાન કરવામા, અને ઋતુકાલે સ્વસ્ત્રી સં[illegible]ગમ કરવામાં દોષ નથી; કેમકે પ્રાણીઓની તે પ્રવૃત્તિ છે પરંતુ મદ્ય માંસ ને મૈથુનનો ત્યાગ કરવાથી મહાફળ—પરમપુણ્યની પ્રાપ્તિ થાય છે." મનુજીએ પાચમા અધ્યાયના શ્લોક ૨૬ મેથી માંસભક્ષણવર્જનવિધિ કહેવા માંડી ઉપરોક્ત શ્લોક ૫૬મો કહી ત્યાં માંસપ્રકરણ પુરૂં કર્યુ છે, તો એ ત્રીસ શ્લોકો વાંચી વિચારી જોનાર સાધારણ માણસને પણ સમજાશે કે મનુજીનો આશય માંસાહારની તરફેણમાં નહિ પણ વિરૂદ્ધમા હોઇ હિંસાકર્મ અને માંસાહારને નિંદ્ય અને દુર્ગતિ દેનારાં જ ઠરાવ્યા છે ઠીક, પણ યજ્ઞ નિમિત્તે અને શ્રાદ્ધમાં માંસાહાર અને મદ્યપાનનું વિધાન છે તેનું કેમ? આ એક દેખીતો તો ઘણો વિકટ પ્રશ્ન છે. પણ તેનો ખુલાસો એ છે કેઃ-(૧) કોઇપણ પ્રાણીનો અપકાર કરવો તેનુ નામ હિંસા છે, પરંતુ યજ્ઞમાં થતા પશુવધ પશુના

* નિયોગ મર્દન—હિંદીમા લખી પં. કાલુરામ શાસ્ત્રીએ છપાવેલ છે. તેમા દયાનંદની બધાં પ્રમાણોનું સવિસ્તર વિવેચન પૂર્વક ખંડન કરેલું છે, મુલ્ય પોસ્ટેજ સાથે ૦—૮—૬ મળવાનું સ્થળઃ-મહાજ્યોતિઃ કાર્યાલય-અમદાવાદ.

શરીરનો નાશ થવા રૂપ અપકાર થવા છતાંપિ એ નાશ એ પશુના આત્માને ઉપકાર કરનાર છે; કેમકે અનેક પાપોથી પ્રાપ્ત થયેલા પશુશરીરમાંથી છુટીને તે પશુ સ્વર્ગે જાય છે. આ વાત શ્રુતિમાં કહી છે—न तं मृत्यवे नयन्ति यं यज्ञाय नयन्ति ॥ અર્થાત્ યજ્ઞને ઉદ્દેશીને આપવામાં આવતો પશુ મૃત્યુને નથી સોંપાતો, કારણ કે મરણ તો એવું નામ છે કે મુવા પછી પ્રાણી અધિકાધિક દુઃખો ભોગવવાનું શરીર ધારણ કરે. (૨)ઋગ્વેદમાં કહ્યું છે કેઃ—न वा उ एतन्म्रियसे न रिष्यसि देवाँ इदेषि पथिभिः सुगेभिः અર્થાત્-હે પશુ ! તું બીજાં પશુઓની પેઠે મરતો નથી તથા માર્યો પણ નથી જતો, કિંતુ સુંદર દેવયાનમાર્ગથી દેવતાઓને પામે છે. આ અર્થને મનુતાજી આ અધ્યાયમાં 'यज्ञार्थं पशवः सृष्टाः' 'तस्माद्यज्ञे वधोऽवधः' ઇત્યાદિ શ્લોક છે. અને ઋગ્વેદના આ પ્રમાણથીજ સિદ્ધ થાય છે કે યજ્ઞમાં પશ્વાલમ્ભનથી પાપ નથી લાગતું, અને એ યજ્ઞમાં હવિઃશેષ માંસભક્ષણ પણ તેની છીટ ન રાખનાર પ્રવૃત્તિમાર્ગાવલંબી માંસભક્ષી યજ્ઞના અધિકારિયોને માટે મનુજીએ પછી प्रोक्षितं भक्षयेन्मांसं તથા मंत्रैस्तु संस्कृतानद्यात् ઇત્યાદિ લખ્યું છે. આવા સ્પષ્ટ અભિપ્રાય હોવા છતાંપિ દૃષ્ટિવિકારવાળા અજ્ઞ અને અનાડી જનો મનુજીના આ લેખ પર મિથ્યા કુતર્કો કરી જગતને પોતાની નાસ્તિકતા પ્રત્યક્ષ દેખાડી આપે છે.

(૩) યદ્યપિ માંસપિંડમય શ્રાદ્ધમાં નોતરેલ બ્રાહ્મણને માંસભક્ષણ ન કરવાથી એકવીસ વાર પશુયોનિની પ્રાપ્તિ લખી છે, તથા મધુપર્કમાં ગૃહ્યસૂત્રકારોએ ગૃહસ્થને પશુ અર્પણ કરવાની વિધિ કહી છે; આથી કંઇ અતિથિએ માંસ ભક્ષણ કરવું જોઇયે એમ નથી થતું. તથાપિ કહીં नत्वामांसो मधुपर्कः લખેલું હોવાથી અતિથિને માટે પણ નિયમ આવે છે, અને માંસભક્ષણથી જીવ બચતો હોય તો તે કાળે માંસભક્ષણ ન કરવાથી આત્મહત્યાનું પાપ લાગે છે, તેથી કરી એમાં પણ માંસભક્ષણના નિયમ વિધિ આવે છે. પરંતુ આ સર્વ વિધાન અને નિયમ વગેરે એ સમયે સફળીભૂત થતા હતા, કે જ્યારે લોકો વેદની આજ્ઞાનો સપ્રેમ સ્વીકાર કરતા હતા, ધર્માધર્મ રૂપ અદૃષ્ટ વિષયમાં વેદવેદાંગોથી મળતી શિક્ષાને અનુસાર વર્તવામાંજ પોતાનું કલ્યાણ અને તેથી પ્રતિકૂલ ચલાવવામાં પોતાનું સર્વસ્વનાશ સમજતા હતા. પરંતુ આજ એવો વિષમ વખત આવ્યો છે, કે વૈદિક અનુષ્ઠાન પરથી લોકોની શ્રદ્ધા ઉઠી ગઇ છે, લૌકિક સાંસારિક આનંદપ્રમોદમાં વાંધો ન આવે-ડખલ ન થાય, તેવા પ્રકારના અનર્થ કરવામાં મનમાન્યા અર્થ કરવાના માર્ગમાં જ વેદશાસ્ત્રોને ઘસડી જવાય છે ! આજકાલ તો કેવલ દેખાડો કરવાને ખાતર જ अग्निहोत्राणि वेदाश्च राक्षसानां गृहे गृहे । એવું પ્રત્યક્ષ થઇ રહેલું છે. વાસ્તવમાં આજકાલના નવીન સગવડીયા સંપ્રદાયીસમાજી શિશ્નોદરપરાયણ પ્રચ્છન્ન નાસ્તિકોની તો વેદ, વૈદિક અનુષ્ઠાન અને પરલોકમાં સર્વથા શ્રદ્ધાજ નથી. આ કલિયુગી લીલાનું અનુમાન કરીનેજ મહર્ષિયોએ બહુ કાળથી (હાલમાં) માંસમંસર્ગકર્મકલાપ કરવાનો નિષેધ કરી દીધો હતો. પહેલા વેદની આજ્ઞા પર અટલ વિશ્વાસ કરનાર પુરુષ પ્રવૃત્તિમાર્ગમાં અનુરક્ત હોવા છતાંપિ ઉત્તરમીમાંસામાં કહેલી પરિસંખ્યાવિધિને અનુસાર માનતા હતા કે-શાસ્ત્રમાં કહેલી વિધિનું ઉલ્લંઘન કરી રુચિ હોવા છતાં પણ માંસભક્ષણ ન કરવું જોઇએ. બૃહસ્પતિસ્મૃતિમાં કહ્યું છે કેઃ-मद्यं मांसं मैथुनं च भूतानां छलनं स्मृतम् । तदेव विधिना कुर्वन् स्वर्गं प्राप्नोति मानवः ॥ અર્થાત્ મદ્ય માંસ અને મૈથુન એ ત્રણે પ્રાણિયોને મોહમાં નાંખનાર છે, પરંતુ જો માણસ એનો ઉપયોગ વિધિપૂર્વક કરે તો સ્વર્ગ પામે છે.

આ સર્વ હોવા છતાં પણ આજકાલના સંસ્કારહીન નિરંકુશ પુરુષ કોઇ પણ પ્રકારે માંસ ભક્ષણ કરવાથી પરમપાપના ભાગી થશે.

(૪) પુરાણોમાં યજ્ઞના પશુને ઉત્તમગતિ મળવાનાં અનેક દૃષ્ટાન્તો લખ્યાં છે, સદાચરણ સ્વકર્મનિષ્ઠ યોગસિદ્ધ બ્રાહ્મણોએ ઉચ્ચારેલા વેદમંત્રોના પ્રભાવથી પશુઓનાં ઘોર તામસ શરીર દૂર થઇ શુદ્ધસાત્વિક દેવવિગ્રહ મળવો સંભવે પણ છે. કોઇ કહેશે ત્યારે મનુજીએ ધર્મશાસ્ત્રમાં યજ્ઞમાં માંસભક્ષણ કરનાર અને માંસભોજન નહિ કરનારને સરખું ફળ મળવાની એ પ્રકારની વાત કેમ લખી છે? તો આનો ઉત્તર એ છે કે:—ધર્મનું તત્વ ઘણું ગહન છે, પણ માનવશરીરધારી સર્વથા નિષ્પાપ અને ધાર્મિક નથી, મનુષ્યશરીરજ પાપપુણ્ય બંનેનાં કર્મફલ ભોગવવા માટે છે. એવો મનુષ્યદેહ પામી જે પૂર્વકર્મવશ મદ્ય માંસાદિ તામસભાવો તરફ વધારે પ્રવૃત્ત થાય છે, તેમના ઉદ્ધારને માટેજ શાસ્ત્રની પ્રવૃત્તિ છે. शासनात् शास्त्रम् । અનુચિત પ્રવૃત્તિમાં પડેલાનું શાસન કરે તે શાસ્ત્ર છે. શાસન સામ, દામ આદિ જે ઉપાયથી પ્રજાનો ઉપકાર થઇ શકે, તેવે પ્રકારે કરવામાં આવે ત્યારેજ તે સફલ થાય છે. જેઓ પોતેજ માંસભક્ષણ આદિથી નિવૃત્ત છે, તેમને માટે તો એવો નિયમ બનાવવાની કંઇ જરૂર જ નથી, પરંતુ જે લોકો તેમાં પ્રવૃત્ત છે, તેઓનેજ આ અનર્થથી બચાવવા સારૂ અનાદિ કાલથી એવો નિયમ ચાલ્યો આવે છે, કે જેના દ્વારા એ વિષયમગ્ન પુરુષ ધીરેધીરે સુગમતાપૂર્વક ઇશ્વરાભિમુખ બની જાય. તેટલા માટે પ્રથમ તો એટલુંજ સાધવામાં આવ્યું કે:-यदन्नः पुरुषो राजन् तदन्नास्तस्य देवताः । એટલે જે પુરુષનું જે ભોજન હોય અર્થાત્ તે જે વસ્તુ ખાતો હોય, તે પોતાના દેવતા તથા પિતૃઓને અર્પણ કરી તૃપ્ત કરે. વાસ્તવમાં તો મનુષ્યોનો, તેમાં પણ સનાતન હિંદુ ધર્મીઓનો ખોરાક માંસ નથી. કેમકે મનુભગવાને માંસભક્ષણનો સર્વથા નિષેધ કરેલો છે. પરંતુ નિષેધ હોવા છતાંપિ આર્યસમાજી માંસભક્ષક પાર્ટીની પેઠે જેઓ માંસભક્ષણના લોલુપ હોય, તેઓને ધર્મભાવનાની તરફ ઝુકતા રાખવા માટે માંસપિંડોથી પણ શ્રાદ્ધ કરવું આદિ લખવામાં આવ્યું છે, પરન્તુ ધર્મશાસ્ત્રનો સિદ્ધાંત તો સર્વથા માંસથી નિવૃત્ત થવામાં જ છે. એટલા માટે માંસાહારીઓને માટે અનેક પ્રકારના નિયમો બાંધી પાછળથી માંસભક્ષણથી સર્વથા બચવાનો ઉપદેશ દેતાં निवृत्तिस्तु महाफला ॥ કહીને આ માંસવર્જન વિષય પૂરો કર્યો છે. આ વિષય મહર્ષિ શ્રીજૈમિનિએ પોતાના પૂર્વમીમાંસાના પ્રતિજ્ઞાધિકરણમાં સારી પેઠે સમજાવ્યો છે, પરંતુ શાસ્ત્રોનું જ્ઞાન ન હોવાથી જ અનેક આસુરી સ્વભાવના પંડિતંમન્યો મનુજીનાં ધર્મોપદેશમય નિર્મલ વચનોને સમજ્યા વિના લોક ઠગી ઠુરે છે ને પાતકી બને છે.

(૫) મનુસ્મૃતિ ઉપર સંસ્કૃતમાં ઘણાં ભાષ્ય ને ટીકાઓ છે, એમાંથી કેટલાક ટીકાકાર न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने । શ્લોકનો એવો અર્થ કરે છે કે—યજ્ઞમાં ઉચ્છિષ્ટ માંસ ભક્ષણ કરવાથી, સૌત્રામણિ યાગમાં મદ્ય પીવાથી તથા ઋતુ વિના પણ નિજ સ્ત્રીસમાગમ કરવામાં દોષ નથી; પરંતુ એમ ન કરવામાં મહાપુણ્ય છે. આનો મતલબ પણ એ છે કે—યજ્ઞમાં પણ માંસ ભક્ષણ ન કરે, સૌત્રામણિ યાગમાં પણ મદ્યપાન ન કરે તથા ઋતુવિના પોતાની સ્ત્રી સાથે પણ સમાગમ ન કરે, એમ કરવાથી મહાફળ મળે છે. બીજો ટીકાકાર કહે છે કે:—યજ્ઞાદિમાં અવિહિત તથા ધર્મશાસ્ત્રમાં જેમનો નિષેધ નથી કરેલો એવા પંચ નખ વાળાનું ભક્ષણ કરવામાં, ક્ષત્રિયઃ

દિને યુદ્ધાદિ પ્રસંગે મદ્યપાન કરવામાં તથા ઋતુ વિના પણ પોતાની સ્ત્રી સાથે સમાગમ કરવામાં પાપ નથી લાગતું; પરંતુ એનાથી દૂર રહેવામાં મહાપુણ્ય થાય છે. અતઃ અવિહિત તથા અપ્રતિવિદ્ધ પાંચ નખવાળાં પ્રાણીઓનું તથા માંસભક્ષણ ન કરે, તથા ક્ષત્રિયાદિ વર્ણ પણ અગીઆર જાતના મદ્યોમાંથી કોઇપણ જાતનો શરાબ ન પીયે, તથા પોતાની સ્ત્રીની સાથે પણ ઋતુ ભિન્ન સમયમાં ગમન ન કરે, એ મહાપુણ્યફળ આપનાર છે. તથા ઓગણીસમી સદીના પ્રતિષ્ઠિત વ્યવસ્થાપક લબ્ધપ્રતિષ્ઠિત કાશીનિવાસી મહામહોપાધ્યાય સ્વર્ગીય પં. સ્વામી રામમિશ્ર શાસ્ત્રીજી આ શ્લોકનો અર્થ એવી રીતે કરે છે કેઃ-मांस भक्षणे अदोषो न किन्तु महान् दोषः । અહીં મનુજીએ માંસભક્ષણમાં અધિક દોષ દેખાડવા માટે બે નિષેધ કર્યા છે, અને न मद्ये એ દૃષ્ટાંત છે; અર્થાત્ જેમ મદ્યપાનમાં સર્વથા દોષ છે એવી રીતે માંસનું વર્જન પણ સર્વત્ર કરવું જોઇએ. અહીં મનુજીએ न च मैथुनमद्ययोः । એમ ન કહેતાં न मद्ये न च मैथुने કહ્યું છે, તેનો અભિપ્રાય એ છે કે મદ્ય અને મૈથુન સરખાં નથી. કેમકે મદ્ય સર્વત્ર વર્જ્ય છે અને મૈથુન તો કેવલ પરસ્ત્રીમાં ત્યાજ્ય છે, એથી કરીને ભિન્ન ભિન્ન બે દૃષ્ટાન્ત કહ્યાં. આ પર શંકા થાય છે, કે જ્યારે માંસ મદ્યની પેઠે સર્વત્ર વર્જ્ય છે, ત્યારે વેદશાસ્ત્રોમાં માંસભક્ષણ કર્તવ્ય તરીકે કેમ કહ્યું છે? આના ખુલાસામાં વળી કહે છે કેઃ—प्रवृत्ति रेषा भूतानाम् એ પ્રાણિયોની પ્રવૃત્તિ છે, શાસ્ત્ર આનું વિધાન નથી કરતું, મનુષ્ય પોતે જે વાતો કરવામાં પ્રવૃત્ત છે તે કરવાનું શાસ્ત્ર નથી કહેતું; શાસ્ત્ર તો એ વાતો કહે છે કે જે કરવામાં લોકો પોતાની મેળે પ્રવૃત્ત નથી થતા. આ વાત દેખાડવાને નિમિત્તે અહીં प्रवृति रेषा भूतानाम् એવો ઇસારો કર્યો છે. આ પર શંકા થાય છે કેઃ- કોઇ લોકો સ્વભાવતઃ માંસ ખાવામાં પ્રવૃત્ત હોય છે અને કોઇ કોઇ સ્વભાવથી જ માંસ-ખાવું પસંદ નથી કરતા, ત્યારે તો માસ ખાવું ન ખાવું મનુષ્યની મરજી પર રહ્યું; આમાં ધર્મની શી વાત છે? આના ઉત્તરમાં પણ મનુજી કહે છે કેઃ---માંસ ભક્ષણ કરવું યા ન કરવું એ મનુષ્યની ઇચ્છા પર નથી, કિન્તુ निवृत्तिस्तु महाफला । માંસ ભક્ષણથી દૂર રહેવામાં મહાફળ છે. ધ્યાન આપીને જુઓ કે માંસભક્ષણમાં પ્રવૃતિ મહાદોષજનક નહિ હશે ત્યાં સુધી નિવૃત્તિ ફળજનક નથી થઇ શકતી, તો એ મહાફલજનક થવાની તો આશા શી? શું કોઇ કાકડી ખરબૂચાં ન ખાય તો તેને મહાપુણ્ય થશે? કદાપિ નહીં, એ તો ઇચ્છા તંત્ર છે, ખરબુચાં કાકડી ખાય તો યે શું અને ન ખાય તો યે શું? આમાં પુણ્યા-પુણ્યની કોઇ વાત જ નથી. એવી રીતે લોકો માંસભક્ષણનું ન સમજી બેસે, એટલા માટે મનુજી કહે છે કેઃ-'निवृत्तिस्तु महाफलं' માંસભક્ષણથી દૂર રહેવામાં નિવૃત્તિ મહાફલજનક થઇ, ત્યારે માંસભક્ષણમાં પ્રવૃત્તિ મહાદોષજનક છે-એ વાત પણ આની સાથેજ સ્પષ્ટ થઇ ગઇ.

મહાભારતમાં આ વાત વ્યાસજીએ કહી છે-भक्षण तु महान् दोषो निवृत्त्या पुण्यमुच्यते । સમસ્ત મનુનું તાત્પર્ય સ્વયં વેદ વ્યાસજીએ મહાભારતમાં સ્પષ્ટ કરી કહી દીધું છે કે—सर्वकर्म स्वहिंसां हि महात्मा मनुरब्रवीत । અત્રે વિવેકની સમ્મતિમાં મનુજીના આ વચનનો એ ભાવ છે કેઃ—જીવનાં શરીર પૃથ્વી જળ તેજ વાયુ અને આકાશ એ સ્થૂલ પંચમહાભૂતોનું પરિણામ છે, સ્થૂલ પંચમહાભૂતોમાં તમોભાવ વધારે અને સાત્વિક ભાવ ઓછો છે, એ કારણથી જ એને તામસ નામથી કહે છે. શરીરમાંના એ પંચભૂત રજોગુણથી ચલાયમાન થતાં સ્વભાવથી જ

તામસભાવને પ્રકટ કરે છે, એજ સકલ ભૂતોની પ્રવૃત્તિ વા સ્વાભાવિક ધર્મ મનુભગવાને કહ્યો છે. સ્થૂલ દેહની અંદર મન છે, ને મનમા સ્વભાવથીજ સાત્વિકભાવ પ્રબળ છે. પંચભૂતોના આકર્ષણથી મન ખેંચાઈ ન જાય, તો રજોગુણથી ચલાયમાન ન થતાં સત્વગુણને જ પ્રકટ કરે છે. માનો કે આ પંચભૌતિક તામસ શરીર એક ધૂળનો ઢગલો છે, આમાં રજોગુણરૂપી પવન ચાલવાથી તમોગુણરૂપી ધૂળ ઉડી મનરૂપ નેત્રોમાંના જ્ઞાનરૂપ સાત્વિક પ્રકાશને ઢાકી-દબાવી દે છે, એ વખતે ગાફલ પુરૂષનું નેત્રરૂપી મન કેટલેક વખતે જ્ઞાનરૂપ પ્રકાશ હીન થઇ જાય છે, અર્થાત્ વિષયમગ્ન અસાવધાન પુરુષના મનમાં પંચભૂતના આકર્ષણથી તમોભાવ અધિકાર જમાવી લે છે; પરંતુ શાસ્ત્ર ને શ્રેષ્ઠની શિક્ષાદ્વારા મનની રક્ષા કરી લેતાં મન પોતાના સાત્વિક સ્વભાવમાંજ રહે છે. ચહાય તેટલી ધૂળ ઉડતી હોય પણ બુદ્ધિમાન પુરુષ તો આંખોપર કઇ ઢાંકીને વા કેટલોક સમય થોભી જઇને પછી રસ્તે ચાલે છે, તો અનાયાસેજ પોતાને સ્થાને પહોંચી જાય છે; તેમજ શાસ્ત્રને જાણનાર બુદ્ધિમાન પુરુષ પાંચભૌતિક પ્રવૃત્તિ વા તમોભાવને ઓલંગી વા તેની ઉપેક્ષા કરી અથવા એનું દમન કરી સુખ વા દુઃખની નિવૃત્તિ પામે છે. એ સુખ કે દુઃખની નિવૃત્તિજ મહાફલ છે, અને જીવને એ પ્રાર્થનીય છે. આ સર્વથી સિદ્ધ થયું કે, તામસભાવ પ્રકટ થવો એ પાંચભૌતિક શરીરનો સ્વાભાવિક ધર્મ વા પ્રવૃત્તિ છે, એ તામસભાવના પરિણામ રૂપ મદ્ય-માંસ-સ્ત્રીસમાગમ આદિ પાંચભૌતિક શરીરમાં હોય તો તેમાં કઇ નવાઇ નથી; ક્ષારસમુદ્રમાં થોડુંક મીઠું નાખવાથી એમાં કોઇ નવીનતા નહિ થઇ જાય. આ વાત દેખાડી આપવાને માટેજ મનુજીએ કહ્યુ છે કેઃ—પ્રવૃત્તિરેષાભૂતાનામ્ એ ભૂતોની—શરીરધારીઓની પ્રવૃત્તિ છે એજ આનો સંક્ષિપ્ત મર્મ છે. પરંતુ ધ્યાનમાં રહેવું જોઇએ કેઃ-પાંચભૌતિક શરીરમાં વિદ્યમાન જીવ કઇ પંચભૂત નથી, એ શરીર તો જીવનું આવરણ વા ઉપાધિ માત્ર છે. જે જીવનો સબંધ ન રહેવાથી એ શરીર ચેષ્ટાહીન જડ અને લોકોની દૃષ્ટિમાં ઘૃણિત તથા અસ્પર્શ્ય થઇ જાય છે, એ ચેતન જીવ તામસ નથી, તામસિક ભાવ એનો સ્વભાવ પણ નથી. મદ્યમાંસ આદિના સેવનથી મનુજીએ નરકભોગ કહ્યો છે, તેમ બીજાં શાસ્ત્રોમાં પણ કહ્યું છે. મદ્યમાંસ આદિ તામસિક પદાર્થોથી પાંચભૌતિક તામસ સ્થૂલશરીરની પુષ્ટિ થઇ શકે છે, પણ સ્થૂલ દેહના અધિષ્ઠાતાને તો એના સંગથી મહાન ક્લેશ થશે; એટલા માટે સ્થૂળ દેહને સ્વતંત્રતા આપવી શું ઉચિત છે? આનો ઉત્તર દેવાનેજ મનુજીએ આ શ્લોકના અંતે ઉપદેશ દીધો છે કેઃ—નિવૃત્તિસ્તુ મહાફલા ॥ સુખ મેળવવું અને દુઃખથી છુટવું, એજ જીવને પ્રાર્થનીય ફલ છે. પરંતુ જે સુખ મળતાં અને જે દુઃખ દૂર થતાં પરિણામે ઘણું-અધિકતર દુઃખ ભોગવવું પડે એ ક્ષુદ્ર ફળ છે, મહાફળ નથી. મદ્યમાંસાદિ સેવનરૂપ ભૌતિક પ્રવૃત્તિથી આ લોકમાં નામ માત્ર થોડુંક સુખ મળી શકે છે, પણ એ પરિણામે પરમદુઃખનું કારણ થાય છે, અને એ પ્રવૃત્તિનુ દમન કરી નિવૃત્તિનું અવલંબન કરવામાં આવે; તો તેથી પરમસુખ થઇ મુક્તિ રૂપ મહાફળ* મળે છે.

મનુજીના આ શ્લોકનુ રહસ્ય, મર્મ અને આશય સમજ્યા વગર પૂર્વાપર સબંધ જોયા

* આ મનુવચન અને તેના વિવેચન ઉપરથી સુજ્ઞો તો વ્યવહારમા અમુક શા માટે કરવુ અને શા માટે ન કરવું ? વગેરે ઉઠતી શંકાઓનાં સમાધાન અને ખુલાસા સહજમાં સમજી લેશે, આથી તો શાસ્ત્રના વિધિનિષેધની સકારણતા પણ સમજાય છે.

વગર પંડિતજી ભટ્ટકૃષ્ણ ટહુની પેઠે માંસ-મદ્ય અને મૈથુનમાં દોષ નથી સમજીને ચમક્યા; તેટલા ઉપરથી જ તેમની આડંબરી પંડિતાઈનું પોલ તો પરખાઇ પકડાઇ ગયું છે. આર્ય-સમાજીઓ મનુસ્મૃતિને માને છે તો ખરા, પણ આવી રીતે કેટલાએ શ્લોકોને ક્ષેપક ગણતા હશે! વાત એ છે કે શ્રીફલમાં કોપરૂં છે અને તેના પર છોડાં અને કાચલાંજ દેખાય છે, અંદરનું સુમધુર કોપરૂં ખાવા ઇચ્છનારે છોડાં છોલી કાઢી કાચલું ફોડવું જોઇએ, તેમ ન કરતાં ઉપરથી છોડાં જોઇ આમાં તે શું કહી એ શ્રીફળ ફેંકી દેનાર અનાડી કદી કોપરાનો સ્વાદ લેઇ શકશે? એજ દશા અમારા કુતર્કી તરંગી અને સગવડીયા આર્યમન્યો અને પંડિતંમન્યોની થઇ રહી છે! તેમને શાસ્ત્રોમાંથી બધું મનગમતું જોઇએ છે, પણ શાસ્ત્રો તો શાસન કરી નિયમમાં લાવનાર છે, તેને તો દાબ અને અધિકાર કહે છે, તો પછી શાસ્ત્રને માને છે જ શું કરવા? વાત ખરી છે કે આવા સ્વચ્છંદી લોકોએ ધર્મશાસ્ત્ર વિહિત અને નિષિદ્ધ કહેવા કરવાની પંચાતમાં પડવું જ ન જોઇયે. પણ પાખંડી ઢોંગી પ્રપંચી લુચ્ચા દગલબાજ અને હરામખોર લોકોને છેતર-પિંડી-દગાઇ અને લોકવંચના કરીને જ પોતાના સ્વાર્થ સાધવાના ને સુખમગવડ ભોગવવાનાં હોય છે, તેટલા માટે જ તેવા ડોળઘાલુ દંભી લોકો ઉપરથી દેખાડો કરવાને ધર્મી પ્રામાણિક પરોપકારી જ્ઞાની દાતા અને વિદ્વાન હોવાનો આડંબર રાખે છે, અને લોભ લાલચને વશ થઇ દગાફટકા અને ઢોંગધતિંગ કરતાજ રહે છે. જગતમા કંઇ મૂર્ખ અજ્ઞાની અને ભોળાભલા લોકોનો ટોટો નથી, તેથી તેના ઉપરથી મોહક-અચ્છું દેખી લોભાઇ જઇ ફસી જનારા પેલા ધુતારાના શિકાર થઇ પડે છે વેદને માનવામાં-વેદશાસ્ત્રનું ઓથું લેવામાં દયાનંદ અને તેના અનુયાયી આર્યમન્યો અને પંડિતંમન્યોના પણ આવાજ પ્રકારના હેતુ હોવાનું મોટે ભાગે સિદ્ધ થયેલું છે એમ કહેવું કંઇ ખોટું નથી. તેઓ શુદ્ધ બુદ્ધિ અને શ્રદ્ધાપૂર્વક વેદાદિ શાસ્ત્રોને માનવા મનાવવા માગતા હોય, તો પછી આવા ખોટા અર્થ કુતર્ક અને અનર્થ શા માટે કરે છે? અત્યાર સુધીમાં થઇ ગયેલા ઋષિમુનિયો આચાર્યો સાધુસંતો વગેરે મહાનુભાવો પંડિતો જ્ઞાની પુરૂષો વિદ્વાનો વગેરે કરતાં પણ શું સ્વામી દયાનંદ અને તેના ચેલાઓ ચડી ગયા? કે શાસ્ત્રોના ઉલટા અર્થો કરી પોતાનો કક્કો ખરો કરવા માટે કટિબદ્ધ થઇ વેદધર્મપર પ્રહાર કરવા બહાર પડયા છે?। ब्रजवल्लभनन्दन गुप्त.

---

# ભક્તિનો સંચાર કેવી રીતે થાય છે?

" महत्कृपयैव भगवत्कृपा लेशाद्वा ॥ "

મહાપુરૂષોની કૃપા દ્વારા કે ભગવાનની લેશ માત્ર કૃપાથી ભક્તિનો સંચાર થાય છે. સાધુપુરૂષોની કૃપા ભગવાનની લેશ માત્ર કૃપામાં અંતર્ગત છે. કેમ અને કેવી રીતે ભગવત્કૃપા થાય છે? તે આપણી બુદ્ધિની અતીત છે. કાલે જે અસાધુ હતો, તે આજ એવો તો સુધરી જાય છે કે આપણે તેની પદધૂલિ ચરણરજ લેઇ આપણને કૃતાર્થ માનીએ છીએ.:

ભક્તમાલમાં એવાં કેટલાંક સુંદર બોધક દૃષ્ટાન્તો છે—એક દિવસ એક દેડને રાજાના ભંડારમાં ચોરી કરવાનું મન થયું, બે પ્રહર રાત્રિ વીતી ગયા પછી તેણે રાજાના શયનાગાર પાસે એક બાકોરૂં પાડ્યું. એ વખતે રાણી રાજાને કહેતી હતી:—"કેટલાક દિવસથી હું તમને કહું છું કે તમે મ્હોટી રાજકુમારીનો વિવાહ કરો, પણ તમે તો એ વાત મન પર લેતાજ

નથી." રાજાએ કહ્યું:—યોગ્ય વર મળતો નથી, તો પછી મારે કન્યા દેવી કોને?" વારંવાર રાણીનાં મેણાં ને ટોકણી સાંભળવાથી છેવટે રાજાએ નિશ્ચય કર્યો, કે બીજે દિવસે મળસ્કામાં પાસેના તપોવનમાં જઈ જે યોગી પહેલો મારી દૃષ્ટિએ પડે તેને કન્યા તેમજ અડધું રાજ્ય અર્પણ કરવાં. પેલા ઠગે આ સંકલ્પ સાંભળ્યો, ત્યારે તેણે વિચાર્યું - "મ્હારે વૃથા પરિશ્રમ શા માટે કરવો જોઇએ? ચોરી કરતાં જો કોઇને ખબર પડી જાય અને હું પકડાઇ જાઉં, તો પ્રાણનો પણ નાશ થવાનો સંભવ રહે છે; પણ યોગીવેશ ધારણ કરી તપોવનમાં જઇ બેસવાથી રાજ્યાર્ધ અને રાજ્યકન્યા બે મળશે." આવો નિશ્ચય કરીને પછી તે ઘેર આવ્યો, અને પ્રભાત ન્હોતું થયું, ત્યાર પ્હેલાં તો યોગીવેશ ધારણ કરી જે રસ્તે રાજા તપોવનમાં આવવાના હતા; તે રસ્તે તપોવનની બ્હાર જઇને બેઠો. મળસ્કું થતાં જેવા રાજા તપોવન પાસે આવ્યા, કે યોગીરાજ ગંભીર ને ધ્યાનમાં નિમગ્ન! તેને રાજાએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો, લાંબો વખત રાહ જોઇ પણ મહાત્માની સમાધિ તો ઉતરે નહીં! છેવટે મહાત્માએ ચક્ષુ ઉઘાડયાં, રાજા પગમાં પડયા અને યાચના કરી કે મહારાજ નગરીમાં પધારો; ઘણા આગ્રહ પછી યોગીએ રાજાની પ્રાર્થના સ્વીકારી રાજા આદરપૂર્વક તેમને આગળ કરી પાછળપાછળ ચાલવા લાગ્યા, મ્હેલમાં આવતાં તેમને સિંહાસન ઉપર બેસાડી રાજાએ પાદપ્રક્ષાલન કર્યું અને રાણી ચામર ઢોળવા લાગી. પછી બન્નેએ હાથ જોડી પ્રાર્થના કરી:—"ભગવન્ અમારે એક પરમસુંદર કન્યા છે, અનુમતિ હોય તો તે કન્યા અને રાજ્યાર્ધ આપને પગે ધરીએ." રાજારાણીની આ પ્રાર્થના સાંભળી પેલો ઠગ વિચારવા લાગ્યો:—"મ્હેં દેખાવમાંજ માત્ર યોગીવેશ ધારણ કર્યો છે, છતાં પણ રાજારાણી મ્હારે પગે પડે છે અને રાજ્યાર્ધ અને રાજકન્યા આપવાને ઉત્કંઠિત થયાં છે, ત્યારે જો હું ખરો યોગી થાઉં, તો પછી કોણ જાણે કેટલાં રાજારાણી મ્હારે પગે પડશે, અને કેટલાં રાજ્ય અને કેટલી રાજ્યકન્યા મળશે!" આવા વિચારથી તેના મનમાં પરિવર્તન થયું, તેણે રાજારાણીની પ્રાર્થના માન્ય કરી નહીં. તેજ ક્ષણે સિંહાસનપરથી ઉતરી ભગવાનની પ્રાર્થના કરતો કરતો તે ત્યાંથી ચાલ્યો ગયો. પછી તો વિષયલાલસા તેનો સ્પર્શ પણ કરી શકી નહીં ભક્તિનાં દ્વાર તેને માટે ઉઘડી ગયાં, ને જીવન સાર્થક થયું. તે તો તેના દુષ્ટ આશયની સિદ્ધિને-માટે આવ્યો હતો, પણ ભગવાનની કૃપાથી અમાવાસ્યાનો અંધકાર પૂર્ણિમાની રાત્રિના અજવાળામાં પરિણત થયો.

બીજી એક કથા આ પ્રમાણે છે:—એક વ્યાધ પક્ષી મારવાને માટે સરોવરને તીરે બેઠો, તેને દેખતાં જ બધાં પક્ષીઓ ઉડી ગયાં, આવું જોઇને તો તે એક વૃક્ષના ઓથે સંતાઇ ગયો. થોડા વખત પછી તેણે જોયું તો એક વૈષ્ણવ તે સરોવરમાં સ્નાન કરતો હતો, એક પણ પક્ષી તેને જોઇને ભયભીત થયું નહીં કે ઉડી પણ ન ગયું. આ બનાવ જોઇને વ્યાધ વિચારવા લાગ્યો:—"હું પણ વૈષ્ણવનો વેશ ધારણ કરી આ પક્ષીની પાસે આવીશ, જેથી એક પણ પક્ષી ઉડી જશે નહીં, બધાં અનાયાસે મ્હારા હાથમાં આવશે, ધનુષબાણનું પણ પ્રયોજન રહેશે નહીં." આવો નિશ્ચય કરી વૈષ્ણવનો વેશ ધારણ કરીને તે પણ સરોવરમાં ન્હાવા લાગ્યો, તે વખતે એક પણ પક્ષી ઉડી ગયું નહીં; તેથી એક પછી એક એમ બધાં પક્ષીને તે પકડી શક્યો હોત, પણ આ શું? પક્ષી પકડવાને તેનો જીવ કેમ ચાલતો નથી? વ્યાધ તો ત્યાંથી જેમનો તેમ ચાલી નીકળ્યો. સ્વર્ગમાંથી પુષ્પવર્ષણ થવા લાગ્યું, આ વ્યાધ હવે આગળનો વ્યાધ નથી, તેની આંખમાંથી ચોધાર આંસુ વ્હેવા લાગ્યાં. તે બોલ્યો—.

"આ કરૂણાવર્ષણથી તો પાષાણ પણ પનળી જાય." એમ તેના અંતઃકરણમાં પ્રેમના તરંગ ઉઠવા લાગ્યા, આવા પ્રેમતરંગો કેટલાના ભાગ્યમાં હશે? પછી તે વિચારવા લાગ્યોઃ—"જેના સેવકનો વેશ માત્ર ધારણ કરવાથીજ પશુપક્ષી ભય રહિત થઇ જાય છે, તો તેનું નામ જો હું રાતદહાડો લઉં, તેનો પ્રકૃત ભક્ત બનું તો પછી કોણ જાણે શુંયે થાય? મને દેખીનેજ પક્ષી બ્હીકથી આમતેમ ઝટ ન્હાસી જતાં, પણ આ પુણ્યવેશ ધારણ કરવાનો કેવો ચમત્કાર ?! તેઓ મ્હારી આસપાસ આનંદથી કેવાં નાચે છે કૂદે છે! કેવી ક્રીડા કરે છે! અરે, મ્હારા શરીરને કેવાં અથડાય છે!! આહા ! આવો મધુર મોહક વેશ હવે હું છોડીશ નહીં. ત્યાંથી તેજ શુભ મુહૂર્ત્તે ભક્તની દીક્ષા લીધી આવાં તો અનેક દૃષ્ટાન્ત છે, રત્નાકર ભીલનું દૃષ્ટાન્ત જ યાદ કરો.

થોડા દિવસ પ્હેલાંજ મ્હેં એક અતિ ચમત્કારિક બનાવ જોયો છે, તે સાંભળીને તમે બધા ચકિત થઇ જશો. હલકા કુળમાં ઉત્પન્ન થયેલો એક માણસ સ્વભાવે અતિ ક્રૂર હતો, હાલ પણ એ માણસ જીવે છે. દુનિયામાં એવાં બહુ થોડાં પાપ હશે કે જે તેણે નહીં કર્યાં હોય, સુરાપાન અને વેશ્યાસેવનનો તો તે વિશેષ લાલચુ હતો. તેનો સ્વભાવ એવો ક્રોધી હતો, કે એક દિવસ પોતાના શત્રુનો નાશ કરવાને માટે તેના ઘરમાં સાંપ છોડવાના ઇરાદાથી હાંલ્લામાં સાપ ઘાલી તે ઘરની બ્હાર નીકળ્યો. પણ જેને રામ રાખે તેને કોણ ચાખે? એક વાંસના પૂલ પર ચાલતાં તે તૂટી પડયો, તેથી તે માણસ અને સાપ જળમાં પડયા આમ બનવાથી તેની ઇચ્છા પૂર્ણ થઇ નહીં. એક દિવસ સુરાપાનમાં મસ્ત થઇ આમતેમ ફરતો તે એક ઘરની પાસે જઇ બેઠો, આ વખતે તે ઘરમાં કેટલાક માણસો નીચેનું ભજન ગાતાં હતાં.—

**હે દીનનાથ ! દેજે આશીર્વાદ, હીન, દીન, દુર્બલ સંતાનને;**
**જેથી આ રસના, કરે એ ઘોષણા, "સત્યનો મહિમા જીવને મરણે."**

મહેન્દ્રક્ષણે આ પદો તેને કર્ણે પડયા, અને તેજ ક્ષણથી તેના જીવનની ગતિ ફરી ગઇ ! ભગવાનની કૃપાથી સુરાપાનની મત્તતા તેજ ક્ષણે છૂટી ગઇ. તેણે પ્રતિજ્ઞા કરી કેઃ-આ ક્ષણથીજ હું નવીન જીવનમાં પ્રવેશ કરીશ અને હવે પછી તિરસ્કારને લાયક મ્હારી પાછલી જીંદગીને સંભારીશ પણ નહીં. પછી ખરેખર તે ક્ષણથી જ તેના જીવને નૂતન ભાવ ધારણ કર્યો, અને હવે તેનામાં આગલા દોષોમાંનો એક પણ દોષ રહ્યો નથી; હમણાં તે વૈદ્યનો ધંધો કરે છે. એક રૂપીયો કે એક રૂપીયાથી વધારે મળે તે સઘળું તે બ્રાહ્મસમાજને આપી દે છે, અને એક રૂપીયાથી ઓછુ મળે તે વડે તે પોતાનું ગુજરાન ચલાવે છે.

આવા પાપી દુષ્ટ લોકો પણ ભગવત્કૃપાથી નિમેષ માત્રમાં કૃતાર્થ થઇ ગયા છે. આવાં દૃષ્ટાન્તોનો અભાવ નથી, અતિ દુષ્ટ લોકો પણ મહાત્માઓના કૃપાકટાક્ષથી—નિત્યાનંદ જેવાની કૃપાથી—પવિત્ર જીવન પ્રાપ્ત કરી શકે છે. પરંતુ મહાત્માઓની કૃપા પણ ભગવત્કૃપા પર અવલંબિત છે, જો કૃપાનિધિ ભગવાન્ કૃપા ન કરે તો નિત્યાનંદ જેવા મહાત્માઓ તેમની સમીપ પણ ન આવે, તેમજ ભક્તનો મહિમા પણ તેમની નજરે ન પડે.

પરંતુ ભગવાનની કૃપા રાતદિવસ અવિરત ધારે વર્ષ્યાં જ કરે છે, જેને આંખ છે તે આ જોઇ શકે છે. ભગવાનની દયા જરા વિરામતી નથી, તે તો અવિરત ધારે ઝર્યા જ કરે છે, તે તો વાછડા ખોયેલી ગાયની માફક આપણી પછવાડે હમ્મેશાં દોડયાજ કરે છે, આપણે

આપણી મરજીથી જ દૂર દૂર ભાગતા જઇએ છીએ. માણસનું પાપાચરણ તેની પોતાની જ ઇચ્છાનું ફળ છે, જે વ્યક્તિ ભગવદ્ કૃપાનો અનુભવ કરવા માગે છે તે વ્યક્તિ તો જોઇ શકે છે, કે આ કરૂણાવૃષ્ટિ હજાર ધારે વર્ષી રહી છે, તે તો આપણે માટે હમ્મેશા વ્યાકુળ જ છે, આપણે જો તેને માટે વ્યાકુળ થઇએ તો પછી પાપ તો ક્યાંયે ન્હાસી જાય પાપ પંક દૂર થતાજ ભક્તનું હૃદય દિવ્ય તેજથી ઝળાઝળાં થઇ જાય છે

પરહંસ સ્વામીશ્રી રામકૃષ્ણદેવે કહ્યું છે કે—"જેવી રીતે લોહચુંબક લોઢાનું આકર્ષણ કરે છે, તેવી જ રીતે ભગવાનની દયા આપણને આકર્ષે છે આ લોઢખંડ જો કાદવથી ખરડાયલો હોય તો ચુંબકને ચોંટી શકે નહી, એટલે આપણા પાપરૂપ કાદવને લઇને જ ભગવાનની કૃપા આપણને ખેંચી શક્તી નથી પરંતુ આપણું હૃદય ગદગદિત થઇ ક્રંદન રૂપી પશ્ચાત્તાપથી ધોવાઇ જાય, કે તુરત આપણે તેને ચોંટી જઇએ છીએ ભગવાનની પ્રાર્થના કરવાથી અને પાપને માટે ક્ષમા યાચવાથી આપણે ભગવાનની કૃપાને પાત્ર થઇએ છીએ જે ભગવાનની ભક્તિ કરે છે તેના તરફ ભગવાનની કૃપા વળે છે, અને તેજ તેની કૃપાનો અનુભવ પણ કરી શકે છે તેમા વિદ્યા, ધન કે માનમોટાઇની કંઇ જરૂર નથી. શ્રુતિમા સ્પષ્ટ કહ્યું છે કે—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमे वैष वृणुते ते न लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम्॥

વેદાધ્યયન કરવાથી આત્મલાભ થતો નથી, અનેક ગ્રંથાર્થ યાદ રાખવાથી કે શ્રવણ કરવાથી પણ આત્મલાભ થતો નથી જેના ઉપર આત્મારામની કૃપા થાય છે, તે જ તેને મેળવી શકે છે, અને તેનીજ પાસે આત્મા પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરે છે. *

જયન્તીલાલ મંગલજી ઓઝા બી. એ.

## स्वामि दयानन्दना वेदमतनुं रहस्य !

નવયુગના ઓગણીસમી સદીના રીફોર્મર ને આર્યસમાજના આદ્ય સ્વામીજી દયાનંદે પોતાના મતની સ્થાપના અતિ ચાતુરીથી કરી છે એમણે વિચાર્યું હશે કે, મારો નવીન મત સ્વીકારતાં લોકો અચકાશે, એટલા માટે સત્યાર્થપ્રકાશ વગેરેમાં લખ્યું કે—બ્રહ્માથી જૈમિની પર્યન્તના મહર્ષિયોનો મત છે, તેજ મત અમારો છે " પણ આની સાથે એમ પણ વિચાર્યું કે–એ આર્યગ્રંથોથી તો મારો મત સિદ્ધ નહિ થાય, પરંતુ જે મત ( સનાતન ધર્મ )નું ખંડન કરવું અમારે અભીષ્ટ છે તેની ઉલ્ટી પુષ્ટિ થશે ત્યારે વળી લખ્યું કે— "એમા જે વેદવિરૂદ્ધ પ્રતીત હોય તે ત્યાજ્ય છે' આમા પણ એવી યુક્તિ કાઢી કે, ગ્રંથકાર ઋષિએ અલ્પજ્ઞતાથી વેદવિરૂદ્ધ લખ્યું હોય અથવા ક્ષેપક મેળવી દીધું હોય, કેમકે જીવ સર્વજ્ઞ નથી અને પછી વેદથી આર્યગ્રન્થોની પ્રતિકૂલતા બતાવવા અને સ્વમતમંતવ્યની સિદ્ધિ કરવાને, વેદાર્થ પોતાના ઢંગપર રચ્યા અને જ્યાં એથી પણ કામ ચાલતું અટકતું જાણ્યું, ત્યા રૂપકાલંકાર કાવ્યકલા ઠરાવી અને વેદના પ્રાચીન ભાષ્યોને એના અર્થ શાસ્ત્રોમા વર્ણેલા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી વિપરીત છે એમ કહી દૂષિત બતાવ્યાં બસ ! દયાનંદજીના મતનું મુખ્ય રહસ્ય એજ છે ' હવે બુદ્ધિમાનોએ વિચારવું જોઇએ કે, પ્રથમ તો આર્ય

* આ લેખ અશ્વિનીકુમાર દત્ત એમ એના એક બંગાળી ભાષણનો અનુવાદ છે

ગ્રંથોનો આશ્રય લેવો અને પછી કલ્પિત વેદાર્થને આધારે એમાં વેદવિરૂદ્ધતા; બતાવવી ;એ ક્યાં સુધી ન્યાયસંગત છે? વિદ્વન્મંડલી તો સારી પેઠે જાણે જ છે તેમ પબ્લીકે પણ સમજવું જોઇએ કે:—વેદાર્થ, બ્રાહ્મણ કલ્પ નિરૂક્ત મીમાંસા આદિ આર્ષ સમ્મતિથી યથોચિત ઉત્તમ થાય છે; આથી કરી સાંગ વેદનું પ્રમાણ માનવામાં આવે છે.-દયાનંદે પોતે જ ષડંગ સહિત વેદની પ્રશંસા કરી છે! હવે ન્યાયવાન તપાસે કે એ દયાનંદજી કૃત વેદાર્થ વેદાંગને અનુકૂલ છે કે નહિ ? વળી જુઓ, જો વેદાર્થમાં કાવ્યકળા સર્વોપરિ માનવામાં આવે, તો પછી તેના *આદેશો પર યજમાનને વિશ્વાસ ન આવે; એવી રીતે સર્વત્ર રૂપકાલંકાર માનવાથી વેદાંગ કલ્પસૂત્રોમાં વર્ણેલા આહુવાનાદિ વિનિયોગ નિષ્ફલ થઇ જશે. દયાનંદ કૃત વેદાર્થમાં વળી એક બીજી એ પણ ત્રુટી છે કે, વેદમંત્રના દેવતાનો વિનિયોગાદિ સાથે ઘનિષ્ટ સંબંધ છે, અને તેના જ્ઞાન કે અનુષ્ઠાન વગર મહાભાષ્ય અ૦ ૧ આ૦ ૧ માં—વૈદિકર્મમાં દોષ બતાવ્યો છે. એટલે દયાનંદજી કૃત અર્થવાળા વેદમંત્રોમાં અધિકતર ×અસમંજસતા કે[1] અશ્લીલતા સિવાય ન કોઇ દેવતા તથા ન તો કોઇ યજ્ઞમાં વિનિયોગ પ્રતિપાદન થઈ શકેછે.[2]

અને પ્રાચીન વેદભાષ્યનાં પ્રમાણો સંબંધે તો સમજવું જોઇએ કે, તેમાં સાંખ્ય અને યોગશાસ્ત્રોમાં વર્ણિત પ્રત્યક્ષ અનુમાન અને શાબ્દ પ્રમાણોમાં કોઇ ન્યુનાધિક નથી, અર્થાત્ કોઇ વિષય એમાંના ગમે તે એકથી પણ સિદ્ધ થઇ જવો જોઇએ; એટલે તે પ્રામાણિક થશે. એમ ન માનતાં કેવળ પ્રત્યક્ષ પ્રમાણની જ મુખ્યતા રાખવામાં આવે, તો એ શાસ્ત્રોના યોગસિદ્ધિ જેવા સર્વ વિષયો પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ નથી થઇ શકતા, તો પછી પોતેજ નિયત કરેલા પ્રમાણથી શાસ્ત્રકારને પોતાનો અભિમત ખડન કરવો અભીષ્ટ હોઇ શકે છે ? કદાપિ નહિ. પ્રાચીન વેદાર્થ પણ વેદાંગ અતિરિક્ત એ પ્રમાણોમાંના કોઈથી પણ સિદ્ધ થાય છેજ. હવે અલ્પજ્ઞતા અને પ્રક્ષિપ્ત સંબંધી કંઇક વિચાર કરવામાં આવે છે. માનો કે જીવ અલ્પજ્ઞ છે, પરંતુ યોગદર્શનનું વિભૂતિપાદ જુઓ કે જીવ કેવી અદ્ભુત સિદ્ધિયો પ્રાપ્ત કરી શકે છે. પરમખેદની વાત છે કે, વિદેશી વિદ્વાનો પણ જે ઋષિયોનાં શાસ્ત્રો જોઇ તેમના અપૂર્વ જ્ઞાનથી સાનંદાશ્ચર્ય પામી તેમનો સત્કાર કરે છે, જેમની ફિલોસોફીથી હજુ પણ આ હીનદીન દશામાં ભારતવર્ષનું શિર ઉંચું છે, અરે કેવળ એટલું જ નહિ, પણ જેમને સ્વામી દયાનંદે પોતેજ ત્રિકાલજ્ઞ યોગી મહાત્મા લખ્યા છે, અને ફરી તેમને અલ્પજ્ઞ બતાવવા, એ તે કેટલી ધૃષ્ટતા અને અન્યાય છે ? આવી રીતે મિલાવટ થવાની સિદ્ધિ તો ત્યારે થાય, કે જ્યારે કોઇ પ્રાચીન હસ્તલિખિત પુસ્તક શુદ્ધ-પાછળથી ઘુસાડી દીધા વગરનું મળી આવે. પણ હાલ જે પ્રાચીન હાથના લખેલાં પુસ્તકો વિધમાન છે, તે અને જે હમણાંનાં છપાયલાં છે તે એક સરખાં છે, તેથી પ્રક્ષિપ્તની કલ્પના તો મિથ્યા જ છે. તેથી એ પુસ્તકો તથા પ્રાચીન વેદાર્થથી એક સરખો સિદ્ધાંત સિદ્ધ થાય છે, તો પછી મિલાવટ કેવી ? તદુપરાંત મિલાવટનાં કારણ પણ અકાટ્ય રીતે સિદ્ધ થવાં જોઇએ. શાસ્ત્રાર્થ કરવા ચાહનારાએ વિતંડાવાદ ન કરતાં વેદાર્થ પર શાંતિપૂર્વક વાદ કરવો, કે થોડા પણ ઉપયોગી વેદમંત્રાર્થનો નિર્ણય થઇ જતાં વિવાદાસ્પદ સમસ્ત સિદ્ધાન્તોનો ફેસલો થઇ શકશે. "સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ" એ આર્યસમાજીઓનો પરમ ધર્મ હોવો જોઇયે; પણ તે પ્રમાણે વર્તે છે જ ક્યાં ? ! આ. ઉ. અભિલાષી.

* *स्वर्ग कामो यजेत०* *इत्यादि.* ×યજુર્વેદભાષ્ય પૃષ્ઠ ૭૪ મે બકરાથી ઘી દૂધની પ્રાપ્તિ. ૧ યજુર્વેદભાષ્ય પૃ૪ ૫૦૦ શિષ્યના વિલક્ષણ સંસ્કાર. ૨ યજુર્વેદભાષ્ય પૃષ્ઠ ૧૪૦૮ પતિપત્નીની અયોગ્ય સ્તુતિ વગેરે વગેરે.

આપણી મરજીથી જ દૂર દૂર ભાગતા જઈએ છીએ. માણસનું પાપાચરણ તેની પોતાની જ ઇચ્છાનું ફળ છે, જે વ્યક્તિ ભગવદ્ કૃપાનો અનુભવ કરવા માગે છે તે વ્યક્તિ તો જોઇ શકે છે, કે આ કરૂણાવૃષ્ટિ હજાર ધારે વર્ષી રહી છે, ને તો આપણે માટે હમ્મેશા વ્યાકુળ જ છે, આપણે જો તેને માટે વ્યાકુળ થઇએ તો પછી પાપ તો ક્યાયે ન્હાસી જાય. પાપ-પંક દૂર થતાજ ભક્તનુ હૃદય દિવ્ય તેજથી ઝળાંઝળાં થઇ જાય છે.

પરમહંસ સ્વામીશ્રી રામકૃષ્ણદેવે કહ્યુ છે કે—"જેવી રીતે લોહચુંબક લોઢાનું આકર્ષણ કરે છે, તેવી જ રીતે ભગવાનની દયા આપણને આકર્ષે છે આ લોહખંડ જો કાદવથી ખરડાયલો હોય તો ચુંબકને ચોંટી શકે નહી, એટલે આપણા પાપરૂપ કાદવને લઇને જ ભગવાનની કૃપા આપણને ખેંચી શકતી નથી પરંતુ આપણું હૃદય ગદ્‌ગદિત થઇ ક્રંદન રૂપી પશ્ચાત્તાપથી ધોવાઇ જાય, કે તુરત આપણે તેને ચોંટી જઇએ છીએ. ભગવાનની પ્રાર્થના કરવાથી અને પાપને માટે ક્ષમા માગવાથી આપણે ભગવાનની કૃપાને પાત્ર થઇએ છીએ. જે ભગવાનની ભક્તિ કરે છે તેના તરફ ભગવાનની કૃપા વળે છે, અને તેજ તેની કૃપાનો અનુભવ પણ કરી શકે છે તેમા વિદ્યા, ધન કે માનમોટાઇની કંઇ જરૂર નથી. શ્રુતિમા સ્પષ્ટ કહ્યું છે કે—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमे वैष वृणुते ते न लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम्॥

વેદાધ્યયન કરવાથી આત્મલાભ થતો નથી, અનેક ગ્રન્થાર્થ યાદ રાખવાથી કે શાસ્ત્રશ્રવણ કરવાથી પણ આત્મલાભ થતો નથી. જેના ઉપર આત્મારામની કૃપા થાય છે, તેજ તેને મેળવી શકે છે, અને તેનીજ પાસે આત્મા પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરે છે. *

જયન્તીલાલ મગનલાલ ઓઝા બી. એ.

## स्वामि दयानन्दना वेदमतनुं रहस्य !

નવયુગના ઓગણીસમી સદીના રીફોર્મર ને આર્યસમાજના આદ્યમ સ્વામીજી દયાનંદે પોતાના મતની સ્થાપના અતિ ચાતુરીથી કરી છે. એમણે વિચાર્યું હશે કે, મારો નવીન-મત સ્વીકારતા લોકો અચકાશે, એટલા માટે સત્યાર્થપ્રકાશ વગેરેમાં લખ્યું કે—"બ્રહ્માથી જૈમિની પર્યન્તના મહર્ષિયોનો મત છે, તેજ મત અમારો છે " પણ આની સાથે એમ પણ વિચાર્યું કે—એ આર્યગ્રંથોથી તો મારો મત સિદ્ધ નહિ થાય, પરંતુ જે મત ( સનાતન ધર્મ )નું ખંડન કરવુ અમારે અભીષ્ટ છે તેની ઉલટી પુષ્ટિ થશે ત્યારે વળી લખ્યું કે— "એમાં જે વેદવિરૂદ્ધ પ્રતીત હોય તે ત્યાજ્ય છે" આમાં પણ એવી યુક્તિ કાઢી કે, ગ્રંથકાર ઋષિએ અલ્પજ્ઞતાથી વેદવિરૂદ્ધ લખ્યુ હોય અથવા ક્ષેપક ભેળવી દીધુ હોય, કેમકે જીવ સર્વજ્ઞ નથી અને પછી વેદથી આર્યગ્રન્થોની પ્રતિકૂળતા બતાવવા અને સ્વમતમંતવ્યની સિદ્ધિ કરવાને, વેદાર્થ પોતાના ઢંગપર રચ્યા અને જ્યાં એથી પણ કામ ચાલતું અટકયું જણાયું, ત્યાં રૂપકાલંકાર કાવ્યકલા ઠરાવી અને વેદના પ્રાચીન ભાષ્યોને એના અર્થ શાસ્ત્રોમાં પૂર્વેલા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી વિપરીત છે—એમ કહી દૂષિત બતાવ્યાં બસ ! દયાનંદજીના મતનું મુખ્ય રહસ્ય એજ છે ! હવે બુદ્ધિમાનોએ વિચારવુ જોઇએ કે, પ્રથમ તો આર્ય

* આ લેખ અશ્વિનીકુમાર દત્ત એમ. એના એક બંગાળી ભાષણનો અનુવાદ છે

॥ ॐश्री ॥ श्रीमहाज्योतिःपुरुषसिंहायनमः ॥

# श्रीमहाज्योतिः

प्रकाश ३. ] अहमदाबाद, आषाढ कृष्ण १४ संवत १९७२ शके १८३८. [ किरण ९

## —कलियुगना योगी केवा ?—

### પદ ૧-૨-૩. રાગઃ—ભોજાભગતના ચાબખાનો.

પદ ૧લું.—જોગી કળિયુગના કેવા ! જરજોરૂ ઝખે એવા. (ધ્રુવ)
શુરૂ મળિયા નહિ કે મળ્યા, ગળિયા આખલિયા જેવા;
ચોરટા જેવા ચૉરે ચઢિયા વળગવંશી તેવા રે. જોગી૦ ૧
યમ કે નિયમનાં નહિ ઠેકાણાં નહિ શમદમ સેવા;
પૈસા સાચવા પેંડાં કાઢયાં, ઉપદેશો દેવા રે. જોગી૦ ૨
જોગ ને જ્ઞાનનાં જુગટાં, ખેલી જુઠા જમે મેવા;
પોતે તો આધિવ્યાધિને, પાંજરે પારેવા રે. જોગી૦ ૩
પોતે ભોગમાં ને અન્યને રોગમાં, રગડયાનો હેવા;
સઘળા વગળિયા વાતે વળિયા, જોગથી જર લેવા રે. જોગી૦ ૪
ફેદિયા માટે ફંદે ફસાવે, રંગભોગમાં ર'વા;
સધવી કહે તેવા શઠને છે, જમના લઠ સ્હેવા રે. જોગી૦ ૫

પદ ૨જું.—જોગની જુતી નવ જાણે, પરધન હરિ વિષયો માણે. (ધ્રુવ)
વેદશાસ્ત્ર ગણિકા સમ, તેને રડાવ્યાં આણે;
એવાં કૌતુક કરે વગળિયા, વાનર ચઢી વ્હાણે રે. જોગની૦ ૧
કુળવધુ જેવી યોગકળાનો, વિક્રય કરવાને;
વેશ્યા બનાવી વેચવા કાઢી, બેસાડી દૂકાને રે. જોગની૦ ૨
ભાટ ભવૈયો ભાંડ બન્યો તું વેશ ભજવવાને;
જોગની પણ જુવો વીશી જમાવી, હીકરી ઠગવાને. જોગની૦ ૩

મુંબાઇમાં કાંઇકાંઇને યોગે, મોનાપુર સાને,
રાજનગરમાં મોકલ્યા કઇને, દુધેશ્વર સ્થાને રે. જોગની૦ ૪
ઇંગ્રેજી રજવાડી ગાયકવાડી ફરવાને;
પીગકળાને ગણિકા કરીને, રાખી રળવાને રે. જોગની૦ ૫
જાહેરખબરો કેરા જાૂઠા, ફૂડા છળવાને;
સઘવી કહે સઘળે ચોટાડયા, રોકડા રળવાને રે. જોગની૦ ૬

પદ ૩જું.—જાૂઠા જોગીઓની જાળે, ન ફસો ચેતો કળિકાળે. (ધ્રુવ)
આસન વાળે ફાંસ ન ટાળે, ફંદ શીને ફાળે;
બજાણિયા એ અજાણિયા, તે વૃત્તિ શું વાળે રે? જાૂઠા૦ ૧.
પ્રાણાયામની પેર ન જાણે, ધમણ ધમી ઢાળે,
સૂક્ષ્મ પવન કળ પીછે તે, શિદ વ્હેપલા વીંઢાળે રે? જાૂઠા૦ ૨
ધોતી બતાવી ધૂર્ત કહીને, લૂટી સુખ ટાળે;
બસ્તી કરે પણ મસ્તી ન મોડે, ચામદામને ચાળે રે. જાૂઠા૦ ૩
નેતી પખાળે ને નીતિ ન પાળે, જરની જંજાળે;
વાતો કરે વેદાન્ત તણી, પણ પૈસા પંપાળેરે. જાૂઠા૦ ૪
ધનનું ધ્યાન ધરે ને, મન તો *મુદ્રાને માળે;
કરે ધારણા ધણિયાણીની, પશુવ્રતને પાળે રે. જાૂઠા૦ ૫
સદા સમાધિ ખાનપાનની, ખંતે સમય ગાળે;
અદ્ધર ઉડવું અલગ રહ્યું, પણ પેઠા પાતાળે રે. જાૂઠા૦ ૬
સંઘવી કહે સાચા સિદ્ધોને સાધક કોઈ ભાળે;
કળિમાં સઘળા જોગિ કુદે વાંદર ડાળે ડાળે રે. જાૂઠા૦ ૭

સઘવી.

## —ભારતવર્ષ અને સ્ત્રીકેળવણી.—

(૨) અનુસંધાન ગયા (જ્યેષ્ઠ) માસના પૃષ્ઠ ૨૩ થી.

હવે આપણે ખાસ એ વિચારવાનુ છે, કે નામદાર સરકારે આપણા દેશમાં તેમનો અમલ જામ્યા પછી સ્ત્રીકેળવણીને માટે ભરેલા ખાસ પગલાં કેવા છે? સરકારની સર્વ બાબતોમા ખામીજ જોવાના વલણવાળા નહિ હોય, એવા ન્યાયપરાયણ હિંદુઓ તો એકે અવાજે કબુલ કરે છે, કે સરકારે કન્યાશાળાઓ અને ફિમેલટ્રેનિંગ કોલેજ જેટલી કરી આપેલી વ્યવસ્થાનો વિવેક અને વિચારપૂર્વક ઉપયોગ કરવામા આવે, અને તેની સાથેજ નહિ પણ તેની પૂર્વ સામગ્રી તરીકે કન્યાઓને ઘર આગળ માતાપિતા વગેરે વડીલો તરફથી ઉત્તમ સરકાર મળતા રહેતા હોય, તો સરકારે કરી આપેલી સદર્હુ સગવડ આ દેશનું એક રીતે પુરતું હિત સાધી આપે તેટલી પુરતી છેજ. આ સગવડ કરતા પણ કેટલીક

* મુદ્રા-ચલણી નાણાના સિક્કા

મનુષ્યોએ પોતાની છોકરીઓને છોકરાઓની સાથે એક કૌતુક તરીકે—જાણે કે કોઇ નવો ખેલ ભજવવાને—સરતમાં દોડાવી! તેમાં શિક્ષકો અને પરીક્ષકોની ઉત્તેજનાવાળી મીઠી નજરથી કેટલીક છોકરીઓ અત્યારે ગ્રેજ્યુએટોની પણ જોડાજોડ અને ગોઠામોઢ છાતી કાઢવા આગળ નિકળી આવી છે. પણ તેથીજ જાણે કૃતકૃત્યતા થઇ અને સ્ત્રીજાતિનું અને દેશનું હિત થઇ ગયું એમ માનનાર માણસોની સાથે એકમત થવામાં, અને તેટલાજ ઉપરથી સ્ત્રીકેળવણીને નામે હાલ ચાલતા વટોળિયામાં ઉડવામાં, જેઓ ભયંકર ભાવિની આગાહી કરે છે; તેઓની સાથેજ હુંનો એકમત થાઉં છું. અને તેમ થવામાં બીજી પ્રજાઓ કે જેમણે સ્ત્રીકેળવણીનો અખતરો આગળ ચલાવેલો છે, તેમની દશાનું અવલોકન મને સંખ્યાબંધ સબળ કારણો પૂરાં પાડે છે. જે દેશમાં પુરા પાંચ ટકા પુરૂષો પણ લખીવાંચી જગણે જાણે છે, તેઓમાંના ઘણાક તો બાધાગકવા જેવા અને ઘણાખરા તો સ્વરૂપ ભૂલેલા વિદ્વાનોમાં ખપતા છે. થોડાક વસ્તુસ્થિતિની ભયભરેલી દશા સમજનાર મનુષ્યો પણ છે, પણ તેવા વિદ્વાનો ઘણાજ થોડાજ છે. આ દશામાં સ્ત્રીકેળવણીનો જેવા પ્રકારનો ભાસકો દેખાદેખી અને સભ્ય ગણાવાની લોલુપતામાં જે લોકો લેઇ પડ્યા છે, તેમને તો હું તેઓના પોતાના તેમજ આપણા દેશના અજાણ્યે કે જાણી જોઇને બનેલા હિતશત્રુઓજ સમજું છું.

સરકારે સ્વભાષા લખવાવાંચવાની કળા શીખવવાની જે વ્યવસ્થા કરી આપી, તેજ માત્ર તે સમયે અપેક્ષિત હતી અને હાલ પણ છે, કેમકે જેને આપણે ખરા અર્થમાં સ્ત્રીકેળવણી કહીએ; તેવી સ્ત્રીકેળવણી તો તે સમયની પ્રજાની આર્થિક ધાર્મિક અને રાજનૈતિક સ્થિતિના પ્રમાણમાં તેમજ પ્રજાત્વના પ્રાધાન્યવાળી હતીજ. સઘળા પ્રજાવર્ગો પોતપોતાની સ્થિતિનેજ અનુકૂળ પડે તેવી કેળવણી પોતાની સ્ત્રીઓને આપતાજ હતા, અને મારે ભણતરનો અભિમાન કોરાણે મૂકીને કહેવું પડે છે, કે તે વખતની લેખનવાચનકળાથી રહિત કેળવણી પણ હાલની લેખનવાચનકળાવાળી સ્ત્રીકેળવણી કરતાં અનેક ગણી અધિક સારી હતી. કેળવણી વિષે હાલની કેળવણીથી વ્યામોહ પામેલા નવયુવકો અને બીજાઓ કેટલાક ગમે તેવા વિચારો ધરાવતા હશે, તોપણ મેં ગયો જમાનો પણ બહુ ધ્યાન દેઇને તથા લોકસમાજની વચ્ચે રહીને અવલોક્યો છે અને હાલનો જમાનો તો મારી નજર આગળજ છે; તે ઉપરથી હું જોર દેઇને કહી શકું છું કે આ સ્ત્રીકેળવણી દાખલ થઇ તે પહેલાં પણ આખાભારતવર્ષમાં સ્ત્રીકેળવણી તો હતીજ, અને જે હતી તે હાલની સ્ત્રીકેળવણી કરતાં ઘણેજ દરજ્જે સારી હતી.

આ સ્થળે સ્પષ્ટતાની ખાતર હું વિશેષ ઇસારો કરી ઠોકપૂર્વક જણાવુંછું, કે કેળવણી બે પ્રકારની હોય છે. એક તો ઉપયોગી અને ઉન્નતિ કરનારી અને **બીજી** ઉપયોગી નહિ પણ કેવળ શોભારૂપ-અરે કહોને કે નકામી ભારરૂપ. હાલની કેળવાયલી કહેવાતી સ્ત્રીઓમાં બીજાપ્રકારની શોભારૂપ કેળવણી વાંચનલેખન અને ટાપટીપ તથા ચાપચીપ રૂપે આવી છે. એમ માનિનીમુખદર્શનમગ્નમત્ત આજકાલના મિથ્યા રસિક વિદ્વાનોને ભલે જણાય—તે વાત હું પણ એક ક્ષણભર દલીલની ખાતર કબુલ રાખું છું. તોપણ એટલો હું ગાજીવગાડીને કહું છું, કે વાચનલેખનશક્તિ મળવા છતાં પણ કોઇ પણ ઉપયોગી કેળવણી હાલની સ્ત્રીકેળવણી પામેલી સ્ત્રીઓમાં નથીજ, નથીજ અને નથીજ.

હાલની સ્ત્રીકેળવણી આવી તે પહેલાં જે દેશમાં કળાકૌશલ્ય, ધન, ધર્મ, અદ્વિતીય વીરત્વ, વિવિધરાજ્યોના વારાફેરામાં ધૈર્ય, વિશ્વશિરોમણિ સતીત્વ વગેરે; અત્યંત અશાન્ત

સમયમાં પણ-લગભગ એકસરખાં ઝળકતાં આવેલાં છે, તેથી દેશના એક સુખી કે દુખી વતની તરીકે રહેવા જેટલી કેળવણી દરેક સ્ત્રી અને પુરૂષ ધરાવતાંજ હતાં-પોતાની સાંસારિક વગેરે સ્થિતિના પ્રમાણમાં ધરાવતાંજ હતાં—એ વાતની ના પાડનાર આપણને હું ઇતિહાસ અને માનવપ્રકૃતિ ઉપર ઠોકર મારનાર ઉન્મત્તજ કહીશ. એટલુંજ નહિ પણ બ્રાહ્મણ (નાગર), ક્ષત્રિય, કાયસ્થ જેવી સુમધ્યવર્ગમાં ગણાતી નાતોનાં બૈરાં તો લખતાં-વાંચવાનું પણ જાણતાં હતાં. પરંતુ જે વર્ગના પુરૂષોને પણ વિશેષ વાંચવાલખવાની જરૂર પડતી નહોતી, તે વર્ગની સ્ત્રીઓ લખવા વાંચવાનું શીખેલી નહોતી, તેથી કાંઈ સ્ત્રીકેળવણી તે સમયે નહોતી—એમ તો કહી શકાય તેમ નથી. કેમકે રાણીઓ અને ઠકરાણીઓ તેઓના પતિના ગુજરી જવા પછી કારભારીઓ અને સેનાપતિયોની મદદથી પોતાનાં રાજ્યો અને ઠકરાતોના કારભાર આપણા દેશમાં સારી રીતે ચલાવનારી થયેલી છે, એટલુંજ નહિ પણ કોઇકોઇ વાર તો કારભારીઓને અને સેનાપતિયોને પણ પોતાની બુદ્ધિ અને શક્તિમત્તાથી મદદ કરી દોરનારી થયેલી છે—એવાં અનેક પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ઉદાહરણો આપણા જાણવામાં છે—મારા-તો જાતિઅનુભવમાં આવેલાં છે. વળી પોતાના પતિના ગુજરવા પછી પોતાની ઉઘરાણી-પાઘરાણી અને વહીવટ સંભાળી પોતાનાં છોકરાંને ઉછેરવામાં કુશળ ગણાતી અનેક વણિકપત્નીઓ પણ (તેઓ અભણ છતાં પણ) આપણા દેશમાં હતી. અને પોતાના પતિના જેવુંજ કારીગરીમાં કૌશલ્ય ધરાવનારી અને પોતાના પતિના જીવન સમયમાં પોતાના પતિની સાથે કારીગરીનું કામ કરનારી અથવા તે કામમાં મદદ કરનારી અને પતિના ગુજરવા પછી પોતાનો કારીગરીનો ધંધો ચલાવી પોતાનાં બાળકોને માટે રોટલા અને રોજગાર જાળવી રાખનારી કારીગરોની સ્ત્રીઓનાં પણ (તેઓ વાંચીલખી જાણતી નહોતી તે છતાં પણ) ઉદાહરણો અનેક મેં મારી નજરે જોએલાં છે. તેજ પ્રમાણે ખેડૂતવર્ગમાં સ્ત્રીઓની કાર્યબાહ્યક્ષમતા પણ મેં જોએલી છે અર્થાત આ દેશની તત્તત્કાલીન સ્થિતિના પ્રમાણમાં સ્ત્રીકેળવણી તો હતીજ. તેમને ફક્ત મોટા ભાગે પોતાના પતિ જેમ વાંચીલખી જાણતા નહોતા, તેમ વાંચતાંલખતાં નહોતું આવડતું, અને હાલની કેળવણી પામેલી સ્ત્રીઓના જેવો તેમને દિમાક અને ડોળ પણ નહોતો—એટલીજ તેઓમાં ખામી હતી! જેઓ હાલ એમ માને છે, કે હાલ બી. એ. એમ. એ. સુધી પુરૂષો અને સ્ત્રીઓના ભણતરથીજ કેળવણી સ્વર્ગમાંથી હાલજ ઉતરી આવી છે, અને તે પહેલાં દુનિયામાં અમાવાસ્યા હતી, તેઓ પણ કુવાના દેડકા જેવાજ—ટૂંકી નજરવાળા છે—એમ કહેવામાં આવે તો-તેમાં કોઇએ ગુસ્સે થવાનું કારણ નથી. વળી જો સાહિત્યની કેળવણી સંબંધે જુઓ, તો પ્રેમાનંદ અને દયારામ તથા તે પહેલાના પણ કવિયોનાં આખાં પુસ્તકોને પુસ્તકો તથા લાંબા મોરાઇના અને જૈન કવિયોના ગરબાઓ જે અબળાઓના રેંટીઆ અને ઘાણા તથા ઘરંટીઓની જોડે પોતાનું સ્વરમંડળ ઘુમાવતા તે અબળાઓ, હાલની ચોપડી વિના ચાર ગીત પણ લગ્નમાં ગાવાને અસમર્થ નવશિક્ષિત સુંદરીઓ કરતાં કોઇ પણ પ્રકારે ઉતરતી હતી;-એમ કહેવાને કોણ હિંમત ધરે તેમ છે? એમ કરતાં વધારે પુરંધ્રીઓ (આધેડ વૃદ્ધાઓ) કાંતતાં, પીંજતાં, ભરતાં કે કોઇ પણ હાથનું કામ કરતાં અનેક નવવધૂઓને અને કુમારીઓને પઠન આખ્યાનો, ગરબાઓ, અને ધુળ પહેલાના બોધો આપતી અને છાપખાનાના અભાવવાળા સમયમાં શ્રુતિપરંપરાએ સાહિત્યના પ્રવાહને પાછલા જમાનામાં મોકલતી મેં મારી નજરે.

જોઇ છે, તેમની વચ્ચે રહી હું ઉછર્યો છું, અને તેમણેજ આપેલા સાહિત્યસંસ્કારે નવી સાહિત્ય પદ્ધતિના ઉપાસક વિદ્વાને પણ જેનાં એક રીતે વખાણ કરેલાં છે—એવાં પુસ્તકો લખવાને માટે હું સમર્થ થયેલો છું. હવે કોણ કહેવા હિંમત ધરે તેમ છે, કે આ સ્લેટફોડું અને કાગળબગાડું ડિમાકિ સ્ત્રીકેળવણી આવતાં પહેલાં આ દેશમાં સ્ત્રીકેળવણી નહોતી ?

છાપખાનાં અને ઘણાં નિર્માલ્ય ચિંથરિયાંનો સમય આવતાં લખવાવાંચવાની જરૂર—રહા પીવાની ટેવની મોરક ઉત્પન્ન થઇ છે, અને તે પૂરી પાડવાનાં કારખાનાંરૂપ સંસ્થાઓ થવાથી અને તેમાંથી નવશિક્ષિત ફેશનેબલ લેડીઓરૂપ માલ બહાર પડવાથીજ જાણે સ્ત્રી-કેળવણીરૂપ ભાગીરથી સ્વર્ગમાંથી ઉતરી આવી હોય—એમ માનવામનાવવાને મથનાર આજ-કાલના મિસ્ટરો અને માસ્તરો ઉપર તો મને કેવળ દયાનીજ લાગણી થયા વિના રહેતી તો નથી. આથી હું લખવાવાંચવાની અને વિદેશી ભાષા ભણવાની જરૂર કદી હોય, તો તે ન જ ભણવાની ગાંડી હિમાયત કરતો નથી. પણ ગોટપિટમાંજ અને કાળાકાળા મકોડા અને રાતીરાતી ગ્રીમેલોમાંજ કૃતકૃત્યતા માની મહોન્મત્તની પેઠે નકામી હલામણો કરનાર અને દેશને વગોવનાર અને પ્રજાત્વને ડહોળવનારની સામેજ મારો સખ્ત પ્રતિષેધ ( Protest ) છે. અને મારૂં કહેવાનું તાત્પર્ય પણ એજ છે, કે આપણી પ્રજાત્વને છાજે તેવી અને તેટલી સ્ત્રીકેળવણી તો આ નવા પ્રકારની હાલની સ્ત્રીકેળવણી આવી તે પહેલાં પણ આપણા દેશમાં હતીજ. તેથી માત્ર લેખનવાંચનની અપેક્ષા જે નવી પરિસ્થિતિથી ઉપજી હતી તે પૂરી પાડવા જેટલી પ્રાથમિક શિક્ષણની શાળાઓ સરકારે મોટાં ગામો અને નગરોમાં સ્થાપી, તે પણ એક પ્રયોગરૂપજ આ દેશને માટે તો ગણાય તેમ છે; કારણ કે આ દેશમાં પાત્રાપાત્રના વિચારરૂપ અધિકારવિવેક, વિદ્યાના પાઠનપાઠનમાં પણ પરાપૂર્વથી રાખવામાં આવતો હતો; તે નવી સ્ત્રીકેળવણીની સંસ્થાઓમાં આ દેશની ભાવનાઓથી અજાણી સરકારે રાખેલો નથી. તેમજ લેખનવાચન ભેગા જે વિષયો બાળકીઓને પાઇ દેવામાં આવે છે, તેમાં પણ સ્ત્રીપુરૂષના સ્વાભાવિક ભેદરૂપ વિવેકની પણ ઉપેક્ષાજ કરવામાં આવી છે. તો પછી બાળકીઓની સાંસારિક જાતિ રોજગાર, વગેરે ભાવિ સ્થિતિઓનો બારીક વિવેક તો આ નવી કેળવણીમાં ક્યાંથીજ હોય ? આવી સ્ત્રીકેળવણીનો પ્રયોગ સરકારી કન્યાશાળાઓ દ્વારા આરંભાયો, તેનાં પરિણામ કેવાં આવ્યાં ? તે વિષે હવે વિચાર કરીએ.

પૂર્વોક્ત પ્રકારની સ્ત્રીકેળવણીના પરિણામ અનિષ્ટજ આવશે, એવો સંશય આગલા જમાનાનાં દીર્ઘદર્શી મનુષ્યો તો પહેલેથીજ દર્શાવતાં હતાં; તેમાં પણ સ્ત્રીઓ કે, જેઓ પોતાની સ્ત્રીપ્રકૃતિને સારી પેઠે સ્વાનુભવથી સમજતી હતી, તેઓનો નવી સ્ત્રીકેળવણી પ્રત્યે અસાધારણ પ્રતિષેધ હતો, અને હજુ પણ છે. હું પોતે અને મારા જેવાજ અભિપ્રાયના ઘણા પુરુષો તો, વર્ષોથી હાલની સ્ત્રીકેળવણીની પદ્ધતિના અનિષ્ટ પરિણામો વિષે નવશિક્ષિત ભામિનીભક્તોની છતરાજી વહોરીને પણ પુકાર પાડતા આવ્યા છીએ, તેમાં અમને અધિક સંતોષની વાર્તા તો એ છે, કે અમારા એ પુકારમાં કેટલાંક નવા સ્ત્રીશિક્ષણનાં અગ્રેસર હિમાયતી સ્ત્રીપુરુષો પણ થોડે કે ઘણે અંશે તેઓનો અવાજ હવે જોડવા લાગ્યા છે. પરન્તુ નવી સ્ત્રીકેળવણીના—અરે સ્ત્રીઓ તથા પુરુષો સમસ્તની હાલની કેળવણીના—આવા અનિષ્ટ પરિણામ કેવે પ્રકારે અને કેવે ક્રમે ઉત્પન્ન થયા ? તેનો પણ વિચાર કરવાનું આપણને પ્રાપ્ત થાય છે. નવી પદ્ધતિની કેળવણીમાં પ્રથમ તો રાજસત્તારૂપ તત્ત્વ પેઠું, તેથી તેમાંથી ધર્મ-સત્તારૂપ તત્ત્વ ઉડી ગયું. ધર્મસત્તારૂપ તત્ત્વ તેમાંથી જતું રહેતાં તેમાંથી સાત્વિકતા જતી

રહી, અને સાત્વિકતા જતી રહી એટલે રાજમતા એટલી વધી પડી, કે તેથી આપણે હાલ નવી કેળવણીના જે અનિષ્ટ પરિણામો જોઇએ છિએ અને વિમાસીએ છીએ, તે પરિણામોનાં બીજ વવાયાં.

આ સિદ્ધાન્ત આમ ગોળમટોળ મોઘમરૂપે હું પ્રરિયત કરવા માગતો નથી, પણ તેને ફોડી તોડી ક્રમવાર રાજસત્તા રૂપ તત્વની અસરોનું નિરૂપણ વાચકવર્ગ આગળ રજુ કરવા હું મારો બનતો પ્રયત્ન કરીશ. કેળવણીમાં રાજસત્તા રૂપ તત્વ પ્રવેશ્યું, તે પહેલાંનો ગામડી નિશાળનો પંડયો આપણી નજર આગળ ખડો કરો. તે પંડ્યો બ્રાહ્મણવેશવાળો સારો અને સાત્વિક, પરંતુ બાળકો ઉપર દાબ રાખે તેવો કડક છતાં પણ પૂજ્યભાવ ઉપજાવે તેવો; તથા ઠરેલ અને પોતાના બાળશિક્ષણના ધંધામાં સંતોષથી કામ કરનાર હતો. તે પંડયો પોતાના ધંધાનું ગૌરવ અને કર્ત્તવ્ય ખરા જિગરથી સમજતો—અને ગોરગોરાણીની માફક મહેતોમહેતી (પંડયોપંડયાણી) પણ તેમના નિશાળિયાનાં ધર્મનાં માતપિતા જ ગણાતાં. ગરીબ નિશાળીઓ કશેક (રોજ આપવાના મુઠી અનાજ) માં બાજરી કે જાર લાવે, અને તવંગરનો છોકરો કમોદના ચોખા કે ઘઉં લાવે તે છતાં તે બંનેને એક સરખી નજરે જોઇને વિદ્યા એ પંડયાજી ભણાવતા. નિશાળીઓ પૂરેપૂરૂં શિક્ષણ લઇ દુકાને બેસવા કે ધંધામાં જોડાવા નિશાળ છોડે, ત્યારે તેનાં માતાપિતા પંડયાજીને સવા રૂપીઆથી માંડીને તે ખોબો ભરીને રૂપીઆ લગી દક્ષિણામાં આપતાં, અને ગરીબતવંગર સર્વ નિશાળીઆઓને સાચા દિલથી શુભ આશીર્વાદ આપીને પંડયાજી વિદાય કરતા. તે નિશાળીઆ રેડાનોતરાની બાબતમાં તથા સારેનરસે પ્રસંગે દક્ષિણાની બાબતમાં તે મહેતાજીને પોતાનાં સગાં માતાપિતાની પેઠે સત્કાર કરી પૂજતા. આ પંડયાજી તે પ્રાચીન કુલપતિ મહર્ષિઓનો પ્રાકૃત પ્રતિનિધિ હતો. તેનાજ જેવા વિનીત ભાવ અને વિવેક, સાદાઇ અને અગમચેતી તથા ચોકસાઇ નિશાળીઆ બાળક તથા બાળકીઓમાં આવતી.

આ સ્થળે જેઓ છોકરા અને છોકરીઓને ભેગા ભણાવવાની નવાઇ ખોળી કાઢનાર તરીકે તેની હિમાયત કરનાર નવશેખિયા છે, તેઓને મારે કહેવું જોઇએ, કે છોકરા અને છોકરીઓ ભેગાં ભણી શકે છે એ તેમનો કાંઇ નવો શોધ નથી, તેમજ તેની તેઓ હિમાયત કરે છે તે પણ યથાવિધિ અને યથારિયત નથી. હું પોતે જ અમારા પંડયાજીની નિશાળે છોકરીઓની સાથે ભણેલો છું. પરંતુ મારે કહેવું જોઇએ, કે અમો સર્વ ઘણીજ નાની વયનાં બાળકો હતાં, અને પંડયાજીનો કડક પવિત્ર પ્રભાવ અમારા સર્વના ઉપર અસરકારક રીતે પડતો હતો, તે છતાં પણ કેટલાક અમારા કરતાં કાંઇક વધારે મોટી ઉમરના વિદ્યાર્થીઓ અમારી સાથે ભણતી છોકરીઓના સંબંધમાં જે જે વાર્તા અને વિચારો કરતા હતા, તે ઉપરથી હું તો મારો મક્કમ અભિપ્રાય દર્શાવું છું, કે છોકરાઓની સંસ્થાઓમાં છોકરીઓની હાજરી એ કોઇ પણ પ્રકારે હિતાવહ તો નથી; વિધિ અને યુક્તિ પૂર્વક અષ્ટાંગ બ્રહ્મચર્ય પાળવાની ગુરૂકુલની પ્રાચીન સંસ્થાઓ સિવાય કોઇ પણ પ્રજા વાસ્તવ ઉન્નતિને પ્રાપ્ત થતી નથી—એ એક વજ્રશિલા ઉપરનો અટલ લેખ છે. દેખવા માત્રની ઐહિક ઉન્નતિ તો પશુઓ પણ પ્રાપ્ત કરી શકે છે, પણ જેથી આત્મા ઉન્નત થાય એવી ઉચ્ચ કેળવણીનો આરંભ સ્ત્રી અને પુરૂષ જાતિના સેળભેળવાળી સંસ્થાઓમાં હોવો સંભવિત નથી. આટલી આડકથા પણ પ્રસ્તુતોપયોગી વાત કર્યા પછી હવે પાછા પંડયાજી વિષેના પ્રકૃત વિષય ઉપર આવીએ.

પૂર્વોક્ત પંડ્યાજીને બદલે સરકારે જેની નિમણૂક કરી છે એવો શિક્ષક, માસ્તર ટીચર વગેરે નામથી ઓળખાતો પુરુષ નવો ઉત્પન્ન થયો, આ નવી સૃષ્ટિનો પુરુષ પોતાને પોતાના પ્રથમ આદર્શ પંડ્યાજી પ્રમાણેજ કાંઇક પહેલાં તો રહેતો હતો; પણ તે પોતે રાજસત્તાના અંશવાળો કાંઇક અધિકારી છે,—એ અંકુર તેના હૃદયમાં પ્રવેશી લોઢાના ગજિયાની પેઠે તેને કાંઇ અક્કડ રાખવા લાગ્યો. થોડોક સમય વીતતાં આ શિક્ષક તે ગૌરવશ્રી અને ધર્મશ્રીને ગૌણ કરીને રાજમાન રાજેશ્રીને પ્રાપ્ત થયો; અને અગ્રેજી ભાષાના શિક્ષણના આરંભ પછી તો આ શિક્ષકે કોઇ ઓર પ્રકારનું ટાપટીપિયું અને ચાપચીપિયું સ્વરૂપ ધારણ કર્યું છે, અને તે ચાપચીપ અને ટાપટીપ માત્ર અલ્પ આજીવિકાના વિકટ કિનારાને લીધેજ મર્યાદામાં રહી છે. આ મૂર્તિયોના દર્શનનાં ફળ અનુકરણ રૂપે હાલની કેળવણીનાં સંતાન રૂપ સ્ત્રીઓ અને પુરુષોમાં આવ્યાં છે,

હું ઉપર બતાવી ગયો તે નિપાતક્રમની સાથે સાથે બાલકબાલકી રૂપ પ્રજાનો વિશેષ નિપાત કરનાર પરિસ્થિતિયો સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતી ગઇ હતી, તેનો પણ આપણે વિચાર કરિયે. સરકાર તરફથી-કન્યાશાળાઓ થઇ એટલે લગભગ દિવસના દસ વાગતાંથી તે સાંજના પાંચ વાગતાં લગીનો સમય તો છોકરીઓને શાળામાં શિક્ષણ લેવામાંજ જાય, અને ત્યાર પછીનો સવારે અને સાંજે બાકી રહે તે સમય શાળામાં મળેલુ શિક્ષણ પાકું કરવા વાંચવામાં-અરે આપેલા નવા પાઠ—લેસન તૈયાર કરવામાં જાય તેથી વિશેષ રહેતો સમય કાંઇ બાળકપ્રકૃતિ પ્રમાણે રમવામાં પણ જોઇએ જ. એથીજ ઘરકામ વગેરે જીવનયાત્રાને ઉપયોગી બાબતો ઉપર ધ્યાન આપવામાં બાળકીઓને ( તેમજ શાળામાં ભણતા છોકરાઓને પણ ) કાંઇ પણ સમયજ મળતો નથી. તેથી બીજી બધી વાત તો કોરાણે રાખીએ, તો પણ જ્યારે છોકરીઓ (અને છોકરા પણ) નિશાળે સાત ચોપડીઓ ભણીને ઘેર આવે છે, ત્યારે અકર્મણ્ય અને વ્યવહારમા અજ્ઞ જેવાંજ બનીને આવે છે, તેની સાથે પોતે ભણેલાં છે એટલે બીજાં નહિ ભણેલાં પણ કર્મકુશળ મનુષ્યો કાંઇક તેમનાથી ઉતરતી પ્રકારના છે-એવો ગર્વ અથવા અવલેપ તે છોકરીઓને (અને છોકરાઓને પણ ) હોય છે. વિદ્યા ભણવાથી તો પ્રજાની અને દેશની ઉન્નતિ થવી જોઇએ, તેને બદલે ભારતવર્ષનું ભાગ્ય ફૂટે તેવું બીજ અત્રે જ રોપાય છે. આ વિષે સવિસ્તર અને તપસીલવાર ઘણું લખાય તેમ છે; પણ સ્થલસંકોચ વગેરે અનેક કારણથી એટલો ઇસારો કરીનેજ સંતોષ માનું છું તેમાં પણ આગળના પંડયાજીઓ અને મહેતાજીઓ પોતાના નિશાળીઆ પાસે વિવેક રાખી તેમનું ખાનગી કામકાજ કરાવતા, તેની તો અનેક કારણોસર સરકારી પગાર ખાનારા શિક્ષકોને અને મહેતાજીઓને ખાતાની ફરુએ સખત મના કરવામાં આવી છે; અને છોકરીઓને તો તેવું કામ કરાવવાનો પ્રથમથીજ રિવાજ નહોતો; કેમકે સ્ત્રીકેળવણી હમેશ અને હરેક દેશમા હલામણાંફુલામણામાં શરૂ થાય છે, અને ઠેઠ લગી એજ સ્થિતિમા સત્કાર પામ્યા કરે છે; તેથી પ્રમાદ, શેખી અને ક્રિયાવિમુખતા ઉપજે છે. વળી સરકારી નિશાળે કેળવણી લેતાં છોકરાંના સંબંધમાં માબાપની એક મોટી ભૂલ એ થાય છે, કે સરકાર માબાપે દયા કરી છોકરાને કેળવણી આપવાની વ્યવસ્થા કરી એટલે હવે છોકરાંને કહેવાકયવાનું કે રોકવાટોકવાનું કાંઇ રહેતું નથી—એમ મનાય છે. આથી ઘરમાં માતાપિતાથી જે શિક્ષણ અથવા શીખામણ વગેરે મળવી જોઇએ, તે માતાપિતા આપતાં જ નથી, વળી પિતા ગામઠી ભણેલા અને માતા તો કેવળ અભણ હોય; અને સંતાન તો છ્ઠ્ઠી

સાતમો ચોપડી અને તેથી પણ વધારે અંગ્રેજી સ્ટાન્ડર્ડ ભણ્યું હોય તેથી માતાપિતા તો તેના તેજમાં જ તણાઇ જાય અને ભાઇને કે બ્હેનને એક અક્ષર પણ કહેવા ચાય સરખી પાડી શકે નહિ ! અને કદી કહે, તો પઠિતમન્ય સંતાન તેમનું સાંભળે પણ નહિ અથવા "તમે શું સમજો ?" કહીને ચાલ્યા જાય, આથી ગૃહશિક્ષણનો કેવળ અભાવ થવાથી સ્વચ્છંદીપણાને લીધે કેળવણીના પરિણામ અસંતોષકારક આવ્યા.

વળી આપણા બાળક અને બાળકીઓના ઉપર ભણવાનો બોજો એવો અને એટલો નાખવામાં આવે છે, કે તેઓને આપણા જનસમાજમાં હળવામળવા જેટલો અવકાશ પણ રહેતો નથી. તેમાં છોકરાઓને તો છોકરીઓ કરતાં વધારે લાંબા વર્ષો લગી પરભાષાનો અભ્યાસ પણ કરવો પડે છે, તેથી તેઓને તો જનસમાજ સાથે હળવામળવાનો તથા પોતાની ક્રિયાશક્તિ ખીલવવાનો વખત ઘણોજ થોડો રહે છે, તેથી તેઓ તો અતડા અને અળગા જેવા વધારે થઇ જાય છે. જે છોકરીઓ પ્રાથમિક કેળવણી લેઇ જલદી વ્યવસાયમાં ભળે છે, તેમનામાં એવા પ્રકારની ખામી આવતી નથી, પણ જે છોકરીઓ છોકરા જેવીજ વિધિથી તેટલો વખત કેળવાય છે, તેઓ પણ તે છોકરાઓ જેવીજ સ્થિતિએ પહોંચે છે, અને એવીજ અતડી અને અળગી જનસમાજમાં થાય છે અને તેની સાથે પુરૂષોમાં આગળ પડતી થાય છે, અને તેના સ્વાભાવિક પરિણામ તો જે થવા જોઇએ તે થાય છે, સ્ત્રીઉપયોગી ગુણો અને આવડત તેઓમાં આવતી નથી, આ પ્રમાણે અસંતોષકારક પરિણામ આવે છે.

આમાં વળી કોઇ બહુ મોટી પરીક્ષામાં બહુ મોટે ઉંચે નંબરે પાસ થયેલી સ્વચ્છંદી વ્યક્તિ યુવક પ્રજાના જોવામાં આવે છે, તો તેના સ્વચ્છંદનું અને ઢંગધડા વિનાના આચારવિચારનું અનુકરણ કરે છે. અપવાદરૂપ અસાધારણ રીતે માન્યતાએ કોઇ કારણથી પહોંચેલી વ્યક્તિયોના દુર્ગુણો ઉપર જનસમાજ ઘણીવાર કેટનાક હેતુઓને લીધે લક્ષ કરતો નથી. પણ તેવા દુર્ગુણોનું અનુકરણ કરનાર સાધારણ વ્યક્તિ પોતાને અને જનસમાજને શાપરૂપજ થઇ પડે છે, અને એવી વ્યક્તિયો ઘણી થાય, તો દેશ ડૂબે છે, તેથી પણ કેળવણીનો પરિણામ તો અસંતોષકારક આવેલોજ જણાય છે.

ઉપર બતાવેલા કારણોથી તેમજ બીજા પણ મોટા કારણોથી હાલની સ્ત્રીકેળવણી એક દર રીતે અસંતોષકારક નિવડી છે પણ સુધારક કહેવાતા સાંપ્રદાયિક મિથ્યાભિમાનથી પારપુચ્છ પકડેલું તે પણ નહિ છોડવાના દુરાગ્રહને ટેકરૂપે ગણીને કેટલાક સેવે છે, અને ઉપરથી સારી જણાતી રોનક દલીલોથી તથા વિદ્યાજાતિના પવિત્ર નામથી ઊંડી પહોંચ વિનાના માણસોને ઠગે છે. આમ થીગડાં દેતાં અને પડદાપોશ કરતાં છતાં પણ અંતર વાંકા અંગવાળું ઊંટ પોતાનું રૂપ ખુલ્લું પાડી દેવા લાગ્યું છે, સારે હવે સ્ત્રીકેળવણીની ખામીઓ સુધારવાને જૂઓ અને લીંબો વીણવાનો એક ધંધો ઉભો કર્યો છે. પણ હિંદુસ્થાનને વિદેશી રાજ્યથી નુકસાન નથી. અને તેમાં પણ બ્રિટિશ રાજ્ય જેવા શાન્ત રાજ્યથી તો કાંઇ પણ નુકશાન નથી. પરન્તુ વિદેશી પદ્ધતિ અને વિદેશી ભાવનાવાળી કેળવણી આજ ભારતવર્ષના વિનાશનું બીજ રહેલું છે. આ સિદ્ધાન્ત સમજ્યા વિના અને પોતાના અમર સ્વરૂપ અને લક્ષણ ઉપર આવ્યા વિના કોઇ પ્રકારનું હિત કાનનું ભણતર ઉપજાવી શકવાનું નથી—એ સાચી ભીંતે લખી રાખજો.

•

આમ હોવાથીજ ઉચ્ચ સ્ત્રીકેળવણીને નામે ચાલતાં પોલ અને ઉચ્ચ પુરુષકેળવણીને નામે વાગતાં ઢોલના ઉપર જ્યારે છાપાંવાળાઓ અને લેખકો તલવાર ચલાવે છે, ત્યારે બુદ્ધિપ્રકાશમાં લખનાર પેલા સજ્જન તો વનિતાવાત્સલ્યમાં આવી જઇ કોઇ અજાયબ જેવી હૃદય વ્યથાથી ચીસ નાંખે છે કે:—" હજારમાં એક ખરી કેળવાયલી છે તેને વગોવો છો શીદ? હજારો અજ્ઞાન છે તેને સુધારોને!" પ્રથમ તો એક શ્રમણચંદ્ર રા રા શ્રી અંબાલાલ નરસિંહલાલે બહાર પાડયું હતું, તેથી તો આકાશપાતાળ સુધારકમંન્યોએ એક કર્યું હતું, પણ ત્યાર પછીથી તો એવાજ ૫૮કારૂપ પુસ્તકો અનેક નિકળવા લાગ્યાં છે તેથી એ હૃદયવ્યથા અને ચીસનું કારણ જોર પર આવતું જણાતું હશે, પણ તે ભાસ ખરો નથી. હજારમાં જે એક ખરી ઉચ્ચ કેળવણીવાળી હશે તેને એ લેખકોના લેખ કાંઇ અસરજ કરશે નહિ, કેમકે તેવીને માટે એવા ઝટકા ગ્રંથ તેના લેખકોએ પણ ઉદ્દેશેલા નથી. પણ એક ખરી સુધરેલીનું ઓઠું લેઇ બીજી હજારનાં ઉઘાંડાં ઢાંકવાની દલીલ જ માત્ર પૂર્વોક્ત હૃદયવ્યથા વાળી ચીસમાંથી તો નિકળી આવે છે, તે લેખકો અને છાપાંવાળાઓ માન્ય રાખે, તો ભામિનીભક્તોના સંપ્રદાય સુખે વધે, પણ તેથી કાંઇ જનસમુદાયનું હિત જળવાય નહિ. તેથી બુદ્ધિપ્રકાશના લેખકને મારી બહુભાવે એજ ભલામણ છે, કે સ્વરૂપ ભૂલ્યા વિના કેળવણીનો પ્રસાર થાય તેમ કરો. સાચેસાચા શુભને કોઇ અશુભ ઠરાવી શકશે નહિ. એજ.

**સંઘવી**

---

# સનાતન વિવાહપદ્ધતિની શ્રેષ્ઠતા.

## (૪) વંશરક્ષણદ્વારા સંસ્કૃતિરક્ષણની સમાજમાં ઉપયુક્તતા અને તે બાબતમાં સુધારકોનું ગાઢ અજ્ઞાન.

(અનુસંધાનઃ—ચાલતા વર્ષના માઘમાસના પૃષ્ઠ ૧૨૦ થી.)

(૧૬) કુટુંબસંસ્થાની વિરુદ્ધ એવો આક્ષેપ મૂકાય છે કે:—" કુટુંબપ્રેમ એ નાગરિકત્વ વિઘાતક છે, કુટુંબપ્રેમી ઉપયુક્ત નાગરિક બની શકતો નથી, કુટુંબથી વ્યક્તિના જીવનનું કાર્યક્ષેત્ર મર્યાદિત થાય છે, એટલે તે નાગરિક જીવન (Civil Life) ને બાધક છે, હિન્દુલોક ઉત્તમ કુટુંબીછે, પણ ઉત્તમ નાગરિક નથી; પ્રાચીન રોમન લોક જેવા હિન્દુલોક નાગરિક કહી શકાય? અને હાલની આપણી પરિસ્થિતિ તપાસતાં ઉત્તમ નાગરિકની આવશ્યકતા વધારે છે, ઉત્તમ કુટુંબીની જરૂર એટલી બધી નથી. માટે કુટુંબ સંસ્થાને દૃઢ રાખવાનાં બંધનો વ્યર્થ છે." પણ આ આક્ષેપ વિચારાન્તે નાપાયાદાર ઠરે છે, કુટુંબ, જાતિ અને રાષ્ટ્ર એ ત્રણેનુ એકીકરણ ખાસ જરૂરનું છે તે ત્રણમાંથી એકનો પણ અભાવ હોય, તો સમાજસુસ્થિતિ ટકી શકતી નથી. જાતિસંસ્થાથી સર્વને ઉપજીવિકાનાં સાધન સુલભ થાય છે, અને તેથી આત્મોન્નતિને માટે સવડ થાય છે, તેમજ કુટુંબસંસ્થાથી દાંપત્યપ્રેમ અપત્યપ્રેમ અને ગૃહસૌખ્યનો લાભ થાય છે, કુટુંબસંસ્થાના અભાવમાં એ બધું અશક્ય છે. કુટુંબસંસ્થા અને વર્ણવ્યવસ્થા વગેરે બાબતો સમાજમાથી જંગલીપણું દૂર કરી સુધારેણાની સીડી ઉપર સમાજને મૂકે છે. કુટુંબસંસ્થા ન હોય, તો પછી શી સુધારણા? અને

શું નાગરિક કર્તવ્ય ? માટે કુટુંબસંસ્થા, વેદશાસ્ત્રાનુકૂળ બંધાયલી જાતિવ્યવસ્થા, અને તેના અંગનાં વ્યક્તિ પુરસ્સર કર્તવ્યબંધનોનો ત્યાગ કરવો જોઇએ નહિ; આપણા સુધારકોએ આ બાબત સંપૂર્ણ વિચાર કરવો ઘટે છે. કર્તવ્યક્ષેત્ર પ્રથમ મર્યાદિત હોવું જોઇએ, એ મર્યાદિત ક્ષેત્રમાં દઢમૂલ થયા પછી કર્તવ્યક્ષેત્રને વિકસિત કરવું જોઇએ, તેમ ન કરતાં એક મર્યાદિત કર્તવ્યક્ષેત્રમાં બદ્ધમૂલ થવું એ નકામું છે. પ્રેમ, વાત્સલ્ય, સ્વાભિમાન એ સદ્ગુણો બીજા ઘણા સદ્ગુણોનાં મૂળ છે, કુટુંબસંસ્થાના અભાવે એ સદ્ગુણો નષ્ટ થયા પછી તેનાં ઉભાં રહેલાં સદ્ગુણ મન્દિરો કેમ અને ક્યાંથી ટકે ? આ સ્થિતિમાં દેશાભિમાન, વંશાભિમાન, સત્કુલાભિમાન ક્યાંથી હોય ? કર્તવ્યના પ્રાથમિક પાઠો કુટુંબમાંથીજ મળવા જોઇએ, અને તે પાઠો ભણ્યા પછીજ નાગરિક કર્તવ્ય કરવાની પાત્રતા પ્રાપ્ત થાય છે. કૌટુંબિક કર્તવ્યમાં દઢમૂલ થયા પછી નાગરિકકર્તવ્યનું શિક્ષણ બહુજ સરળ થાય છે, પરન્તુ કૌટુંબિક કર્તવ્યાભાવમાં નાગરિકશિક્ષણ બહુજ અઘરૂં અને દુઃસાધ્ય થઇ પડે છે. પ્રાચીન રોમનલોકોમાં વૈવાહિક અને કૌટુંબિક સંબંધ શિથિલ થતો થતો અત્યંત સ્વૈર થઇ ગયો, ત્યારે તેઓમાંથી જાજ્વલ્ય દેશાભિમાન નષ્ટ થયું; અને તેનો પરિણામ તેઓનો નાશ થવામાં આવ્યો. એથી ઉલટુ આપણી સમાજમાં જો કે રાષ્ટ્ર સંબંધી કર્તવ્યનું શિક્ષણ ધીમેધીમે વિસ્મૃત થતું ગયું, પણ કૌટુંબિક કર્તવ્ય અને તેના અંગે પ્રાપ્ત થતા રાષ્ટ્રીય શિક્ષણથી હજીસુધી આપણો સમાજ ટકી રહ્યો છે. આ ઉપરથી વિચારશીલ વાચક સમજશે, કે રાષ્ટ્ર સંબંધી કર્તવ્યશિક્ષણ પ્રાપ્ત કરવાને કૌટુંબિકસંસ્થાની કેટલી જરૂર છે. હવે એ સંસ્થાને સબળ રાખવાને કિયા પ્રકારના વિવાહની જરૂર છે, તેનો વિચાર કરીએ.

**(૧૭) કુટુંબસંસ્થા સ્ત્રીપુરૂષના નિશ્ચિત સંબંધથી બને છે, અર્થાત્ જેવા પ્રકારનો સંબંધ નિશ્ચિત થાય, તેવા પ્રકારનું કુટુંબ બને એ નિર્વિવાદ છે.** સ્ત્રી અને પુરૂષ બે જે કુટુંબના ઘટક છે, તેઓના ઐક્ય ઉપર કુટુંબ ટકી રહે છે. તે ઐક્ય પશુવૃત્તિમૂલક હોય તો ચંચલ હોય છે, અને કુટુંબ પણ ચંચલ બને. સ્ત્રીપુરૂષનું ઐક્ય કામિક હોય, તો તે ઐક્ય પરસ્પરની ઇચ્છાનુસાર ટકે છે. પ્રેમની સ્થિરતાનું સ્વૈર ઇચ્છાજ અવલંબન છે ત્યાં પ્રેમની સ્થિરતા કેટલી ટકે ? અને ત્યાં કુટુંબસ્થૈર્ય ક્યાંથી હોય ? અર્થ અને કામ ધ્યેય હોય ત્યારે હક્કનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, હક્કની સાથે અહંકાર અને પ્રતિસ્પર્ધા પણ હોયછેજ, એટલે આર્થિકવિવાહ કુટુંબસ્થૈર્યબાધક છે. એ બે પ્રકાર જેમ પ્રેમની દષ્ટિએ ગૌણ છે, તેવીજ રીતે કુટુંબસ્થૈર્યની દષ્ટિએ પણ ગૌણ છે. ધાર્મિકવિવાહ જેમ પ્રેમની દષ્ટિએ શ્રેષ્ઠ છે, તેમજ કુટુંબસ્થૈર્યની દષ્ટિએ પણ શ્રેષ્ઠ છે. કારણ ધર્મ એજ એક સ્ત્રીપુરૂષનો સાધારણ ઉદ્દેશ બને છે, એટલુંજ નહિ પણ તેની સાથે ગમે તે સ્થિતિમાં ધર્મ રક્ષણ કરવું—એવું આંતરિક નિશ્ચયબળ પ્રાપ્ત થાય છે; એટલે ધાર્મિકવિવાહનિર્બંધો બાહ્ય સ્થિતિ ઉપર આધાર રાખતા નથી. આથી પ્રેમસ્થૈર્ય અને તે દ્વારા કુટુંબસ્થૈર્ય કાયમ રહે છે, ધાર્મિકવિવાહપ્રબંધમાં ઐક્ય નષ્ટ થવાનો અવકાશ જ નથી; પરન્તુ ઉલટું તે ઐક્ય દૃઢીભૂત થઇ યાવજ્જીવ રહે છે. अन्योन्यस्याव्यभिचारो भवेदा मरणांतकः । આવી સ્થિતિ પ્રાપ્ત થાય છે.

ધાર્મિકવિવાહાનુસાર સ્ત્રી અગર પુરુષ બેમાંથી એક વ્યક્તિ ગતાયુ થાય, તોપણ તેઓનો સંબંધ નષ્ટ થવાનું કાંઇ કારણ નથી. આથી કરીને સ્ત્રી અને પુરુષ બે ઘટક અચળ રહે

છે; અને તે દ્વારા કુટુંબસ્થૈર્યને કોઇ પ્રકારે બાધ આવતો નથી. આર્થિક કિંવા સામયિક વિવાહમાં હક્કનું તત્ત્વ જે પ્રાધાન્ય ભોગવે છે, તેથી કરીને સાત્વિક પ્રેમ અને વ્યક્તિશઃ કુટુંબસ્થૈર્યને બાધ આવે છે, એટલું નહિ પરન્તુ એકંદર રીતે કુટુંબસંસ્થાને પણ બાધ આવે છે. કુટુંબસંસ્થા પ્રેમ, સ્વાર્થત્યાગ, અને સ્વાભિમાન વગેરે ઉચ્ચ સદ્‌ગુણો ઉપર આધાર રાખે છે, ત્યારે હક્કનાં તત્ત્વો અહંકાર અને ચડસાચડસીનેજ ઉત્તેજન આપનાર છે. પાશ્ચાત્ય સમાજમાં તે તત્ત્વ ( Principle of Right ) કલહનું મૂળ કારણ થયેલ છે, અને જેટલા પ્રમાણમાં હક્કનાં તત્ત્વોની વૃદ્ધિ થાય એટલાજ પ્રમાણમાં સ્વાર્થપરાયણતા આદિ સમાજશાસનબાધક અસદ્‌ગુણો વૃદ્ધિ પામવાનાજ; એથી કુટુંબસંસ્થાને બદ્ધમૂલ કરવા ધાર્મિકવિવાહ આવશ્યક છે. વ્યક્તિત્વનું નીતિશાસ્ત્ર Ethics of individuality સામયિકવિવાહને જન્મ આપે છે, અને આત્મનીતિશાસ્ત્ર Ethics of personality ધાર્મિકવિવાહપદ્ધતિ ઉત્પાદક છે. પ્રથમ પદ્ધતિ સ્વાર્થમૂલક અને સમાજવિઘટનાકારક છે. પ્રેમ, સાત્વિક સંસ્કાર, કુટુંબસ્થૈર્ય અને કુટુમ્બસંસ્થાનુ અબાધિત્વ આ સર્વ દૃષ્ટિથી ધાર્મિક વિવાહજ શ્રેષ્ઠ ઠરે છે.

**(૧૮) સમાજનું જેવા પ્રકારનું ધ્યેય હોય, તેવા પ્રકારનો સંબંધ સમાજની વ્યક્તિઓમાં પરંપરા ચાલે છે.** ધર્મધ્યેય હોય તો ધાર્મિક સબંધ પ્રચલિત થાય છે, ધર્મજ જ્યારે દૃષ્ટિબિન્દુ ( goal ) હોય છે, ત્યારે ધાર્મિકનિર્બંધોનું પાલન થાય છે; આ રીતે જાતિસંસ્થા નિર્માણ થાય છે. પાશ્ચાત્ય સમાજમાં ધર્મ ધ્યેય નથી, તેથી આર્થિક સંબંધ અસ્તિત્વ ધરાવે છે, અને આથી ત્યાંની સમાજમાં આર્થિકનિર્બન્ધ પ્રાધાન્યપદ ભોગવે છે, આથી કરીને ત્યાં દરેક વર્ગમાં કલહ ઉત્પન્ન થાય છે. સ્ત્રીપુરૂષની સ્થિતિમાં પણ એવી જ વિચિત્રતા છે, તે સમાજમાં સ્ત્રીપુરૂષસંબંધ કામિક ને આર્થિક સ્વરૂપ ધારણ કરે છે,એટલે ધાર્મિક સંબંધનો અભાવ છે. તેઓની બાહ્ય ને ભૌતિક સુધારણામાં અર્થ અને કામજ જાજ્વલ્યમાન છે,ત્યારે આપણી પ્રાચીન પદ્ધતિ અનુસાર આંતરિક અને નૈતિક સુધારણામાં ધર્મ પ્રાબલ્ય ભોગવે છે, આથી ભૌતિક કરતાં નૈતિક સુધારણા શિરાગ્રુપી બને છે.* આ સિદ્ધાંતને એક ઉદાહરણથી સમજાવીએ. એક વ્યક્તિ એવી છે, કે જેની સર્વ પ્રવૃત્તિ આર્થિક અને કામિક છે, કિંવા તે અર્થ અને કામનો ચુસ્ત ભક્ત છે. આવો માણસ તેની આસક્તિના સ્થાનરૂપ ભૌતિક પરિસ્થિતિ નષ્ટ થયા પછી, પોતે વારસામાં શુ આપી શકશે ? કંઇજ નહિ. આથી ઉલટું જે વ્યક્તિની આત્મોન્નતિ થએલી હોય એટલે કે જેનું મન વિકસિત થયું છે, એવી વ્યક્તિ તેની ભૌતિક પરિસ્થિતિ નષ્ટ થાય, તો પણ તે પોતાને પ્રાપ્ત થએલ ઉત્તમ માનસિક સંસ્કાર પોતાના વારસામાં પેઢી પરંપરા આપે છે, આ માનસિક ઉત્તમ સંસ્કારો કાળની સાથે સબળતા મેળવે છે; જેવી વ્યક્તિની સ્થિતિ તેવી જ સમાજસ્થિતિ સમજવી. જેની આસક્તિ ભૌતિક સ્થિતિમાં છે, તેની સંસ્કૃતિનું આયુષ્ય ભૌતિક સ્થિતિના આયુષ્ય જેટલું જ છે, તેનું કારણ સ્પષ્ટ છે કે એ સમાજમાં ઉત્તમ સાત્વિક સંસ્કાર દૃઢ મૂલ થએલા હોતા નથી, કિન્તુ જે સમાજમાં ઉત્તમ સાત્વિક સંસ્કાર દૃઢમૂલ થએલા

*આપણા સુધારકો નૈતિકસુધારણાને તિલાંજલિ આપી ભૌતિક બાહ્ય સુધારણા કરવાને મથે છે. તેથી શું લાભ છે ? આમ થવાથી તો નૈતિકસુધારણા નષ્ટ થશે, અને બાહ્ય સુધારણામાં તો વિફલતા જ મળે છે; તો નાહક પાણી વલોવવું શા માટે ?

હોય છે, તે સમાજની જીવનશક્તિ કાયમ રહે છે, અને તે શક્તિદ્વારા નષ્ટ થએલ ઐશ્વર્ય પુનઃ પ્રાપ્ત કરે છે. પરન્તુ ભૌતિક ઉન્નતિના ઉપાસકો ઉત્તમ સાત્વિક મહત્વ સમજી શકતા નથી, તો તે સંસ્કારરક્ષણવિધિ તો કયાંથી જ જાણે ? સંસ્કારનું જતન કરવાનો ઉત્તમ માર્ગ કુલપરંપરા છે, અને કુલપરંપરા દ્વારા સંસ્કારો મિત થવા જોઇએ. ગમે તેટલી વિદ્યાપીઠો (academies) વિદ્યાલયો કે વિ (Universities) ભલે અસ્તિત્વ ધરાવે, પણ તે બધાં કાંઇ કામનાં નથી ! જતન કરવાનું ખરૂં સાધન આચાર છે પ્રત્યેક કુળમાં તે સંસ્કારો દૃઢ થાય છે, તે સંસ્કારનું રૂપાન્તર થતાં તેને આચાર નામ આપવામાં આવે છે. અને તે કુળધર્મ સંજ્ઞા આપવામાં આવે છે, કુળધર્મરૂપે આચાર પેઢીપરંપરા સંસ્કારોનું રક્ષણ કરે છે. આધુનિક વિદ્યાપીઠો આ કાર્ય કેવી રીતે કરી શકશે ? સંસ્કારનું જતન કરવાને કુળધર્મ સિવાય બીજો એકે ઉપાય નથી. સાત્વિક રક્ષણાર્થે કુળધર્મ ચિરસ્થાયી થવો જોઇએ, અને તે કુળધર્મનું યથાર્થ રક્ષણ સ્ત્રીપુરૂષનો સંબંધ ધાર્મિક હોવો જોઇએ. આ રીતે ધાર્મિકવિવાહસંસ્કારોનું રક્ષણ પણ અત્યાવશ્યકતા છે. આજપર્યન્ત આપણી સમાજમાં જે જે ઉત્તમ સંસ્કારો પ્રવિત છે, તેનું સર્વ ગાન ધાર્મિકવિવાહપદ્ધતિનેજ ઘટે છે.

(૧૯) **સાત્વિક સંસ્કાર કુલપરંપરામાં કાયમ રહેવાથી કુલોન્નતિ સમાજોન્નતિ સુસાધ્ય બને છે;** માટે સમાજ સંસ્કૃતિ તેમજ સમાજોન્નતિને સંસ્થા અત્યંત આવશ્યક છે. કુલસંસ્થા સ્ત્રીપુરૂષ બેઉના સહકારિત્વથી ચલાવાય બેમાંના એકથી આ કાર્ય બની શકતું નથી; તે કુલસંસ્થા પોતપોતાના ભિન્ન રીત્યા બની શકતી નથી, આથી યુગલમાંથી એક વ્યક્તિએ સ્વજનકકુલનો કરવો, અને બેઉએ એકજ જનકકુલનો અંગીકાર કરવો જોઇએ આપણે આગળ છીએ, કે ઉત્તમ સંસ્કૃતિરક્ષણ માટે બીજદાતા પુરૂષની જવાબદારી વિશેષ છે; તે સ્ત્રીએ સ્વજનકકુળનો ત્યાગ કરવો જોઇએ—એજ ક્રમ સ્વાભાવિક છે, આથી પોતાની કુલપરંપરા ચલાવવાને જવાબદાર થાય છે, અને સ્ત્રી તેની કાર્યસહાયક છે, આથી ઉભયનું ધ્યેય એક જ બને છે. એ બે ઘટક પૈકી પુરૂષ તો અચલ જ છે; અને ઉભયના પ્રાપંચિક ( વ્યવાહારિક ) તેમજ પારમાર્થિક કાર્ય અને સુસાધ્ય કરવાને તેમજ કુટુંબસ્થૈર્ય અને કુલપરંપરાને અબાધિત રાખવાને માટે રૂપ ઘટક વિવાહનિર્બંધથી અચલ બને છે. ગર્ભરક્ષણનું કાર્ય સ્ત્રી નૈસર્ગિક લઇને કરે છે, અને અપત્યસંગોપનનું કાર્ય તે માતૃવાત્સલ્યને લીધે કરે છે, તથા અને કુળરક્ષણનું કાર્ય ધાર્મિકનિર્બંધ દ્વારા કરવાને તે લાયક બને છે. ધાર્મિક સ્ત્રીઓ દ્વારા વંશશુદ્ધિ રખાવે છે. એકંદર ગર્ભ, અપત્ય, કુટુંબ, કુળનું રક્ષણ અને વંશશુદ્ધિરક્ષણ સ્ત્રીઓ દ્વારા નિસર્ગ નિયમ અને ધાર્મિકનિર્બંધ દ્વારા થાય છે ઘટક જો અચળ ન હોય, તો એ બધાં રક્ષણકાર્ય કયાંથી અને કેમ થાય ? અચળ ન હોય. તો સ્ત્રીપુરૂષના પ્રાપંચિક અને પારમાર્થિક કાર્યો આસેજ નહિ સ્ત્રી ચળ હોય તો તે ધર્મથી ચ્યુત થાય છે, અને અર્થ ને કામ તેના ધ્યેય બની તદનુસાર થાય છે. ધાર્મિકનિર્બંધ સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર સંકુચિત નથી કરતું, પરન્તુ સમાજસેવા તેને વિસ્તીર્ણ કરે છે. ધાર્મિકનિર્બંધ સમાજકાર્ય નિસર્ગસિદ્ધ ક્રમદ્વારા સ્ત્રીઓ

છે, સ્ત્રીઓના ધાર્મિક કાર્યક્ષેત્ર એટલે નિસર્ગસિદ્ધ કાર્યક્ષેત્રનો વિકાસ સમજવો. સ્ત્રીઓ પાસે પ્રેમ અપત્યસંરક્ષણનું કાર્ય કરાવે છે, અને ધાર્મિકનિર્બંધ નિસર્ગ પ્રેમદ્વારા સિદ્ધ થતા કાર્યને વિસ્તારમાં લેઈ જાય છે. આ રીતે ધાર્મિકનિર્બંધનું વંશશુદ્ધિની દષ્ટિએ કમ, કેવું અને કેટલું મહત્વ છે? તેનો વિચાર હવે કરીએ

**(૨૦) મનઃશુદ્ધિ માટે શરીર શુદ્ધિની મહત્તા છે, તેટલીજ સમાજસંસ્કૃતિશુદ્ધિ માટે સમાજશરીરશુદ્ધિની પણ મહત્તા છે.** જે વ્યક્તિની મન શુદ્ધિ થઇ હોય છે, તો પણ તે વ્યક્તિ શરીરશુદ્ધિની ખટપટ કરે છે, કારણ શરીરની અશુદ્ધિ એજ મન શુદ્ધિ બગાડવાનું ખાસ કારણ છે; તેટલા માટે મનઃશુદ્ધિરક્ષણ માટે શરીરશુદ્ધિ રાખવાની જરૂર છે. તે પ્રમાણે સમાજની મનસસ્કૃતિ શુદ્ધ રાખવાનું મુખ્ય સાધન શુદ્ધવંશ છે, શરીરશુદ્ધિ રાખવાની આવશ્યકત્તા જેટલીજ વંશશુદ્ધિની આવશ્યકતા છે, જો તે પાળવામાં ન આવે, તો સમાજની સર્વ સસ્કૃતિ નિષ્ફળ થાય. વંશશુદ્ધિ સમાજસસ્કૃતિનો આધાર છે, સમાજશરીરપરંપરા શુદ્ધ રાખવી જોઇએ. એ સમાજશરીર કેવી રીતે શુદ્ધ રખાય? સમાજશરીરપરંપરાશુદ્ધિનું મુખ્ય અવલંબન સ્ત્રીરૂપી ભૂમિની શુદ્ધતા ઉપર છે. શરીરપરંપરાની શુદ્ધાશુદ્ધનો નિર્ણય જે ભૂમિમાંથી તે સંક્રાન્ત થઇ હોય, તે ભૂમિ ઉપરથી બંધાય છે. તેથી પરંપરા શુદ્ધિ રાખવી એટલે વંશશુદ્ધિ રાખવી ભૂમિ શુદ્ધિ રાખવી વંશશુદ્ધિ માટે સ્ત્રીશુદ્ધિ અત્યંત આવશ્યક છે, તેમજ સ્ત્રી અને પુરૂષ બેઉએ નીતિમાન થવાની પણ જરૂર છે. અહીં નીતિમાન થવાની મહત્તા સમાજકાર્યદૃષ્ટિથી લેવાની નથી; પરન્તુ સસ્કૃતિ રક્ષણનું કાર્ય બેઉની નીતિમત્તા ઉપર અવલંબિત રહે છે. સત્વયુક્ત બળવાન વંશ રાખવો, એ કાર્ય સ્ત્રી અને પુરૂષ બેઉને આધીન છે, પરન્તુ વંશ શુદ્ધ રાખવો, એ કાર્ય બહુધા સ્ત્રીની નીતિમત્તા ઉપર આધાર રાખે છે. વંશશુદ્ધિ પરત્વે સ્ત્રીની જવાબદારી છે; પરન્તુ સ્ત્રીશુદ્ધિની જવાબદારી ઉત્ક્રાન્ત સમાજ પોતે જ માથે લે છે. હવે સ્ત્રીરૂપી ભૂમિની શુદ્ધિ કેમ સધાય છે? સ્ત્રીની સંસ્કારહીનતા કે જે બીજ શુદ્ધિબાધક છે, સસ્કારહીનતા અગર સંસ્કારભ્રષ્ટના વંશશુદ્ધિ વિઘાતક વા બાધક છે, સંસ્કારહીનતા અગર સંસ્કારભ્રષ્ટતા એટલે એક દ્વારા સસ્કારનું તાદાત્મ્ય મેળવી, બીજા સાથે સંયુક્ત થવું. આવી સ્ત્રી કોઇ પણ શુદ્ધ બીજોત્પત્તિને માટે પાત્ર નથી, કારણ આમ કરવાથી તો તે સસ્કારભ્રષ્ટ થાય છે. ધાર્મિકવિવાહનો મુખ્ય ઉદ્દેશ ધર્મસંતતિ ઉત્પન્ન કરવાનો છે, ધાર્મિક વિવાહ દ્વારા ધર્મસતતિ પ્રાપ્ત કરવી એ પૂર્ણ ઉત્ક્રાન્ત સમાજનો ઉદ્દેશ હોવો જ જોઇએ; શુદ્ધ ધાર્મિક સસ્કાર અને સમાજ સસ્કૃતિ એ બન્નેનું ધાર્મિક સંતતિ દ્વારા રક્ષણ થાય છે. ધર્મસંતતિ એટલે ધાર્મિક હેતુથી સંયુક્ત થએલા સ્ત્રીપુરૂષની સંતતિ. પણ ધર્મ વ્યતિરિક્ત એટલે હાલને સમયે સર્વત્ર થાય છે તેમ વિકારશાન્ત્યર્થ સંયુક્ત થયેલાં સ્ત્રીપુરૂષની સંતતિ તેતો ધર્મભ્રષ્ટ સંતતિ કહેવાય; આવી સંતતિ ધાર્મિક સંસ્કારની અધિષ્ઠાન નથી. એક પતિની સાથે તાદાત્મ્ય પામેલી સ્ત્રી અન્ય સાથે સયુક્ત થાય ત્યારે પછી તેણીનો એ ધાર્મિક ઉદ્દેશ કેમ કહેવાય? આજન્મૈકપતિતત્વથી જ સ્ત્રીધર્મરૂપી નિર્બંધ દ્વારા શુદ્ધ વંશ અને ધર્મસંતતિનું રક્ષણ થાય છે, પણ એ નિર્બંધનો ત્યાગ થતાં તો મોટો ભારે અનર્થ થાય. માટે વિધવાપુનર્વિવાહ તેમજ સ્ત્રીશુદ્ધિની જવાબદારી સ્ત્રીની સ્વૈર ઇચ્છા ઉપર રાખવાની હિમાયત કરવાવાળા ઉચ્છેદક સુધારકોએ આ વિષે કંઇ વિચાર કરી તેના પરિણામ ઉપર પણ દૃષ્ટિ રાખવી ઘટે છે. નહિ તો એમ કરવાથી તો દેશોન્નતિનો

માર્ગ બંધ થઇ દેશની અવનતિનો માર્ગ ઉઘડે છે. વિકારશાન્ત્યર્થે સંયુકત થએલાં સંસ્કાર-ભ્રષ્ટ સ્ત્રીપુરૂષોની સંતતિમાં તે સત્ત્વ જ ક્યાંથી હોય ? તેમાં તો માત્ર નિર્બળતા ને કાયરતા. આવી દીનદુર્બલ સંતતિથી શું કદી દેશનો ઉદય અને ઉદ્ધાર થશે ? આશા જ શી રાખવી !

**(૨૧) સમાજમાં ધર્મનું સામ્રાજ્ય નબળું પડે છે, ને અધર્મનું પ્રાબલ્ય વધે છે, ત્યારે કુલવધૂઓ કુલશીલધર્મનો ત્યાગ કરે છે ને ભ્રષ્ટ થાય છે;** કુલસ્ત્રીઓની ભ્રષ્ટતાથી કુલસંકર ને વર્ણસંકરોની ઉત્પત્તિ થાય છે. આ વિષે વીરશ્રેષ્ઠ અર્જુને સાશંક થઇ શ્રીકૃષ્ણભગવાનને નિવેદન કરતાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં અધ્યાય પહેલાના અંતમાં શ્લોક ૪૦ માથી છેવટ સુધી કહેલું જોઇ જાણી લેવું, કે આ લેખનું મહત્વ ને તાત્પર્ય સમજાય.

अधर्माभि भवात्कृष्ण, प्रदुष्यंति कुलस्त्रियः ।

स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ गीता० अ० १–४१

ઉપરના શ્લોકપર હાલના લેભાગુ સુધારકોએ મનન કરવાનું છે. કુલસંકરો તો હવે આપણા દેશમાં થઇ ચુકયા છે, અને તેઓ વર્ણસંકરો નિપજાવવાની ધમાલ પણ તડામાર કરી રહ્યા છે; કુલ, જાતિ અને સંસ્કારોનું તો ઉચ્છેદન કરવાજ મથી રહ્યા છે. તેજ કુલસંકરો છે, એ આ નીચેના ગીતા અ૦ ૧ શ્લોક ૪૩ ના ઉત્તરાર્ધથીજ સુસ્પષ્ટ અને સિદ્ધ થઇ જાય છે.—उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ આ કુલસંકરો અને તેમની જાળ-ફંદામાં ફસાયલા નબળા મનના મોહમુગ્ધ માણસોની ગતિ નરક સિવાય બીજી નથી, એ પણ ગીતામાં અર્જુને સખેદ ભાખેલું છે. તે જુઓઃ—

संकरो नरकायैव, कुलघ्नानां कुलस्य च । अ० १–४२

उत्सन्न कुलधर्माणां मनुष्याणां जनार्दन ।

नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ गीता० अ० १–४४

પ્રિય પાઠકો ! નરકને માનતા અને તેથી ડરતા હો, શિષ્ટો ને શાસ્ત્રવચનોમાં શ્રદ્ધા હોય, આચારશુદ્ધિનો આગ્રહ હોય, ધર્મ અને સત્યનું સાચું અભિમાન હોય, દેશોદયને ચાહતા હોઇ સાચા ભારતભક્ત હો; તો કુલધર્મનો ઉચ્છેદ કરનારી આવી કુલસંકરોની જનની અને તરંગી પદ્ધતિ ઉપર રચાયલી અહિતકર કન્યાકેળવણીથી પણ દૂર રહેવુંજ ઘટિત હિતકર અને શોભાપ્રદ છે.

સ્ત્રી એક કુલનો ત્યાગ કરી બીજા કુલમાં પ્રવેશ કરે છે, એટલે તે સ્વચ્છંદી સ્ત્રીમાં વર્ણસંકરોની ઉત્પત્તિ થાય છે. એક કુલનો ત્યાગ કરી બીજા કુળમાં પ્રવેશનારી સ્ત્રી ધાર્મિક ધ્યેય અને ઉચ્ચવર્ણથી ચ્યુત થાય છે.× આવી સ્ત્રીમાં થએલી સંતતિ હીનવર્ણની નીચજાતિ ગણાય છે. આમ કુલસ્ત્રીઓ દુષ્ટ ને ભ્રષ્ટ થતાં વર્ણસંકરોત્પતિ થાય છે. વર્ણસંકરોની વૃદ્ધિ થતાં સમાજ આર્યત્વથી ભ્રષ્ટ થાય છે. તેટલા માટે આજન્મૈકપતિત્વ રૂપી કુલધર્મથી ભ્રષ્ટ થએલી સ્ત્રીઓ આપણી સમાજને આર્યત્વથી ભ્રષ્ટ કરે છે, એટલા

×ચાર વર્ણમાં બ્રાહ્મણ, વાણીઆ (વૈશ્ય) એ બે ઉચ્ચ વર્ણમાં હાલ ગણાય છે, તેમાં પણ કુલસંકરો પાકવાથી અનેક ભેદ પડી ગયા છે; વાણીઆમાં તો વીસા દસા અને પાંચાના ભેદ ઘણી નાતોમાં છે. આ બધા ભેદ સંકરતાનો પ્રસાર ન થતાં કુલશુદ્ધતા જળવાઇ રહે, તેવા હેતુ પુરસ્સર દીર્ઘદર્શી પૂર્વજોએ પાડેલા છે તેથી તે સકારણ છે.

માટેજ શ્રીકુલધર્મત્યાગ અનર્થકર્તા છે. મનુષ્યસમાજનો સર્વ આધાર કુલપરંપરા ઉપર છે, કુલપરંપરાની આયુષ્ય તેટલીજ માનવીસમાજની આયુષ્ય. જે સમાજમાં કુલપરંપરા ચિર કાલ ટકે છે, તે જ સમાજ ચિરાયુષી બને છે. સમાજ દીર્ધાયુષી બનાવવાની યોજના બહુ જ દીર્ઘદષ્ટિથી આપણા પરમોપકારી દીર્ઘદર્શી જ્ઞાની ઋષિમુનિઓએ કરી છે. કુલપરંપરા ચલાવવાને પુરૂષને સુપ્રજોત્પાદનનું અને સ્ત્રીઓને કુલસ્ત્રીત્વનું કર્તવ્ય દાખેલું છે. આ બેઉ પ્રકારના કર્તવ્યનો ધાર્મિક નિર્બંધોમાં અંતર્ભાવ થાય છે. દીર્ધાયુષના નિયમના જ્ઞાતાઓને તો તે નિયમાનુસાર ચાલવાવાળી વ્યક્તિ અને તે નિયમોથી અજ્ઞાત અથવા તો તદનુસાર નહિ ચાલનારી વ્યક્તિઓમાં ઘણોજ અંતર ભાસે છે. આરોગ્ય રહેવાના અને દીર્ધાયુષી થવાના નિયમો પાળનાર વધારે લાંબો વખત જીવે છે, તે પ્રમાણે સામાજીક ચિરાયુષ્યના નિયમ પાળનારી સમાજ ચિરકાળ ટકે છે. પરન્તુ યદૃચ્છ પ્રજોત્પાદન કરવાથી અને સ્વૈર ઇચ્છાનુસાર કુળસંસ્થા ચલાવવાથી કંઇ સમાજ ટકતી નથી.

કુલપરંપરા હેતુ પુરસ્સર અને શુદ્ધ રાખવી, એજ સમાજને દીર્ધાયુષી બનાવવાનો સર્વોત્તમ માર્ગ છે. આપણી સમાજ ઘણીજ પ્રાચીનકાલિન ઋષિકાળથી આજપર્યન્ત ચાલી આવે છે તેનું કારણ, તથા તેની સાથેજ રોમન લોકોના નાશનું કારણ અત્ર વિવેકી વાચકવર્ગને સહજ સમજાશે. અબાધિત કુલપરંપરાથી સમાજ અબાધિત રહે છે, આધુનિક ભીષણ યુદ્ધ પ્રસંગે પાશ્ચાત્ય પ્રજાઓમાં સુપ્રજારક્ષણ અને સુપ્રજાનિર્માણને માટે મોટો ગુંચવાડા ભરેલો સવાલ ઉભો થઇ જબરો કોલાહલ મચેલો છે. સુપ્રજાનિર્માણને અંગે સ્ત્રીપુરૂષના વિશેષ કર્તવ્ય નિશ્ચિત કરી બ્રહ્મચર્યાદિ નિર્બંધ હેતુ પુરસ્સર મૂકવા જોઇએ, શુદ્ધવંશરક્ષણનો બોજો સ્ત્રી ઉપર જ મૂકવો જોઇએ, અને ધાર્મિક ભાવનામાં સર્વ કર્તવ્યનો સમાવેશ થવો જોઇએ. કુટુંબસંસ્થા નિરંતર રાખવાને, કુલપરંપરા અબાધિત ચલાવવાને, સાત્વિકસંસ્કાર કાયમ ટકાવવાને, સુપ્રજાનિર્માણાર્થે, અને સમાજને ચિરાયુષી બનાવવાને સારૂ, ધાર્મિક નિર્બંધની અત્યંત જરૂર છે વિચાર કરતાં પરમવંદ્ય આર્યઋષિયોની આ શું અલૌકિક દીર્ઘ દષ્ટિ નથી ? તેઓએ કરેલા નિર્બંધ અત્યંત શ્રેયસ્કાર છે, માટે સુધારકંમન્યોએ અલૌકિક અને દિવ્ય શક્તિ વાળા અમારા પરમજ્ઞાની ઋષિમુનિઓના પ્રબંધ સુધારવાની મિથ્યા ભાંજગડમાં ન પડતાં એ ઋષિમુનિઓને પ્રણામજ કરવા ઘટે છે. તેઓએ પોતાની અને તેઓની શક્તિની કાંઇ પણ વિકાર ઉત્પન્ન કર્યા પહેલા તુલના કરી સુધારા કરવાની પોતાની અપાત્રતા અને તુચ્છતા કબુલ કરવી જોઇએ છે. ( અપૂર્ણ. ) પરમાનન્દ શર્મા.

# ✻સંસાર સુધારાની સમીક્ષા✻

અમદાવાદમાં આસો માસની આખરનું અઠવાડીયું કોન્ફરન્સો અને ચર્ચાઓથી ભરપુર પસાર થયું છે. તેમાં ટેમ્પરન્સની કોન્ફરન્સ, કેળવણીની કોન્ફરન્સ, સંસાર સુધારા કોન્ફરન્સ, અને પ્રાન્તિક પોલીટિકલ કોન્ફરન્સ; તથા દિવાળીના અઠવાડીઆમાં કેળવણી કોન્ફરન્સની સાથે સંબંધ ધરાવનાર, તેમજ સંસારસુધારાની સાથે પણ સગાઇ ધરાવનાર સ્ત્રીકેળવણી સંબધી ચર્ચા તે પહેલાંના અઠવાડિયામાં થઇ હતી. આખું આશ્વિન કૃષ્ણપક્ષ ચર્ચાઓ અને કોન્ફરન્સો તથા ભાષણોના નિર્ઘોષ વચ્ચે વ્યતીત થયું છે. છાપાંઓ ( વર્ત-

માનપત્રો ) તે સઘળાની તાજેતાજી નોંધો લેઇ ચૂક્યાં છે, અને વચ્ચે હવે કેટલોક સમય તે હિલચાલો વિષે ઉપજેલા વિચારો પચાવવાને અને આરામ લેવાને જનસમુદાયને મળી ચૂક્યો. હવે તે ચર્ચાઓ બાબતો અને કોન્ફરન્સોની પ્રવૃત્તિનું સિંહાવલોકન અથવા સમીક્ષા કરવી એ આનંદ તેમજ બોધ આપે તેવી છે—આપણી ભાવી પ્રવૃત્તિની દિશાની રેખા આંકવામાં ઉપયોગી થઇ પડે તેવી છે.

જો કે દરેક કોન્ફરન્સની હિલચાલને ઉત્પન્ન કરનાર આગવાઓએ પોતપોતાની કોન્ફરન્સને અસાધારણ મહત્વની સમજી પોતાની તે તે કોન્ફરન્સનો મહિમા વધારવાને પોતાથી બનતું બધું જોર વાપરી દીધું છે, તો પણ વિવેકપૂર્વક અવલોકન અને વિચાર કરનારને તો એકલી રાજકીય પ્રાન્તિક કોન્ફરન્સ જ કોન્ફરન્સ એ નામને યોગ્ય જણાશે. બાકીની બધી કોન્ફરન્સોની પ્રવૃત્તિઓ તે પણ જો કે આ પ્રાન્તના મોટા ગણાતા પુરુષોના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી, તેમાં દેખાવ બધો કોન્ફરન્સના જેવોજ કરવામાં આવતો હતો તો પણ તે કોન્ફરન્સોમાં આત્મા નહોતો, તે કોન્ફરન્સો તે તરંગી વ્યક્તિઓની બનેલી સ્પષ્ટ રીતે જણાતી હતી. તે ઇતર કોન્ફરન્સો જો કે રાજકીય પ્રાન્તિક કોન્ફરન્સના મહિમાની છાયા પોતા ઉપર લેવાને કોલાહલ કરતી જણાતી હતી, તો પણ તેઓમાં તે સમષ્ટિ રૂપ વિરાડાત્માની પ્રભા જણાતી નહોતી, કે જે પ્રભા રાજકીય પ્રાન્તિક કોન્ફરન્સમાં વિરાજતી હતી. જો આ ઠેકાણે આપણે ઉપમાનો ઉપયોગ કરીએ, તો પ્રાન્તિક રાજકીય કોન્ફરન્સ તે વિધિપૂર્વક અને શ્રદ્ધાયુક્ત કરાતા બ્રહ્મભોજનના જેવી ઓજસ્વી અને પવિત્ર જણાતી હતી. કેળવણી કોન્ફરન્સ તે બ્રહ્મભોજન થઇ રહ્યા પછી ઇતર વગર નોતરેલા પણ અનાર્થી ક્ષુધાર્ત જમવા માટે બુમો પાડતા યાચક બ્રાહ્મણો જેવી જણાતી હતી, ટેમ્પરન્સ કોન્ફરન્સ તે કુતરાં અને કાગડાને હાંકવાને રહેલા નાયિક અને વસવાયાં જેમ આખરે જમવાના હકદાર ગણાય તેવાં પાછળથી જમનારના કોલાહલ જેવી જણાતી હતી, અને સંસારસુધારા કોન્ફરન્સ તે મનુષ્યથી ઇતર અને એઠાં પતરાળાંમાંથી એઠવાડ લેઇ જ્યાં ત્યાં એઠવાડ ઉડાડનાર પણ પાંખો હોવાથી બધાને માથે ભમનાર અને સર્વના તિરસ્કારને પાત્ર પરસ્પર અફળાતા કાગડા અને સમળીઓ જેવાં પક્ષીઓના કાગારોળ અને કાઉકાઉ જેવી જણાતી હતી. બીજી કોન્ફરન્સોમાં પણ જ્યા સંસાર સુધારારૂપ કાગડાએ એઠવાડ ઉડાડ્યો ત્યાં ત્યાં અમેધ્યતા અને અશુચિના અંશો ઉઘાડા જણાતા હતા. સઘળી કોન્ફરન્સો અને તે પહેલાં થએલી ચર્ચાઓ અને બાબતો ઉપરથી તત્વસાર એ નિકળી આવે છે કે—કહેવાતો સંસાર-સુધારો હિંદમાં અસ્થાને છે,—મિથ્યા પ્રવૃત્તિ છે. આ કથનનાં કારણો વાચકવર્ગ આગળ હું નીચે પ્રમાણે રજુ કરું છું—

કેળવણી કોન્ફરન્સ તો એવી હકીકત શોધીને રાજકીય પ્રાન્તિક કોન્ફરન્સ આગળ રજુ કરે છે, કે જેથી પ્રજાની કેળવણીમાં જે ખામી હોય અથવા કેળવણી ખાતામાં જે ખામી હોય, તે દૂર કરવાને માટે રાજકીય કોન્ફરન્સ નામદાર સરકાર આગળ માગણી કરવા તથા દલીલ કરવા સમર્થ થાય. આખી પ્રજાને કેળવણી મળે અને કેળવણી જોઇએ તેવી મળે, તેથી પ્રજા અને રાજા બંને સુખી થાય. કેળવણીથી સંપત્તિ વધે વિષયવાસનાનું જંગલીપણું ઓછું થાય અને મન ઉપર કાબુ રાખી સકાય, તથા સારાસાર વિવેક આવે, અને પોતાનાં પ્રજાત્વ અને બીજાઓના પ્રજાત્વના સ્વરૂપલક્ષણ સમજાય, સુધારાનું ખરું કામ તો કેળવણી કરશેજ. તેમજ ટેમ્પરન્સ એટલે વ્યસન અને અભક્ષ્યનો નિષેધ પણ કેળવણીથી જ થશે-જો કેળવણી

વારતવે મળી હશે તો-થશે. એટલે કેળવણી કોન્ફરન્સ એ વગર નોતરેલો પણ બ્રાહ્મણ છે, ને પ્રાન્તિક રાજકીય પરિષદ્ (કોન્ફરન્સ)ના ઉદ્દેશની દિશામાં જ મદદ કરે છે. આને પણ સંસારસુધારા પરિષદ્ રૂપ કાગડો પોલિટિકસના ઉચ્છિષ્ટ અને નકામા ભાગ રૂપ એંઠવાડ ઉડાડીને કોઇ કોઇ અંશે સ્ત્રીકેળવણી અને પુરૂષકેળવણીની બાબતોમાં અનર્થકારક અંશોથી ભ્રષ્ટ કરે છે. તેથી આ કેળવણી કોન્ફરન્સને પણ પાકશાળામાં રહેલા શુદ્ધ બ્રાહ્મણો વેગળેથીજ પીરસવા યોગ્ય ધારે છે. આટલી અરૂચિ અને અસંભાવનાને પાત્ર બિચારી કેળવણી પણ કહેવાતા સુધારકોના સંસર્ગથી થાય છે-કેળવણી વગોવાય છે.

ટેમ્પરન્સ કોન્ફરન્સ મદ્યમાંસનો નિષેધ કરે છે, તે વ્યસન અને હિંસા તથા અભક્ષરૂપ કાગડા કુતરાને હાંકે છે, પણ તેનું તે હાંકવું ધર્મબુદ્ધિને અભાવે જોઇયે તેવું સરળ થતું નથી. તેથી સુધારકંમન્યોની કુતર્કમય છુટ અથવા મુનસફી અને ઉપયોગીતાની દલીલો રૂપ કાગડા ખોટી પોલાટિક્સ (રાજનીતિ) નો એંઠવાડ ઉડાડી આ ટેમ્પરન્સ કોન્ફરન્સને પણ એંઠી કરે છે. તો પણ નામદાર સરકારની આબકારી નીતિ વિષે બોલવાની માહિતી પૂરી પાડવાની સેવા આ ટેમ્પરન્સ કોન્ફરન્સ બજાવે છે, તેથી તે પણ કાંઇક ઉપયોગી છે. તેથી પાટે બેસીને કાગડા કુતરાં હાંકનાર પગી અને નાપિત વગેરે મનુષ્યોની ઉપમા આ ટેમ્પરન્સ કોન્ફરન્સને માટે બંધબેસતી છે.

પણ હવે જુઓ પેલી "સોશીયલ રીફોર્મ કોન્ફરન્સ" પોલીટિકલ પ્રોવિન્શીયલ કોન્ફરન્સની સાથે શો સંબંધ ધરાવે છે? કાંઇ જ નહિ. તોપણ તેઓ હમેશ એવુંજ રણસિંગુ મોઘમ ને મોઘમ ફુંક્યા કરે છે, કે જ્યાંસુધી આપણા લોકો "સંસારસુધારણા" નહિ કરે ત્યાં લગી આપણા લોકોની ઉન્નતિ થવાની નથી. જો પોલિટિકલ હિલચાલોમાં સમજવું અને ભાગ લેવો એને જ સુધારકંમન્યો ઉન્નતિ સમજતા હોય, તો તેવી રીતે તો જેઓ સુધારકંમન્ય નથી હોતા તેઓ પણ તેવી પોલીટિકલ હિલચાલોની બાબતમાં સમજે પણ છે અને ભાગ પણ લે છે. તેમાં વળી સુધારક કહેવાતા ડફાંસીઓ અને લાગ સાધુઓ કરતાં પણ જુના વિચારના પણ ભણેલા અને નહિ ભણેલા પણ પોલિટિકલ હિલચાલોના સંસ્કાર પામેલા જુના વિચારના માણસો પોલિટિકલ હિલચાલોની બાબતમાં સારી પેઠે સમજે છે અને ભાગ પણ લે છે. એટલુંજ નહિ પણ ધન વગેરેની મદદ કરી ભોગ પણ સુધારકંમન્યો કરતાં વધારે આપે છે. તેની સાથે જેઓ સંસારસુધારકવર્ગમાં ગણાતા નથી, તેઓમાં એક પ્રકારની અંતઃકરણની અધિક ઉદારતા માલમ પડે છે. તેના કરતાં હલકાજ પ્રકારની મનની સાંકડી વૃત્તિ સંસારસુધારાના હિમાયતીઓમાં માલમ પડે છે. કોઇ પણ લોકોપયોગી રાષ્ટ્રીય કાર્યમાં પૈસાનો ભોગ તથા બીજો ભોગ જુના વિચારના માણસો સુધારકંમન્યો કરતાં વધારે આપે છે, તે છતાં કારભારનો ડોઇયો પોતાનાજ હાથમાં એક હથ્થુ રીતે રાખવાની ખટપટ અને પ્રપંચો કરતા સંસારસુધારાના હિમાયતીઓ નજરે પડે છે. છતાં પણ આ વિષયમાં જુના વિચારના માણસો રસાકસી કે અદેખાઇ કરી દેશના કાર્યનો મામલો બગાડવા ઉપર આવતા નથી. પણ સંસારસુધારાપક્ષના માણસો આવી જુના પક્ષની ભલમનસાઇનો લાભ લેઇ પોતાના હાથમાં ડોઇ લેઇને ઉછરતા છોકરાઓ આગળ પોતાનો મહિમા અંતાની પોતાના ધર્મદ્રોહી અને પ્રજાત્વનો નાશ કરનાર વિચારો પોતાની સ્વદેશસેવકની પેઠે યક્તિઓ રચે છે. આ વાર્તા હવે જુના વિચારના પક્ષની

નજરે અધિક અધિક ચઢતી જાય છે, અને તેથી હવે એવો પ્રસંગ કદી નજીકજ આવે કે દેશહિતની બાબતોમાં પણ સંસારસુધારાના હિમાયતીઓની હાજરી એ એક વિક્ષેપનું કારણ થઇ પડે. જો આમ થાય તો તેમાં હવે જુના પક્ષનો વાંક જરા ગણાશે નહિ, પણ "સંસારસુધારકો"ની 'થાળીઆમાં જમવું અને પાંચ પાટલા નાખીને જમવું' એવી પોલીસીનો દોષ ગણાશે. અને હવે જુના પક્ષના મનુષ્યોને એ પણ પ્રત્યક્ષ સમજાતું જાય છે, કે જે કોન્ફરન્સ અને કોન્ગ્રેસ જેવી રાષ્ટ્રીય હિલચાલોમાં "સંસારસુધારકો" ભાગ લે છે, તે કોન્ફરન્સ અને કોન્ગ્રેસની પવિત્ર વેદી ઉપર નષ્ટભ્રષ્ટ સંસારસુધારાને નામે પૂજાતા પ્રેતની ઉપાસના કરવાના હેતુથીજ. આ કારણે જો કાંઇ ખળભળાટ હવે ઉત્પન્ન થાય, તો તેનો દોષ તે સુધારકંમન્યો અને તેમના લાગવગમાં વણાતા રાષ્ટ્રિય હિલચાલોના આગેવાનોનેજ માથે રહેશે. "સંસાર સુધારા'ના અનુયાયીઓ તે વસ્તુતઃ પોતાનાજ અનુચિત હવસોને માટે નિકળેલી બંડખોર ધૃષ્ટ વ્યક્તિયો છે, અને તેઓમાં પ્રજાકીય તત્વનો કાઇ અંશ છેજ નહિ— એટલુજ નહિ પણ પ્રજાકીય તત્વને એટલે સ્વરૂપલક્ષણને નષ્ટભ્રષ્ટ કરનાર એ વ્યક્તિયો છે તેઓની હાજરી એ સમષ્ટિ પ્રજાનાં દુર્ભાગ્ય છે, અને તેમને પ્રાધાન્ય કે માન્યતા કોઇ પણ કારણથી આપવી એ રાષ્ટ્રિય હિલચાલોને જોખમમાં ઉતારવા બરોબર છે, એ તે હિલચાલોના આગેવાનોએ લક્ષમાં રાખવાનો સમય હવે પાસે આવ્યો છે. મી. બસુના બિલને પ્રસંગે પ્રજાની લાગણી સર્વેએ જોઇ છે, અને એવાં અડપલાં ફરીને કરવાની પણ ઇચ્છા "સુધારકમન્યો"ની પ્રકટ જણાય છે. તો આના પરિણામ રાષ્ટ્રિય હિલચાલોમાં કોઇ જવાલામુખી ઉત્પન્ન કરે, તો તેનો દોષ એ સ્વચ્છંદી ઉદ્ધત વ્યક્તિયોનો છે એમ રાષ્ટ્રિય હિલચાલોના આગેવાનોએ પુરપૂરૂં ધ્યાનમાં રાખવું જોઇયે છે. હિંદી જનસમાજ ધર્મનો ઉપમર્દ કદી પણ સહન કરી શકશેજ નહિ—એ વાત પ્રત્યેક હિંદીએ ધ્યાન બહાર કોઇ પણ કારણથી રહેવા દેવી જોઇતી નથી.

"સંસાર સુધારા"ના ઉદ્દેશો કેવા છે? આનો તપાસ સઉથી પહેલો કરવો ઘટે છે. વર્ણાશ્રમનો નાશ કરવો, અને તેમ ન બની શકે તો તે ઉદ્દેશ ધ્યાનમાં રાખીને વર્ણાશ્રમના નાશને માટે સડક નાખવાનુ કામ કરવું. વૈધવ્યવ્રત વગેરે જે સદ્ગુણો આખી જાતિગત ધર્માચરણ છે, તેને તોડીને વ્યક્તિગત મુનસફી ઉપર આણી મૂકવા. કન્યાઓને અયોગ્ય ઉમર લગી કુંવારી રાખવી, સ્ત્રીપુરૂષનો અયોગ્ય રીતે સમાનાધિકાર કરીને તેઓની વચ્ચેની મર્યાદાનો નાશ કરવો. તથા ઉપરના ઉદ્દેશો સિદ્ધ થાય તેમ નામદાર સરકારની ધારાસભા દ્વારા કાયદા ઘડાવી તથા કોર્ટદ્વારા તેવા ફેસલા કરાવીને હિંદુધર્મશાસ્ત્રના નિયમો ઉપર છીણી મારવી; કેળવણી ખાતામાં પણ એવા જ બીજ રોપવાં; આવા તો એ "સંસાર સુધારા"ના ઉદ્દેશો છે.

આ ઉદ્દેશો ભારતવર્ષની હિંદુપ્રજાનું હિત કરનાર છે કે અહિત કરનાર છે? એ બાબતનો વિચાર એક બાજુએ હમણા રહેવા દઇએ, તોપણ તે ઉદ્દેશોની ભારતવર્ષનાં જરૂર શી છે? તે પ્રશ્નનોજ અત્ર વિચાર કરીએ, તોપણ આપણને મહજ માલમ પડશે કે— એવા ઉદ્દેશોવાળો "સંસારસુધારો" આ દેશમાં અસ્થાને છે. સર્વ પ્રકારની ઉન્નતિનાં કારણ તો વિદ્યા, કળા,ઉદ્યોગ, શરીરબળ, મનોબળ તથા અધ્યાત્મબળ છે,અને તે પ્રાપ્ત કરવાની અનુકૂળતા તો ભારતવર્ષની સંસારપદ્ધતિમાં બહુ કરતાં અધિક અંશે છે, પણ તે સંસારપદ્ધતિનો યોગ્ય રીતે

ઉપયોગ કરવાને બદલે તેમાં સુધારો કરવાને નામે બગાડો કરવાથી તે શી ઉન્નતિ થવાની છે? જો કદી એવા સંસારસુધારામાંજ લાડવો રહેલો હોય, તો જેઓ "સંસારસુધારા"ના નમુના તરીકે માનવામાં આવે છે, તેઓએ કોઇ પણ પ્રકારની ઉન્નતિ કેટલી અને કેવી રીતે સાધી છે, તેનો ઉંડા ઉતરી વિચાર કરો તો જણાશે, કે એ 'સંસારસુધારા'મા ઉન્નતિનું કાંઇ મૂળ રહ્યું નથી. પણ અમુક પદવી પ્રતિષ્ઠા કે પૈસા પામેલી હોય તે ઉપરથી ઉપલક વિચાર કરનાર કોઇ એમ માને અથવા મનાવે કે 'સસારસુધારો' ઉન્નતિ કરનાર છે, તો તે કેવળ ખોટું અને મૂર્ખાઇ ભરેલું છે. તેની સાથે 'સસાર સુધારક' તરીકે બહાર પડેલા માણસો તેઓના 'સંસારસુધારા'ના સિદ્ધાન્તોનો અમલ કરતા કેટલા મૂર્ખ બન્યા છે અને દુઃખી થયા છે–તે પણ અવલોકન કરવામાં આવે તો મનુસને સમજાય કે 'સસારસુધારો' એ ઉન્નતિને બદલે વિશેષતઃ અવનતિ જ કરે છે, પણ તેવી સુધારક વ્યક્તિઓ "ગધેડે બેઠા તો કહે સવારી મળી" એમ માનીને પોતે પડયા છતાં ટાંગડી ઉંચી રાખે અને તેમના અંધશ્રદ્ધાળુ ઉપાસકો તેમાં તેમનો મહિમા માને, તો તેમને કોઇ વારવા માટે નવરૂં બેઠું નથી. ભારતવર્ષે હજારો વર્ષોના અનુભવ કરીને પોતાની ગૃહવ્યવસ્થા બાંધી છે, તેમાં 'સંસારસુધારા'નું ઓસડ ખાવાનું કરવું, એ તો સાજી કાયામાં ભૂત ઘાલવા જેવું છે!

ગૃહવ્યવસ્થામાં દેશકાળ વગેરેના પ્રભાવથી કોઇ કોઇ બાબતમાં કાંઇ કાંઇ ફરક પડી ગયો છે–એ વાત ખરી, પણ એ ફરક તો દેશકાળ વગેરે સ્થિતિ સુધરતી જાય છે, તેમ તેમ તે ફરક પણ નિકળી જતો જાય છે; અને ભારતવર્ષના હિંદુઓની ગૃહવ્યવસ્થાનું મૂળ અને થડ એવાં મજબૂત અને સજીવન છે, કે તે તો મેરૂ સમાન અડગ અને સુવર્ણમય છે; એટલુંજ નહિ પણ એનાં ડાળાં પાંખળાં વિવિધ પ્રકારના હોવા છતાં તેમાં એકવાક્યતા અને વાસ્તવ સ્વતંત્રતા છે, જ્યારે હાલના કહેવાતા સુધારકોમાં તેમના પોતાના જ હાથપગ તેમને અટવાળે આવે છે, તેમણે યોજેલાં સાધનો જે ફળો ઉપજાવે છે, તે તેમણે મારેલી ફેકિયતોને જુઠી સાબીત કરાવે છે, એમના બાંધેલા અડસટ્ટાને શેખચલ્લીના તરંગ જેવા ઠરાવે છે, એમના બોલો વદતો વ્યાઘાતવાળા થઇ પડે છે, તેઓના વિચાર અને વ્યવહાર પરસ્પર અથડાઈ પડે છે. આ બધાની ઉપર ઉપહાસપાત્રતાની ધ્વજા તો એ ફરકે છે, કે–તેઓ પોતાના સંસારસુધારાના કેવળ મૂર્ખાઇ ભરેલા અને વિનાશકારક વિચારોનો તેમજ તેની ભૂલ ભરેલી ભજવણીનો બચાવ કેવળ મિથ્યાભિમાની આંધળા છતાં દેખવાનો ડોળ કરનાર જીવરામભટ્ટની પેઠે કરે છે. આ ઉપરાંત વળી એ સંસારસુધારકોને તેમની વેતરણ કરનાર કોઇ તેમની યોગ્યતા પ્રમાણે મળે છે, અને તેમનાં 'અઢાર વાંકાં' બતાવી આપે છે, ત્યારે તેઓ સભ્યમન્યતાનો ડોળ કરીને મ્હલાવરાવની મા જેવો તો ટમકો ચઢાવે છે, અને બીજાઓને અસભ્ય ઠરાવવાને તેમના ચાપલુસીઆ વકીલમંડલને પ્રજાસમૂહ પાસે ન્યાય લેવાને જુઠા પુરાવા અને જુઠી દલીલો કરવાને જ્યાંત્યાં હાજર કરી દે છે. ભવતુ! પણ સત્ય આખરે સત્ય રૂપે તરી આવે છે; અને સુધારક પક્ષનું ખોટાંરૂં તો તેમના જ મુખ્ય મહારથીઓના મુખે જ નિકળી આવે છે. આના થોડાક દાખલા વાચકવર્ગને લક્ષમાં રાખવા માટે તથા જો કૃપા કરીને સસારસુધારાના હિમાયતીઓ અને તેમના અનુયાયીઓ પણ તે પરથી કાંઇ બોધ લેઇ પાછું વાળી જુએ, તો તેમને માટે પણ નીચે ટાંકીએ છીએ —

(૧) જુનો મર્યાદાસ્થાપકવર્ગ પ્રથમથી કહેતો હતો કે સ્ત્રીઓ અને પુરૂષોએ ભેગા

ભણવાથી સ્કુલોમાં અમર્યાદા થવાનો સંભવ છે, તેમાં સ્ત્રીઓને ઝીકાવવી એ સારૂં નથી. કેમકે તેથી સ્ત્રીઓ અને પુરૂષો બંનેના હિતને હાનિ થવાનો સંભવ છે—આ કહેવાને સુધારકો હસી કાઢતા અને વિદ્યાવૃદ્ધિની હિમાયતના મુજાવર બની બીજાને દબડાવતા.

પણ આ ફેરી કેળવણી કોન્ફરન્સની પૂર્વ હિલચાલ તરીકે થયેલી સ્ત્રીકેળવણી સંબંધી ચર્ચામાંજ ગુજરાતમાં સુધારક કહેવાતા સૈન્યના હાલના સેનાપતિ રાવ બહાદુર ઓનરેબલ રમણભાઇ મહીપતરામ નીલકંઠે મુક્તકંઠે કહ્યું છે કેઃ-કેળવાયલા લોકો સ્ત્રીઓ પ્રત્યે બારણે માનની વાતો કરે છે અને ભાષણો કરે છે, પણ કોલેજોમાં ભણતી યુવતીઓની પ્રત્યે યુવક વિદ્યાર્થીઓ નહિ છાજે તેવી અસભ્ય વર્તણુક ચલાવે છે, તેથી સ્ત્રીઓ માટે સ્કુલો અને કોલેજો તો જુદીજ હોવી જોઇએ.

આવોજ પ્રસંગ પ્રજાને ચેતવણી આપવા કેટલાંક વર્ષો ઉપર ભ્રમણચંદ્રના લેખકે તે પુસ્તકમાં પ્રકારાન્તરે કરડાકી કરીને ઘણી મનોહર રીતે ચીતર્યો હતો, તે વખતે બધાય સુધારકમન્યોએ તેના લેખક પ્રત્યે સભ્યમન્યતા બરેલા હુમલા પોતપોતાને ફાવે તેમ પ-રાણે અને ખોટી રીતે અંગત અર્થો કાઢીકાઢીને પણ કર્યા હતા; એટલુંજ નહિ પણ તે ભ્રમણચંદ્રના લેખકના પક્ષમાં બોલનાર મને પણ સુધારકમન્યોએ તેમની મરજી પ્રમાણે વરણીમા લીધો હતો, અને આર્યમન્યોને તો હજુ પણ ભ્રમણચંદ્રના લોકપ્રિય નામથી આંચકીજ થઇ આવે છે. પરન્તુ ન્યાયી જગત હવે ઘણા સંતોષથી પ્રત્યક્ષ જોશે કે જે ખામી હાલની શિક્ષણપદ્ધતિને અંગે ભ્રમણચંદ્રના લેખકે ચિત્રી હતી, તેજ પ્રકારનો પોકાર સ્ત્રીકેળવણી અને સંસારસુધારાના ગુજરાતીપંથના શેઠ માનવંતા રાવ બહાદુર રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ. એલ. બીના-પ્રમાણરૂપ મુખમાંથી નિકળ્યો છે.

એટલુંજ નહિ પણ સંસારસુધારાના સાથની જોડે પોતાનો હાથ મેળવીને ચાલનાર 'સુન્દરીસુબોધ'ના તંત્રી રા. રામમોહનરાય જશવંતરાયે ઇન્સ્પેક્ટરો પણ બૈરીઓજ જોઇયે, એવી દરખાસ્ત મૂકતાં સ્ત્રીકેળવણી વિષેની ચર્ચામાં સ્પષ્ટ રીતે કહ્યું હતું કેઃ— "કોલેજોમાં યુવકો યુવતી વિદ્યાર્થિનીઓ પ્રત્યે કાંઇ અસભ્ય ચેષ્ટા કે ભાવ કરે, તે તો જાણે "ગધાપચ્ચીસી"માં ગણાય, પણ ઇન્સ્પેક્ટરો સ્કુલમિસ્ટ્રેસો ઉપર અથવા મોટી ઉમરની છોકરીઓપર અસભ્ય દષ્ટિ કરે, એ તો બહુજ ધિક્કારને પાત્ર છે. બહુ વિવેચન ન કરતાં મર્યાદા જાળવી સંક્ષેપમા હું કહું છું, કે આવા દાખલા બનેલા છે, તેથી જ હું આ દરખાસ્ત કરૂં છું.

(૨.) હાલની કેળવણીથી સ્ત્રીઓમાં યોગ્ય ગુણો આવવાના નથી, પણ ઉલટા અનેક અવગુણો અને દુર્ગુણો ઉત્પન્ન થવાનો પાકો ભય છે. એવો મત સ્વતંત્ર રીતે વિચાર કર-નાર જુના પક્ષનાં મનુષ્યોનો હતો, તેની હાંસી અને કરડાકી સુધારકો અચ્છી તરહથી કરતા, એટલુંજ નહિ પણ એવો મત દર્શાવનારને તેઓ કેળવણીને નામે અડાવતા પણ ખરા.

પણ સ્ત્રીકેળવણી સંબંધી ચર્ચાના પ્રસંગે પારસી ગ્રેજ્યુએટ યુવક ગૃહસ્થ મી. ચાંપ-વાલાએ મિડગર્જના કરીને જણાવ્યુ હતું કેઃ—નવી સ્ત્રીકેળવણીથી પારસીકોમને બેહદ નુકશાન થયું છે, તેના કરતાં તો તે સ્ત્રીઓ અભણ રહી હોત, તો પણ અમારી કોમનું અને દેશનું વધારે બહેતર થતે. સુધારક કહેવાતા વર્ગના સાહિસને અગાડી પાડનાર ગ્રેજ્યુ-

એટ પ્રો. બળવંતરાય ઠાકોરે પણ મી. ચામવાળાના જેવોજ પ્રહાર સ્ત્રીકેળવણીનાં હાલ થયેલાં પરિણામો ઉપર કર્યો હતો. આથી સ્પષ્ટજ થયું છે કે સંસારસુધારાના હિમાયતીઓની પ્રવૃત્તિ તેમજ જે કોઇ પ્રવૃત્તિમાં તેઓમાંનો કોઇ ડખોળ લાકડી કરતો હોય તે પ્રવૃત્તિ સારાં ફળ ઉપજાવી શકી નથી–એ પ્રયોગ–પુરઃસર સિદ્ધ થાય છે.

(૩.) ફિમેલટ્રેનિંગ કોલેજના વડા શિક્ષક મી. ગટુલાલ ગોપીલાલ બી. એ. સ્ત્રીકેળવણી સંબંધી ચર્ચામાં મહેતીજીઓ સંબંધે બોલતા હતા, ત્યારે તેમણે કહ્યું હતું કે:–ઉચ્ચવર્ણની સ્ત્રીઓ મહેતીજીઓનું કામ શીખવા તેમજ મહેતીજીઓ તરીકે નોકરી કરવા આગળ પડતી નથી, તે શોચનીય છે. મી. ગટુલાલ પોતે નીચ કે ઉચ્ચ વર્ણનો તફાવત રોટીબેટીના વ્યવહારમાં પણ નહિ ગણવાના સિદ્ધાન્તના હિમાયતી અને તે સિદ્ધાન્તનો અમલ કરવાને મેદાનમાં પડેલા વીરનર હોવાનો સુધારકમંડલમાં હક ધરાવે છે; તે છતાં પણ તેમના મનમાં ઉચ્ચવર્ણની ઘણી સ્ત્રીઓ મહેતીજીઓ થાય એવી આકાંક્ષા, અને નીચ વર્ણની સ્ત્રીઓ મહેતીજીઓ ઘણી થાય છે તે વિષે કાંઇક ઉતરતો ભાવ સ્પષ્ટ થાય છે; તેનું શું કારણ? સંસારસુધારાના હિમાયતીઓને કાં તો કાંઇ પોતાનું ધોરણ કે ધડો નથી, અથવા તો તેઓનું વર્તન કાં તો તેમના અંતર્યામી વિરૂદ્ધ છે, કે કાં તો તેમનો અંતર્યામી તેમના વર્તન વિરૂદ્ધ છે. આ પણ કહેવાતા સંસારસુધારાની વાસ્તવ નિષ્ફળતાજ છે.

(૪.) સંસારસુધારા પરિષદમાં વિધવાપુનર્લગ્ન વિષે ઠરાવ મુકવામાં આવ્યો, ત્યારે તેની વિરૂદ્ધ બોલવાને ત્યાં માણસો ઇચ્છતા હતા, પણ તેમને બોલવા દીધા નહિ. વળી કોઇ ડેલિગેટેજ તે ઠરાવ વિરૂદ્ધ સ્પષ્ટ મત દર્શાવ્યો હતો. તેમજ મી. ગાંધી જેવા સુપ્રસિદ્ધ સુધારકે પણ વિધવાવિવાહના વિરૂદ્ધ પોતાના વિચારો મક્કમપણે પણ વિનયથી જણાવ્યા હતા, તે છતાં સંસારસુધારાની મદિરાથી ઉન્મત્ત થઇ ગયેલા એક બે આજકાલના જુવાનીયાઓએ તેમને પોઇન્ટ ઓફ ઓર્ડરનું નમાલું બહાનું કાઢીને બોલતા અટકાવ્યા હતા. આ બધું શું સૂચવે છે? સુધારાની હોડીમાં અનેક કાણાં મોટાં ભગદાળાં જેવાં છે, સુધારામાં યોજના નકશો કે માપ કશુંએ નથી, સુધારાની કમર ભાંગેલી છે, ટાંટિયા એક બીજા સાથે અથડાય છે, અને સુધારો ગટરમાં ચક્કર ખાઇને પડેલો હોવા છતાં છાકટાની પેઠે ગમે તેમ લવે છે, અને ચેષ્ટા કરે છે. સુધારાનું મગજ ચક્કર ખાતું હોવાથી પોતાની પ્રગતિ આકાશ લગી થતી જુવે છે, અને પ્રાચીન મર્યાદાનો લોપ થઇ ગયેલો જુએ છે; કેમકે સુધારાની પોતાની ચેતના ડૂબતી જાય છે.

(૫.) કેળવણી પરિષદના પ્રમુખ સાહેબ ઓનરબલ મી. ચમનલાલ સેતલવાડ કેળવણી સંબંધે બોલતાં—"નિષ્કલંક" શિક્ષકો વગેરે નીમવાની ભલામણનો ઇશારો કરે છે. વાત ખરી છે કે જો નિષ્કલંક મનુષ્યોની નિમણુકો કેળવણી ખાતામાં થાય, તો તેથી તે ખાતાની વિશ્વસનીયતા વધે પણ ખરી. તેમાં પણ તેવી વિશ્વસનીયતાથી સ્ત્રીકેળવણીના હિતમાં ઘણો ફાયદો થાય તથા ઉચ્ચ વર્ણની મહેતીજીઓ વગેરે વધારે સંખ્યામાં ઉત્પન્ન થાય. પણ "નિષ્કલંક" કહેવું કોને? તેના નિર્ણયનેજ સંસારસુધારાની કહેવાતી પ્રવૃત્તિએ ધુમાડાના ગોટેગોટામાં ઢાંકી દીધો છે.

ઇંગ્રેજી રાજ્યમાં સર્વે કોઇ કાયદા પ્રમાણે પ્રથમ દર્શને નિષ્કલંકજ મનાય છે. તેમાં પણ સુધારાની સભ્યમન્યતા તો પ્રત્યક્ષ સકલંકતાને પણ નિષ્કલંક બનાવવાનું જાદુ જાણે

પ્રદક્ષિણા વગેરે પણ એક પ્રકારનું પૂજન જ છે. જ્યાં દેવબુદ્ધિથી પૂજા ઉપાસનાનો ભાવ મંત્ર, બ્રાહ્મણ અને કલ્પદ્વારા વેદભાષ્યકાર મહીધરજી દેખાડી રહેલા છે; ત્યાં સ્વામી દયાનંદજી અને તેને પગલે अंधेनैव नीयमाना यथान्धाः એ ન્યાયે ચાલનારા હરિશંકરભાઈ શર્મા જેવા આર્યસમાજીઓને ઘોડાની સાથે રાજપત્નીને મૈથુન કરવાની મહાનિંદિત કલ્પના સુઝી આવી! એ પણ સ્વામી દયાનંદ તથા તેમના અનુયાયીઓ ગુણકર્મને આધારે શર્મા વર્મા કે પછી બેશરમા બની બેઠા છે, તેનો જ આ પ્રભાવ છે!! આટલું છતાંપિ શ્રીયુત હરિશંકરભાઇ, હિંમતલાલભાઇની બુદ્ધિને અસંસ્કારી અને લબાડી બનાવવા કમર કસી તૈયાર થયા છે, પણ પોતે ક્યાં છે તેનો પત્તો તો મેળવતા જ નથી!!! એતો પક્ષપાતનો પ્રભાવ જ એવો હોય!

गणानां त्वा० મંત્રપર શતપથ બ્રાહ્મણ:—૧૩-૨-૨-૪. યથા:—गणानां त्वा गणपतिं हवामह इति-पत्न्यः पर्यन्त्य पन्हुवतऽएवाऽस्माऽएतद्तोऽन्ये चास्मै न्हुवतेऽथो धुवतऽएवैनं त्रिः परियन्ति त्रयी वाऽइमे लोकाएभिरेवैनं लोकैर्धुवते त्रिः पुनः परियन्ति पट् संपद्यन्ते पड्वाऽऋतवऋतिभिरेवैनं धुवते, ॥४॥ अपवाऽएतेभ्यः प्राणाः क्रामन्ति ये यज्ञे धुवनं तन्वते नवकृत्वः परियन्ति नव वै प्राणाः प्राणानेवात्मन्धत्ते नैभ्यः प्राणा अपक्रामन्ति ॥ આ શતપથ શ્રુતિનો અભિપ્રાય પણ પં૦ મહીધરના ભાષ્યને મળતો જ છે, તેમાં વિશેષ એ બતાવવામાં આવ્યું છે કેઃ—રાજપત્ની જે અશ્વની પરિક્રમા કરે છે, તે અશ્વ વેદોક્ત ક્રિયાના પ્રભાવથી અન્તર્ધાન થઇ જાય છે, તેથી બીજા લોકોને દેખાતો નથી. તદનંતર રાજપત્ની અશ્વને હલાવે છે, રાજપત્ની ત્રણ પરિક્રમા દ્વારા અશ્વને ત્રણ લોકની સાથે ચેષ્ટા કરાવે છે, યજ્ઞમાં મર્યાદાથી અધિક અનુચિત ચેષ્ટા કરનારનાં પ્રાણ બળ ઘટી જાય છે અગર નાશ પામી જાય છે. માટે મન વાણી અને શરીરને સંયમમા રાખી રાજપત્ની અનુચિત ચેષ્ટા જરા પણ ન કરે, કેવલ નવ વાર પ્રદક્ષિણા કરે; તેનો અભિપ્રાય એ છે કેઃ—આ શરીરરૂપ નગરમાં નવ દરવાજા છે, તે નવ પરિક્રમા દ્વારા શરીરના નવ દરવાજાને ધર્માનુકૂલ નિયમમાં રાખવા અર્થાત્ જીતેંદ્રિય રહેવું. કેમકે કામ ક્રોધાદિમાં ફસેલ અને ધૃતિ વગેરેથી ચ્યુત થયેલ મનુષ્ય યજ્ઞનો અધિકારી નથી. મહર્ષિ મનુ ભગવાન પણ કહે છે કે—वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसिच । न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥ (मनु० अ० २-९७) વેદાધ્યયન, સંન્યાસ, અશ્વમેધાદિ યજ્ઞ, નિયમ અને તપ એ સર્વ દૂષિત હૃદયવાળા પુરૂષનાં સિદ્ધ થતાં નથી. સર્વ શાસ્ત્રોની સંમત્યનુસાર મુખ્ય દોષ કામ, ક્રોધ, લોભ, મોહ છે; માટે તેથી ન બચે ત્યાં સુધી બ્રાહ્મણાદિ દ્વિજ પણ યજ્ઞાધિકારી નથી થઇ શકતા.

શતપથબ્રાહ્મણમાં ત્રીજા કાંડના આરંભથી અગ્નિષ્ટોમ યજ્ઞનું વિસ્તાર પૂર્વક વ્યાખ્યાન કર્યું છે, સર્વ મહાયજ્ઞોની પ્રકૃતિ (મૂલ) અગ્નિષ્ટોમ યજ્ઞ છે. સર્વ પ્રકારના યજ્ઞોમાં યજમાન તથા તેની પત્નીને દીક્ષા આપવામાં આવે છે, તેમાં દીક્ષણીયા ઇષ્ટિ પણ કરવામાં આવે છે. શતપથ બ્રાહ્મણ ત્રીજા કાંડના પ્રારંભમાં ૭ બ્રાહ્મણોની ૧૫૪ કંડિકાઓમાં યજમાન અને તેની પત્નીને દીક્ષિત કરવાનો વિચાર બતાવ્યો છે, તેમાં સ્પષ્ટ રીતે કામક્રોધાદિનો સર્વથા પરિત્યાગ કરવાનો નિયમ કરેલ છે. આથી જ સિદ્ધ થાય છે કે, સર્વ યજ્ઞોમાં

ક્રોધ, કામાદિનો તો સર્વથા નિષેધ છે. જ્યારે કામક્રોધાદિ ત્યાગનો ઉપદેશ સર્વ યજ્ઞોમાં વેદથીજ સિદ્ધ છે, અને કામવાસના જાગ્રત થયા વિના રાજપત્નીનો ઘોડા સાથે મૈથુન-યોગ બનેજ નહિ, છતાં આર્યસમાજીઓ જે અવળો અર્થ લેઇ બેઠા છે, તે કેવળ તેમનું પોતાનું અજ્ઞાન તથા વંચકપણુંજ માત્ર આગળ કરે છે. તેમને જો સત્ય પ્રિય હોય, તો આ વિચારોને નિષ્પક્ષપાતથી વિચારે. કામવાસનાદિની કંઇ વાત અશ્વમેધમાં છે નહિ તથા અન્ય જે જે અભિપ્રાય મંત્ર, બ્રાહ્મણ, અને કલ્પના છે તેને જ અનુસરીને વેદભાષ્યકાર પં. મહીધરજીએ ભાષ્ય કરેલ છે; તેજ અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે. સર્વ સુજ્ઞ વાચકો! કામવાસનાને મનથી દૂર કરી આ વિચારોને સાવધાન ચિત્તથી જોશે, તેને તો તે બરાબર સમજવામાં આવી જશે. શતપથબ્રાહ્મણની ઉક્ત કંડિકાઓ સ્વામી દયાનંદજીએ પણ "**વેદભાષ્ય ભૂમિકા**"માં ગણાનાંત્વા૦ ના અર્થમાં લખેલી છે, તેનું ગુજરાતી ભાષાન્તર પં૦ બાલકૃષ્ણ શર્મા તથા પં૦ ઇચ્છાશંકર શર્માએ સંવત ૧૯૬૧ માં બાહાર પાડયું છે, તેમાં પણ પૃષ્ઠ ૨૫ મામાં લખેલું છે. પરંતુ નીચે ગુજરાતી અર્થ કરવામાં તેમણે ગાબડી મારી છે, તેથી માત્ર ગુજરાતી વાંચનારાને એ પંડિતાઇના પોલની ખબર ક્યાંથી પડે?

आहमजानि गर्भधमात्वमजासि गर्भधम् ॥ ४ ॥ प्रक्षालितेषु महिष्यश्वमुपसं विशत्याहमजानीति ॥ कात्यायिश्रौत कल्पसूत्र. २०–६–१४.

प्रक्षालितेषु शोधितेषु पशूनां प्राणेषु पत्नीभिरध्वर्युणा यजमानेन प्राणशोधने कृते महिषी अश्वसमीपेशेते ॥ महीधरभाष्य.

तथा शतपथे–आहमजानि गर्भधमात्वमजासि गर्भधमिति प्रजावै पशवो गर्भः प्रजामेव पशूनात्मन्धत्ते ॥ १३–२–२–५.

પત્ની, અધ્વર્યુ, અને યજમાન એ ત્રણે જ્યારે પશુના પ્રાણ નામક શરીરના છિદ્રોને યજુર્વેદ અધ્યાય છઠ્ઠાના ચૌદમા મંત્રમાં કહ્યા પ્રમાણે શુદ્ધ કરી લે, ત્યારબાદ પટરાણી મૃત શરીરરૂપ અશ્વની પાસે સુઇ જાય. અને આહમજાનિ૦ એ મંત્ર બોલી પરમેશ્વરની પ્રાર્થના કરે કેઃ—હે અશ્વ નામરૂપાત્મક સૂર્યનારાયણ! સર્વપ્રેરક ઇશ્વર! રાજાને આધીન રહેવાથી પશુઓ તુલ્ય પરાધીન, ગર્ભની પેઠે રક્ષા કરવા યોગ્ય, પ્રજાનામક ગર્ભને ધારણ કરનાર અમૃતરૂપ અંશને હું તમો સૂર્યનારાયણ પાસેથી લેઇને મારા હૃદયમાં ધારણ કરૂંછું, અને તમે પ્રજાના ધારક પોષક અમૃતાંશને સારી રીતે મારામાં ધારણ કરો. સારાંશ એ છે કે સ્ત્રી પુરૂષનો તાદાત્મ્ય સંબંધ છે, રાજપત્ની જે પ્રાર્થના કરે છે, તેમાં રાજાના મુખ્ય કર્તવ્યની સિદ્ધિ ચાહે છે. અશ્વમેધ યજ્ઞ કરવો એ ક્ષત્રિય રાજાનું જ કામ છે, એ વાત વેદાદિ શાસ્ત્રોનાં અનેક પ્રમાણોથી સિદ્ધ છે. વેદધર્માનુસાર જેણે પોતાના કર્તવ્યની પ્રાપ્તિ કરી લીધી તેણે સર્વ મેળવી લીધું, અને જેનો ધર્મ ગયો તેનું તો સર્વસ્વ ગયું. આ પ્રમાણે વેદે ક્ષત્રિય રાજાને પ્રજાની રક્ષા કરવાનું મુખ્ય કર્તવ્ય બતાવ્યું છે, અને પ્રજાની રક્ષા (સ્થિતિ) અગર પુષ્ટિ યા જીવનનો મુખ્ય હેતુ સૂર્ય સંબંધી અમૃત–ચંદ્રમા છે. એ ચંદ્રમાના જીવન હેતુ રોગદોષનાશકઅમૃતાંશની પ્રાર્થના રાજપત્ની સૂર્યાત્મક ભગવાન પાસે અશ્વમૂર્તિદ્વારા પ્રજાના રક્ષણ સારૂ કરે છે. તે જ વાતને અનુસરીને મનુજી પણ કહે છે કે—
क्षत्रियस्य परोधर्मः प्रजानामेव पालनम् ॥ મનુ૦ અ૦ ૭–૧૪૪ ॥ પ્રજાનું રક્ષણ કરવું

એ ક્ષત્રિય રાજાનો પરમધર્મ છે. એ જ અભિપ્રાયથી શતપથ બ્રાહ્મણમાં પશુવત્ પરાધીન તથા રક્ષા કરવા યોગ્ય પ્રજાનું નામ ગર્ભ લખ્યું છે, એ પ્રજાનું પાલણપોષણ કરનારો અંશ જ અમૃત કહેવાય છે, તે નિર્લોભ, સંતોષાદિ અનેક રૂપે સંસારમાં વિદ્યમાન છે; એ અમૃત અંશના અધિષ્ઠાતા સૂર્યનારાયણ છે. રાજા અધિક લોભથી પ્રજાના ધનમાલને ન ખેંચે, પણ યોગ્ય કર નાંખે, જેથી પ્રજા હૃષ્ટપુષ્ટ રહે; ત્યારે પ્રજાના સુખથી રાજાનું રાજ્ય અટલ અને અવિચલ થઇ જાય છે.

યદિ કોઇ આર્યસમાજી કહે કે સ્વામી દયાનંદજીનો જેવો રાજધર્મસંબંધી અર્થ આ મંત્રનો તમે પણ કર્યો, તો ઉત્તર એ છે કે એમ કહેનારે વચનોચ્ચાર કરતા પહેલાં કૃપયા નેત્ર ઉઘાડી આ લેખનો સંપૂર્ણ સંદર્ભ સમજી લેવો, કેમકે સ્વામી દયાનંદજીએ તો અશ્વમેધયજ્ઞનું સર્વ વિધાન ઉડાવી દેઇને રાજ્ય કરવાનું નામજ અશ્વમેધ યજ્ઞ રાખી દીધું છે. જેમ કોઇ ધર્મકર્મથી સર્વ ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત થાય છે, એ સિદ્ધાન્તને ઉલટાવી એમ કહે કેઃ—**"ઉત્તમ ભોજન, વસ્ત્રાદિ જે રીતે પ્રાપ્ત થાય; તેજ ધર્મકર્મ છે"** તો એ કથન નાસ્તિકનું જ મનાશે; તેમ સ્વામી દયાનંદજીએ અશ્વમેધયજ્ઞનું વેદોક્ત વિધાન ઉડાવી દેઇ કેવળ વ્યાવહારિક રાજ્યવ્યવસ્થાને જ આગળ આણીને નાસ્તિકતા જ દેખાડી છે. પં૦ હરિશંકરજીએ હિં૦ દ૦ દ૦માં કેટલાં સ્થાનો પર લખ્યું છે કેઃ—"સત્યાર્થપ્રકાશની ભૂમિકા સમજવાની હિંમતલાલમાં બુદ્ધિ નથી"..."હિંમતલાલની બુદ્ધિ ચાકર ખાઇ ગઇ છે"..."સ્વામી દયાનંદજીએ જે વૈદિક સિદ્ધાંત નિશ્ચય કરીને લખ્યા છે તેને સમજવાની બુદ્ધિ પણ હિંમતલાલમાં નથી"..."હિંમતભાઇમાં સમજવાની શક્તિ નથી" હિંમતલાલની સમજવાની શક્તી નથી" "સ્વામી દયાનંદજીના ગ્રંથ સમજવા પ્રકરણનું લક્ષ રાખવું જોઇએ, તાત્પર્ય ને ભાવનું ભાન રાખવું જોઇએ, પરાપૂર્વનો સંબંધોનું ધ્યાન રાખવું જોઇએ, બુદ્ધિને સ્થિર રાખવી જોઇએ, વિચાર પર કાબુ રાખવો જોઇએ." આટલું બધું જોઇએ ત્યારે સમજાય, પરંતુ એ મહાશયને પોતાને એ વિચાર તો આવતોજ નથી, કે પોતે અને સ્વામી દયાનંદજીએ અશ્વમેધયજ્ઞ પ્રકરણમાં મૂળ વિધાનનુંજ કંઇ ધ્યાન રાખ્યું નથી! "બાપડા પોતાનો વાંસો પોતે શી રીતે જોઇ શકે?" એ જનોક્તિ જેવી વાત પંડિત હરિશંકરે તથા તેમના ગુરૂજી દયાનંદે પણ કરી. અગર સ્વામી દયાનંદજી પં. મહીધરના ભાષ્યનો **"સ્થાલી પુલાક ન્યાય"*** નમુનો બતાવવા ગયા, ત્યાં તો પોતે જ **"કરલેઢિ ન્યાય"**+ તળે આવી ગયા!!

યતિ મુકુંદાશ્રમ.

* તપેલીમાં ઓરેલા ચોખામાંથી એક દાણો લેઇ દબાવી જોતાં, આખી તપેલીમાંના ચોખા ચડયા છે કે કાચા છે એ સમજાય છે, તેમ કોઇ પણ વસ્તુનો એક અંશ જોવાથી વસ્તુનું અનુમાન થાય છે-તેને "સ્થાલીપુલાક ન્યાય" કહે છે.

+ હાથમાં ખાવા આપેલી કોઇ મિષ્ટ દ્રાવક વસ્તુ દ્રવતી હોઇ તેના રેલા ઉતરે, તે સ્વાદલોલુપ પુરૂષ હાથમાંનો પદાર્થ ન ખાતાં પ્રથમ ચાટવા જાય છે ત્યાં હાથમાંની વસ્તુ પડી જાય છે; તેમ બીજાની ભૂલ કાઢવાના સ્વાદથી ચાટવા જતાં પોતેજ પ્રકરણથી બહાર નિકળી જાય છેઃ એ "કરલેઢિ ન્યાય" છે.